સંવત ૨૦૧૨ · · આવૃત્તિ બીજી : : પ્રત ૧૫૦૦



'श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥'

'यल्लाभान्न परो लाभो यत्सुखान्न परं सुखम् ।
यज्ज्ञानान्न परं ज्ञानं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५३ ॥'

(शंकरकृत आत्मबोध)

જે કરોડો ગ્રંથોથી કહેવાયું છે તે હું અર્ધા શ્લોકથી કહું છું કે: 'બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે. જીવ બ્રહ્મ જ છે, બીજું કંઈ નથી.'

જેના લાભથી અધિક બીજો કોઈ લાભ નથી. જેના સુખથી અધિક બીજું કંઈ સુખ નથી, જેના જ્ઞાનથી અધિક બીજું કોઈ જ્ઞાન નથી તે 'બ્રહ્મ' જ છે એમ નિશ્ચયપૂર્વક સમજવું. શંકરાચાર્ય

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ ક૦ ઠક્કર,
સસ્તુ સાહિત્ય મુદ્રણાલય, રાયખડ :. અમદાવાદ

# નિવેદન

[illegible] અને ધર્મનુ જ્ઞાન સંસ્કૃત ભાષામાં જ રાખીને બ્રાહ્મણો પૂરતું સંકુચિત કરી નાખતાં ભયંકર ખરાબી ઈ. સ. ૧૦૦૦થી ઈ. સ. ૧૫૦૦ સુધીમાં થઈ. તે સમયે પ્રાકૃત અને લોકોની ચાલુ ભાષામા ધર્મગ્રંથો લખવા કે સમજાવવા એને સમાજવિરોધી, કાર્ય ગણવામાં આવ્યુ હતુ. અનેક સંતોએ આ કૃત્રિમ વાડો અને બંધન તોડી નાખીને ધર્મનાં પુસ્તકો અને ધર્મની ભાવના પ્રજામા ફેલાવ્યા. જ્ઞાનેશ્વર મહારાજ તરફથી જ્ઞાનેશ્વરી ગીતા જનહિત માટે અપાઈ. કબીર, રામાનંદ, તુલસીદાસ, નાનક વગેરે સંતોએ પણ આ જ માર્ગ લીધો. એકનાથ, તુકારામ, નરસિંહ મહેતા, મીરાંબાઈ એમણે પણ જનતા ઉપર દયા કરીને પોતાના હૃદયમાંથી નીકળતી વાણી અને પોતાનાં ધર્મપુસ્તકોના અભ્યાસનો નિચોડ બધાં સમજે તેવી ચાલુ ભાષામા આપ્યો. ત્યાર પછી તો સ્વામી શ્રદ્ધાનંદ, સ્વામી દયાનંદ, શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, મહાત્મા ગાંધી, રમણ મહર્ષિ વગેરે મહાન વિભૂતિઓએ આ જ રીતે લોકભાષામાં ધર્મપ્રચાર કર્યો.

મહાત્મા નિશ્ચલદાસજીએ જ્યારે 'વિચારસાગર'નો નાનો ગ્રંથ લખ્યો ત્યારે તેમની સાથેના અનેક સમર્થ વિદ્વાનોએ આટલો નાનો ગ્રંથ લખવા માટે તેમની ઠઠ્ઠામશ્કરી અને કટાક્ષ કર્યો હતો. પણ નિશ્ચલદાસજીનો જવાબ એ હતો કે જે કરોડો સામાન્ય માણસો સંસ્કૃત ભાષાથી અજ્ઞાત છે, તેમને માટે તેઓ લખી રહ્યા હતા, વિદ્વાનો માટે નહિ.

જીવને સત્ય સ્થિતિ પ્રાપ્ત કરતાં અટકાવનાર તેનુ અજ્ઞાન અથવા અવિદ્યા છે. એ અજ્ઞાન વાસના, તૃષ્ણા અથવા કામનાથી ટકી રહે છે, વિસ્તરે છે અને ગાઢ બને છે. જેમ કૂવામાં ઊતરેલો મનુષ્ય ફક્ત કૂવાના જ પ્રદેશને જોઈ શકે છે, તેમ વિષયોની કામનાના આવરણમાં પુરાયેલો જીવ પોતાને ફક્ત વિષયોના ભોગથી ઉત્પન્ન થતાં સુખદુઃખોનો ભોક્તા અને અલ્પ શક્તિવાળો સમજે છે; અને જેમ પર્વતની ટોચ ઉપર ઊભેલા મનુષ્યને આકાશ અને પૃથ્વીના વિસ્તૃત પ્રદેશો દેખાય છે, તેમ કામનાઓનાં આવરણોની બહાર નીકળેલા આસક્તિરહિત મનુષ્યને પોતાના સર્વજ્ઞ, સર્વસાક્ષી. સર્વવ્યાપી કૂટસ્થ સ્વરૂપનો અનુભવ થાય છે.

સંસ્કૃત સાહિત્યમાં વેદાતના તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરનારા મુખ્ય ત્રણ ગ્રંથો છે: ઉપનિષદો. ભગવાન શ્રીકૃષ્ણદ્વૈપાયન કથિત બ્રહ્મસૂત્રો અને

શ્રીમદ્ ભગવદ્ગીતા. આ ત્રણ ગ્રંથોને 'પ્રસ્થાનત્રયી' કહેવામાં આવે છે. આ ત્રણ પ્રસ્થાનો ઉપર શ્રી શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, નિમ્બાર્કાચાર્ય, મધ્વાચાર્ય અને વલ્લભાચાર્ય વગેરે સમર્થ અને વિદ્વાન આચાર્યોએ વિસ્તૃત ભાષ્યો કરેલાં છે. આ ઉપરાંત આ ત્રણ પ્રસ્થાનોનુ તત્ત્વજ્ઞાન સમજાવવા માટે સ્વામીશ્રી મધુસૂદન સરસ્વતીએ 'અદ્વૈતસિદ્ધિ' નામક વિખ્યાત ગ્રંથ લખ્યો છે. શ્રી વિદ્યારણ્ય સ્વામીએ 'પંચદશી' ગ્રંથ લખ્યો છે. તેમ જ આચાર્યોનાં ભાષ્યો ઉપર વાચસ્પતિ મિશ્ર વગેરે ધુરંધર પંડિતોએ મોટી મોટી ટીકાઓ લખી છે.

આ બધુ સાહિત્ય અત્યારે પણ દુનિયામાં યથાર્થ વિચારશ્રેણીનું સર્વોચ્ચ સાહિત્ય ગણાય છે. દુનિયાના સર્વશ્રેષ્ઠ તત્ત્વશોધક તર્કશાસ્ત્ર તરીકે આ સાહિત્યની ગણના થાય છે. તત્ત્વની શોધમા આટલી સૂક્ષ્મ પદ્ધતિએ હજી સુધી દુનિયાનાં બીજાં કોઈ શાસ્ત્રોમાં વિચાર થયેલ નથી. અને આ પદ્ધતિ એટલી સચોટ, શુદ્ધ, યથાર્થ, સંપૂર્ણ અને તર્ક તથા વિજ્ઞાનની પરાકાષ્ઠારૂપ છે કે એના નિર્ણયો કદાપિ વિચલિત થઈ શકે તેમ નથી. તેમ જ એનુ ખંડન થઈ શકે એવી કે એનાથી ચડિયાતી બીજી વિચાર-પદ્ધતિ હોવી શકય નથી. તેથી આ વેદાંતના સિદ્ધાતને ત્રિકાલાબાધિત સનાતન સિદ્ધાંત ગણવામા આવે છે. આનો અભ્યાસ કરવામા પશ્ચિમના તેમજ દુનિયાના અન્ય દેશોના અનેક વિદ્વાનો પણ મુગ્ધ બન્યા છે.

આ સિદ્ધાંત કેવળ વેદાતનાં પુસ્તકોમા જ સમાઈ ગયેલો છે એમ નથી. આ સિદ્ધાત ચૈતન્ય સાથે સંબંધ રાખે છે. ભારતની પ્રજાના જીવન અને વિચારધારાનું તો યુગોથી એના વડે પોષણ થતુ આવ્યું છે. જન-સમાજમાં આ સિદ્ધાંતના જીવંત તત્ત્વનો પ્રચાર અને પ્રતીતિ રાખવા માટે ભારતમા સમયે સમયે મહાપુરુષો અને આચાર્યો પ્રગટ થતા રહ્યા છે. સંત તુલસીદાસ, કબીર, નાનક, જ્ઞાનેશ્વર, સ્વામી સહજાનંદ, શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, મહાત્મા ગાધી, શ્રી રમણ મહર્ષિ, શ્રી અરવિંદ એ આ સિદ્ધાંત સાથે સમાજના જીવનને અભિમુખ કરતી છેલ્લા યુગની પ્રગટ થયેલી વિભૂતિઓ છે.

ઉપર કહેલું વેદાંતનુ બધું સાહિત્ય સંસ્કૃત ભાષામાં લખાયેલું છે અને સામાન્ય મનુષ્ય માટે સમજવુ અત્યંત ક્લિષ્ટ અને જટિલ છે. તેને યથાર્થ સમજવા માટે ખુબ જ સૂક્ષ્મ બુદ્ધિ અને સંસ્કૃત ભાષાનું પરિપક્વ જ્ઞાન જોઈએ. સર્વ સાધારણ જિજ્ઞાસુ વર્ગ એને વાચી કે સમજી શકે નહીં. એથી મહાત્મા નિશ્ચલદાસજીએ એ તત્ત્વજ્ઞાનનો સાર સરળતાથી સમજાય એ માટે હિંદી ભાષામાં ગ્રંથો લખ્યા છે. જો કે પ્રસ્થાનત્રયીના એ ગ્રંથોનો

ખરો આસ્વાદ તો એ ગ્રંથોના જ અધ્યયનથી મળી શકે એમ છે. છતાં આ રીતે પણ નિશ્ચલદાસજીએ જાણે સંસ્કૃત ભાષાના એ લોખંડી કિલ્લામાં પુરાઈ ગયેલા એ અદ્વૈત ધનભંડારને સર્વસામાન્ય જનો માટે ખુલ્લો કર્યો છે.

શ્રી નિશ્ચલદાસજીના એ ગ્રંથોમાંથી આ 'વિચારસાગર' અને સ્વામી ચિદ્‌ઘનાનંદજીનું 'તત્ત્વાનુસંધાન' ગ્રંથો આ સંસ્થા તરફથી ગુજરાતી ભાષામાં પ્રગટ થયા છે. 'વૃત્તિપ્રભાકર' છપાય છે અને 'યુક્તિપ્રકાશ' ગ્રંથ હાલમાં તૈયાર થઈ રહ્યો છે. 'વિચારસાગર'ની આ બીજી આવૃત્તિ પ્રગટ થાય છે. 'વિચારસાગર'નું આ પહેલાંનું જે ગુજરાતી ભાષાંતર સંસ્થા તરફથી બહાર પડેલું છે, તેનું બારીકાઈથી નિરીક્ષણ કરતાં તે મૂળ ગ્રંથ કરતાં કેટલોક સુધારો–વધારો કે ફેરફાર કરીને લખાયેલું માલૂમ પડ્યું. એથી શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ કરેલો આ મૂળ ગ્રંથનો અનુવાદ આ વખતે બહાર પાડવામાં આવે છે. આ અનુવાદ મૂળ ગ્રંથ સાથે બરાબર મળતો હોવાથી આ વિષયના જિજ્ઞાસુઓને વધારે ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

પ્રમાણપ્રક્રિયા અને પ્રમેયપ્રક્રિયા વિષે એક બ્રહ્મદર્શી મહાત્માએ નીચેનું માર્ગદર્શન આપ્યું છે:

"द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद्ब्रह्मविदो वदन्ति परा चैवापरा च।

"પરા અને અપરા એ પ્રમાણે બે વિદ્યા જાણવાની છે, એમ જે બ્રહ્મવેત્તાઓ કહે છે તેમા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ એ અપરા વિદ્યા છે તથા જેનાથી તે બ્રહ્મ જણાય છે એ પરાવિદ્યા છે.

"મોક્ષપ્રાપ્તિમાં સાધનભૂત બે વિદ્યા છે: એક પરા વિદ્યા અને બીજી અપરા વિદ્યા. તેમાં અપરા એટલે ષડંગ સહિત ચાર વેદ–જેમાં ત્રણ કાંડ છે કર્મ, ઉપાસના અને જ્ઞાન. તેમાં જ્ઞાનકાંડ વેદનો અંત હોવાથી તેને વેદાંત કહે છે. વેદાંત એટલે ઉપનિષદ. ઉપનિષદના સારભૂત પ્રમેયગ્રંથો અને પ્રમાણગ્રંથો છે. અપરા વિદ્યા પરોક્ષજ્ઞાનનો હેતુ છે. અપરા વિદ્યાના અનુષ્ઠાન દ્વારા પરા વિદ્યા પ્રાપ્ત થાય છે અને તે પરા વિદ્યા મોક્ષનો હેતુ છે.

"તે વેદાંતશાસ્ત્રના શ્રવણ–મનન–નિદિધ્યાસનથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તે વેદાંતશાસ્ત્ર બે પ્રકારનું છે: પ્રમેય અને પ્રમાણ. વેદાંતશાસ્ત્રમાં 'પંચદશી' પ્રમેયપ્રક્રિયાપ્રતિપાદક ગ્રંથ છે. અને 'વેદાંતપરિભાષા' પ્રમાણપ્રક્રિયાપ્રતિપાદક ગ્રંથ છે. આ બન્ને ગ્રંથોનો અભ્યાસ પ્રથમ કરવો પડે છે. અને ત્યાર બાદ આગળ ભાષ્યાદિ ગ્રંથોમા પ્રવૃત્તિ થાય છે.

"આજથી સો વર્ષ પહેલાં વેદાંતશાસ્ત્રમાં રસ ધરાવતા જિજ્ઞાસુઓને–

જેમને સંસ્કૃતનુ જ્ઞાન ન હોય તેવા મુમુક્ષુઓને-વેદાંતશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે કોઈ સાધન નહોતું. તેથી મહાત્માશ્રી નિશ્ચલદાસજીએ 'વિચાર-સાગર' અને 'વૃત્તિપ્રભાકર' એ બે ભાષાગ્રંથો બનાવ્યા. આ ભાષાગ્રંથો દ્વારા લોકોમા વેદાતજ્ઞાનનો પ્રકાશ ફેલાયેલો છે. મુમુક્ષુઓ તેનો લાભ લઈ શકે છે અને ઘણીખરી વેદાતપ્રક્રિયા પ્રાપ્ત કરવામાં આ ગ્રંથો ઉપયોગી થઈ પડે છે.

"'વિચારસાગર' પ્રમેયગ્રંથ છે અને પંચદશીના આધારે રચાયેલો છે. તેનાથી પ્રમેયક્રિયાનો બોધ થઈ શકે છે. 'વૃત્તિપ્રભાકર' પ્રમાણગ્રંથ છે અને તે વેદાત-પરિભાષાની દિશાથી રચાયેલો છે. પ્રમાણપ્રક્રિયાનો બોધ તે ગ્રંથથી થઈ શકે છે. તે ગ્રંથમા યુક્તિ-તર્ક-પ્રમાણ બહુ છે. અને તે યુક્તિઓ અને શાસ્ત્રના રહસ્યમય સંકેતો સમજવામાં કઠિન થઈ પડે છે.

"'વિચારસાગર'ની અપેક્ષાએ સહેજ કઠિન અને 'વૃત્તિપ્રભાકર'ની અપેક્ષાએ બહુ કઠિન નહિ તેવો, પ્રમાણપ્રક્રિયાબોધક 'તત્ત્વાનુસંધાન' ગ્રંથ મૂળ સંસ્કૃતમા છે. તેની ટીકા અદ્વૈતકૌસ્તુભ પણ સંસ્કૃતમાં જ છે. 'વૃત્તિપ્રભાકર' સમજવામા કઠિન હોવાથી, જેને તેમાં સમજ ન પડી શકે તેને 'તત્ત્વાનુસંધાન'થી સહેલાઈથી પ્રમાણપ્રક્રિયાનો બોધ થાય છે.

"પ્રસંગપ્રાપ્ત પ્રમાણ-પ્રમેયના શબ્દાર્થ જાણવાનુ જરૂરી છે. 'પ્રમાણ' એટલે અંતઃકરણની વૃત્તિ, 'પ્રમેય' એટલે પ્રમાજન્ય જીવબ્રહ્મની એકતાનો બોધ. તે દ્વારા વેદાત-તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ સ્વાભાવિક જ લભ્ય બને. વેદાંત-શાસ્ત્રનુ સાચું જ્ઞાન પ્રક્રિયાગ્રંથો ભણવાથી જ થઈ શકે છે."

સ્વ૦ શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ કરેલ આ ભાષાંતર પ્રગટ કરવા માટે, તેમનાં પુસ્તકો પ્રસિદ્ધ કરનારા ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓએ અનુમતિ આપી છે તે બદલ અમે એમનો આભાર માનીએ છીએ.

આશા છે કે વેદાંતના જિજ્ઞાસુઓને અને સાધકોને આ ગ્રંથ ઉપયોગી થઈ પડશે.

આ પછીનાં પાનાંમા શ્રી નિશ્ચલદાસજીનુ જીવનચરિત્ર આપ્યુ છે તે તરફ વાચકબંધુઓનું ધ્યાન ખેંચવામાં આવે છે.

મુંબઈ,
તા ૧૯-૨-'૫૫

સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# નિશ્ચલદાસનું જીવનચરિત્ર

दोहरो

गृह–कुल–ग्राम–स्वदेश–दीप विविध अधिक गुणवान्।
विरल जगदीप वद्य ते परमतत्त्वविद्वान् ॥

મહાપુરુષોના જીવનચરિત્ર પ્રકાશવત્ છે. તે સાધને કરી બહુ પદાર્થો સ્પષ્ટ થાય છે. એટલુ જ નહિ કિંતુ પ્રકાશતુલ્ય પુનઃ તે જીવનપ્રદ અને પુષ્ટિકર તથા વૃદ્ધિકર છે સર્વ મનુષ્યોનો સ્વભાવ અનુસરણ તથા અનુકરણ કરવાનો હોવાથી તેઓ જ્ઞાત-અજ્ઞાત કોઈ કોઈના અનુયાયી થયા વિના રહી શકતા જ નથી. પછી તે અનુસરણીય મૂર્તિ વિદ્યમાન હો કિંવા નામશેષ હો. પુરાણોમા તથા ઈતિહાસોમા મહાત્માઓનાં ચરિત્ર આવે છે તે પૂર્વના દેશકાલને અને અધિકારીઓની રુચિને અનુકૂળ હતા જીવનચરિત્રનો મુખ્ય હેતુ આ છે કે, નિરૂપિત મહાત્માની પ્રતિમા જોઈ તદનુરૂપ થવા ભવિષ્યની પ્રજા પ્રયત્નવતી થાય. તેવી ગુણદોષવતી ઉપયોગિની અનેકાકારિણી પ્રતિમાઓ પુરાણાદિમાં ગુણજ્ઞોને પ્રત્યક્ષ પ્રતીત થાય છે. પરંતુ કાળમાં અને અધિકારીઓમાં ભિન્નતા આવતા તથા કેટલાક નવા સંસ્કાર થતાં, તેવી પ્રતિમાઓમા અનેક કારણોથી સામાન્ય લોકની દોષદૃષ્ટિ થવા માંડી, એથી તેનો યથેચ્છ ઉપયોગ થાય નહિ એ સ્વાભાવિક છે.

પ્રસ્તુત દેશકાળ–અધિકારી સારુ કંઈક અન્ય રૂપરંગવતી પ્રતિમાઓ અપેક્ષિત છે અને તદનુસાર સંપૂર્તિ થવા માડી છે અને થશે એમ આશા છે

આ 'વિચારસાગર' અને 'વૃત્તિપ્રભાકર'રૂપ બહુ ઉપકારક, બહુ પ્રસિદ્ધ અને શાસ્ત્રસમત ગ્રંથોના કર્તા શ્રી નિશ્ચલદાસ છે. તેઓ પંજાબ દેશમાં વિક્રમ સવત ૧૮૪૯ના શ્રાવણ વદિ ૮–કૃષ્ણજન્માષ્ટમી જેવી પુણ્યતિથિમાં ૧ ધણાના[1] નામે ગ્રામમા જાટજાતિમા અવતર્યા હતા. તેમના પિતાની રંક સ્થિતિ હતી પિતાનું નામ 'મુક્તો' હતુ મુક્તાના ગ્વગ્રામમાં નિર્વાહ ન થયો તેવી વિદ્વત્પ્રસૂતિના સ્ત્રીના મરણ પછી ત્રણ વર્ષના નિશ્ચલને સ્કંધ ઉપર લઈ નિર્વાહાર્થ ભટકતા તે દિલ્હીમા આવ્યા. ત્યાં દાદુપંથવાળાનુ[2] સ્થાન છે. તેમાં અમરદાસજી

૧ ગુજરાત–પાટણના ગોસાઈ નારાયણભારતી, નિશ્ચલદાસના સમકાલીન સ્વગ્રામી સ્વરૂપાનંદ નામે સાધુને મળી પૂછી લખે છે કે, તે ગામ દિલ્હીથી છત્રીશ ગાઉ પશ્ચિમ દિશામા બાગર દેશ વિષે છે. તેમાં મુખ્ય વસ્તી જાટ લોકોની છે. 'મુક્તો' નામના જાટને ત્યા 'નેચવ' જન્મ્યો હતો. તેની માતા પછી ત્રણ વર્ષે સ્દ્ગત થયાં હતા અને પિતા મુક્તારામ એવું નામ ધારણ કરી દાદુપંથી સાધુ થયા હતા.

૨ કોઈ કહે છે કે, પૂર્વાશ્રમમા એ દાદુજી અમદાવાદના નાગરબ્રાહ્મણ હતા કોઈ કહે છે કે, એ દાદુજી પૂર્વે લોધીરામ નામે એક નાગરગૃહસ્થને સાબ્રમતી નદીમા તરતી પેટીમાથી પ્રાપ્ત થયા હતા. તેઓના નૈસર્ગિક ઉચ્ચ સંસ્કારોથી તેઓનામાં અસાધારણ શક્તિ અભિવ્યક્ત થઈ હતી. તેઓ એક સરસ કવિ અને ભક્ત ગણાય છે; અને તેઓનો પ્રતાપ એવો હતો કે તેઓના નામનો પંથ ચાલ્યો છે.

નામે સાધુ તે વેળા અધિકારી હતા, તેઓના ચરણને શરણ ગયા. નિશ્ચલદાસને પણ એ જ સ્થાનમા રાખી સાધુની દીક્ષા અપાવી. નિશ્ચલદાસનો વિદ્યાભ્યાસ પણ એ જ સ્થાનમા આરંભાયો. ચૌદ વર્ષની વય સુધી એ જ ગુરુસ્થાનમાં નિશ્ચલદાસ સેવા અને વિદ્યાભ્યાસ કરતા રહ્યા.

નિશ્ચલદાસમા વિદ્યાસંપાદન કરવાની અભિરુચિ અસાધારણ પ્રકટિત થઈ. તે વિદ્યાભ્યાસની સ્વાભાવિક વૃત્તિના વેગનો પ્રવાહ એવો પ્રબળ હતો કે, તેને જોઈ કોઈ પણ દુરદર્શી પુરુષ ત્વરિત અનુમાને કે, એ વૃત્તિનો વેગ તેને રત્નાકર-સાગરનો સગમ અવશ્ય કરાવશે. અને તેમ જ થયુ હતુ.

એ સધિમા સ્વગ્રામના સ્વરૂપાનંદ નામે એક પરમહંસનો સમાગમ નિશ્ચલ-દાસને દિલ્હીમા જ થયો. તેઓમાં પરસ્પર મમતા થઈ. દિલ્હીમા અધિક અભ્યાસ-ની અનુકૂળતા ન દીઠી તેથી તેઓ બંનેએ સકલ્પ કર્યો કે, વિદ્યાના મુખ્ય સ્થાનમા ગયા વિના વિદ્યાની યથેચ્છપ્રાપ્તિ દુર્લભ છે. અન્ય સ્થાનમાં અધિક પ્રયાસે ન્યૂન ફળ મળવુ પણ કઠિન છે. તેઓની દૃષ્ટિ સહસા વિશ્વનાથની કાશી-પુરી પ્રતિ થઈ. જે ભાગીરથી પતિતપાવની ગગાના તીર ઉપર શોભા પામી રહી છે, અને જ્યા એક સમયે વિદ્યાધીશ હરિ અને હર સ્વતઃ પરમતત્ત્વ-જ્ઞાન । સવાદ કરતા, અને લોકોને મુક્તિ આપતા તેથી તે મુક્તિપુરી નામે પણ પ્રસિદ્ધ છે, એમ એક કવિ કવે છે. અને જ્યાં હજી પણ વિદ્યાના ઉપાસકો–વિદ્વાનો અને વિદ્યાગ્રહીના વિરલ પણ વિદ્યમાન હોય છે. કોઈ કોઈ મહમા શાંત મહાન્ત અહેતુક-દયાસિંધુ બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય જીવન્મુક્ત સંતો. પરાર્થે શરીરને પ્રારબ્ધશેષ ભોગવાવતા, મનને સદાનદમાં મગ્ન રાખતા, અને લોકોને સન્માર્ગે પ્રેરતા વસે છે. તેઓ મુમુક્ષુઓને સંતાપમાંથી તારવા તત્પર હોય છે. ઇત્યાદિ સાભળેલુ તે સ્મરણમા લાવી સ્વરૂપાનંદના સંગતિમા નિશ્ચલદાસે મુક્તિ-પુરી કાશી પ્રતિ પ્રયાણ કર્યું.

નિશ્ચલદાસને કાશીમા આવતા જણાયુ કે અન્ય સ્થળના જે પડિતમન્યો તે કાશીવાસી મૂર્ખમન્યો સમાન પણ નથી હોતા, એમ લોકોક્તિ છે એ સત્ય-મૂલક છે નિશ્ચલદાસના વયાદિના પ્રમાણમા તેઓ દિલ્હીમાના સાધુઓના શિક્ષિત વર્ગમા ગણાય એટલુ જાણતા હતા, પરતુ તે કઈ જ ન હતુ એવું નિશ્ચલદાસને પ્રતીત થયુ. સદ્બુદ્ધિમાનોને પોતાની ન્યૂનતાનું ભાન એ અભ્યુ-દયનું સોપાન થાય છે, એ યથાર્થ છે. નિશ્ચલદાસે-પ્રથમ મહાત્મા વિશુદ્ધાનંદ-જીના સ્થાનમાં જવા માડ્યુ. ત્યાં સત્સમાગમીઓના પરિચયથી નિશ્ચલદાસને સ્પષ્ટ થયુ કે, પોતામા હજી શાસ્ત્રનું શ્રવણ કરવા જેટલો પણ અધિકાર નથી, તો અધ્યયન તો દૂર જ રહે એવી સદ્બુદ્ધિ થતાં આરંભથી જ અભ્યાસ કરવાનો નિર્ણય કરી તે સારુ યથાશક્ય વ્યવસ્થાનો પ્રયત્ન કરવા માંડ્યો. અને ધુરંધર પડિત કાકારામજીના અનુચર થઈ રહી અવકાશસમયમાં વિદ્યાભ્યાસ કરવા નિશ્ચલદાસે નિશ્ચય કર્યો જે કાકારામ પડિત શ્રીશંકરાનંદકૃત ‘આત્મપુરાણ’ નામે ગ્રંથ ઉપર ઉત્તમ ટીકા રચી છે એ આદિથી હજી પણ બહુ પ્રખ્યાત છે. એ

પંડિત પાસે બહુ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરતા. નિશ્ચલદાસનો ઉત્સાહ, સ્વાશ્રય અને નિશ્ચય કંઈક વિલક્ષણ હતાં. પ્રથમ કાકારામજીના શિષ્યો પાસેથી કોશવ્યાકરણાદિ સાધનગ્રંથોનો અભ્યાસ આરંભ્યો. નિશ્ચલદાસમાં અસાધારણ શક્તિ જોઈ શિક્ષક પ્રસન્ન થાય એ સ્વાભાવિક હતું. યથાવિધિ સાધનશાસ્ત્રો સંપાદન કરી, પછી સાધ્યશાસ્ત્રોમાં પ્રવેશ કર્યો વિદ્યા સફલ થાય એવા આશાજનક શિષ્યો પ્રતિ વિદ્યાગુરુ પ્રસન્ન થાય છે એ તો પ્રસિદ્ધ જ છે. કાકારામે પણ નિશ્ચલદાસને ઉત્તેજન આપ્યું. કાકારામજી પાસે બહુ શિષ્યો હતા. ત્યાં ષટ્શાસ્ત્રોનો અભ્યાસ પ્રચલિત હતો. કાકારામના અન્વર્થ અનુચરરૂપે નિશ્ચલદાસ રહેતા. એટલે શિષ્યો પૃથક્ પૃથક્ શાસ્ત્રોનું અધ્યયન કરતા હોય ત્યારે અધ્યાપક કાકારામની છાયામાં અનુચર નિશ્ચલદાસ પણ હોય જ. નિશ્ચલદાસની ધારણાશક્તિ ઉત્કૃષ્ટ હોવાથી યથાવિધિ શાસ્ત્રધારણા કરવા લાગી. ગુરુના પ્રસાદથી શિષ્યના સામર્થ્યમાં વિદ્યાનો વિસ્તાર યથેચ્છ થયો. ન્યાયશાસ્ત્રનો અભ્યાસ દામોદર શાસ્ત્રી સમીપ નિશ્ચલદાસે કર્યો હતો.

એવી વાર્તા ચાલે છે કે, એક સમયે કેટલાક પંડિતોની સભા મળી હતી. ત્યાં નાના પ્રકારના સંવાદ થતા હતા. તેમાં એક કઠિન પ્રસંગ ઉપર કોઈ સમાધાન કરી શક્યું નહિ. નિશ્ચલદાસ પણ ત્યાં એક શ્રોતારૂપે ગયા હતા. તેઓએ નમ્રતાપૂર્વક આજ્ઞા માગી તે પ્રસંગસંબંધના શાસ્ત્રસંમત વિચાર એ સભાને સમર્પણ કર્યા; તેથી સર્વના મનનું સમાધાન થયું. એથી તત્રસ્થ પંડિતો સાનંદાશ્ચર્ય પામ્યા અને કાકારામ પંડિતની કીર્તિ અધિક વિસ્તરી. લોકો કહેવા લાગ્યા કે, જે વેદશાસ્ત્રસંપન્ન સ્વામીના અનુચરની સ્થિતિમાં રહી નિશ્ચલદાસ જેવા શક્તિમાન થવાય, તે સ્વામીની પોતાની શક્તિની સીમા કોણ કળી શકે?

તે સમયે પ્રખ્યાત તુલસીદાસજી કાશીપુરીમાં મુમુક્ષુઓને વેદાન્તશાસ્ત્રનું શ્રવણ કરાવતા. એક દિવસ માયાની અવિદ્યાની—અજ્ઞાનની—'આવરણ' 'વિક્ષેપ' શક્તિ સંબંધી પ્રસંગ આવ્યો. તે પ્રસંગ ચર્ચતાં એવો પ્રશ્ન થયો કે, ઈશ્વરમાં એ આવરણવિક્ષેપશક્તિઓ છે કે નહિ. કોઈ કહે કે ઈશ્વરમાં આવરણશક્તિ તો નથી પરંતુ વિક્ષેપશક્તિ છે. એ અવસરે નિશ્ચલદાસ પણ શ્રોતામંડળમાં હતા. તેઓએ તુલસીદાસની અનુજ્ઞા માગી. એવો સાંગ શાસ્ત્રાર્થ કર્યો કે સર્વને સમાધાન અને પ્રસન્નતા થયાં.

અજ્ઞાનની આવરણ અને વિક્ષેપ નામે બે શક્તિઓ છે. કાર્ય, જનનઅનુકૂળ—કારણનિષ્ઠ સામર્થ્યને 'શક્તિ' કહે છે. અજ્ઞાન એ આવરણશક્તિએ કરી અંતરના દ્રષ્ટા અને દૃશ્યના ભેદને આવરે છે તથા બહિર્ના બ્રહ્મ અને સર્ગના ભેદને આચ્છાદે છે, અને વિક્ષેપશક્તિએ કરી એ જ અજ્ઞાન, લિંગાદિ બ્રહ્માંડાંત વિવિધસ્વરૂપે કરી વિક્ષિપ્ત થઈ પરિણામને પામે છે. વિક્ષેપશક્તિને 'ભ્રાંતિ' પણ કહે છે. એ વિષયે વિચારસાગરના અંક—૨૦૭માં પણ નિશ્ચલદાસે વિચાર લખેલ છે.

નિશ્ચલદાસ બહુ ભાગ્યશાળી જણાય છે. તેઓને વિદ્યા સંપાદન કરવાની

જેવી તીવ્ર ઇચ્છા હતી તેવી અનુકૂળતાનો યોગ પણ ઈશ્વરાનુગ્રહથી થયો હતો. સદ્ભાગ્ય વિના સદ્ગુરુઓનો સમાગમ દુર્લભ છે. સદ્બુદ્ધિ થાય એજ સદ્ભાગ્યનું પ્રત્યક્ષ ચિહ્ન છે.

કાશીવાસ કરી શાસ્ત્રની સંપત્તિથી તેઓ વિભૂષિત થયા. વિદ્યાસંબંધમાં કંઈક આવો પ્રકાર છે. જે વિદ્યાર્થી બહુ પ્રયાસ વડે વિદ્યાની ખાણનો તલસ્પર્શ કરવા, જે પ્રમાણમા તે ખાણ ખોદી નીચે સંચરે છે, તે પ્રમાણમા તે ખાણમાના પદાર્થનો ઊંચો સંચય કરી શકે છે. નિશ્ચલદાસજીએ શાસ્ત્રના તલસ્પર્શ સારુ પ્રશંસનીય શ્રમ કર્યો હતો. તેથી તેઓનો સંચય અતિ ઉચ્ચ અને આકર્ષક થયો હતો એવી અસાધારણ યોગ્યતાયુક્ત થઈ. તેનો બહુ જનોને લાભ આપવા ત્યાગી થઈ, નિશ્ચલદાસે વિચરવાનો વિચાર કર્યો કાશીસ્થ મહાત્માઓના આશીર્વાદ સહિત તેઓ ત્યાંથી વિદાય થયા. અને યથાયોગ્ય સાધુ થઈ ઉપદેશ કરવાનો આરંભ કર્યો

'आत्मान पीडयित्वाऽपि साधु सुखयते पर ।
ह्लादयन्नाश्रितान् वृक्षो दु खं च सहते स्वय ॥
परदु खातुरा नित्यं स्वसुखानि महान्त्यपि ।
नापेक्षन्ते महात्मान. सर्वभूतहिते रता ॥

જેમ વૃક્ષ, આશ્રિતજનોને સુખ આપતું પોતે દુ ખ સહે છે, તેમ સાધુ પોતાને પીડીને પણ પરને સુખ આપે છે. નિત્ય સર્વભૂતોના હિતમાં રત અને પરના દુ ખથી આતુર એવા મહાત્મા સાધુઓ પોતાના મહત્ સુખોને પણ અપેક્ષતા નથી '

એવા ગુણી સાધુ સમીપ અનેક શિષ્યો આકર્ષાઈ આવે એ સ્વાભાવિક છે. તેઓની કીર્તિ બહુ પ્રસરવા લાગી અને બહુ વિદ્યાર્થીઓ આવવા માંડ્યા.

તેઓનામાં જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિ જેવી અસાધારણ હતી તેવી જ જ્ઞાનદાન કરવાની શક્તિ પણ અસાધારણ હતી તેઓએ ષટ્શાસ્ત્રનો યથાવિધિ અભ્યાસ કર્યો હતો પરંતુ પરમપુરુષાર્થપ્રાપક સર્વોપરી વેદાંતશાસ્ત્ર જ છે એવો તેઓને નિશ્ચય થયાથી, તે શાસ્ત્ર પ્રતિ તેઓની અપ્રતિમ પ્રીતિ હતી. અન્ય શાસ્ત્રોનો અભ્યાસ દિવસમા અનુકૂળતાનુસાર ગમે તે સમયે શિષ્યોને કરાવતા. પરંતુ વેદાંતશાસ્ત્રનુ અધ્યયન તો પ્રાત કાળમા જ ચલાવતા. કારણ જે વેળાએ અંત કરણ શાંત હોય તે સમયે જ તત્ત્વજ્ઞાનના અલૌકિક વિચારોના સંસ્કાર સારા થઈ શકે છે, એ અનુભવસિદ્ધ સંપ્રદાય છે.

નિશ્ચલદાસ વિચરતા વિચરતા દિલ્હીમાં ગુરુસ્થાનમાં આવ્યા અને ત્યાં વેદાંત શ્રવણ કરાવવા લાગ્યા ત્યાંના સામાન્ય સાધુઓને તેવા ઉત્કૃષ્ટ વિચારો સમજવા જેટલો અધિકાર ન હોવાથી, તેઓની રુચિ યથેચ્છ જોવામાં ન આવતી. પરંતુ ગુરુનામ અને ગુરુસ્થાન ઉપર નિશ્ચલદાસનો ભક્તિભાવ અને મમતા પ્રશંસનીય અને અચળ હતાં; તેથી દાદુપંથી સાધુઓનો ઉત્કર્ષ ઇચ્છી તેઓમાં

જ્ઞાનની વૃદ્ધિ કરવા પ્રયત્નશીલ હતા. પોતાના ગ્રંથમાં પણ ગુરુસ્મરણ દાદુજીના નામથી જ કરે છે. નિશ્ચલદાસ અને સુંદરવિલાસ ગ્રંથના કર્તા સુન્દરદાસ, એઓથી દાદુજીના નામના અને પંથના મહિમામાં બહુ વૃદ્ધિ થઈ છે

એક દિવસ નિશ્ચલદાસના વિદ્યાર્થીશિષ્યવર્ગમાં કલહ થયો. તેમાં અનેક પંથના સાધુઓ હતા. એક વિદ્યાર્થીએ બીજા દાદુપંથી વિદ્યાર્થીને કહ્યું કે, તારા ગુરુ તો કૂકડા જેવા હતા. એથી દાદુપંથીને બહુ વિષમ લાગ્યું. અને તે પ્રસંગ નિશ્ચલદાસ પાસે ન્યાય થવા આવ્યો. તેઓની ગુણગ્રાહી બુદ્ધિએ તેમાંથી પણ સાર જ નિકાળ્યો; અને સ્મિતપૂર્વક વદ્યા કે, 'ભાઈ! એ સત્ય કહે છે. શ્રી દાદુજીએ બહુજનોને મોહનિદ્રામાંથી જગાડ્યા છે, તેથી તે પદ પણ અનુચિત નથી.'

નિશ્ચલદાસજીની વિદ્વત્તા તથા બોધશક્તિ અસાધારણ છે એ બહુ પ્રસિદ્ધ થયુ. તે ઉપરથી બુંદીના ગુણજ્ઞ રાજા રામસિંહે નિશ્ચલદાસજીના સત્સમાગમનો અભિલાષ કર્યો; અને યથોચિત આમંત્રણ મોકલ્યું. નિશ્ચલદાસજી શ્રદ્ધાળુ રાજાનો ભક્તિભાવ જોઈ બુંદીમા પધાર્યા. નિશ્ચલદાસનો સત્સંગ રાજા રામસિંહે શ્રદ્ધાપૂર્વક કરવા માંડ્યો. તેઓની બહુ પ્રકારની યોગ્યતા અને સાધુતા અનુભવી રાજાનો ભક્તિભાવ ઉત્તરોત્તર વૃદ્ધિંગત થયો. રાજા પોતે ઉત્તમ ગ્રંથોનો અભ્યાસ કરવા લાગ્યા અને અખિલ રાજકુટુંબ નિશ્ચલદાસમાં ગુરુભાવ કરી તેઓના સદ્બોધ અનુસાર પ્રવર્તવા લાગ્યુ. નિશ્ચલદાસની સૂચનાનુસાર રામસિંહે અનેક સત્કાર્યો અને સદ્વ્યય કરવા માડ્યા.

મહાભારતના વનપર્વમાં વ્યાસનારાયણ વદે છે કે:—

'मोहजालस्य योनिर्हि मूढैरेव समागम ।
अहन्यहनि धर्मस्य योनि साधुसमागम. ॥

મૂઢો સાથે સમાગમ એ મોહ-દુ:ખના જાળનું કારણ છે અને સાધુનો સમાગમ એ દિવસે દિવસે ધર્મનુ કારણ છે.' એ યથાર્થ છે.

વિદ્વાનોના દર્શન—શ્રવણથી અને સમાગમથી બહુ શુભ થાય છે એ રામસિંહ જેવા રાજાને તો પ્રત્યક્ષ જેવું જ હોય નિશ્ચલદાસના પ્રસંગોપાત્ત કેવળ સૂચન ઉપરથી તે રાજાએ દેશદેશાન્તરના પંડિતોનો સમાજ પણ બુંદીમા ભર્યો હતો; અને વિદ્વાનોના બહુ આદરસત્કાર કરી પ્રોત્સાહન અને અભિનંદન સમર્પ્યું હતુ. સત્સંગથી એ રાજામા પણ એવી ઉત્તમ વિદ્યા અને ઉચ્ચ યોગ્યતા આવી હતી કે, પંડિતોએ સભામાં એ રાજાની વિદ્યાસંપત્તિ પરીક્ષી, એકમતે તેને વિદ્વાનનું પદ સમર્પ્યું હતુ.

રામસિંહ રાજાની પ્રાર્થનાને તથા કેટલાક અન્ય શિષ્યોની પ્રાર્થનાને સ્વીકારી ગ્રંથ રચવાનું સર્વોત્કૃષ્ટ કાર્ય નિશ્ચલદાસે આરંભ્યું. પઠનપાઠનથી નિશ્ચલદાસની વિદ્યાનો એવો સરસ પરિપાક થયો હતો કે એથી તેઓના લેખ પણ ઉત્તમ થાય એ સ્વાભાવિક છે.

નિશ્ચલદાસના મુખ્ય પ્રસિદ્ધ ગ્રંથ બે છે : વિચારસાગર તથા વૃત્તિપ્રભાકર. તેઓએ 'કઠવલ્લી'[1] ઉપનિષદ ઉપર સંસ્કૃત ભાષામાં એક વ્યાખ્યાન લખ્યું છે, અને વૈદશાસ્ત્રનો પણ એક ગ્રંથ રચ્યો છે, એમ કહેવાય છે. તેઓએ (૨૭) સપ્તવિંશ લક્ષ સંસ્કૃત શ્લોકોનો સંગ્રહ કરેલો છે. અને તે સંગ્રહ કીઢ-ડોલી ગામમા નિશ્ચલદાસ 'ગુરુદ્વાર' છે તેમાં વિદ્યમાન છે એમ જણાય છે.

વિચારસાગર એ પ્રમેય ગ્રથ ગણાય છે. એ ગ્રંથ વિક્રમ સંવત ૧૯૦૫ના ચાતુર્માસમા રચાયો હતો. તેમાં વેદાન્તની મુખ્ય મુખ્ય પ્રક્રિયાઓ બહુ સરળતાપૂર્વક દર્શાવી છે. તેનું નામ 'વિચાર' નો 'સાગર' એમ છે તેથી તેમાંનાં સપ્ત પ્રકરણો-નુ નામ મુખ્યનામાનુસાર 'તરંગ' રાખ્યુ છે.

પ્રથમ તરંગમાં અનુબધસામાન્યનિરૂપણ નામ ગ્રંથના અનુબંધચતુષ્ટય (૧) અધિકારી, (૨) સબધ, (૩) વિષય અને (૪) પ્રયોજન—એનુ વર્ણન છે.

દ્વિતીય તરંગમાં અનુબંધવિશેષનિરૂપણ નામ એ અનુબંધચતુષ્ટયના નિમિ-ત્તે કરી શાસ્ત્રાધાર એકાર્થપ્રતિપાદક અધિકરણનાં પંચ અવયવ-(૧) વિષય, (૨) સદેહ, (૩) સંગતિ, (૪) પૂર્વપક્ષ અને (૫) સિદ્ધાંત—દર્શાવવા યત્ન કર્યો હોય એમ પ્રતીત થાય છે. તેમાં વિષય, પૂર્વપક્ષ, અને સિદ્ધાંત તો સ્પષ્ટ કર્યાં છે.

તૃતીય તરગમાં ગુરુશિષ્યનાં લક્ષણ તથા ગુરુભક્તિફળના પ્રકારનું નિરૂપણ છે.

ચતુર્થ તરગમાં ઉત્તમ અધિકારીઉપદેશનિરૂપણ છે, અર્થાત્ ઉત્તમ અધિકારી પ્રતિ કેવળ જ્ઞાનના ઉપદેશે કરી, અજ્ઞાન અને અજ્ઞાનનાં કાર્યોના ઉપાધિના સંબંધ-ના વશથી જીવત્વને પામેલા સાધનચતુષ્ટયસંપન્ન ઉત્તમ શુદ્ધ બુદ્ધિમાન મુમુક્ષુ અધિકારીને, મહાવાક્યે કરી પ્રત્યક્‌ચૈતન્યના બ્રહ્મવેદનમાત્રથી, અવિદ્યાની નિવૃત્તિ દ્વારા નિરતિશયાનદ અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, તે પ્રકાર છે.

પચમ તરંગમા મધ્યમ અધિકારીનાં સાધનનુ વર્ણન ઉપાસનાના ઉપદેશનો પ્રકાર છે. મધ્યમ અધિકારીનો વિહિતકર્મોના કરણપૂર્વક સોપાધિ બ્રહ્મના ઉપાસનમા અધિકાર ગણાય છે. તે સારુ ગુરુવેદાદિ વ્યાવહારિક પ્રતિપાદનપૂર્વક મધ્યમ અધિકારી અર્થે 'અહંગ્રહ' ઉપાસનાનો વિધિ કહ્યો છે

ષષ્ઠ તરગમા મિથ્યા ગુરુ વેદાદિ સાધને મિથ્યા જગતની નિવૃત્તિનુ વર્ણન કરી કુતર્કબુદ્ધિ કનિષ્ઠ અધિકારી પ્રતિ કર્મઉપાસનાનો પ્રકાર છે. તેમાં અનેક શકાઓ અને તેઓનાં યુક્તિપૂર્વક સમાધાનો આપ્યાં છે.

સપ્તમ તરંગમાં જીવન્મુક્તિનુ અને વિદેહમુક્તિનું વર્ણન છે. અને ગ્રથની સમાપ્તિ થાય છે.

વિચારસાગરના ચતુર્થ તરંગથી ગુરુશિષ્યના સંવાદની ગાથા લખી છે. એ

---

૧. નિશ્ચલદાસના સમકાલીન કેવલાશ્રમ નામે સાધુએ એમ કહ્યું હતુ કે નિશ્ચલદાસે ઈશાવાસ્ય ઉપનિષદ ઉપર સંસ્કૃત ટીકા કરી છે.

રૂપકમાં શુભસંતતિ નામે પિતા કલ્પ્યો છે. તેને તત્ત્વદૃષ્ટિ, અદૃષ્ટિ અને તર્કદૃષ્ટિ એ નામે પુત્રત્રયની સારી સતતિ કલ્પી છે. તેમાં ઉત્તમ અધિકારી તત્ત્વદૃષ્ટિ છે. તેની બુદ્ધિ શુદ્ધ સંસ્કારવાળી અને મહતી છે. તેને સકૃત ઉપદેશે કરી બ્રહ્મભાવ–બ્રહ્મબુદ્ધિ થાય છે. મધ્યમ અધિકારી અદૃષ્ટિ છે તેની બુદ્ધિમાં પ્રથમ કંઈ સંસ્કાર નથી તેમ તેની બુદ્ધિમાં મલિનતા પણ નથી. તેને કાલેકરી અધિકાર પ્રાપ્ત થયે બ્રહ્મબુદ્ધિ થાય છે. કનિષ્ઠ અધિકારી તર્કદૃષ્ટિ છે. તેની બુદ્ધિમાં અનેક ખોટા તર્કવિતર્કોના વિકારો થઈ તે બુદ્ધિ મલિન તથા અતિ ચચલ થઈ છે. તેમાં વિપરીત ભાવના થયે જાય છે. તેથી બહુ પ્રયાસપૂર્વક અનેક શાસ્ત્ર-ગુરુઓએ કરી તેનું સમાધાન થયે નિર્ણય કરે છે, કે સકળ શાસ્ત્રનું પરમ પ્રયોજન મોક્ષ છે,-અને તેનું સાધન બ્રહ્મબુદ્ધિ વા તત્ત્વજ્ઞાન છે. સર્વ શાસ્ત્રો સાક્ષાત્ અથવા પરંપરાથી બ્રહ્મજ્ઞાનના હેતુ છે. એ શુભસંતતિ રાજાનું રૂપક લખતાં બુંદીના મહારાજ રામસિંહજી લક્ષમાં હોય એમ અનુમાન થાય છે.

વિચારસાગરમાં જે જે પ્રસગો લખ્યા છે, તે તે સર્વ શાસ્ત્રસંમત અને પ્રામાણિક છે. પૂર્વ મહાત્માઓએ જે જે ઉત્તમ પ્રસંગો સંસ્કૃત ગ્રંથોમાં ગૂથ્યા છે, તેમાથી બહુ વિવેકથી સાર તારવી અધિકારીઓને અતિ ઉપયોગી થાય એવા પ્રસંગો એકત્ર કરી સંગ્રહવામાં આવ્યા છે. અને તે પણ પ્રાયશઃ મૂળના પારિભાષિક પદ–પદાર્થોમાં જ લખ્યા છે. તેની શૈલી–લેખનપદ્ધતિ–ઉત્તમ પ્રકારની ગંભીર, સરળ અને શુદ્ધ છે. એટલે અધિકારીનો અભ્યાસ વધતાં તેને અન્યસ્થ ઉત્તમ વિચારો પણ બહુ સુલભ થાય છે.

ઉચ્ચ પંક્તિના સંસ્કૃત ગ્રંથ સમજવામાં વિચારસાગરને પ્રવેશક ગ્રથ ગણ્યો હોય તો યોગ્ય ગણાય એમ છે. એ ગ્રંથનાં બંગ ભાષામાં, મહારાષ્ટ્ર ભાષામાં, ઇંગ્લિશ ભાષામાં ભાષાંતર થયાં છે. અને સર્વત્ર એકમતે તેની પ્રશંસા થાય છે તે બહુ સ્થળે શિલાંકિત અને મુદ્રાંકિત થયો છે. અને તેની બહુ આવૃત્તિઓ થયે જાય છે. તેમાં પંડિત પીતાંબરજીકૃત ટિપ્પણી અને વૃત્તિરત્નાવલી સમેત મૂળ ગ્રંથની આવૃત્તિ શ્રીમત્ શરીફ સાલેમહંમદે મુદ્રાંકિત કરાવી છે એ ઉત્તમ છે.

આ દેશમાં તત્ત્વજ્ઞાન વિષયના ગ્રંથ સહ જે ક્રિયાપદ યોજાય છે તે ગ્રંથ 'વાંચવો' એમ નહિ કિંતુ ગ્રંથ 'વિચારવો' એમ કહેવાય છે, એ યથાર્થ છે. એવા ઉત્તમ ગ્રંથો વિચાર્યેથી જ તેમાંનું સૌંદર્ય બુદ્ધિગોચર થાય છે.

વૃત્તિપ્રભાકર એ પ્રમાણાદિનો ગ્રંથ છે. તેમાં વૃત્તિનાં પ્રમાણાદિ કારણ, વૃત્તિનું પ્રમા અપ્રમાદિ ભેદયુક્ત સ્વરૂપ અને વૃત્તિનું વ્યવહારસિદ્ધિ તથા મોક્ષસિદ્ધિરૂપ ફળ, એ ત્રિવિધ પદાર્થનું નિરૂપણ છે. એવો એક સિદ્ધાંત છે, કે મહાવાક્યના વૃત્તિરૂપ પ્રમાજ્ઞાનથી વિષય સહિત અપ્રમાજ્ઞાનરૂપ બંધની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ એ જ મોક્ષ છે.

એ ગ્રંથનું નામ પ્રથમ વૃત્તિદીપિકા હતું. નિશ્ચલદાસ બુંદીમાં વિરાજતા

હતા તે સમયે એ ગ્રંથ તત્રભવાન્ મહારાજા શ્રી રામસિંહજીની વૃત્તિ અનુસાર તેઓની જ પ્રાર્થનાથી રચ્યો હતો અને ત્યાં જ છપાયો હતો. તેમાં પ્રથમ સપ્ત પ્રકાશ હતા (૧) પ્રત્યક્ષપ્રમાણનિરૂપણ, (૨) અનુમાનપ્રમાણનિરૂપણ. (૩) શબ્દપ્રમાણનિરૂપણ, (૪) ઉપમાનપ્રમાણનિરૂપણ, (૫) અર્થાપત્તિપ્રમાણનિરૂપણ, (૬) અનુપલબ્ધિપ્રમાણનિરૂપણ, (૭) વૃત્તિભેદનિરૂપણ. . પ્રસંગપ્રાપ્ત સત્ખ્યાત્યાદિ-નિરાકરણ-પ્રયોજક સ્વત પ્રમાત્વપ્રમાણનિરૂપણ. તેમા પશ્ચાત્ જીવઈશ્વરસ્વરૂપ-નિરૂપણપૂર્વક વૃત્તિપ્રયોજનનિરૂપણ સહિત કલ્પિતસ્વરૂપનિરૂપણનામ, (૮) અષ્ટમ પ્રકાશ ઉમેર્યો અને તે ગ્રંથને શ્રી વૃત્તિપ્રભાકર નામ આપ્યુ.

મીમાસા, ન્યાયવૈશેષિક, સાખ્યયોગાદિ શાસ્ત્રોના અનેક સિદ્ધાંત ગ્રથોમાંથી ઉપયોગી પ્રકાશ લઈ વિચારોપયોગી અનેક પદપદાર્થ તથા પ્રસગોનો ઉત્તમ સગ્રહ એ ગ્રથમા સગ્રહ્યો છે. એવો એકત્ર સંગ્રહ બહુ દુર્લભ છે. નિશ્ચલદાસની મહાન વિદ્વત્તાનો એ પ્રદર્શક છે.

એ ગ્રથ સવત ૧૯૧૬માં બુદીકોટામાં ગ્રથિત થયો હતો. એ વૃત્તિપ્રભાકર ગ્રથનુ ગુજરાતીમા પ્રત્યયાન્તર રા સાક્ષર મણિલાલ ન. દ્વિવેદીએ કર્યું છે.

નિશ્ચલદાસનું વક્તૃત્વ પણ તેવુ જ ઉત્કૃષ્ટ હતુ. તેઓ યોગવાસિષ્ઠાદિ વેદાત-ગ્રથોમાથી શ્રવણ કરાવતા ત્યા અનેક શ્રોતાઓની ભીડ થતી. અને સસારના સતાપથી સંતપ્ત તે શ્રોતાઓ નિશ્ચલદાસના વચનામૃતથી શાંતિ અને સતોષ પામી જતા. અનેક શિષ્યો વિચારસાગરનો અભ્યાસ નિશ્ચલદાસ પાસે જ કરતા. તેઓ પણ સિદ્ધ જેવા થતા

નિશ્ચલદાસના દર્શન કરનાર મનુષ્યો કહે છે કે, તેઓનુ શરીર કૃશ હતુ; પચકેશ ધારણ કરતા, મુખ લંબગોળ હતુ, શરીરમા જ્વરની પીડા રહેતી રક વા ધની, રાજા વા પ્રજા, પંડિત વા અજ્ઞ, સર્વ ઉપર સમભાવ રાખતા; શિષ્યવર્ગ સમીપ હોવા છતાં પણ દેહોપયોગી ક્રિયાઓ, સ્વતંત્રતાર્થે, સ્વહસ્તે જ કરતા; કટિપ્રદેશ ઉપર એક વસ્ત્ર લપેટી રાખતા અને નિરંતર સ્વસંગ્રહમાથી ગ્રથો વિચારતા.

એમ કઈ કાલભ્રમણ કરી પ્રારબ્ધ ભોગવી સુજ્ઞ નિશ્ચલદાસના પ્રાણ, દિલ્હીમા ગુરુસ્થાન વિષે, વિક્રમ સંવત ૧૯૧૯—૨૦ના શ્રાવણ વદિ ૩૦ને દિને મધ્યાહ્નોત્તર, ૭૦ વર્ષની વયે, લીન થતાં ઉપાધિવિનિર્મુક્ત થઈ સુજ્ઞ નિશ્ચલદાસ વિદેહકૈવલ્ય થયા.

**दोहरो**

ज्ञानवीर, अने शूरवीर, दानवीर, धीरवीर ।<br>
अनेक गुणवीर, ईश ! अहीं थाय मागिये चिर ॥

## દ્વિતીય તરંગ

## પંચમ તરંગ

## ષષ્ઠ તરંગ

## સપ્તમ તરંગ

# विचारसागर

## પ્રથમ તરંગ

## અનુબંધસામાન્યનિરૂપણ

### ૧: વસ્તુનિર્દેશરૂપ મંગલ

दुहा[१]

जो सुख नित्य प्रकाश विभु, नाम रूप आधार।
मति न लखै जिहि मति लखै, सो मैं शुद्ध अपार॥१॥

જે સુખ નિત્ય પ્રકાશ વિભુ, નામરૂપઆધાર;
જેને મતિ ન લખે લખે, તે હુ શુદ્ધ અપાર. ૧

જે (બ્રહ્મ) સુખ (આનંદ) છે, નિત્ય (સત્) છે, પ્રકાશ (ચિત્) છે. અર્થાત્ સચ્ચિદાનંદ છે, વિભુ (વ્યાપક) છે, નામરૂપનું આધાર (અધિષ્ઠાન) છે, અને જે બ્રહ્મને બુદ્ધિ પ્રકાશી શકતી નથી, પણ જે બુદ્ધિને પ્રકાશે છે, અથવા જે બ્રહ્મને (મલવિક્ષેપદોષવતી) મતિ જાણી શકતી નથી, (પરંતુ મલવિક્ષેપદોષરહિતા સાધનચતુષ્ટય-સંપન્ના શુદ્ધા) મતિ જે (સ્વયંપ્રકાશ) બ્રહ્મને (વૃત્તિવ્યાપ્તિએ) જાણે છે, એવું જે શુદ્ધનામ, માયા અને તેનાં કાર્યરૂપ મલથી રહિત અને અપાર પરબ્રહ્મ, તે (પ્રત્યગભિન્ન બ્રહ્મ) હું છું. ૧

अब्धि अपार स्वरूप मम, लहरी विष्णु महेश।
विधि रवि चंदा वरुण यम, शक्ति धनेश गणेश॥२॥

૧. આ મંગલાચરણના દોહામાં બહુ ગંભીર વિચાર અને અર્થ છે. સમગ્ર ગ્રંથ વાંચી પ્રત્યેક વ્યાવર્તક, વિધેય વા હેતુગર્ભ શબ્દના યથાર્થ અર્થ જાણ્યા પછી એનાં સૌંદર્ય, ગંભીરતા અને કારણ વિશેષ જણાઈ આવશે. અહીંયાં શબ્દાર્થ માત્ર લખ્યો છે.

जा कृपालु सर्वज्ञको, हिय धारत मुनि ध्यान।
ताको होत उपाधितैं, मोमैं मिथ्या भान ॥ ३ ॥
जिहिं जानै विन जगत, मनहु जेवरी साप।
नसै भुजंग जग जिहिं लहै, सोऽहं आपे आप ॥ ४ ॥

મમ અપાર રૂપ અબ્ધિવત્, લહરી–વિષ્ણુ, મહેશ;
વિધિ, રવિ, ચંદ્ર, વરુણ, યમ, શક્તિ, ધનેશ, ગણેશ. ૨

જે કૃપાળુ સર્વજ્ઞનું હૃદય ધરે મુનિ ધ્યાન;
તેનું થાય ઉપાધિથી મુજમાં મિથ્યા ભાન. ૩

જે જાણ્યા વિણ થાય જગત, જેમ રજ્જુમાં સાપ;
નાશે અહિ જગ જે લહે, સોઽહં આપો આપ. ૪

મારું (પ્રત્યક્ આત્માનું ?) સ્વરૂપ સાગર જેવું અપાર છે, તે મારા પ્રત્યેક્ આત્મસ્વરૂપભૂત સમુદ્રની વિષ્ણુ, શિવ, બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર, વરુણ, યમ, શક્તિ, કુબેર અને ગણપતિએ સર્વ લહરીઓ (મોજાં) છે. ૨

જે કૃપાળુ સર્વજ્ઞ ઈશ્વરનું યોગીલોક મનમાં ધ્યાન ધરે છે, તે ઈશ્વરનું (માયા) ઉપાધિએ કરી મારા (શુદ્ધ પ્રત્યક્ તત્ત્વ) સ્વરૂપ વિષે મિથ્યા ભાન થાય છે. ૩

જેમ રજ્જુ (દોરી) જાણી ના હોય ત્યાં સુધી તે રજ્જુમાં સર્પ પ્રતીત થાય છે, તેમ જે બ્રહ્મને જાણ્યા વિના જગત પ્રતીત થાય છે, પરંતુ એમ ભ્રમથી દેખાતા સર્પનું અને જગતનું અધિષ્ઠાન જે રજ્જુ અને બ્રહ્મ; તે રજ્જુ જાણ્યેથી સર્પની, અને તે બ્રહ્મ જાણ્યેથી જગતની શાંતિ–ભ્રાંતિ નાશ પામે છે, તે (અધિષ્ઠાન પરબ્રહ્મ) હું (પ્રત્યગભિન્ન બ્રહ્મ) સ્વયં આત્મા છું. ૪

बोध चाहि जाको सुकृति, भजत राम निष्काम।
सो मेरो है आतमा, काकूं करूं प्रणाम ॥ ५ ॥

જેનો બોધ ચાહી સુકૃતિ, ભજે રામ નિષ્કામ;
તે છે મમ આત્મા સહી, કોને કરું પ્રણામ ? ૫

જેનો બોધ ઇચ્છી પુણ્યશીલ મનુષ્ય પરમાત્મારૂપ શ્રીરામને નિષ્કામ થઈને ભજે છે, તે શ્રીરામ જ મારો આત્મા (સ્વરૂપ) છે. (મારાથી ભિન્ન અન્ય કોઈ વસ્તુ છે જ નહિ તો) હું કોને પ્રણામ કરું ? ૫

## ૨ : ગ્રંથમહિમા

દુહા

भर्यो वेदसिद्धांतजल जामें अतिगंभीर ।
अस विचारसागर[२] कहूं, पेखि मुदित व्है धीर ॥ ६ ॥

ભર્યું વેદસિદ્ધાંતજલ, જેમાં અતિગંભીર;
એ વિચારસાગર કહું, પેખી થાય મુદી ધીર. ૬

વેદના સિદ્ધાન્તરૂપ અગાધ જળ જેમાં ભરેલું છે; અને જેને જોઈને ધૈર્યશાલી પુરુષ પ્રસન્ન થાય છે એવા વિચારોના સાગર જેવા ગ્રંથનું હું નિરૂપણ કરું છું. ૬

सूत्र भाष्य वार्तिक प्रभृति, ग्रंथ बहुत सुरबानि ।
तथापि मैं भाषा करूं, लखि मतिमंद अजानि ॥ ७ ॥

સૂત્ર, ભાષ્ય, વાર્તિક પ્રભૃતિ, ગ્રંથ બહુ સુરવાણી;
તથાપિ હું ભાષા કરું લખી મતિમંદ અજાણી. ૭

યદ્યપિ સૂત્ર,[૩] ભાષ્ય,[૪] વાર્તિક[૫] પ્રભૃતિ નામ તે આદિ લઈ,

---

૨. સ્વઆત્માનું શુભ ઇચ્છનાર સાધનસંપન્ન અધિકારીએ જ્ઞાનની સિદ્ધિ અર્થ જે વિચાર કર્તવ્ય છે તે આ છે:

कोऽह कथमिदं जातं को वै कर्तास्य विद्यते ।
उपादानं किमस्तीह विचार सोऽयमीदृश ॥

(અપરોક્ષાનુભૂતિ: ૧૨)

હું (જીવ) કોણ છું (૧), આ (જગત) કેમ ઊપજ્યું છે (૨), એનો કર્તા કોણ છે (૩) અને અહીંયાં ઉપાદાન (કારણ) કોણ છે (૪), એવો (સદ્વિચાર) તે જ વિચાર છે. અર્થાત્ જીવ, જગત, ઈશ્વર અને બ્રહ્મવિષયક પરમપુરુષાર્થપ્રદ જ્ઞાનના સાધનરૂપ 'વિચાર' તેનો 'સાગર', જેમાં વેદના સિદ્ધાંતરૂપ અમૃતજળભર્યું છે તે 'વિચારસાગર' નામક ગ્રંથ.

૩. ઉત્તરમીમાંસાનાં બાદરાયણવ્યાસપ્રણીત બ્રહ્મસૂત્ર:

स्वल्पाक्षरमसंदिग्धं सारवद् विश्वतोमुखं ।
अस्तोभमनवद्यञ्च सूत्र सूत्रविदो विदु ॥

સ્વલ્પ અક્ષરોવાળું, અસંદિગ્ધ (સંદેહ વિનાનું), સારવાળું, (યથાધિકાર) સકલ દિશામાં મુખવાળું, અસ્તોભ (જેમાં નિરર્થક શબ્દ નથી) અને નિર્દોષ શાસ્ત્રવાક્ય તે સૂત્ર એમ સૂત્રવિદ પુરુષો જાણે છે. એવાં ૫૫૬ બ્રહ્મસૂત્ર છે.

૪. શ્રીશંકરભગવત્પ્રણીત બ્રહ્મસૂત્ર ઉપર શારીરકભાષ્ય:

सूत्रार्थो वर्ण्यते यत्र पदैः सूत्रानुसारिभिः ।

સુરવાણી નામ સંસ્કૃત (ભાષામાં) ગ્રંથ બહુ છે, તથાપિ સંસ્કૃત ગ્રંથોથી મંદબુદ્ધિ પુરુષોને બોધ થાય નહિ, અને ભાષાના ગ્રંથોથી મંદબુદ્ધિ પુરુષોને પણ બોધ થાય છે; એથી ભાષાગ્રંથનો આરંભ નિષ્ફળ (છે) નહિ. કિંતુ સંસ્કૃત ગ્રંથોના વિચારવા વિષે જેઓની બુદ્ધિ સમર્થ છે નહિ, તેઓના નિમિત્ત ગ્રંથનો આરંભ સફળ છે. ૭

## ૩ : હેતુ

દુહો

**कविजनं कृत भाषा बहुत, ग्रंथ जगत विख्यात ।**
**विन विचार सागर लखै, नहि संदेह नसात ॥ ८ ॥**

કવિકૃત ભાષાગ્રંથ બહુ, ખ્યાત જગત વિષે જ,
પણ વિચારસાગર વિના, ન સંદેહ નાસે જ. ૮

યદ્યપિ ભાષાગ્રંથ બહુ છે, તથાપિ વિચારસાગર વિના અન્ય ભાષાના ગ્રંથો વડે આત્મવસ્તુ વિષે સંદેહ દૂર થાય નહિ; એના વિષે આ હેતુ છે: કેટલાક ભાષાગ્રંથ તો શ્રવણ કરીને રચેલા છે, જેમકે પંચભાષા[૬] છે. તેમની પ્રક્રિયા કોઈ અંશમાં તો શાસ્ત્ર અનુસાર છે, અને શ્રવણ કરેલો જે અર્થ યથાર્થ ગ્રહણ ન થયો, તે અંશમાં

---

स्वपदानि च वर्ण्यन्ते भाष्य भाष्यविदो विदु ॥

જેમાં સૂત્ર અનુસાર પદોએ સૂત્રનો અર્થ વર્ણાય છે, અને (સૂત્ર અનુસાર પદના પર્યાયરૂપ જે) સ્વપદો તે પણ જેમાં વર્ણાયાં છે (એવો સૂત્રના વ્યાખ્યાનનો ગ્રંથ તેને) ભાષ્યવિદ મહાજનો 'ભાષ્ય' જાણે છે.

૫. શંકરશિષ્ય શ્રીસુરેશ્વરાચાર્ય (મંડનમિશ્ર) કૃત વાર્તિકગ્રંથ.

उक्तानुक्तद्विरुक्तादिचिन्ता यत्र प्रवर्तते ।
त ग्रथ वार्त्तिकं प्राहुर्वार्त्तिकज्ञा मनीषिण ॥

(સૂત્ર-ભાષ્યમાં) કથિત, અકથિત, પુનઃ કથિત આદિના વિચાર જેમાં કરવામાં આવે છે તે ગ્રંથને, વાર્તિક જાણનાર બુદ્ધિમાનો વાર્તિક કહે છે.

ગ્રંથાંતરમાં આવો પાઠ પણ છે:

'उक्तानुक्तदुरुक्तार्थव्यक्तकारि तु वार्त्तिक ।'

કથિત, અકથિત, દુઃકથિત અર્થોને સ્પષ્ટ કરનાર તે વાર્તિક.

૬. પંજાબના મનોહરદાસ નિરંજનીકૃત ષટ્પ્રશ્ની, શતપ્રશ્ની, જ્ઞાનમંજરી, જ્ઞાનચૂર્ણ અને વેદાંતસાર એ નામે ભાષામાં પંચ ગ્રંથ છે તે 'પંચભાષા' કહેવાય છે.

શાસ્ત્રથી વિરુદ્ધ છે; એથી શ્રોતાકૃત ગ્રંથ વડે સંદેહરહિત બોધ થાય નહિ. અને કોઈ ભાષાગ્રંથ કિંચિત્ શાસ્ત્ર મળીને રચેલા છે. જેમ આત્મબોધ[૭] છે. તેમના વડે પણ સંદેહરહિત બોધ થાય નહિ, કેમકે તેઓમાં વેદાંતની પ્રક્રિયા સંપૂર્ણ છે નહિ. અને વિચારસાગર ગ્રંથમાં સંપૂર્ણ પ્રક્રિયા છે, અને વેદાંતશાસ્ત્રના અનુસાર છે; કોઈ સ્થાનમાં પણ વિરુદ્ધ છે નહિ. અને આત્મજ્ઞાનમાં ઉપયોગી જે પદાર્થ છે, તેમનું નિરૂપણ વિસ્તાર વડે કર્યું છે: એથી અન્ય ભાષાગ્રંથો જેવો આ ગ્રંથ નથી. કિંતુ સર્વ ભાષાગ્રંથોથી આ ગ્રંથ ઉત્તમ છે. ૮

## ૪: સંગ્રહનો અનુબંધ

चौपाई

नहिं अनुबंध पिछानै जोलौं, व्है न प्रवृत्त सुघरनर तोलौं ।
जानि जिनै यह सुनै प्रबंधा, कहुं व यातैं ते अनुबंधा ॥ ९ ॥

નહિ અનુબંધ પિછાણ્યા જ્યાં લગી, પ્રવૃત્ત સુઘડ નર થાય ન ત્યાં લગી;
જાણી જેહ આ સુણે પ્રબંધ, એથી હવે કહું તે અનુબંધ. ૯

અધિકારી, સંબંધ, વિષય, અને પ્રયોજન(એ ચાર)નું નામ અનુબંધ છે. અધિકારી આદિક ગ્રંથના અનુબંધ જાણ્યા વિના 'સુઘડ' નામ વિવેકી પુરુષની ગ્રંથોમાં પ્રવૃત્તિ થાય નહિ. એથી જે અનુબંધોને જાણીને પ્રબંધ નામ ગ્રંથને સાંભળે, તે અનુબંધોને હવે કહું છું. ૯

सोरठा

अधिकारी संबंध, विषय प्रयोजन मेलि चव ।
कहत सुकवि अनुबंध, तिनमैं अधिकारी सुनहु ॥ १० ॥

અધિકારી સંબંધ, વિષય પ્રયોજન ચાર મિલી;
કહે સુકવિ અનુબંધ, તેમાં અધિકારી સુણો. ૧૦

## ૫: અધિકારી વર્ણન

दुहो

मल विछेप जाके नहीं, किंतु एक अज्ञान ।
व्है चव साधन सहित नर, सो अधिकृत मतिमान ॥ ११ ॥

---

૭. સાધુ માણિક્યદાસજીકૃત 'માણિક્યબોધ' જેને 'આત્મવિચાર' પણ કહે છે, જે ઉપર મૂલચંદ્ર જ્ઞાનીએ 'સારોદ્ધાર' નામક વ્યાખ્યાન કર્યું છે.

જેને મલ વિક્ષેપ નહિ, કિંતુ એક અજ્ઞાન;
સાધન ચાર સહિત નર, તે અધિકૃત મતિમાન. ૧૧

(પ્રાણીમાત્રના) અંતઃકરણ વિષે ત્રણ દોષ હોય છે. એક તો મલ હોય છે, બીજો વિક્ષેપ હોય છે, અને ત્રીજો આવરણ (અજ્ઞાન) હોય છે. (એ ત્રણે દોષનો નાશ ક્રમે કરી કર્મ, ઉપાસના અને જ્ઞાનથી થાય છે.) નિષ્કામ કર્મે અંતઃકરણનો મલદોષ દૂર થાય છે; ઉપાસનાએ વિક્ષેપદોષ દૂર થાય છે; અને જ્ઞાને આવરણદોષ દૂર થાય છે. જે પુરુષે નિષ્કામકર્મ અને ઉપાસના કરીને મલ અને વિક્ષેપદોષ દૂર કર્યા છે અને એક અજ્ઞાન નામસ્વરૂપનુ આવરણ જેના ચિત્તમાં હોય; અને ચાર સાધનસંયુક્ત હોય તે પુરુષ[૮] 'અધિકૃત' નામ અધિકારી છે. ૧૧

## ૬ : ચારસાધનનામવર્ણન

दुहो

प्रथम विवेक विराग पुनि, शमादि षट् संपत्ति ।
कही चतुर्थ मुमुच्छुता, ये चव साधन सत्ति ॥ १२ ॥

પ્રથમ વિવેક વિરાગ પછી, શમાદિ ષટ્સંપત્તિ;
ચોથી મુમુક્ષુતા જ એ ચારે સાધન સત્તિ. ૧૨

## ૭ : વિવેકલક્ષણ

दुहो

अविनाशी आतम अचल, जग जातैं प्रतिकूल ।
ऐसो ज्ञान विवेक है, सब साधनको मूल ॥ १३ ॥

આત્મા અવિનાશી અચલ, તેથી જગત પ્રતિકૂલ;
એવું જ્ઞાન વિવેક છે, સૌ સાધનનું મૂલ. ૧૩

આત્મા અવિનાશી નામ નાશરહિત છે, અને અચલ નામ ક્રિયારહિત છે. અને જગત-આત્માથી પ્રતિકૂળ નામ વિપરીત સ્વભાવવાળું છે; (અર્થાત્ જગત) વિનાશી છે અને ચલ છે, એ જ્ઞાનનું નામ વિવેક છે. એ વિવેક જ સર્વ સાધનનું મૂલ (કારણ) છે. કેમકે

૮. 'પુરુષ'='પુર્' નામ મનુષ્યશરીર તેમાં 'ઉષતિ' નામ અહમ્ આકારે વસે છે; એથી પુરુષ એ શબ્દમા નરનારી આદિ સર્વ જીવ ગણાય છે. સાધનચતુષ્ટયસંપન્ન પ્રમાતા વેદાંતમા અધિકારી છે. પછી તે ગમે તે હોય તોપણ તેને પુરુષ કહે છે.

પ્રથમ વિવેક થાય તો વૈરાગ્યથી આદિ લઈને ઉત્તર સાધન (ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા) થાય છે: અને વિવેક નહિ થાય તો ઉત્તર સાધન થાય નહિ. એથી વૈરાગ્ય શમાદિ ષટ્સંપત્તિ (અને) મુમુક્ષુતા એમનો વિવેક હેતુ (મૂલ) છે. ૧૩

## ૮: વૈરાગ્યલક્ષણ

दुहो

ब्रह्मलोक लौं भोग जो, चहै सबनको त्यागै।
वेदअर्थ ज्ञाता मुनी, कहत ताहि वैराग ॥ १४ ॥

બ્રહ્મલોકથગી ભોગ જે, ચહે સવ નો ત્યાગ;
વેદ-અર્થ-જ્ઞાતા મુનિ, તેને કહે વિરાગ. ૧૪

## ૯: શમાદિ ષટ્ (સંપત્તિ) નામ

दुहो

शम दम श्रद्धा तीसरी, समाधान उपराम।
छठी तितिच्छा जानिये, भिन्न भिन्न यह नाम ॥ १५ ॥

શમ દમ શ્રદ્ધા ત્રીજી ને. સમાધાન ઉપરામ;
છઠ્ઠી તિતિક્ષા જાણીએ, ભિન્ન ભિન્ન એ નામ. ૧૫

## ૧૦: શમદમલક્ષણ

दुहो

मन विषयनतैं रोकनौं, शम तिहिं कहत सुधीर।
इन्द्रियगनको रोकनौं, दम भाखत बुधवीर ॥ १६ ॥

વિષયોથી મન રોકવું, તેને શમ કહે ધીર;
ઈંદ્રિયગણનું રોકવું, દમ ભાખે બુધવીર. ૧૬

## ૧૧: શ્રદ્ધા અને સમાધાનલક્ષણ

दुहो

सत्य वेद गुरु वाक्य हैं, श्रद्धा अस विश्वास।
समाधान ताकुं कहत, मन विछेपको नास ॥ १७ ॥

સત્ય વેદ-ગુરુવાક્ય છે, શ્રદ્ધા ઇમ વિશ્વાસ;
સમાધાન તેને કહે, મનવિક્ષેપ-વિનાશ. ૧૭

## ૧૨ : ઉપરામ[૯]લક્ષણ

चौपाई

साधन सहित कर्म सब त्यागै।
लखि विषसम विषयनतैं भागै॥
दृग नारी लखि व्है जिय ग्लाना।
यह लच्छन उपराम बखाना॥ १८॥

સાધન સહિત કર્મ સહુ ત્યાગે, વિષ સમ લખી વિષયોગથી ભાગે;
દગ્ લખી નારી થાય જીવ ગ્લાન જ, એ લક્ષણ ઉપરામ વખાણ જ. ૧૮

## ૧૩ : તિતિક્ષા[૧૦]લક્ષણ

दुहा

आतप सीत क्षुधा तृषा, इनको सहन स्वभाव।
ताहि तितिच्छा कहत हैं, कोविद मुनिवर राव॥ १९॥

આતપ શીત ક્ષુધા તૃષા, એનો સહન સ્વભાવ;
કહે તિતિક્ષા તેહને, કોવિદ મુનિવર રાવ. ૧૯

शमादिषट् संपत्तिको, भाखत साधन एक।
इम नव नहि साधन भनै, किंतु च्यारि सविवेक॥ २०॥

શમાદિ પટ્સપત્તિને, ભાષત સાધન એક;
એમ ન નવ સાધન ભણે, કિંતુ ચાર સવિવેક. ૨૦

શમાદિ છની જે સંપત્તિ નામ પ્રાપ્તિ, તે એક સાધન કરી ગણાય છે; એથી (વિવેક, વિરાગ, ષટ્સંપત્તિ=શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ તથા તિતિક્ષા અને મુમુક્ષુતા એ સર્વ મળી) નવ સાધન નહિ, કિંતુ ચાર જ સાધન (છે, એમ) સવિવેક નામ વિવેકી જનો કહે છે. ૨૦

## ૧૪ : મુમુક્ષુતા[૧૧]લક્ષણ

दुहो

ब्रह्मप्राप्ति अरु बंधकी, हानि मोच्छको रूप।
ताकी चाह मुमुच्छुता, भाखत मुनिवरभूप॥ २१॥

---

૯. ઉપરતિ. વૃત્તિને બાહ્ય(વિષય)નું અનાલંબન.

૧૦. અપ્રતીકારપૂર્વક અને ચિંતાવિલાપરહિત સુખદુઃખોનું સહન.

૧૧. અજ્ઞાનકલ્પિત અહંકારાદિથી દેહાંત બંધોને, સ્વસ્વરૂપના બોધે કરી, મૂકવાની ઇચ્છાવાળો પુરુષ, તેનો ધર્મ.

બ્રહ્મપ્રાપ્તિ ને બંધની, હાનિ મોક્ષનું રૂપ;
ઇચ્છા તેની મુમુક્ષુતા, ભાખે મુનિવર ભૂપ. ૨૧

બ્રહ્મની પ્રાપ્તિ અને અનર્થની નિવૃત્તિ મોક્ષનું સ્વરૂપ છે. તે (મોક્ષ)ની ઇચ્છાનું નામ મુમુક્ષુતા છે. મુમુક્ષુતા અને મુમુક્ષુત્વ એ પર્યાય (સમાનાર્થબોધક) શબ્દ છે. ૨૧

## ૧૫ : જ્ઞાનનાં આઠ સાધન

**ये चव साधन ज्ञानके, श्रवनादिक त्रय मेलि।**
**तत्पद त्वंपद अर्थको, सोधन अष्टम मेलि॥२२॥**

એ ચો સાધન જ્ઞાનનાં, શ્રવણાદિ ત્રણ મેલી,
તત્પદ-ત્વંપદ-અર્થનું, શોધન અષ્ટમ ભેળી. ૨૨

વિવેકાદિ (વિરાગ, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા એ) ચાર; શ્રવણ, મનન, નિદિધ્યાસન એ ત્રણ; (એમ સાત, તથા) તત્પદના[12] અર્થનું અને ત્વંપદના[13] અર્થનું શોધન[14] એ અષ્ટ સાધન જ્ઞાનનાં છે. ૨૨

## ૧૬ : અંતરંગ અને બહિરંગ સાધન

दुहो

**अंतरंग ये आठ हैं, यज्ञादिक बहिरंग।**
**अंतरंग धारै तजे, बहिरंगनको संग॥२३॥**

અંતરંગ એ આઠ છે, યજ્ઞાદિક બહિરંગ;
અંતરગ ધારે ત્યજે, બહિરગોનો સંગ. ૨૩

પૂર્વ દુહામાં કહેલાં વિવેકાદિક આઠ તે (જ્ઞાનનાં) અંતરંગ-સાધન[15] કહેવાય છે અને યજ્ઞાદિક કર્મ બહિરંગ સાધન[16] કહેવાય છે, તેઓમાથી જિજ્ઞાસુ[17] બહિરંગ(સાધનો)ને ત્યાગે અને અંતરંગ-(સાધનો)ને ધારે. જેમનુ શ્રવણમાં અથવા જ્ઞાનમાં પ્રત્યક્ષ ફલ હોય, તે અંતરંગ સાધન કહેવાય છે. વિવેકાદિક ચાર(સાધન)નો શ્રવણમાં ઉપયોગ છે, કેમકે વિવેકાદિક વિના બહિર્મુખને શ્રવણ બને નહિ.

---

૧૨. 'તે' (ઇશ્વર) પદનું.

૧૩. 'તું' (જીવ) પદનુ.

૧૪. જડચેતનનું તાદાત્મ્ય-(સંયોગ-મિશ્રણ)-પ્રતીત થાય છે તેમાથી વિવેક કરી મલરૂપ જડભાગને દૂર કરી શુદ્ધિ કરવી.

૧૫. અંતર (સમીપવર્તિ) અંગ, સાક્ષાત્ ઉપકારક હેતુ-કરણ-ઉપાય.

૧૬. બહિર્ (દૂરવર્તિ) અંગ, પરંપરાથી ઉપકારક હેતુ-કરણ-ઉપાય.

૧૭ જેને (બ્રહ્મ) જાણવાની ઇચ્છા છે તે.

તેમ શ્રવણ, મનન (અને) નિદિધ્યાસનનો જ્ઞાનમાં ઉપયોગ છે. શ્રવણાદિક વિના જ્ઞાન થાય નહિ. તેમ તત્પદનો અર્થ અને ત્વંપદનો અર્થ જાણ્યા વિના પણ અભેદજ્ઞાન થાય નહિ; એ રીતિએ વિવેકાદિ ચાર સાધનોનો શ્રવણમાં ઉપયોગ છે; અને શ્રવણાદિ ચારે સાધનોનો જ્ઞાનમાં ઉપયોગ છે એથી આઠ અંતરંગ સાધન છે.

જેનું જ્ઞાનમાં અથવા શ્રવણમાં પ્રત્યક્ષ ફળ હોય નહિ, કિંતુ અંતઃકરણની શુદ્ધિ જેનું ફળ હોય, તે જ્ઞાનનુ બહિરંગ સાધન કહેવાય છે. એવાં યજ્ઞાદિક કર્મ છે. યદ્યપિ યજ્ઞાદિક કર્મ સંસારનાં સાધન છે, તેમનાથી અંતઃકરણની શુદ્ધિ પણ કહેવી સંભવે નહિ; તથાપિ (તે યજ્ઞાદિક કર્મ) સકામ પુરુષને સંસારનાં હેતુ છે, અને નિષ્કામ પુરુષને અંતઃકરણની શુદ્ધિનાં હેતુ છે. એ રીતિએ નિષ્કામ પુરુષને અંતઃકરણની શુદ્ધિ દ્વારા (યજ્ઞાદિક કર્મ) જ્ઞાનનાં હેતુ છે તેથી (તે યજ્ઞાદિક) બહિરંગ સાધન કહેવાય છે. અને વિવેકાદિક અંતરંગ સાધન કહેવાય છે. (બહિરંગ નામ દૂરનું છે, અને અંતરંગ નામ સમીપનું છે.) યજ્ઞાદિક કર્મ અને તેમનાં સાધન–સ્ત્રીધનપુત્રાદિકો–ને (જે) ત્યાગે, તે જ્ઞાનનો અધિકારી છે. જ્ઞાનના અધિકારીમાં યજ્ઞાદિક સંભવે નહિ એથી દૂર છે.

## ૧૭: વિવેકાદિકોની અંતરંગસાધનતા

વિવેકાદિક જ્ઞાનના અધિકારીમાં સંભવે છે એથી સમીપ છે. તેમાં પણ આટલો ભેદ છે–વિવેકાદિકોનો શ્રવણમાં ઉપયોગ છે અને શ્રવણાદિકોનો જ્ઞાનમાં ઉપયોગ છે. એથી વિવેકાદિકોની અપેક્ષાથી શ્રવણાદિક અંતરંગ છે, તેમની (શ્રવણાદિકની અપેક્ષાથી વિવેકાદિક બહિરંગ છે. યદ્યપિ વિવેકાદિક પણ જ્ઞાનનાં અંતરંગ સાધન જ સર્વ ગ્રંથોમાં કહ્યાં છે, બહિરંગ નથી કહ્યાં, તથાપિ વિવેકાદિકોનું જ્ઞાનના સાધનશ્રવણમાં પ્રત્યક્ષ ફળ છે. અને શ્રવણાદિકોની પેઠે વિવેકાદિક જિજ્ઞાસુને ઉપાદેય (ગ્રહણયોગ્ય) છે; યજ્ઞાદિકોની પેઠે (શ્રવણાદિક) જિજ્ઞાસુને હેય (ત્યાગયોગ્ય) નથી. એથી અંતરંગ (સાધન) કહ્યાં છે. અને યજ્ઞાદિકોની અપેક્ષાથી પણ (વિવેકાદિક) અંતરંગ છે, એથી પણ અંતરંગ સાધનોમાં કહ્યાં છે.

## ૧૮: જ્ઞાનનાં મુખ્ય અંતરંગ સાધન (મહાવાક્ય છે)

### શ્રવણ–મનન–નિદિધ્યાસનનાં લક્ષણ

અને વિચારથી જોઈએ તો જ્ઞાનનાં મુખ્ય અંતરંગ સાધન

तत्त्वमसि (તે તું છે.) આદિ મહાવાકય છે. શ્રવણાદિક પણ નહિ. કેમકે યુક્તિઓ વેદાંતવાક્યોના તાત્પર્યનો[7] નિશ્ચય (એ)

૭. તાત્પર્યનિર્ણયાર્થ ષડ્લિંગ.

પ્રતિપાદ્ય પ્રકરણના તાત્પર્ય અર્થનાં નિર્ણાયક પટ્લિંગરૂપ યુક્તિ હોય છે. અશેષ વેદાંતનં. આદિ, મધ્ય અને અંતથી સચ્ચિદાનંદ બ્રહ્મ વિષે જ તાત્પર્ય છે. તે યથાર્થ સમજવા શ્રુતિનાં ષડ્લિંગની વ્યવસ્થા છે.

उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम् ।
अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये ॥

(૧) ઉપક્રમ અને ઉપસંહાર એ બેની એકરૂપતા, (૨) અભ્યાસ, (૩) અપૂર્વતા, (૪) ફલ. (૫) અર્થવાદ, (૬) ઉપપત્તિ, એ (૭ લિંગ છે, તે પ્રત્યેક) તાત્પર્યનિર્ણય વિષે લિંગ (ગુઢાર્થજ્ઞાપક અથવા અનુમાનસાધનહેતુ) છે.

(૧) પ્રકરણે કરી પ્રતિપાદન કરવાને યોગ્ય જે સચ્ચિદાનંદ એક જ અદ્વિતીય બ્રહ્મ છે તેનુ જ પ્રકરણના આદિ વિષે તથા અંત વિષે જે પ્રતિપાદન તે, 'ઉપક્રમ–ઉપસંહાર એ બેની એકતારૂપ' પ્રથમ લિંગ છે. જેમ છાંદોગ્ય-ઉપનિષદના છઠ્ઠા પ્રપાઠકમાં પ્રકરણના આરંભે ઉદ્દાલક આરુણિમુનિ શ્વેતકેતુપુત્રને ઉપદેશે છે કે, 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्' (૨–૧)='હે સોમ્ય! ઉત્પત્તિથી પૂર્વે એક જ અદ્વિતીય સત જ હતુ' એવો ઉપક્રમ (=પ્રથમ-આરંભ) કરીને પ્રકરણને અંતે 'एतदात्म्यमिदं सर्वम्' (૧૬–૩)='આ સર્વ જગત-એ (સતરૂપ) આત્મભાવવાળું છે.' એવો ઉપસહાર (=સમાપ્તિ) કર્યો છે. વક્તાની ઇચ્છારૂપ તાત્પર્યનું નિશ્ચાયક એવુ ઉપક્રમ ઉપસંહારની એકતારૂપ એ પ્રથમ લિંગ છે.

(૨) પ્રકરણે કરી પ્રતિપાદન કરવા યોગ્ય જે બ્રહ્મ, તેનુ પ્રકરણના મધ્યમાં પુન પુન પઠન વા પ્રતિપાદન તે, 'અભ્યાસ' (=આવૃત્તિ) નામક દ્વિતીય લિંગ છે, જેમ છાંદોગ્ય ઉપનિષદના તે જ પ્રપાઠકમાં અષ્ટમ ખડથી આરંભી ષોડશખંડ પર્યંત 'तत्त्वमसि'='તે તુ છું' એવો નિરંકુશ સદાત્મભાવ નવ વાર ઉપદેશ્યો છે. અહીંયાં 'તે' નામ, તે–પદનો જે લક્ષ્યાર્થ પરમાર્થ સત્ જગતનું પ્રત્યક્ સ્વરૂપ–છે, તે છે, (તે તારો પણ આત્મા છે એથી) 'તુ' નામ, તુ પદનો લક્ષ્યાર્થ આ કાર્યકરણ સંઘાતરૂપ શરીરમાં, (જલાદિમાં સૂર્ય પ્રતિબિંબરૂપે પ્રવેશે છે તેમ) જે પ્રવિષ્ટ છે, તે છે. (અસિ) 'છું' એ ક્રિયાપદે કરીને 'તે તુ' એ બે શબ્દની એકતા ગ્રહણ થાય છે. તેથી વિકાર–અનૃત–અધિકૃત જીવાત્મત્વરૂપ જે વિજ્ઞાન તેનું નિવર્તક એ 'તત્ત્વમસિ' વાક્ય. તે પુનઃ પુનઃ નવ વાર ઉપદેશી તત્પદના અને ત્વંપદના લક્ષ્યાર્થ–બ્રહ્મ અને આત્મા–તેમના ઐક્યનું જે પ્રતિપાદન તે 'અભ્યાસ' લિંગ છે.

(૩) પ્રકરણે કરી પ્રતિપાદ્ય જે બ્રહ્મ, તેની તે પ્રકરણથી ભિન્ન પ્રમાણે કરી અવિષયતા તે, 'અપૂર્વતા' (=પ્રમાણાન્તરથી અપ્રાપ્તિ) નામક તૃતીય લિંગ છે. જેમ છાંદોગ્ય ઉપનિષદના તે જ પ્રપાઠકમાં–'अत्र वाव किल सत सोम्य न निभालयसेऽत्रैव किलेति' (૧૩–૨)='હે સોમ્ય! અત્ર જ ખરે (તેજ, જલ અને પૃથ્વીનુ કાર્ય જે દેહ પૂર્વે કહ્યો છે, તેમાં જ, યદ્યપિ આ જગતનું મૂળ–કારણ) સત્ (બ્રહ્મ વિદ્યમાન છે પણ ઇંદ્રિયથી) તું નિભાલી–જોઈ શકતો નથી. (તથાપિ, એમાં જ (દેહમાં–જગતમાં) નિશ્ચયથી તે છે' એમ ઉપદેશી બ્રહ્મપ્રાપ્તિનો ઉપાય ત્યા સૂચવ્યો છે. ત્યાં એવો પ્રસગ છે કે, એક ઘટમાંના જળમા લવણનો પિંડ રાત્રે શિષ્ય પાસે જ નંખાવી બીજે દિવસે પ્રાતઃકાળમાં તે લવણપિંડ કાઢી આપવા ગુરુએ કહ્યુ. તે લવણપિંડ ચક્ષુથી અને સ્પર્શથી જાણવામાં આવ્યો નહિ. ગુરુએ ઉપાયાન્તર દર્શાવ્યો કે જિહ્વાથી જણાશે. એટલે આચમન કર્યેથી તે જ જળમાં લવણપિંડ લીન થયેલો વિદ્યમાન છે, એ શિષ્યે જાણ્યુ. એમ પ્રત્યક્ષાદિ પ્રમાણાન્તરે કરી અગમ્ય સત્ બ્રહ્મ તેની પ્રાપ્તિ સારુ તેનાં ઉપનિષદાદિમાં જે પ્રમાણવાકયો અને પ્રકારાંતરનું સૂચન તે ઉપનિષદાદિમાં 'અપૂર્વતા લિંગ' છે.

(૪) પ્રકરણે કરી પ્રતિપાદ્ય જે સચ્ચિદાનંદ બ્રહ્મ, તેના જ્ઞાનથી તેની પ્રાપ્તિરૂપ પ્રકરણ વિષે જે શ્રૂયમાણ (સભળાતું) પ્રયોજન તે, 'ફલ' (=પ્રધાન લાભ) નામક ચતુર્થ લિંગ છે. જેમ છાદોગ્યોપનિષદના તે જ પ્રપાઠકમાં, 'अथ सम्पत्स्य इति' '(૧૪–૨)='ત્યારે જ (સત્ બ્રહ્મને) પામશે'. અર્થાત્ કોઈ સત્ બ્રહ્માત્મવિદ બ્રહ્મનિષ્ઠે દર્શાવેલા માર્ગે કરી વિરક્ત, અને અવિદ્યારૂપ મોહ-પટના બધનથી મોક્ષિત પુરુષ, પોતે સદાત્માને પામીને સુખી–નિવૃત્ત–થશે. જ્ઞાનપ્રાપ્તિસમકાલ જ શરીરાદિ દૃશ્ય વિષે આત્મભાવના તજીને સદાત્મૈકત્વદર્શી બ્રહ્મવિદ મુક્ત પુરુષને સદાત્મસ્વરૂપાવસ્થાનરૂપ સંપત્તિનો તેટલા કાળ સુધી જ વિલંબ છે, જેટલા કાળ સુધી જે પ્રારબ્ધકર્મોથી શરીરનો આરંભ થયો છે, તે કર્મોનો ભોગે કરી ક્ષય થાય છે; પછી તે આત્મવિત્ કૃતાર્થ પુરુષને વિદેહકૈવલ્યની પ્રાપ્તિ થાય છે. એમ અદ્વિતીય સદ્બ્રહ્મના જ્ઞાનથી સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિરૂપ પરમ પુરુષાર્થ ઉપનિષદાદિમાં શ્રૂયમાણ છે તે તેમાં 'ફલલિંગ' છે.

(૫) પ્રકરણ પ્રતિપાદ્ય જે સત્–બ્રહ્મ–તેનુ પ્રશંસન (ગુણકીર્તન કરી સ્તુતિ અથવા સતથી વિપરીત જે અનૃત–જડ તેની નિંદા) પ્રકરણ વિષે હોય તે 'અર્થવાદ' (=ગુણવાદ) નામક પંચમ લિંગ છે. (તે અર્થવાદ ત્રિવિધ છે. (૧) ગુણવાદ, (૨) અનુવાદ, (૩) ભૂતાર્થવાદ.) જેમ છાદોગ્ય ઉપનિષદના તે જ પ્રપાઠકમાં, 'तमादेशमप्राक्ष्यो येनाश्रुत श्रुत भवति अमतं मत–अविज्ञातं विज्ञातम्–इति' (૧–૨)='(કેવલ શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી ગમ્ય અને જેણે કરી

શ્રવણ[૧૯] કહેવાય છે. જીવબ્રહ્મના અભેદની સાધિકા અને ભેદની બાધિકા યુક્તિઓએ અદ્વિતીય બ્રહ્મનું ચિંતન મનન[૨૦] કહેવાય છે. અનાત્માકાર-

પરબ્રહ્મ ઉપદેશાય છે એવો) તે આદેશને પૂછ્યો છે, જે આદેશે કરીને અશ્રુત (નહિ સાંભળેલું) પણ શ્રુત (સાંભળેલું) થાય છે, અમત (અતર્કિત હોય તે) મત (તર્કિત) થાય છે, અવિજ્ઞાત (અનિશ્ચિત હોય તે) વિજ્ઞાત-(નિશ્ચિત) થાય છે.' એ પ્રકારે જે સત્ બ્રહ્મના ઉપદેશનુ અદ્ભુત પ્રશંસન તે ઉપનિષદાદિમાં 'અર્થવાદલિંગ' છે.

(૬) પ્રકરણપ્રતિપાદ્ય સત્-બ્રહ્મ-તેનું યુક્તિઓએ અને દૃષ્ટાંતોએ કરી પ્રતિપાદન તે, 'ઉપપત્તિ' (=નિર્ણાયકયુક્તિ) નામક ષષ્ઠ લિંગ છે. જેમ છાંદોગ્ય-ઉપનિષદના તે જ ષષ્ઠપ્રપાઠકમાં,–' यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात्, वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् '(૧–૪)=' હે સૌમ્ય ! જેમ (લોકમાં) એક મૃત્પિંડને જાણ્યા વડે તે મૃત્પિંડ છે કારણ જેનું એવા ઘટ રુચક (પાત્ર-આદિ) સર્વ મૃણ્મય (મૃદ્વિકારસમૂહ) છે એમ જાણેલું થાય છે. (કેમકે કાર્યનું કારણ સાથે અનન્યત્વ છે તેથી કારણ જાણ્યાથી તેનાં સર્વ કાર્ય જાણેલાં થાય છે.) કારણના કાર્યરૂપ જે વિકાર છે તે વાણીનું અવલંબન માત્ર–નામ જ કેવલ–છે. પરમાર્થથી (કારણરૂપ) મૃત્તિકા એ જ સત્ય વસ્તુ છે.' એ પ્રકારે નામરૂપ ક્રિયાવાળું વિકૃત જગતરૂપ કાર્ય પ્રતીત થાય છે. તે સર્વનું કારણ એક જ અદ્વિતીય સત્–બ્રહ્મ–છે તે સત્ જાણ્યાથી–સર્વ જાણવામાં આવે છે; જેમ મૃત્તિકાના વિકાર ઘટપાત્રાદિનુ કારણ મૃત્તિકા જાણ્યેથી તેનાં સર્વ કાર્ય જાણવામાં આવે છે એ આદિ દૃષ્ટાંતોએ કરી જે સત્–બ્રહ્મનુ પ્રતિપાદન તે ઉપનિષદાદિમાં 'ઉપપત્તિ લિંગ' છે.

એ રીતિએ સર્વ ઉપનિષદોનાં વાક્યોની કૃતાર્થતા, સત્(બ્રહ્મ)પરતારૂપ તાત્પર્ય છે એ જ છે. છાંદોગ્ય ઉપનિષદનો ષષ્ઠ અધ્યાય પરમાર્થ–તત્ત્વ–ઉપદેશ પ્રધાનપર છે. તેનું તાત્પર્ય સત્ બ્રહ્મ અને પ્રત્યગ આત્માના એકત્વ–નિર્ણય પર છે. એ પ્રકારે ગુહ્યાર્થજ્ઞાપક ષડ્લિંગોએ કરી શાસ્ત્રોનાં પ્રકરણોનું તાત્પર્ય વિચારવુ અને નિશ્ચય કરવો.

૧૯. પંચદશી વિષે તૃપ્તિદીપમાં વિદ્યારણ્યમુનિ વદે છે:

वेदान्तानामशेषाणामादिमध्यावसानतः ।
ब्रह्मात्मन्येव तात्पर्यमिति धी. श्रवणं भवेत् ॥ १०१ ॥

(સ્વતઃસિદ્ધ બ્રહ્મ–આત્માના એકત્વ વિષે) સકલ વેદાંત(શાસ્ત્રો)નું આદિ–મધ્ય–અંતથી બ્રહ્મરૂપ પ્રત્યગાત્મા વિષે જ તાત્પર્ય છે (તેના અર્થનો ગુરુમુખ-દ્વારા) તેવો નિર્ણય થાય એ 'શ્રવણ' છે. તેને 'વેદાંતવિચાર' પણ કહે છે.

૨૦. વેદાંતનો (બ્રહ્માત્માના) એકત્વરૂપ જે તાત્પર્યાર્થ, તેની સંભાવના-

વૃત્તિના વ્યવધાનરહિત બ્રહ્માકારવૃત્તિની સ્થિતિ નિદિધ્યાસન[21] કહેવાય છે. નિદિધ્યાસનની પરિપક્વ અવસ્થાને જ સમાધિ કહે છે. એથી સમાધિનો પણ નિદિધ્યાસનમાં અંતર્ભાવ છે, પૃથક્ સાધન નથી. એ શ્રવણ, મનન અને નિદિધ્યાસન જ્ઞાનનાં સાક્ષાત્ સાધન નથી; કિંતુ બુદ્ધિના દોષ જે અસંભાવના અને વિપરીતભાવના તેનાં નાશક છે. [સંશય[22](=સંદેહ)ને અસંભાવના કહે છે અને વિપર્યયને વિપરીતભાવના[23] કહે છે.]

---

સારુ બુદ્ધિસ્વાસ્થ્યકારી શ્રુતિઅવિરોધિની યુક્તિઓએ કરી તેના અર્થનું પુનઃ પુનઃ ચિંતન તે 'મનન' કહેવાય છે.

૨૧. પૂર્વોક્ત શ્રવણ–મનન વડે જે જ્ઞાત અને એકતાનતાએ કરી સાધ્ય જે બ્રહ્માત્મૈકત્વ, તેનુ નિરંતર ચિંતન એ 'નિદિધ્યાસન' છે.

निरन्तर विचारो यः श्रुतार्थस्य गुरोर्मुखात् ।
तन्निदिध्यासन प्रोक्तं तच्चैकाग्र्येण लभ्यते ॥

એ નિદિધ્યાસન સાધનકોટિનું છે. તેનો પરિપાક થઈ ફલભૂત સાધ્ય જે સાક્ષાત્કાર છે, જે સપ્તભૂમિકામાંની 'સત્ત્વાપત્તિ' નામક ચતુર્થભૂમિકા પણ ગણાય છે, તેનો પણ 'નિદિધ્યાસન' શબ્દથી વ્યવહાર કરાય છે. તેનું લક્ષણ આ છે: દેહાદિ વિજાતીયપ્રત્યય(વૃત્તિ)ના તિરસ્કારપૂર્વક બ્રહ્માત્મૈકત્વાકાર સજાતીયપ્રત્યયના પ્રવાહે કરી ધ્યાનધ્યેયાકારવૃત્તિરહિત બ્રહ્માકારમાત્રતાએ કરી સ્ફુરણ એને 'સમાધિ' પણ કહે છે.

વાર્તિકકાર 'નિદિધ્યાસન'નું લક્ષણ આ પ્રમાણે આપે છે.

अपरायत्तबोधो हि निदिध्यासनमुच्यते ॥

અપરાધીન બોધ, વા બોધ્ય વિષયરહિત સ્વતંત્ર બોધ, વા અનાત્મવૃત્તિ–નિરસન જ નિદિધ્યાસન કહેવાય છે.

૨૨. 'આ રજ્જુ છે વા સર્પ છે' એ પ્રકારે કોટિદ્વય(=પક્ષદ્વય)ને અવલંબન વા વિષય કરવાવાળું જ્ઞાન. વા એક ધર્મીમાં વિરુદ્ધકોટિદ્વય–અવગાહિ જ્ઞાન. જેમ કે 'વેદાંતમાં–આત્મા કર્તૃત્વાદિ ધર્મ સહિત છે, વા કર્તૃત્વાદિ ધર્મરહિત છે' ઇત્યાદિ એ સંશય–જ્ઞાન કહેવાય છે.

૨૩. રજ્જુ હોય ત્યાં 'આ સર્પ છે' એવી અવિદ્યાની વૃત્તિ. જેમ કે 'દેહાદિરૂપ જ આત્મા છે' ઇત્યાદિ એ વિપરીત જ્ઞાન કહેવાય છે. ભ્રમ, મિથ્યાજ્ઞાન. જ્ઞાનાધ્યાસ, ભ્રાંતિજ્ઞાન, વિપરીતજ્ઞાન આદિ પણ તેને કહે છે. અતત્માં (જે તે નથી તેમાં) તે બુદ્ધિ. એ જ્ઞાનમાં એકકોટિ(પક્ષ)નુ અવલંબન હોય છે. કોઈ જલાશયને તીરે વૃક્ષ હોય તેનું પ્રતિબિંબ જળમાં ઊંધું જણાય છે. ત્યા બિંબાદિને જોઈ યોગ્ય વિચાર કર્યા વિના જળમાં જેવું જણાય છે તેવું, ઊંધું વૃક્ષ છે, એમ માની લેવુ એ 'વિપરીતભાવના' છે.

## ૧૯ : શ્રવણાદિને પરંપરાએ જ્ઞાનની હેતુતા છે

શ્રવણે કરી પ્રમાણનો સંદેહ (સંશય) દૂર થાય છે, અને મનને કરી પ્રમેયનો સંદેહ દૂર થાય છે. વેદાંતવાક્ય અદ્વિતીય બ્રહ્મનાં પ્રતિપાદક છે, અથવા અન્ય અર્થનાં પ્રતિપાદક છે, એવો પ્રમાણમાં સંદેહ થાય, તે શ્રવણ વડે દૂર થાય છે. અને જીવબ્રહ્મનો અભેદ સત્ય છે, અથવા ભેદ સત્ય છે. એવો પ્રમેયમાં સંદેહ થાય તે મનન વડે દૂર થાય છે. દેહાદિક સત્ય છે અને જીવબ્રહ્મનો ભેદ સત્ય છે, એવા જ્ઞાનને વિપરીતભાવના કહે છે. (તેને જ વિપર્યય કહે છે) તે(વિપરીત ભાવના)ને નિદિધ્યાસન દૂર કરે છે. એ રીતિએ શ્રવણાદિક ત્રય અસંભાવના–વિપરીતભાવનાનાં નાશક છે; અને અસંભાવના અને વિપરીતભાવના જ્ઞાનનાં પ્રતિબંધક છે, એથી જ્ઞાનના જે પ્રતિબંધક તેના નાશ દ્વારા શ્રવણાદિક જ્ઞાનના હેતુ કહેવાય છે; સાક્ષાત્ હેતુ નહિ.

## ૨૦ : અવાંતરવાક્ય અને મહાવાક્યને જ્ઞાનની હેતુતા

જ્ઞાનનાં સાક્ષાત્ સાધન શ્રોત્રસંબંધી વેદાંતવાક્ય છે. તે વેદાંતવાક્ય બે પ્રકારનાં છે : એક અવાંતરવાક્ય છે અને એક મહાવાક્ય છે. (પરમાત્માના અથવા જીવના સ્વરૂપનું બોધક જે વાક્ય, તે અવાંતરવાક્ય કહેવાય છે. જીવપરમાત્માની એકતાનું બોધક વાક્ય તે મહાવાક્ય કહેવાય છે.) અવાંતરવાક્યે પરોક્ષ જ્ઞાન થાય છે. મહાવાક્યે અપરોક્ષ જ્ઞાન થાય છે. 'બ્રહ્મ છે' એ જ્ઞાનને પરોક્ષજ્ઞાન કહે છે. 'હું બ્રહ્મ છું' એ જ્ઞાનને અપરોક્ષજ્ઞાન કહે છે.

'त्वं ब्रह्मासि' નામ 'તું બ્રહ્મ છું,' એવું આચાર્યે ઉચ્ચારણ કર્યું. જે વાક્ય, તેનો શ્રોતાના કર્ણે સંબંધ થતાં જ 'अहं ब्रह्मास्मि' 'હું બ્રહ્મ છું' એવું અપરોક્ષ જ્ઞાન શ્રોતાને થાય છે. અને શ્રોતાના કર્ણથી વાક્યનો સંબંધ થયા વિના જ્ઞાન થાય નહિ, એથી શ્રોત્રસંબંધી વાક્ય જ જ્ઞાનનો હેતુ છે. શ્રોત્રસંબંધી અવાંતર વાક્ય પરોક્ષ જ્ઞાનનો હેતુ છે, અને શ્રોત્રસંબંધી મહાવાક્ય અપરોક્ષ જ્ઞાનનો હેતુ છે. મહાવાક્યે કરી સર્વને અપરોક્ષ જ જ્ઞાન થાય છે, પરોક્ષ થતું નથી.

## ૨૧ : વેદાંતના એકદેશીનો જ્ઞાનની હેતુતા વિષે મત

અને એકદેશીનો આ મત છે:–શ્રવણ–મનન–નિદિધ્યાસન સહિત વાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે. કેવળ વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે, અપરોક્ષ નહિ. જો કેવળ વાક્યથી જ અપરોક્ષ જ્ઞાન થાય તો

શ્રવણ, મનન, નિદિધ્યાસન વ્યર્થ થવાનાં. યદ્યપિ સિદ્ધાંત મતમાં– 'કેવળ વાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે, અને શ્રવણાદિકોથી અસંભાવના વિપરીતભાવનાનો નાશ થાય છે; એથી શ્રવણાદિક વ્યર્થ નથી.' તથાપિ જે વસ્તુનું અપરોક્ષ જ્ઞાન થાય તે વિષે અસંભાવના, વિપરીતભાવના કોઈને પણ હોય નહિ; એથી કેવળ વાક્યથી અપરોક્ષજ્ઞાનવાદી (જે સિદ્ધાતી તે)ના સિદ્ધાંતમાં 'तत्त्वमसि' (નામ 'તે તું છું') આદિક વાક્યોએ બ્રહ્મનુ અપરોક્ષ જ્ઞાન થયેથી, પછી અસંભાવના, વિપરીતભાવના સંભવે નહિ, એથી શ્રવણાદિક સાધન વ્યર્થ થવાનાં. અને 'કેવળ વાક્યથી પરોક્ષજ્ઞાન થાય છે અને શ્રવણ, મનન અને નિદિધ્યાસન કર્યાથી અપરોક્ષ જ્ઞાન થાય છે,' એ મતમાં શ્રવણાદિક વ્યર્થ નથી. એ ઘણા ગ્રંથકારોનો મત છે, તથાપિ એ મત સમીચીન (યથાર્થ–સત્ય) નથી, કેમ કે :

## ૨૨: ઉક્ત એકદેશીના મતની અસમીચીનતા

શબ્દનો આવો સ્વભાવ છે: જે વસ્તુ વ્યવહિત[૨૪] હોય તે(વસ્તુ)નું શબ્દથી પરોક્ષ જ જ્ઞાન થાય છે: કોઈ પ્રકારથી વ્યવહિત વસ્તુનું શબ્દે કરી અપરોક્ષ જ્ઞાન થાય નહિ. જેમ વ્યવહિત સ્વર્ગનું અને ઇંદ્રાદિક દેવોનું શાસ્ત્રરૂપી શબ્દથી પરોક્ષ જ જ્ઞાન થાય છે, અને જે વસ્તુ અવ્યવહિત[૨૫] હોય, તેનું શબ્દે કરી અપરોક્ષ જ્ઞાન અને પરોક્ષજ્ઞાન બન્ને થાય છે. જ્યા અવ્યવહિત વસ્તુને શબ્દ 'અસ્તિ' (=છે) રૂપથી બોધન કરે, ત્યા અવ્યવહિતનુ પણ પરોક્ષ જ્ઞાન થાય છે: જેમ 'દશમો[૨૬] પુરુષ છે.' એ રીતિએ 'અસ્તિ'(છે)રૂપે બોધન

૨૪. દેશકૃત વા કાલકૃત અંતરાય તે વ્યવધાન. વ્યવધાનવાળા વસ્તુને વ્યવહિત કહે છે. જે વસ્તુ દૂર દેશમા હોય તે 'દેશે કરી' વ્યવહિત છે. જે વસ્તુ ભૂત વા ભવિષ્યત્ કાળમા હોય તે 'કાળે કરી' વ્યવહિત છે.

૨૫. અંતરાયરહિત એક પદાર્થ વડે બીજા પદાર્થનું આચ્છાદન તે વ્યવ-ધાન–તિરોધાન–તે વાળું તે 'વ્યવહિત' ને વ્યવધાન વિનાનું તે 'અવ્યવહિત.'

૨૬. એ પ્રસંગના દૃષ્ટાંતની આ આખ્યાયિકા છે:–કોઈ એક ગામનાં દશ બાળક એકત્ર થઈ પરગામ જતાં હતાં. માર્ગમાં મૃગજળની નદી આવી તેને ઊતર્યાં. નદીમા કોઈ બૂડી ગયુ તો નથી એવી શંકાથી, તેમાંના એક પ્રમુખ બાળકે ગણના કરી, તેમા પોતાની ગણના ન કરી; એથી નવ થયા. એમ પ્રથમ પોતાનું અગ્રહણ થતા અન્યથાગ્રહણ થઈ ભય થયો અને ભ્રાંતિથી કહેવા લાગ્યો કે 'દશમો ભાસતો નથી અને છે નહિ.' એમ અજ્ઞાનનું દ્વિવિધ આવરણ

કર્યો જે અંવ્યવહિત દશમ (પુરુષ) તેનું શબ્દે કરી પરોક્ષ જ જ્ઞાન થયુ છે, અને જ્યાં અંવ્યવહિત વસ્તુને 'આ છે' એ રીતિએ શબ્દ બોધન કરે, ત્યાં અવ્યવહિતનું શબ્દે કરી અપરોક્ષ જ્ઞાન જ થાય છે, પરોક્ષ નહિ. જેમ 'દશમો તું છું.' એ રીતિએ શબ્દે બોધન કર્યો જે 'દશમો' તેનું અપરોક્ષ જ્ઞાન જ થયુ છે, તેમ બ્રહ્મ સર્વનો આત્મા હોવાથી, અત્યંત અંવ્યવહિત છે. તેને અવાંતર વાક્ય અસ્તિ-રૂપથી બોધન કરે છે. એથી અંવ્યવહિત બ્રહ્મનું પણ અવાતરવાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે અને 'દશમો તું છું' એ વાકયની પેઠે શ્રોતાના આત્મારૂપ કરીને બ્રહ્મને મહાવાક્ય બોધન કરે છે, એથી મહાવાક્યથી[૨૭] અંવ્યવહિત બ્રહ્મનું પરોક્ષજ્ઞાન સભવે નહિ, કિંતુ અપરોક્ષ જ્ઞાન જ થાય છે.

---

થતાં રોદનાદિરૂપ વિક્ષેપ થયો, અને સર્વ શોકમા પડ્યા. એવામા કોઈ યથાર્થ-વક્તા આપ્ત પુરુષ આવ્યો. તેણે અજ્ઞાનથી રોતાં બાળકોનો વૃત્તાંત સાભળી પ્રથમ અવાતર વાકયરૂપ 'દશમ છે' એમ કહ્યુ. તે સાંભળીને તે બાળકને 'દશમ' છે, એવુ પરોક્ષ જ્ઞાન થયુ અને પછી તેણે પૂછ્યુ કે, 'દશમ કયા છે?' આપ્ત પુરુષે ઉત્તર આપ્યો કે, 'તે (દશમ) તુ છુ' એમ બોધ થતાં જ તે બાળકને-'તે (દશમ) હુ છું' એવુ અપરોક્ષ જ્ઞાન થયુ, અને તેથી અજ્ઞાનકૃત આવરણ સહિત રોદનાદિ વિક્ષેપનો નાશ થયો અને હર્ષનો આવિર્ભાવ થયો. એ દૃષ્ટાત વા આખ્યાયિકાની સગતિ જીવ પ્રતિ આમ છે મનુષ્યજીવે સ્થૂળ, સૂક્ષ્મ, કારણ એ શરીરત્રય, જાગ્રત, સ્વપ્ન સુષુપ્તિ એ અવસ્થાત્રય અને વિશ્વ, તૈજસ. પ્રાજ્ઞ એ તેના અભિમાનીત્રય; એમ નવની (અથવા પોતાના આત્મા) વિના શરીરસંઘાતની કોઈ પણ સંખ્યાની સાથે મળીને સસારરૂપ મૃગજળની નદીમા પ્રવેશ કર્યો છે અને પછી અજ્ઞાનથી આત્માને જ વીસરી. શોકમોહે કરી દુ:ખી થયો છે. કોઈ બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય ગુરુરૂપ આપ્ત પુરુષના સમાગમથી તે જીવને આત્મા-સાક્ષીનુ પ્રત્યક્ષ જ્ઞાન થઈ, હર્ષ-તૃપ્તિ-પરમાનંદનો આવિર્ભાવ થાય છે.

૨૭. અહીયાં આ રહસ્ય છે જેમ દશમ પુરુષને પ્રત્યક્ષ કરવાની સામગ્રી જે મન અને નેત્ર, તે હતા, તોપણ અપરોક્ષ બોધ થયો નહિ, કિંતુ 'દશમ તુ છુ' એ વાક્યથી જ અપરોક્ષ બોધ થયો. એથી દશમને અપરોક્ષબોધરૂપ પ્રમાજ્ઞાનનુ 'દશમ તું છું' એ વાક્ય કરણ છે; તેથી તે વાક્યે પ્રમાણ છે. તેનુ મન અને નેત્ર સહકારી છે તેમ બ્રહ્મના અપરોક્ષ બોધરૂપ પ્રમાજ્ઞાનનુ કરણ મહાવાક્ય છે. એથી તે પ્રમાણ છે. તેનું (શ્રવણાદિ) સાધને કરી સંસ્કૃત જે મન તે સહકારી છે.

પંડિત પીતાંબરજી પુરુષોત્તમજી

## ૨૩ : અને (પૂર્વપક્ષીએ) જે કહ્યું:

'જે વસ્તુનું અપરોક્ષજ્ઞાન થાય, તેના વિષે અસંભાવના–વિપરીત ભાવના થાય નહિ, એથી શ્રવણાદિ વિફલ થઈ જાય છે.' તે શંકા બને નહિ. કેમકે:–

જેમ રાજાને ભર્છુંનું[૨૮] નેત્રે કરી અપરોક્ષ જ્ઞાન થયા છતાં પણ વિપરીતભાવના દૂર થઈ નહિ, તેમ મહાવાકયથી બ્રહ્મનુ અપરોક્ષ જ્ઞાન થાય છે; પરંતુ જેની બુદ્ધિમાં અસભાવના–વિપરીતભાવનાદોષ હોય, તેનું દોષરૂપ કલક સહિત જ્ઞાન ફળનું હેતુ નથી; એથી તે દોષની નિવૃત્તિ અર્થે શ્રવણાદિક કરે. જેની બુદ્ધિમા દોષ નથી તે ન કરે. એવી રીતિએ જ્ઞાનના સાધન મહાવાકય છે, શ્રવણાદિક નહિ, પરંતુ જ્ઞાનના પ્રતિબધક જે દોષ છે, તેના નાશક (શ્રવણાદિક) છે. એથી શ્રવણાદિક જ્ઞાન હેતુ કહેવાય છે. શ્રવણાદિકના હેતુ વિવેકાદિક છે, એથી વિવેકાદિક જ્ઞાનનાં સાધન (હેતુ) કહેવાય છે. વિવેકાદિ ચારે સાધનસંયુક્ત જે પુરુષ છે તે અધિકારી છે. ૨૩

## ૨૪ : સંબંધવર્ણન

દુહો

**प्रतिपादकप्रतिपाद्यता, ग्रंथ ब्रह्म संबंध।**
**प्राप्यप्रापकता कहत, फल अधिकृतनो बंध ॥ २४ ॥**

---

૨૮. ભર્છુંની કથા પાચમા તરગમાં વિસ્તારથી આવે છે તે જોવી, એટલે આ વાતનો આશય સમજાશે. સક્ષેપમા આમ છે. એક રાજા પાસે ભર્છું નામે પ્રધાન હતો. તેના ઉપર તે રાજાનો બહુ પ્રેમ હતો, તેથી બીજા કારભારીઓને બહુ અદેખાઈ આવતી. તેમણે કુભાડ રચ્યુ. પછી એક ભારે કાર્ય આવી પડતા તે કરવા બીજા કારભારીઓએ ભર્છુંને રાજા પાસેથી દૂર મોકલાવ્યો. તે કાર્ય તેણે કર્યું. પણ તે બીજા કારભારીઓએ રાજાને એમ સમજાવ્યુ કે, તે ભર્છું તો મરી ગયો. અને પછી સર્વેએ એકમત થઈ એવું પ્રસિદ્ધ કર્યું કે, ભર્છું તો ભૂત થયો છે. રાજાએ એ વાત માની. ભર્છુંએ એ સર્વ જાણ્યુ તેથી અને પછી કંઈ વિવેક ઉત્પન્ન થવાથી, તેણે સંસાર મિથ્યા માની વનવાસ કર્યો. એક સમયે મૃગયા કરતા જ્યાં ભર્છું હતો તે સ્થળે રાજા આવી પહોંચ્યો. ત્યા ભર્છુંને પ્રત્યક્ષ પોતે દીઠો. પણ બીજા કારભારીઓએ તેને જે અસત્ય સમજાવેલુ તે મૂર્ખની પેઠે માની બેઠેલો, તેથી ભર્છુંને ભૂત માની ત્યાંથી નાસી ગયો. અર્થાત્ એ રીતે એ ભર્છુંનુ અપરોક્ષ જ્ઞાન રાજાને થયુ, પણ તેના મનમાં વિપરીત ભાવના થઈ હતી તે મટી નહિ.

પ્રતિપાદકપ્રતિપાદ્યતા, ગ્રંથ બ્રહ્મ સંબંધ;
પ્રાપ્યપ્રાપકતા કહત, ફલ અધિકૃતનો બંધ. ૨૪

ગ્રંથનો અને વિષયનો, પ્રતિપાદકપ્રતિપાદ્યભાવ સંબંધ છે. ગ્રંથ પ્રતિપાદક છે અને વિષય પ્રતિપાદ્ય છે. (જે પ્રતિપાદન કરનાર હોય તે પ્રતિપાદક કહેવાય છે; જે પ્રતિપાદન કરવાને યોગ્ય હોય તે પ્રતિપાદ્ય કહેવાય છે.) ફળનો અને અધિકારીનો પ્રાપ્યપ્રાપકભાવ સંબંધ છે. ફળ પ્રાપ્ય છે અને અધિકારી પ્રાપક છે. (જે વસ્તુ પ્રાપ્ત થાય તે પ્રાપ્ય કહેવાય છે; જેને પ્રાપ્ત થાય તે પ્રાપક કહેવાય છે.) અધિકારીનો અને વિચારનો કર્તૃકર્તવ્યભાવ સંબંધ છે. અધિકારી કર્તા છે અને વિચાર કર્તવ્ય છે. (જે કરનાર હોય તે કર્તા કહેવાય છે; અને કરવાને યોગ્ય હોય તે કર્તવ્ય કહેવાય છે.) ગ્રંથનો અને જ્ઞાનનો જનકજન્યભાવ સંબંધ છે. વિચાર દ્વારા ગ્રંથ જ્ઞાનનો જનક છે, અને જ્ઞાન જન્ય છે. (જે ઉત્પત્તિ કરનાર હોય તે જનક કહેવાય છે, જેની ઉત્પત્તિ થાય છે તે જન્ય કહેવાય છે.) એ આદિ લઈને બીજા સંબંધ પણ જાણી લેવા. ૨૪

## ૨૫ : વિષયવર્ણન

दुहो

**जीवब्रह्मकी एकता, कहत विषय जन बुद्धि ।**
**तिनको जे अंतर लहै, ते मतिमंद अबुद्धि ॥ २५ ॥**

જીવબ્રહ્મની એકતા, કહે વિષય જન બુધ;
એનો જે અંતર ગણે, તે મતિમંદ અબુધ. ૨૫

જીવબ્રહ્મની એકતા આ ગ્રંથનો વિષય છે. (જે પ્રતિપાદન કરાય તે વિષય કહેવાય છે.) આ ગ્રથ વિષે જીવ-બ્રહ્મની એકતા પ્રતિપાદન કરાય છે, એથી તે એકતા ગ્રંથનો વિષય છે. તે એકતાને સર્વ વેદનાં વચન પ્રતિપાદન કરે છે, એથી જીવબ્રહ્મનો ભેદ કહે છે તે પુરુષ શઠ છે, અને વેદનો વિરોધી છે. ૨૫

## ૨૬ : પ્રયોજનવર્ણન

दुहो

**परमानंद स्वरूपकी, प्राप्ति प्रयोजन जानि ।**
**जगत समूल अनर्थ पुनि, व्है ताकी अतिहानि ॥ २६ ॥**

પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ પ્રયોજન જાણ;
જગત સમૂલ અનર્થ વળી, થાય તેની અતિ હાણ. ૨૬

પ્રપંચ(સંસાર)નું કારણ જે અજ્ઞાન અને પ્રપંચ (પોતે)

જન્મમરણરૂપી દુઃખના હેતુ છે, એથી અનર્થ કહેવાય છે. તે અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ મોક્ષ કહેવાય છે. તે ગ્રંથનું પરમપ્રયોજન છે; અને અવાંતરપ્રયોજન જ્ઞાન છે. જે વિષે પુરુષની અભિલાષા હોય તે પરમપ્રયોજન કહેવાય છે, અને તે પુરુષાર્થ પણ કહેવાય છે. તે અભિલાષા દુઃખની નિવૃત્તિ વિષે અને સુખની પ્રાપ્તિ વિષે સર્વ પુરુષોની હોય છે. તે જ મોક્ષનું સ્વરૂપ છે. એથી પરમપ્રયોજન મોક્ષ છે, અને જ્ઞાન નથી. કેમકે સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિનું સાધન તો જ્ઞાન છે, પરતુ સુખની પ્રાપ્તિ વા દુઃખની નિવૃત્તિરૂપ જ્ઞાન નથી; એથી અવાતર પ્રયોજન જ્ઞાન છે. જે વસ્તુ દ્વારા પરમ પ્રયોજનની પ્રાપ્તિ થાય, તે અવાંતર પ્રયોજન કહેવાય છે. એવું જ્ઞાન છે; કેમકે ગ્રંથે કરીને જ્ઞાન દ્વારા મુક્તિરૂપ પરમ પ્રયોજનની પ્રાપ્તિ થાય છે, એથી જ્ઞાન અવાંતર પ્રયોજન છે. ૨૬

### ૨૭: શંકાપૂર્વક ઉત્તરનું કવિત

(प्रयोजनमां शका)

जीवको स्वरूप अति आनंद कहत वेद,
ताकू सुखप्राप्तिको असंभव वखानिये ।
आगे जो अप्राप्त वस्तु ताकी प्राप्ति संभवत,
नित्य प्राप्त वस्तुकी तौ प्राप्ति किम मानीये ?

જીવનુ સ્વરૂપ અતિઆનદ કહે છે વેદ.
તેને સુખપ્રાપ્તિનો અસંભવ વખાણીએ,
પૂર્વે જે અપ્રાપ્ત વસ્તુ, તેની પ્રાપ્તિ સંભવે છે
નિત્ય-પ્રાપ્ત વસ્તુની તો પ્રાપ્તિ કેમ માનીએ ?

(उपरनी शकानु समाधान)

ऐसी शंका लेस आनि कीजै न विश्वासहानि,
गुरुके प्रसादतैं कुतर्क भले भाजिये,
करको कंकन खोयो ऐसो भ्रम भयो जिहिं ।
ज्ञान तैं मिलत इम प्राप्तप्राप्ति जानिये ॥ २७ ॥

એવી શંકા લેશ જાણી, કીજે ન વિશ્વાસહાનિ,
ગુરુના પ્રસાદથી કુતર્ક ભલે ભાગીએ.
કરનુ કંકણ ખોયુ એવો ભ્રમ થયો જેને,
જ્ઞાનથી મળે છે, એમ પ્રાપ્તપ્રાપ્તિ જાણીએ. ૨૭

૨૮. એવી કોઈ (પૂર્વપક્ષી) શંકા કરે છે કે, પૂર્વે કહ્યું હતું કે 'અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ ગ્રંથનું પ્રયોજન છે,' તે બને નહિ. કેમ કે સર્વ વેદ જીવને પરમ આનંદસ્વરૂપ વર્ણવે છે, અને તમે અંગીકાર પણ કરો છો. અને જે વસ્તુ અપ્રાપ્ત હોય તેની પ્રાપ્તિ સંભવે છે. પ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ સર્વથા બને નહિ. એથી સદા પરમાનંદ-સ્વરૂપ આત્માને પરમાનંદની પ્રાપ્તિ કહેવી સર્વ પ્રકારે કરીને અસંભવ છે. ૨૭

## ૨૯: સિદ્ધાંતી સમાધાન કહે છે:

તે શંકા સાંભળીને ગ્રંથના પ્રયોજનમાંથી વિશ્વાસ દૂર કરવો નહિ, કિંતુ આત્મવિદ્યાનો ઉપદેશ કરવાવાળા જે ગુરુ છે, તેમની કૃપાથી શંકારૂપ જે કુતર્ક છે તે દૃષ્ટાંત વડે દૂર કરી દેવો. તે દૃષ્ટાંત[૨૯] કહેવાય છે. જેમ કોઈના હાથમાં કંકણ હોય, તેને એવો ભ્રમ થઈ જાય, જે 'મારા હાથનું કંકણ ખોવાઈ ગયું.' ત્યારે તેને કોઈના કહેવાથી કંકણનું એવું જ્ઞાન થઈ જાય, જે 'મારું કંકણ હાથમાં છે.' ત્યારે તે એમ કહે છે કે, 'મારું કંકણ મળી ગયું છે.' એ રીતે પ્રાપ્ત જે કંકણ છે તેની પણ પ્રાપ્તિ કહેવાય છે. તેમ પરમાનંદ સ્વરૂપ આત્મા વિષે અવિદ્યાના બળે કરી આવી ભ્રાંતિ થાય છે: 'આત્મા પરમાનંદ સ્વરૂપ છે નહિ, કિંતુ પરમાનંદ સ્વરૂપ બ્રહ્મ છે. તે બ્રહ્મનો અને મારો વિયોગ થઈ ગયો છે. ઉપાસના કરીને તે બ્રહ્મને હું પ્રાપ્ત થઈશ.' એવી ભ્રાંતિ બહુ મૂર્ખ પ્રાણીઓને થઈ રહી છે. યદ્યપિ ઘણા પંડિત પણ એમ કહે છે. તથાપિ તેઓ મૂર્ખ જ છે; કેમ કે જીવબ્રહ્મનો વિયોગ જે અંગીકાર કરે છે, તે મૂર્ખ કહેવાય છે. તે પુરુષોને ઉત્તમ સંસ્કારે કરી જો કદાચિત્ (શ્રોત્રિય) બ્રહ્મજ્ઞાની આચાર્યથી વેદાંત ગ્રંથના શ્રવણની પ્રાપ્તિ થઈ જાય, ત્યારે સાંભળેલા અર્થને નિશ્ચય કરીને કહે છે કે, 'ગ્રંથ અને આચાર્યની કૃપાએ પરમાનંદ અમને પ્રાપ્ત થયો છે.' આ તેમના કહેવાનો અભિપ્રાય છે: આત્મા તો પરમ આનંદસ્વરૂપ આગળ પણ હતો, પરંતુ 'મારો આત્મા પરમાનંદરૂપ છે' એવી રીતે ભાન નહોતું થયું, એથી અપ્રાપ્તની પેઠે હતો. આચાર્ય દ્વારા ગ્રંથશ્રવણે કરી પરમાનંદનું બુદ્ધિ

૨૯. જે અર્થમાં વાદી–પ્રતિવાદી ઉભયનું બુદ્ધિસામ્ય હોય તે; વા સાધ્યની સાથે સમાનધર્મતાને લીધે તત્ધર્મભાવ; અથવા સામાન્ય લોકને અને પરીક્ષકને જે અર્થમાં બુદ્ધિની સમતા થાય છે તે–'દૃષ્ટાંત.'

વિષે ભાન થાય છે, એથી પરમાનંદની પ્રાપ્તિ કહે છે. એવી રીતે પ્રાપ્તની પણ પ્રાપ્તિ બનવાથી, પરમાનંદની પ્રાપ્તિરૂપ ગ્રંથનુ પ્રયોજન સંભવે છે.

જેમ પ્રાપ્તની પ્રાપ્તિ ગ્રથનુ પ્રયોજન છે, તેમ–

૩૦ નિત્યનિવૃત્તની નિવૃત્તિ પણ પ્રયોજન સંભવે છે. દૃષ્ટાંત–રજ્જુ વિષે સર્પ નિત્યનિવૃત્ત છે અને રજ્જુ જ્ઞાને કરી નિવૃત્ત થાય છે. તેમ આત્મા વિષે સંસાર નિત્યનિવૃત્ત છે, તેની નિવૃત્તિ આત્માના જ્ઞાને કરી થાય છે.

એથી નિત્યનિવૃત્તની નિવૃત્તિ અને નિત્યપ્રાપ્તની પ્રાપ્તિ ગ્રથનું પ્રયોજન છે (એ સિદ્ધ થયુ). ૨૭

## ૩૧: એક જ પદાર્થ–મોક્ષ વિષે ભાવ અને અભાવ એ બન્ને હોય નહિ.

(કોઈ આવી શંકા કરે છે:) 'કારણ સહિત જગતની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ, ગ્રંથનુ પ્રયોજન છે.' એ પૂર્વે કહ્યું, એ સંભવે નહિ. કેમ કે નિવૃત્તિ નામ ધ્વંસનું છે, ધ્વંસ અને નાશ એ બે પર્યાયશબ્દ છે. તે નાશ અભાવરૂપ છે. એથી મોક્ષ વિષે ભાવરૂપતા અને અભાવરૂપતા બન્ને પ્રતીત થાય છે, અનર્થની નિવૃત્તિ કહેવા વડે અભાવરૂપતા પ્રતીત થાય છે, અને પરમાનંદની પ્રાપ્તિ કહેવા વડે ભાવરૂપતા પ્રતીત થાય છે. તે બન્ને એક પદાર્થ વિષે બને નહિ. કેમ કે અભાવરૂપતા અને ભાવરૂપતા બન્ને પરસ્પર વિરોધિની છે. જે વિરોધી ધર્મ હોય તે એક કાળમાં એક વસ્તુ વિષે રહે નહિ. 'એથી ગ્રંથનું પ્રયોજન સભવે નહિ.' એવી કોઈ શકા કરે છે.

## ૩૨: તે શંકાના ઉત્તરનો દુહો

**अधिष्ठान तैं भिन्न नहीं, जगतनिवृत्ति बखान ।**
**सर्पनिवृत्ति रज्जु जिम, भये रज्जुको ज्ञान ॥ २८ ॥**

અધિષ્ઠાનથી ભિન્ન નહિ, જગત નિવૃત્તિ વખાણ;
સર્પનિવૃત્તિ રજ્જુ જ્યમ, થયે રજ્જુનું જ્ઞાન. ૨૮

કારણ સહિત જગતની નિવૃત્તિ (તે) અધિષ્ઠાન બ્રહ્મરૂપ જ છે, તે(બ્રહ્મ)થી પૃથક્ નથી, જેમ (રજ્જુમાં જે સર્પ ભાસ્યો તે રજ્જુનું જ્ઞાન થયુ તે) સર્પનિવૃત્તિ તે અધિષ્ઠાનરજ્જુરૂપ છે. (તેમ) 'સર્વત્ર કલ્પિત વસ્તુની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ હોય છે તેથી પૃથક્

નહિ.' એ ભાષ્યકાર(શંકરાચાર્ય)નો સિદ્ધાંત છે. એથી આ સ્થાન વિષે અનર્થની નિવૃત્તિ બ્રહ્મરૂપ (ભાવરૂપ) છે (અભાવરૂપ નથી); કેમ કે સર્વ અનર્થનું અધિષ્ઠાન જે બ્રહ્મ છે, તે બ્રહ્મ ભાવરૂપ છે. એથી અનર્થની નિવૃત્તિ ભાવરૂપ હોવાથી ગ્રંથનુ પ્રયોજન બને છે. એ વાર્તા સિદ્ધ થઈ. ૨૮

दुहो

**जो जन प्रथम तरंग यह, पढै ताहि तत्काल ।**
**करहु मुक्त गुरुमूर्ति व्है, दादू दीनदयाल ॥ २९ ॥**

જે જન પ્રથમ તરંગ આ, પઢે તેની તત્કાલ,
કરો મુક્તિ ગુરુમૂર્તિ થઈ, દાદૂ દીનદયાલ ૨૯

इति श्रीविचारसागरे अनुबन्धसामान्यनिरूपण नाम प्रथमस्तरंगः समाप्त ।

## દ્વિતીય તરંગ

## અનુબંધવિશેષનિરૂપણ

दुहो

**याके प्रथम तरंगमें, किय अनुबंध विचार ।**
**कहुं च द्वितीय तरंग में, तिनडीको विस्तार ॥ १ ॥**

આના પ્રથમ તરંગમાં, કરી અનુબંધ વિચાર;
કહુ હુ દ્વિતીય તરગમાં, તેઓનો વિસ્તાર. ૧

### ૩૩: પૂર્વપક્ષી અનુબંધચતુષ્ટય વિષે શંકાઓ કરે છે

ચાર સાધનયુક્ત અધિકારી કહ્યો. તે ચાર સાધનમાં મુમુક્ષુતા ગણી છે. (મોક્ષની ઇચ્છાનું નામ મુમુક્ષુતા છે.) કારણ સહિત જગતની નિવૃત્તિ (૧) અને બ્રહ્મની પ્રાપ્તિ (૨) મોક્ષ કહેવાય છે. તેને વિષે 'કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષનો અંશ, તેને કોઈ ચાહતું નથી,' એ વાર્તા (પ્રથમ) પૂર્વપક્ષી[30] પ્રતિપાદન કરે છે.

### ૩૪: અધિકારીખંડન

પૂર્વપક્ષ પ્રમાણે (૩૪ થી ૩૮ પર્યંત)
(પ્રથમ અંશ–કારણ સહિત જગતની નિવૃત્તિની ઇચ્છા (૧) કોઈને હોય નહિ.)

---

૩૦ સામા પક્ષવાળો વાદી, સિદ્ધાંતવિરુદ્ધ કોટિકર્તા

दुहो

**मूलसहित जगध्वंसकी, कोउ करत नहि आस ।**
**किंतु विवेकी चहत हैं, त्रिविध दुःखनको नास ॥ २ ॥**

જગદ્ધ્વંસની, મૂળ સહિત કોઈ કરે નહિ આશ;
કિંતુ વિવેકી ચહાય છે, ત્રિવિધ દુઃખનો નાશ. ૨

મૂલાવિદ્યા સહિત જગતનો જે 'ધ્વંસ' નામ નિવૃત્તિ તેની 'આશા' નામ ઇચ્છા કોઈ પુરુષ કરતો નથી, 'કિંતુ' નામ શું કરે છે? (ઉત્તર:) ત્રણ પ્રકારનાં જે દુઃખ છે, તેનો નાશ વિવેકી પુરુષ ઇચ્છે છે. (એમ ઉપરના દુહામાં કહ્યું.) એનો આ અભિપ્રાય છે:

દુઃખ ત્રણ પ્રકારનાં છે:

એક તો અધ્યાત્મ દુઃખ છે, બીજું અધિભૂત દુઃખ છે અને ત્રીજું અધિદૈવ દુઃખ છે. (રોગ–ક્ષુધાદિકોએ કરી જે દુઃખ થાય તે 'અધ્યાત્મ દુઃખ' કહેવાય છે. ચોર–વ્યાઘ્ર–સર્પાદિકોએ કરી જે દુઃખ થાય તે 'અધિભૂત દુઃખ' કહેવાય છે. યક્ષ–રાક્ષસ–પ્રેત–ગ્રહાદિક અને શીત, વાત અને આતપથી જે દુઃખ થાય તે 'અધિદૈવ દુઃખ' કહેવાય[31] છે.)

એવી રીતિએ ત્રણ ભાતિનાં જે દુઃખ છે તેના નાશની સર્વ પુરુષોને ઇચ્છા છે. દુઃખથી ભિન્ન જે (કારણ–અજ્ઞાન સહિત જગત) પદાર્થ છે તેના નાશની વિવેકી પુરુષ ઇચ્છા કરે નહિ. એથી અજ્ઞાન (કારણ) સહિત સકળ જગતની નિવૃત્તિની કોઈને ઇચ્છા બને નહિ, એવું પૂર્વપક્ષીનું કહેવુ છે.

૩૫. (વળી પૂર્વપક્ષી કહે છે કે) અને જો સિદ્ધાંતી આમ કહે કે, 'યદ્યપિ સકળ પુરુષ દુઃખની નિવૃત્તિની ઇચ્છા કરે છે, તથાપિ (જગતના કારણ) અજ્ઞાન સહિત સર્વ જગતની નિવૃત્તિ વિના દુઃખોની નિવૃત્તિ થાય નહિ; એથી દુઃખનિવૃત્તિના નિમિત્ત, અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિને પણ (પુરુષ) ચહાય છે.' તે બને નહિ;

---

૩૧ આત્માને આશ્રય કરીને વર્તનાર જે સ્થૂલ–સૂક્ષ્મ–શરીર તે અધ્યાત્મ કહેવાય છે. ને અધ્યાત્મથી જન્ય દુ ખ તે 'અધ્યાત્મદુ ખ' છે
સ્વસંઘાત(શરીરાદિ)થી ભિન્ન હોય અને ચક્ષુઇંદ્રિયનો વિષય હોય તે અધિભૂત કહેવાય છે, તે અધિભૂતથી જન્ય જે દુ ખ તે 'અધિભૂતદુ.ખ' છે.
સ્વસઘાતથી ભિન્ન હોય અને ચક્ષુઇંદ્રિયનો અવિષય હોય તે અધિદૈવ કહેવાય છે, ને અધિદૈવની પ્રેરણાએ જન્ય જે દુ ખ તે 'અધિદૈવદુ ખ' છે.
પંડિત પીતાંબરજી પુરુષોત્તમજી

કેમ કેઃ—

૩૬. આયુર્વેદમાં જે ઔષધ કહ્યાં છે, તેઓએ કરી રોગજન્ય દુઃખની નિવૃત્તિ થાય છે; અને ભોજનને કરી ક્ષુધાજન્ય દુઃખની નિવૃત્તિ થાય છે. એ રીતિએ પોતપોતાના ઉપાયે કરી સર્વ દુઃખની નિવૃત્તિ થાય છે. એથી અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિ વિના પણ દુઃખોની નિવૃત્તિ બને છે. (એમ છે તો.) દુઃખોની નિવૃત્તિના નિમિત્ત, અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિની ચાહના (ઇચ્છા) બને નહિ. 'કારણ સહિત જગતની નિવૃત્તિ (૧) અને બ્રહ્મની પ્રાપ્તિ (૨) મોક્ષ કહેવાય છે.' (એવું સિદ્ધાંતીનું કહેવું હતું,) તેના વિષે (૧) કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના (પ્રથમ) અંશની પણ ઇચ્છા કોઈને બને નહિ, એ વાર્તા ઉપર દુહા વિષે (પૂર્વપક્ષીએ) કહી. (હવે) (દ્વિતીય અંશ બ્રહ્મની પ્રાપ્તિરૂપ ઇચ્છા (૨) કોઈને બને નહિ.)

૩૭. બ્રહ્મપ્રાપ્તિરૂપ મોક્ષના દ્વિતીય અંશની પણ ઇચ્છા કોઈને બને નહિ, એ વાર્તા.

(પૂર્વપક્ષી કહે છે:)

दुहो

किय अनुभव जा वस्तुको, ताकी इच्छा होई ।
ब्रह्म नहीं अनुभूत इम, चहै न ताकू कोई ॥ ३ ॥

કૃત અનુભવ જે વસ્તુનો, તેની ઇચ્છા હોય,
બ્રહ્મ ન અનુભૂત એહથી, ચહે ન તેને કોય. ૩

જે વસ્તુનો 'અનુભવ' નામ જ્ઞાન હોય, તે વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા થાય છે. જે વસ્તુનું જ્ઞાન હોય નહિ, તેની પ્રાપ્તિની ઇચ્છા પણ થાય નહિ. જેમ અન્ય દેશના અનંત પદાર્થ અજ્ઞાત છે, તેઓની પ્રાપ્તિની ઇચ્છા કોઈ પુરુષને થાય નહિ અને અધિકારી પુરુષને બ્રહ્મનું જ્ઞાન છે નહિ. (અને જેને બ્રહ્મનુ જ્ઞાન હોય તે અધિકારી નહિ કિંતુ મુક્ત છે.) તેને બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા બને નહિ. એથી વેદાંત-શ્રવણથી પૂર્વ અજ્ઞાત જે બ્રહ્મ, તેની પ્રાપ્તિની ઇચ્છા બને નહિ. એવી રીતિએ 'અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિ અને બ્રહ્મની પ્રાપ્તિરૂપ જે મોક્ષ' તેની ઇચ્છા કોઈને બને નહિ. એથી મુમુક્ષુ કોઈ છે નહિ.

૩ (એ પ્રમાણે શંકા કરી, એક રીતિએ કોઈ મુમુક્ષુ અથવા અધિકારી નથી એવું પ્રતિવાદીએ ઉપર બતાવ્યુ.)

અન્ય રીતિએ અધિકારીનો અભાવ પૂર્વપક્ષી પ્રતિપાદન કરે છે.

૩૮ દુહા

**चहत विषय सुख सकल जन, नहीं मोक्षको पंथ ।**
**अधिकारी यातैं नहीं, पढै सुनै जो ग्रंथ ॥ ४ ॥**

ચહે વિષયસુખ સકલ જન, નહિ મોક્ષનો પંથ;
અધિકારી એથી નહિ, પઢે સુણે જે ગ્રંથ. ૪

સર્વ પુરુષ વિષયસુખને ચાહે છે, અને જે કોઈ સકલ વિષયનો ત્યાગ કરીને તપ વિષે આરૂઢ છે, તે પણ પરલોકના ઉત્તમ ભોગોની (વિષયસુખની) ઇચ્છા કરીને નાના ક્લેશ સહન કરે છે. એથી આ લોકના અથવા પરલોકના વિષયસુખને સર્વ ઇચ્છે છે, તે વિષયસુખ મોક્ષ વિષે છે નહિ. એથી મોક્ષનો 'પંથ' નામ સાધન તેને કોઈ પુરુષ ચાહે નહિ. એ રીતે મોક્ષની ઇચ્છારૂપ મુમુક્ષુતા બને નહિ. અને સકલ પુરુષોને વિષયસુખની ઇચ્છા હોય છે, એથી વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિ પણ કોઈ વિષે બને નહિ. એથી સાધનચતુષ્ટય સહિત અધિકારીનો અભાવ હોવાથી, ગ્રંથનો આરંભ નિષ્ફળ છે. (એ રીતિએ પૂર્વપક્ષીએ અધિકારીનુ ખંડન કરી દેખાડ્યુ.) ૪

## ૩૯: વિષયખંડન

પૂર્વપક્ષ પ્રમાણે (૩૯ થી ૪૪ પર્યંત)

(જીવ અને બ્રહ્મની એકતાનો અસંભવ, નાના સાક્ષી)

દુહો

**जीवब्रह्मकी एकता, कह्यो विषय सो कूर ।**
**क्लेशरहित विभुब्रह्म इक, जीव क्लेशको मूर ॥ ५ ॥**

જીવબ્રહ્મની એકતા, કહ્યો વિષય તે ભૂલ;
બ્રહ્મ એક અકલેશ વિભુ, જીવ ક્લેશનું મૂલ. ૫

(પૂર્વપક્ષી સિદ્ધાંતીને કહે છે કે, તમે) પૂર્વે કહ્યું જે 'જીવબ્રહ્મની એકતા આ ગ્રંથનો વિષય છે,' એ સંભવે નહિ. કેમ કે બ્રહ્મ તો, 'અકલેશ' નામ અવિદ્યા,[૩૨] અસ્મિતા,[૩૩] રાગ,[૩૪] દ્વેષ,[૩૫]

૩૨ યથાર્થ જ્ઞાનનું વિરોધી વિપરીતજ્ઞાન, અથવા વિદ્યાએ કરી જેનો નાશ થાય અથવા પ્રતીત થાય પણ વિચારને સહન ન કરે એ 'અવિદ્યા' તે અવિદ્યા મૂલા અને તૂલા એ ભેદથી બે પ્રકારની છે. જે શુદ્ધ ચૈતન્યને આવરે તે 'મૂલા'

અને અભિનિવેશ[૩૬] એ પંચક્લેશથી રહિત છે. અને 'વિભુ' નામ વ્યાપક છે. 'એક' નામ સજાતીયભેદરહિત છે. કેમ કે બ્રહ્મનું સજાતીય બીજું બ્રહ્મ છે નહિ. અને જીવ વિષે સર્વ ક્લેશ છે. (જીવ) પરિચ્છિન્ન છે અને જીવ નાના છે. કેમ કે જેટલાં શરીર છે એટલા જીવ છે. જો સર્વ શરીર વિષે જીવ એક હોય તો એક શરીરમાં સુખ અથવા દુઃખ થવાથી સર્વ શરીર વિષે સુખ અને દુઃખ થવું જોઈએ.

૪૦. અને વેદાંતી કહે છે જે. 'સુખથી આદિ લઈને અંતઃકરણના ધર્મ છે; તે અંતઃકરણ નાના છે, એથી એકના સુખી દુઃખી થવાથી સર્વ સુખી દુઃખી થાય નહિ અને સાક્ષી સુખદુઃખથી રહિત છે, એક છે, અને સર્વ ક્લેશથી રહિત છે. અને તે(સાક્ષી)ની બ્રહ્મની સાથે એકતા બને છે.' (ત્યાં પૂર્વપક્ષી કહે છે.) પણ તે વાર્તા બને નહિ. કેમ કે:

૪૧. કર્તા ભોક્તા જે જીવ છે, તેનાથી ભિન્ન સાક્ષી વંધ્યાપુત્ર સમાન છે. અને જો સાક્ષી અંગીકાર પણ કરે, તો તે પણ એક બને નહિ, નાના સાક્ષી માનવા પડશે, કેમકે વેદાંતનો સિદ્ધાંત આ છે: 'અંતઃકરણ અને સુખદુઃખથી આદિ લઈ અંતઃકરણના ધર્મ એ ઇંદ્રિય અને અંતઃકરણના વિષય[૩૭] નથી, (અર્થાત્ ઇંદ્રિય અને અંતઃકરણ

---

કહેવાય છે. જે ઘટાદિ ઉપાધિવાળા ચૈતન્યને ઢાંકે તે 'તૂલા' કહેવાય છે.

૩૩. સામાન્ય અહંકારરૂપ અંતઃકરણ વિષે ચેતનનો જે તાદાત્મ્યાધ્યાસ–અહ એ જ્ઞાનનો વિષય; વા અંતઃકરણ વિષે અભેદ અભિમાન, એ 'અસ્મિતા.'

૩૪. સુખ અને તેનાં સાધનોની ઇચ્છા; વા અનુકૂલતાના જ્ઞાને કરી જન્યા જે બુદ્ધિવૃત્તિ, એ 'રાગ'.

૩૫. દુઃખ અને તેના સાધનોમાં ક્રોધ, વા પ્રતિકૂલતાના જ્ઞાને કરી જન્યા જે બુદ્ધિવૃત્તિ, એ 'દ્વેષ.'

૩૬. આ અવશ્ય કર્તવ્ય છે એવા આગ્રહયુક્ત મનનો સંયોગ; વા મરણનો સર્વદા જે ત્રાસ; વા મરણના ભયથી શરીરની રક્ષા વિષે જે આગ્રહ; વા સ્વીકૃતના પુન ત્યાગની અસહિષ્ણુતા, વા લોકરંજનાર્થ તદ્દઉચિત કર્મ–ઉદ્યોગ અને તદનુસાર પ્રવૃત્તિ અને વેશાદિ ધારણ, એ 'અભિનિવેશ.'

૩૭ 'સાક્ષીના વિષય' એમ કહે ત્યારે 'સાક્ષી પ્રકાશે છે' એમ સમજવુ. 'અંતઃકરણના વિષય' એમ કહે ત્યારે 'અંતઃકરણે કરી આવરણ ભંગ થાય છે' એમ સમજવુ. 'અજ્ઞાનના વિષય' એમ કહે ત્યારે 'અજ્ઞાન ઢાંકે છે' એમ સમજવુ.

તેમને જાણી શકતાં નથી,) કિંતુ સાક્ષીના વિષય છે. (અર્થાત્ સાક્ષી તેમને પ્રકાશે છે.) કેમ કે ઇંદ્રિય તો પંચીકૃત ભૂતોને વિષય કરે છે. એમાં આટલો ભેદ છે–નેત્રઇંદ્રિય તો રૂપવાળી જે વસ્તુ છે, તેના રૂપને અને રૂપના આશ્રયને, બંનેને વિષય કરે છે. અર્થાત્ દેખે છે. જેમકે નીલ, પીત આદિક ઘટના રૂપને અને તે રૂપના આશ્રય ઘટને નેત્રઇંદ્રિય વિષય કરે છે. અને ત્વચાઇંદ્રિય પણ સ્પર્શને અને તેના આશ્રયને, બનેને વિષય કરે છે (જાણે છે). અને રસના, ઘ્રાણ અને શ્રવણ એ ત્રણ (ઇંદ્રિય) તો રસ, ગંધ અને શબ્દમાત્રને જ વિષય કરે છે (જાણે છે). તેઓના આશ્રયને વિષય કરે નહિ. એથી એ ત્રણે કરી તો અંતઃકરણનું જ્ઞાન બને નહિ અને નેત્રે કરી અને ત્વચાએ કરી પણ અંતઃકરણનું જ્ઞાન બને નહિ. કેમ કે પંચીકૃત ભૂત અથવા પંચીકૃત ભૂતોનાં કાર્ય જે રૂપવાન અથવા સ્પર્શવાન હોય, તે નેત્રના અને ત્વચાના વિષય થાય છે. અતઃકરણ અપંચીકૃત ભૂતોનુ કાર્ય છે, (અને રૂપ અને સ્પર્શરહિત છે.) એથી નેત્ર અને ત્વચાનો પણ વિષય નથી, એ જ કારણથી અપચીકૃત ભૂતોનું કાર્ય નેત્રઇંદ્રિય પણ નેત્રનો વિષય નથી. અને બાહ્ય વસ્તુ ઇંદ્રિયનો વિષય હોય છે અને અંતઃકરણ ઇંદ્રિયની અપેક્ષાથી અતર છે. એથી પણ ઇંદ્રિયનો વિષય (અંતઃકરણ) નથી.'

૪૨. અને (પૂર્વપક્ષી કહે છે, વેદાંતનો એ પણ સિદ્ધાંત છે કે–) 'અંતઃકરણની વૃત્તિનો પણ અંતઃકરણ વિષય નથી. કેમ કે અંતઃકરણ વૃત્તિનું આશ્રય (ઉપાદાન) છે, એથી અંતઃકરણ પોતાની વૃત્તિનો વિષય બને નહિ. જેમ અગ્નિ દાહનો આશ્રય છે, તે (અગ્નિ) દાહનો વિષય થાય નહિ, 'કિંતુ અગ્નિથી ભિન્ન જે કાષ્ઠથી આદિ લઈને વસ્તુ છે,' તે દાહનો વિષય થાય છે. તેમ અંતઃકરણથી ભિન્ન જે વસ્તુ છે તે અંતઃકરણજન્ય વૃત્તિનો વિષય છે, અને અતઃકરણ નહિ.'

૪૩. 'તેમ (વેદાંત પ્રમાણે) અતઃકરણના ધર્મ પણ અંતઃકરણની વૃત્તિના વિષય નથી. કેમ કે અંતઃકરણને વિષય કરવાને સારુ જો અતઃકરણની વૃત્તિ હોય તો અતઃકરણના ધર્મ જે સુખાદિક છે, તેઓને પણ (અતઃકરણની વૃત્તિ) વિષય કરે.[૩૮] તે અંતઃકરણને વિષય કરવાવાળી વૃત્તિ તો અંતઃકરણના સન્મુખ થાય નહિ, એથી અંતઃકરણના

૩૮. નેત્રનો વિષય ઘડો તે ઘડાને નેત્ર દેખે, તો જ ઘડાનો ધર્મ જે રૂપ તેને પણ નેત્ર દેખી શકે છે તેમ.

ધર્મ પણ અંતઃકરણની વૃત્તિના વિષય નથી. અને આ નિયમ છે: વૃત્તિના આશ્રયથી કિંચિત (પણ) દૂર જે વસ્તુ હોય, તે (વસ્તુ) વૃત્તિનો વિષય થાય છે. જે વસ્તુ વૃત્તિના આશ્રયથી અત્યંત સમીપ હોય, તે વૃત્તિનો વિષય થાય નહિ. જેમ નેત્રની વૃત્તિનો આશ્રય જે નેત્ર, તેની અત્યંત સમીપ અંજન, (તે અંજન) નેત્રની વૃત્તિનો વિષય નથી: તેમ અંતઃકરણની વૃત્તિનો આશ્રય જે અંતઃકરણ તેની અત્યંત સમીપ તે સુખથી આદિ લઈને ધર્મ. તે (ધર્મ) અંતઃકરણની વૃત્તિના વિષય બને નહિ એ રીતિએ ધર્મ સહિત અંતઃકરણનું, ઇંદ્રિયથી અથવા પોતાથી (અંતઃકરણથી) ભાન બને નહિ. કિંતુ (અંતઃકરણ અને તેના ધર્મ એ) સાક્ષીના વિષય છે.'

૪૪. (પૂર્વપક્ષી ઉપર પ્રમાણે સિદ્ધાંતના મતનો અનુવાદ કરી કહે છે કે, જે અંતઃકરણને અને અંતઃકરણના ધર્મને પ્રકાશે છે, તેને વેદાંતના સિદ્ધાંતમાં સાક્ષી કહે છે.) તે સાક્ષી એક અંગીકાર કરીએ તો. જેમ એક અંતઃકરણનાં સુખદુઃખનું સાક્ષીએ કરી ભાન થાય છે, તેમ સર્વનાં (અંતઃકરણનાં) સુખદુઃખનું ભાન (તે એક સાક્ષીએ કરી) થવું જોઈએ (પરંતુ તેમ થતું નથી.) એથી સાક્ષી નાના છે. જ્યારે નાના સાક્ષી અંગીકાર કરાય ત્યારે દોષ નહિ. કેમ કે જે સાક્ષીનો ઉપાધિ (જે) અંતઃકરણ છે, તે સાક્ષીએ કરી પોતપોતાના ઉપાધિ-(અંતઃકરણ)ના ધર્મનું ભાન થાય છે, એથી સર્વનાં (અંતઃકરણનાં) સુખદુઃખનું ભાન થાય નહિ. (એમ નાના સાક્ષી સિદ્ધ થાય છે.) એ રીતિએ નાના જે સાક્ષી તેમની એક બ્રહ્મની સાથે એકતા બને નહિ. (એમ છે તો, આ ગ્રંથનો વિષય જે–'જીવબ્રહ્મની એકતા'–તે સંભવતો નથી. ઇતિ વિષયખંડન.)

## ૪૫: પ્રયોજનખંડન

પૂર્વપક્ષ પ્રમાણે (૪૫થી ૫૯ પર્યંત)

(મિથ્યાબંધની સામગ્રીના અભાવથી તેની નિવૃત્તિરૂપ પ્રયોજનનો અસંભવ)

દુહો

**वंधनिवृत्ति ज्ञानतैं बनै न विन अध्यास।**
**सामग्री ताकी नहीं, तजो ज्ञानकी आस ॥ ६ ॥**

બંધનિવૃત્તિ જ્ઞાનથી, બને ન વિન અધ્યાસ;
સામગ્રી તેની નહિ, તજો જ્ઞાનની આશ. ૬

'અહંકારથી આદિ લઈને જે અનાત્મ વસ્તુ છે, તે બંધ કહેવાય છે.' તે બંધ જો અધ્યાસરૂપ હોય તો જ્ઞાને કરી નિવૃત્તિ થાય, અને અધ્યાસરૂપ ન હોય તો જ્ઞાને કરી નિવૃત્ત થાય નહિ. કેમ કે જ્ઞાનનો આ સ્વભાવ છે: જે વસ્તુનું જ્ઞાન થાય તે (વસ્તુ) વિષે, અધ્યાસ અને અજ્ઞાન, તેમને દૂર કરે છે. જેમ રજ્જુનું જ્ઞાન રજ્જુ વિષે સર્પ(ના) અધ્યાસને અને રજ્જુના અજ્ઞાનને દૂર કરે છે. (ભ્રાંતિજ્ઞાનનો વિષય જે મિથ્યાવસ્તુ, અને ભ્રાંતિજ્ઞાન, તેનું નામ અધ્યાસ[૩૯] છે.)

જેને વિષે જે વસ્તુ મિથ્યા નથી, કિંતુ સત્ય છે, તેની જ્ઞાને કરી નિવૃત્તિ થતી નથી. તેમ આત્મા વિષે અહંકારથી આદિ લઈને બંધ જો અધ્યાસ (રૂપ) નામ મિથ્યા હોય તો જ્ઞાને કરી (તેની) નિવૃત થાય. આત્મા વિષે મિથ્યા બંધની સામગ્રી છે નહિ, અને બંધપ્રતીતિ થાય છે એથી બંધ સત્ય છે. તે સત્ય બંધની જ્ઞાને કરી નિવૃત્તિની આશા નિષ્ફળ છે. (એ પ્રમાણે પૂર્વપક્ષી કહે છે.) ૬.

## ૪૬: અધ્યાસસામગ્રીનું[૪૦] નિરૂપણ

दुहो

**सत्य वस्तुके ज्ञानतैं, संसकार इक जान।**
**त्रिविध दोष अज्ञान पुनि, सामग्री पहिचान ॥ ७ ॥**

૩૯. એ અધ્યાસનું 'સ્વરૂપ' વા 'આકાર' છે. 'સિદ્ધાંત–લક્ષણ' નથી.

૪૦ મિથ્યાજ્ઞાન અથવા ભ્રાંતજ્ઞાનના વિષય જે મિથ્યાવસ્તુ અને ભ્રાંતજ્ઞાન એ 'અધ્યાસ' છે. અધ્યાસનાં અનેક અનિયમિત વિલક્ષણ કારણ હોય છે તેથી અધ્યાસ સબંધમાં શાસ્ત્રકારોના અનેકધા વાદ છે. 'स्मृतिरूप परत्र पूर्वदृष्टावभास (૧) 'સ્મૃતિ રૂપ'=સસ્કારના પ્રભવત્વથી સ્મૃતિના રૂપ જેવું રૂપ છે જેનું, 'પરત્ર'=સ્વભિન્ન અને સ્વઅભાવવાળા અન્ય વિષે. 'પૂર્વદૃષ્ટસ્ય'=પૂર્વ અનુભૂત-(સજાતીયપર)નો, અવભાસ'=જ્ઞાન, તે '**અધ્યાસ.**' 'અધિષ્ઠાનથી વિષમ સત્તાવાળો અવભાસ તે અધ્યાસ.' જ્યાં શુક્તિમા રજતભ્રમ થાય ત્યાં શુક્તિદેશમાં રજત ઊપજે છે. તેનું જ્ઞાન અને તાત્કાલિક રજત એ બેને સિદ્ધાતમાં અવભાસ અને અધ્યાસ કહે છે શારીરકભાષ્યાનુસાર અધ્યાસ દ્વિવિધ છે (૧) જ્ઞાનાધ્યાસ, (૨) અર્થાધ્યાસ.

(૧) 'અ–તતમાં તતબુદ્ધિ' એ જ્ઞાનાધ્યાસ: જેમ શુક્તિમાં રજતબુદ્ધિ અથવા આત્મામાં અનાત્મબુદ્ધિ

(૨) પ્રમાણ અજન્ય જ્ઞાનનુ વિષયત્વ હોવા છતાં પૂર્વદૃષ્ટ સજાતીય હોય તે અર્થાધ્યાસ: જેમ શુક્તિમાં રજતનો અધ્યાસ અથવા આત્મામાં અનાત્માનો અધ્યાસ.

અથવા (૧) મિથ્યા વસ્તુનું મિથ્યા 'જ્ઞાન' એ જ્ઞાનાધ્યાસ. (૨) ભ્રાંતિજ્ઞાનનો વિષય જે સર્પાદિક મિથ્યા 'વસ્તુ' એ અર્થાધ્યાસ.

સત્ય વસ્તુના જ્ઞાનથી. જાણુ એક સંસ્કાર,
ત્રિવિધદોષ. અજ્ઞાન વળી સામગ્રી એ ધાર્ય. ૭

સત્ય વસ્તુના જ્ઞાનજન્ય સંસ્કાર (૧), ત્રણ પ્રકારના દોષ–પ્રમાતાનો દોષ, પ્રમાણનો દોષ અને પ્રમેયનો દોષ (૨) અને અધિષ્ઠાનના વિશેષ રૂપનું અજ્ઞાન (૩) એટલી અધ્યાસની સામગ્રી[41] છે. એ વિના અધ્યાસ થાય નહિ.

(૧) જેમ શુક્તિમાં રૂપાનો અને રજ્જુમા સર્પનો અધ્યાસ થાય છે તે, જે પુરુષે સત્ય રૂપું અને સત્ય સર્પ દીઠાં છે તેને થાય છે. (અર્થાત્ સત્ય વસ્તુના જ્ઞાનજન્ય સંસ્કાર જેને પ્રથમ હોય છે તેને અધ્યાસ થાય છે) અને જેને સત્ય રૂપાનુ અને (સત્ય) સર્પનું જ્ઞાન નહિ, તેને (અધ્યાસ) થાય નહિ. એથી એમ સિદ્ધ થાય છે કે, સત્ય વસ્તુના જ્ઞાનના સંસ્કાર અધ્યાસના હેતુ છે.

(૨) અને શુક્તિમાં સર્પનો (અને) રજ્જુમા રૂપાનો અધ્યાસ થાય નહિ એથી (૧) પ્રમેય[42] (અધિષ્ઠાન) વિષે સાદૃશ્ય દોષ અધ્યાસનો હેતુ છે. એ જ રીતે (૨) પ્રમાતા વિષે લોભ, ભયથી આદિ લઈને (જે દોષ) અને (૩) નેત્રાદિક પ્રમાણ વિષે પિત્ત કામલથી આદિ લઈને જે દોષ, તે (ત્રણ દોષ) અધ્યાસના હેતુ છે

(૩) અને શુક્તિનું 'ઇદમ્'રૂપે કરીને સામાન્ય જ્ઞાન હોય અને 'આ શુક્તિ છે' એમ વિશેષ જ્ઞાન ન હોય, ત્યારે અધ્યાસ થાય છે. 'શુક્તિ છે' એવું વિશેષરૂપે કરીને જ્ઞાન હોય, ત્યારે અધ્યાસ થાય નહિ; અને (આ કંઈક છે એમ) સામાન્યરૂપે કરીને જ્ઞાન ન હોય તોપણ અધ્યાસ થાય નહિ. એથી અધિષ્ઠાનનું વિશેષરૂપે કરી અજ્ઞાન અને (અધિષ્ઠાનનું) સામાન્યરૂપે કરી જ્ઞાન અધ્યાસનાં હેતુ છે. એટલી અધ્યાસની સામગ્રી છે. એમાંથી કોઈ એક નહિ હોય, તોપણ અધ્યાસ થાય નહિ. જેમ કુલાલ (કુંભાર), ચક્ર, દંડ, મૃત્તિકા (એ) ઘટની સામગ્રી છે. (તેમાંથી) કોઈ એક ન હોય તો ઘટ થાય નહિ. તેમ

૪૧. કાર્યથી નિયત અવશ્યભાવિની પૂર્વક્ષણવૃત્તિ જેની તે 'કારણ' કહેવાય છે, તે કારણના સમૂહને સામગ્રી કહે છે. એવી અધ્યાસની સામગ્રીનું નિરૂપણ નામ લક્ષણાદિ પ્રકારે કરી જ્ઞાનને અનુકૂલ વચન વિચાર.

૪૨. પ્રમાજ્ઞાનનો વિષય. કલ્પિત સર્પ રજત આદિકનું અધિષ્ઠાન જે રજ્જુ–શુક્તિ આદિક તે પ્રમાજ્ઞાનનો 'વિષય' છે,–એથી તે રજ્જુ શુક્તિ આદિ એ 'પ્રમેય' છે. રજ્જુ–શુક્તિ આદિ વિષે સર્પ–રજતાદિની તુલ્યતા તે 'સાદૃશ્ય–દોષ' છે, 'પ્રમેય–દોષ' પણ એને જ કહે છે.

અધ્યાસ પણ (ઉપર કહેલી) સર્વ સામગ્રીએ કરી થાય છે. ૭

(બંધના અધ્યાસમાં સત્ય વસ્તુના જ્ઞાનજન્યસંસ્કારરૂપ પૂર્વોક્ત (૧) સામગ્રીનો અભાવ)

૪૭. અને 'બંધના અધ્યાસમાં એક પણ કારણ છે નહિ.' બંધ ક્યાંક સત્ય હોય તો તેના જ્ઞાનજન્ય સંસ્કારથી આત્મા વિષે મિથ્યા બંધ પ્રતીત થાય. જેથી સિદ્ધાંતમા આત્માથી ભિન્ન કોઈ સત્ય વસ્તુ છે નહિ; એથી સત્ય બંધના જ્ઞાનજન્ય સસ્કારનો અભાવ હોવાથી, આત્મા વિષે બંધનો અધ્યાસ બને નહિ.

(બંધના અધ્યાસમા પ્રમેયાદિદોષરૂપ પૂર્વોક્ત (૨) સામગ્રીનો અભાવ)

૪૮. તેમ આત્માનું અને બધનું સાદૃશ્ય પણ છે નહિ. ઊલટો તમ–પ્રકાશની પેઠે વિપરીત સ્વભાવ છે. આત્મા પ્રત્યક્ છે અને બંધ પરાક્ છે. ('પ્રત્યક્' નામ અંતરનું છે, અને 'પરાક્' નામ બાહ્યનુ છે.) આત્મા વિષયી છે અને બંધ વિષય છે. (જે પ્રકાશ કરવાવાળો હોય તે 'વિષયી' કહેવાય છે અને જેનો પ્રકાશ કરાય તે 'વિષય' કહેવાય છે.) પ્રત્યક્ વિષે પરાક્નો તથા પરાક્ વિષે પ્રત્યક્નો અધ્યાસ થાય નહિ. જેમ પુત્રાદિકોની અપેક્ષાથી દેહ પ્રત્યક્ છે, તેને વિષે પુત્રાદિકોને, અને પુત્રાદિકો વિષે દેહનો અધ્યાસ થાય નહિ. અને વિષયમાં વિષયીનો તથા વિષયીમાં વિષયનો અધ્યાસ થાય નહિ. જેમ વિષય જે ઘટાદિક તેમાં વિષયી દીપકનો અને (વિષયી) દીપકમાં (વિષય) ઘટાદિકોનો અધ્યાસ થાય નહિ. તેમ સાદૃશ્યનો અભાવ હોવાથી પ્રત્યક્ વિષયી જે આત્મા, તે (આત્મા) વિષે પરાક્ વિષય-રૂપ બંધનો અધ્યાસ બને નહિ. પ્રત્યક્નો અને પરાક્નો વિરોધ છે. વિષયી અને વિષયનો વિરોધ છે, સાદૃશ્ય નથી; એથી બંધનો અધ્યાસ આત્મા વિષે બને નહિ.

૪૯. તેમ જ પ્રમાતાના દોષનો અને પ્રમાણના દોષનો પણ અભાવ છે. કેમ કે 'પ્રમાતા આદિથી લઈને સર્વ પ્રપંચ અધ્યાસરૂપ છે, તે જ બંધ છે,' એ વેદાંતનો સિદ્ધાંત[૪૩] છે. એ રીતે બંધના

૪૩. બ્રહ્મચૈતન્યથી ભિન્ન જે અજ્ઞાન અને અજ્ઞાનનાં કાર્ય–સ્થૂલ, સૂક્ષ્મ, પ્રપચ–એ સર્વ ચેતન વિષે અધ્યસ્ત છે. એને જ અંતર્ગત, અંતઃકરણરૂપ પ્રમાતા અને ઇંદ્રિયરૂપ પ્રમાણ છે. એથી એ પણ અધ્યસ્ત છે. તેથી પ્રપચના અધ્યાસથી પૂર્વસિદ્ધ નથી. એ ઉપનિષદનો નિર્ણીત અર્થરૂપ સિદ્ધાંત છે.–પં. પી. પુ

અધ્યાસથી પૂર્વ પ્રમાતા–પ્રમાણનું સ્વરૂપ અસિદ્ધ દોષ પણ અસિદ્ધ છે. એથી બંધનો અધ્યાસ પૂર્વપક્ષીનું કહેવું છે).

(બંધના અધ્યાસમાં અધિષ્ઠાનના વિશેષરૂપનું અજ્ઞાન, એ રૂપ (૩) સામગ્રીનો અભાવ)

૫૦. અને અધિષ્ઠાનના વિશેષરૂપે કરીને અજ્ઞાન પણ બને નહિ; કેમ કે 'બંધનું અધિષ્ઠાન જે બ્રહ્મ છે તે 'સ્વયંપ્રકાશ જ્ઞાનરૂપ છે.' તે સ્વયંપ્રકાશ જ્ઞાનરૂપ બ્રહ્મ વિષે સૂર્ય વિષે તમની પેઠે, અજ્ઞાન બને નહિ. જેમ પ્રકાશમાન સૂર્ય સાથે તમનો વિરોધ છે, તેમ ચેતન–પ્રકાશ અને તમરૂપ અજ્ઞાનનો પરસ્પર વિરોધ છે. અને અધિષ્ઠાનનું અજ્ઞાન અંગીકાર કરીએ, તોપણ બંધનો અધ્યાસ બને નહિ; કેમ કે અત્યંત અજ્ઞાત વિષે તથા અત્યંત જ્ઞાત વિષે અધ્યાસ થાય નહિ. કિંતુ વિશેષરૂપે કરી અજ્ઞાત અને સામાન્યરૂપે કરી જ્ઞાત વિષે (અધ્યાસ) થાય છે. અને 'બ્રહ્મ સામાન્યવિશેષભાવથી રહિત છે,'–('નિર્વિશેષ છે') એ સિદ્ધાંત છે. એથી વિશેષરૂપે અજ્ઞાત અને સામાન્યરૂપે જ્ઞાત બ્રહ્મ બને નહિ. અને અધ્યાસના લોભે બ્રહ્મ વિષે સામાન્યવિશેષભાવ અંગીકાર કરશો, તો સિદ્ધાંતનો ત્યાગ થશે. એ રીતે નિર્વિશેષ પ્રકાશરૂપ જે બ્રહ્મ, તે(બ્રહ્મ)ના વિશેષરૂપે અજ્ઞાનનો અને સામાન્યરૂપે જ્ઞાનનો અભાવ હોવાથી, તેના વિષે અધ્યાસ બને નહિ. એથી 'બ્રહ્મ વિષે બંધ અધ્યાસરૂપ છે' એ કહેવું બને નહિ. કિંતુ બંધ સત્ય છે. તે સત્ય બંધની જ્ઞાને કરી નિવૃત્તિનો અસંભવ છે. એથી ગ્રંથનું જ્ઞાન દ્વારા મોક્ષરૂપ પ્રયોજન બને નહિ. અને જ્ઞાને કરી મોક્ષનો પ્રતિપાદક જે સિદ્ધાંત તે યોગ્ય રહે નહિ. કિંતુ–

### ૫૧: કેવલ કર્મે કરી મોક્ષની સિદ્ધિ: એકભવિકવાદ

કર્મે કરી મોક્ષ થાય છે એ વાર્તા (પૂર્વપક્ષી) એકભવિકવાદની[૪૪] રીતિએ પ્રતિપાદન કરે છે.

दुहो

सत्य बंधकी ज्ञानतैं, नहीं निवृत्ति सयुक्त ।
नित्यकर्म सतत कर, भयो चहै जो मुक्त ॥ ८ ॥

૪૪. પૂર્વમીમાંસાનો એકદેશી એમ કહે છે કે, કર્માંને મોક્ષની ઈચ્છા પછી એક જ જન્મ થાય છે. એ વાદ

અ૨ સત્ય બંધની જ્ઞાનથી. નહિ નિવૃત્તિ સયુક્ત;
નિત્યકર્મ સંતત કરે, ચહે થવા જે મુક્ત. ૮

સત્ય બંધની જ્ઞાનથી નિવૃત્તિ માનવી 'સયુક્ત' નામ યુક્તિ સહિત નથી; કિંતુ અયુક્ત છે. એથી જે પુરુષ મુક્ત થવા ચાહે, તે 'સંતત' નામ નિરંતર નિત્યકર્મ કરે. ૮

એનો આ અભિપ્રાય છે:

## ૫૨: કર્મના પ્રકાર—વિહિત: નિષિદ્ધ

કર્મ બે પ્રકારનું છે: એક વિહિત છે અને એક નિષિદ્ધ છે. (પુરુષની પ્રવૃત્તિના નિમિત્ત જેનું સ્વરૂપ વેદે બોધન કર્યું છે, તે 'વિહિતકર્મ' કહેવાય છે. અને પુરુષની નિવૃત્તિ જેણે બોધન કરી છે, તે 'નિષિદ્ધકર્મ' કહેવાય છે.) અને સ્વભાવસિદ્ધ જે ક્રિયા છે તે કર્મ નથી; કેમ કે વેદે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિના નિમિત્ત બોધન જે કર્યું છે, તે કર્મ કહેવાય છે. ઉદાસીન ક્રિયા[૪૫] કર્મ નહિ. એથી બે પ્રકારનું કર્મ છે, ત્રણ પ્રકારનું નહિ.

## ૫૩: પાંચ પ્રકારનાં કર્મ

વિહિત કર્મ ચાર પ્રકારનું છે: એક નિત્ય છે અને (એક) નૈમિત્તિક છે, કામ્ય છે અને પ્રાયશ્ચિત્ત છે. પાપનાશના નિમિત્ત વિધાન કર્યું જે કર્મ, તે પ્રાયશ્ચિત્ત કહેવાય છે. જેમ પ્રમાદે કરી યતિને દ્રવ્યના ગ્રહણજન્ય જે પાપ (લાગે) તેના નાશના નિમિત્ત દ્રવ્યનો ત્યાગ અને ત્રણ ઉપવાસ છે (એ પ્રાયશ્ચિત્તકર્મ છે). ફળના નિમિત્ત વિધાન કરેલું કર્મ તે કામ્ય કહેવાય છે. જેમ વૃષ્ટિકામને કારીરીયાગ[૪૬] છે; અને સ્વર્ગકામને અગ્નિહોત્ર (અને) સોમયાગથી આદિ લઈને (યાગો) છે (તે કામ્ય કર્મ છે). જે કર્મને નહિ કર્યાથી પાપ થાય અને કર્યાથી પુણ્યપાપરૂપ ફળ થાય નહિ, અને સદા જેનું વિધાન નહિ, કિંતુ કંઈ નિમિત્તને લઈને (જેનું) વિધાન કર્યું હોય તે કર્મ નૈમિત્તિક કહેવાય છે, જેમ ગ્રહણશ્રાદ્ધ છે; અને અવસ્થાવૃદ્ધ, જાતિવૃદ્ધ, આશ્રમવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, ધર્મવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, પુરુષના

૪૫. વિહિત અને નિષિદ્ધથી શેષ રહેતી સહજ ક્રિયા: રાગદ્વેષથી રહિત ગમનાગમન—શૌચાદિ ક્રિયા.

૪૬. 'વર્ષકામેષ્ટિ: કારીરી.'—વર્ષાની ઇચ્છાવાળા પુરુષે કરવાનો યજ્ઞ. વર્ષાના હેતુ વિષે ઇષ્ટિ તે 'કારીરી'

આગમનથી ઉત્થાનરૂપ કર્મ છે. (વિદ્યાશબ્દે શાસ્ત્રજ્ઞાનનું ગ્રહણ છે અને જ્ઞાનશબ્દે અપરોક્ષ વિદ્યાનું ગ્રહણ છે. પૂર્વ પૂર્વથી ઉત્તર ઉત્તર ઉત્તમ છે.) (એ નૈમિત્તિક કર્મ છે.) જે(કર્મ)ના નહિ કરવાથી પાપ થાય, કરવાથી ફળ થાય નહિ, અને સદા જેનું વિધાન હોય, તે નિત્ય કર્મ કહેવાય છે. જેમ સ્નાન–સંધ્યાદિક (કર્મ) છે (તે નિત્યકર્મ છે). એ રીતે ચાર પ્રકારનાં વિહિત અને (એક) નિષિદ્ધ મળીને પાંચ પ્રકારનાં કર્મ છે.

## ૫૪: મોક્ષની ઇચ્છાવાળા કામ્ય અને નિષિદ્ધ કર્મ કરે નહિ

કેમ કે કામ્યકર્મે કરી ઉત્તમ લોક પ્રતિ જાય છે અને નિષિદ્ધ (કર્મે) કરી નીચ લોક પ્રતિ જાય છે. એથી બંનેને ત્યાગ કરે, અને નિત્યકર્મને સદા કરે, અને નૈમિત્તિક(કર્મ)નું જ્યારે નિમિત્ત હોય ત્યારે, નૈમિત્તિક પણ કરે; કેમ કે નિત્યનૈમિત્તિક કર્મને નહિ કરે તો પાપ થશે, અને તે પાપે કરી નીચ યોનિને પ્રાપ્ત થશે; એથી પાપને રોકવા અર્થે નિત્યનૈમિત્તિક કર્મ કરે. નિત્યનૈમિત્તિક કર્મનું અન્ય ફળ નથી, આ જ ફળ છે; તેમને નહિ કર્યાથી જે પાપ થાય છે, તે તેમના કરવાથી થાય નહિ. એથી મુમુક્ષુ નિત્યનૈમિત્તિક કર્મ અવશ્ય કરે.

૫૫. અને જો કદાચિત્ પ્રમાદથી નિષિદ્ધ કર્મ થઈ જાય તો તેનો દોષ દૂર કરવા સારુ પ્રાયશ્ચિત્ત કરે. જો નિષિદ્ધ કર્મ ન કર્યું હોય, તોપણ જન્માંતરનાં જે પાપ છે, તેમને દૂર કરવા સારુ પ્રાયશ્ચિત્ત કર્મ કરે, પરંતુ એટલો ભેદ છે. પ્રાયશ્ચિત્ત બે પ્રકારનુ છે: એક તો અસાધારણ છે અને એક સાધારણ છે. કોઈ પાપવિશેષને દૂર કરવા સારુ શાસ્ત્રે જે વિધાન કર્યું હોય, તે અસાધારણ પ્રાયશ્ચિત્ત કહેવાય છે. જેમ પૂર્વે કહ્યા ઉપવાસ છે. અને સર્વ પાપને દૂર કરવા સારુ શાસ્ત્રે વિધાન કરેલું જે કર્મ તે સાધારણ પ્રાયાશ્ચિત્ત કહેવાય છે. જેમ ગંગાસ્નાન અને ઈશ્વરનું નામ–ઉચ્ચારણ છે. એથી આદિ લઈને અન્ય પણ જાણી લેવાં. એ રીતે બે પ્રકારનું પ્રાયશ્ચિત્ત છે: જો જ્ઞાત પાપ હોય, તો તે પાપનું નાશક જે અસાધારણ પ્રાયશ્ચિત્ત શાસ્ત્રે બોધન કર્યું છે, તેને કરે; અને જન્માંતરનાં જે અજ્ઞાત પાપ છે, તેમને દૂર કરવા સારુ સાધારણ પ્રાયશ્ચિત્ત કરે. કેમ કે અસાધારણ પ્રાયશ્ચિત્તનો આ સ્વભાવ છે—જે પાપનો નાશ કરવા સારુ શાસ્ત્રે જે પ્રાયશ્ચિત્ત વિધાન કર્યું છે, તે પાપ (તે) પ્રાયશ્ચિત્તે કરી દૂર થાય છે; અન્ય નહિ. અને જન્માંતરનાં પાપનું આવું જ્ઞાન છે નહિ—જે કર્યું

પાપ છે; (અને) કયા પ્રાયશ્ચિત્તે કરી દૂર થશે. એથી સાધારણ પ્રાયશ્ચિત્ત કરે.

૫૬. સાધારણ પ્રાયશ્ચિત્તે કરી સર્વ પાપ દૂર થાય છે. યદ્યપિ ગંગાસ્નાન આદિથી લઈને જે સાધારણ પ્રાયશ્ચિત્ત કહ્યાં, તે કેવળ પ્રાયશ્ચિત્તરૂપ નથી; કિંતુ કામ્યરૂપ અને પ્રાયશ્ચિત્તરૂપ છે; કેમ કે ગંગાસ્નાને કરી ઉત્તમ લોકની પ્રાપ્તિ શાસ્ત્રમાં કહી છે, તેમ ઈશ્વરના નામોચ્ચારણે કરી પણ ઉત્તમ લોકની પ્રાપ્તિ કહી છે, એથી કામ્યરૂપ છે; અને પાપના નાશક છે એથી પ્રાયશ્ચિત્તરૂપ છે. જેમ અશ્વમેધ બ્રહ્મહત્યાદિક પાપનો નાશક છે અને સ્વર્ગની પ્રાપ્તિરૂપ ફળનો હેતુ છે; તેમ ગંગાસ્નાનાદિક છે; કેવળ પ્રાયશ્ચિત્ત નથી. એથી ગંગાસ્નાનાદિકોએ કરી ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. તે (ઉત્તમ લોક) મુમુક્ષુને વાંચ્છિત છે નહિ; તથાપિ જેને ઉત્તમ લોકની વાંચ્છા છે, તેને તો ગંગાસ્નાનાદિક પાપનો નાશ કરીને ઉત્તમ લોકને પ્રાપ્ત કરે છે. જેને (ઉત્તમ) લોકની કામના છે નહિ, તેના કેવળ પાપનાં જ નાશક છે. એથી કામના સહિત અનુષ્ઠાન કરવાં એ ‘કામ્યરૂપ’ પ્રાયશ્ચિત્ત છે, (અને) લોકકામના વિના અનુષ્ઠાન કરવાં એ ‘કેવળ’ પ્રાયશ્ચિત્તરૂપ છે. જેમ વેદાંતમતમા ‘સંપૂર્ણ કર્મ સકામ પુરુષને સંસારનાં હેતુ છે અને નિષ્કામ(પુરુષ)ને અંતઃકરણની શુદ્ધિ કરીને મોક્ષનાં હેતુ છે,’ તેમ એક જ ગગાસ્નાન તથા ઈશ્વરનું નામોચ્ચારણ, સકામ(પુરુષ)ને કામ્યરૂપ પ્રાયશ્ચિત્ત છે અને નિષ્કામ(પુરુષ)ને કેવળ પ્રાયશ્ચિત્તરૂપ છે; એથી મુમુક્ષુ સાધારણ પ્રાયશ્ચિત્ત કરે, એ રીતે જન્માતરનાં સપૂર્ણ પાપનો નાશ, જ્ઞાન વિના જ થાય છે (એમ પૂર્વપક્ષી કહે છે).

૫૭. તેમ મુમુક્ષુનાં જન્માંતરનાં કામ્ય કર્મ પણ વંધ્યાના સમાન છે, ફળનાં હેતુ નથી; કેમ કે જેમ કર્મના અનુષ્ઠાનકાળ વિષે પુરુષની ઇચ્છા, ફળનો હેતુ, વેદાંતમતમાં અંગીકાર કરી છે; ઇચ્છા સહિત અનુષ્ઠાનથી કરાતાં કર્મ સ્વર્ગાદિ ફળનાં હેતુ છે, અને નિષ્કામ અનુષ્ઠાનથી કરાતાં કર્મ સ્વર્ગાદિક ફળનાં હેતુ નથી, એ વેદાંતનો સિદ્ધાંત છે; તેમ (અમારા એકભવિકવાદના સિદ્ધાંતમાં) કર્મની સિદ્ધિથી અનંતર પણ પુરુષની ઇચ્છા ફળનો હેતુ છે. પુરુષની તે ઇચ્છા જે કાળમા પુરુષ મુમુક્ષુ થયો ત્યારે દૂર થઈ ગઈ, એથી જન્માંતરનાં કામ્ય કર્મ પણ ફળનાં હેતુ નહિ. જેમ કોઈ પુરુષે ધનની પ્રાપ્તિની ઇચ્છાથી ધની પુરુષનું આરાધન કર્યું હોય, તે ધનીના આરાધનથી અનંતર પણ જો

ધનની ઇચ્છા દૂર થઈ જાય, તો ધનની પ્રાપ્તિરૂપ ફળ થાય નહિ; તેમ જન્માંતરનાં કામ્ય કર્મનું ફળ પણ તે મુમુક્ષુને ઇચ્છાના અભાવથી થતું નથી. એ રીતે કેવળ કર્મે કરી મોક્ષ થાય છે. (એમ પૂર્વપક્ષી કહે છે. વળી કહે છે કે :)

૫૮. વર્તમાન જન્મ વિષે કામ્ય અને નિષિદ્ધ (કર્મ) કર્યાં નથી જેથી ઊર્ધ્વલોક (સ્વર્ગ) કે અધોલોક (નરક) પ્રતિ જાય. જન્માંતરનાં પ્રારબ્ધ–જે નિષિદ્ધ અને કામ્ય (કર્મ)–તેમનો ભોગે કરી નાશ થાય છે. નિત્ય અને નૈમિત્તિક (કર્મ) નહિ કરવાથી જે પાપ થાય છે, તે(કર્મ)ને કરવાથી મુમુક્ષુને થાય નહિ. અને જન્માંતરનાં સંચિત જે નિષિદ્ધ (કર્મ) છે, તેમનો સાધારણ પ્રાયશ્ચિત્તે કરી નાશ થાય છે. જન્માંતરનાં સંચિત કામ્ય કર્મ, મુમુક્ષુને ઇચ્છાના અભાવથી, ફળ દે નહિ. એથી મુમુક્ષુ નિત્યનૈમિત્તિક (કર્મ) અને સાધારણ પ્રાયશ્ચિત્તરૂપ કર્મ કરે. અને વર્તમાન જન્મનું જ્ઞાત નિષિદ્ધકર્મ હોય તો અસાધારણ પ્રાયશ્ચિત્ત કરે.

અથવા નિત્ય અને નૈમિત્તિક જ કરે, પ્રાયશ્ચિત્ત ન કરે; કેમ કે જે સંચિત નિષિદ્ધ કર્મ અને કામ્ય કર્મ તે મુમુક્ષુનાં નષ્ટ થઈ જાય છે. જેમ જ્ઞાનવાનનાં સંચિત કર્મનો નાશ વેદાંતમતમાં અંગીકાર કર્યો છે; તેમ નિષિદ્ધ (અને) કામ્ય(કર્મ)નો ત્યાગ કરીને, નિત્યનૈમિત્તિક કર્મ વિષે વર્તમાન જે મુમુક્ષુ તેનાં સચિત કર્મનો નાશ થાય છે. અથવા સંચિત જે કામ્ય અને નિષિદ્ધ, તે સર્વ મળીને એક જન્મનો આરંભ કરે છે, એથી મુમુક્ષુને એક જન્મ અન્ય થાય છે. અથવા યોગીના કાયવ્યૂહની[૪૭] પેઠે એક જ કાલ વિષે સર્વ સંચિત, અનંત શરીરોનો આરંભ કરે છે; એ વડે મુમુક્ષુ ઉત્તર જન્મ વિષે સર્વનું ફળ ભોગવી લે છે. અથવા નિત્ય અને નૈમિત્તિક કર્મના અનુષ્ઠાનથી જે ક્લેશ થાય છે, તે જન્માંતરના સંચિત નિષિદ્ધ કર્મનું ફળ છે; એથી જન્માંતરનું સચિત નિષિદ્ધ અન્ય જન્મનો આરંભ કરે નહિ. કામ્ય જે સંચિત છે, તે એક જન્મમાં અથવા એક કાળમાં અનંત શરીરોનો આરંભ કરે છે; એથી મુમુક્ષુને ઉત્તર જન્મ વિષે દુઃખનો લેશ પણ થાય નહિ; કેવળ સુખનો ભોગ થાય છે. કેમ કે જન્માંતરનાં સંચિત જે વિહિત કર્મ છે, તેઓથી શરીર થયું છે; અને સંચિત જે

---

૪૭. દેહસમૂહ. એક કાળે હજારો શરીરે કરી ભોગ ભોગવી સર્વ કર્મનો ક્ષય કરવો તે.

નિષિદ્ધ (કર્મ) છે, તે નિત્યનૈમિત્તિકના અનુષ્ઠાનના ક્લેશે કરી પૂર્વજન્મ વિષે ભોગવી લીધાં. એ રીતે પ્રાયશ્ચિત્ત વિના, કેવળ નિત્યનૈમિત્તિક કર્મના અનુષ્ઠાનથી મોક્ષ થાય છે. એથી નૈમિત્તિક કર્મના સમયે નૈમિત્તિક (કર્મનું) અનુષ્ઠાન કરે, અને નિત્યકર્મ(નું) સંતત અનુષ્ઠાન કરે. આ મતને શાસ્ત્રમાં 'એક-ભવિક-વાદ' કહે છે (એ પ્રકારે પૂર્વપક્ષીનું કહેવું છે).

૫૯. (પુનઃ પૂર્વપક્ષી કહે છે કે) એથી પણ બંધની નિવૃત્તિ જ્ઞાન દ્વારા ગ્રંથનું પ્રયોજન નહિ; કેમ કે જે વસ્તુ અન્ય વડે થાય નહિ તે મુખ્ય પ્રયોજન હોય છે. જેમ રૂપનું જ્ઞાન નેત્ર વિના અન્ય વડે થાય નહિ, તે રૂપજ્ઞાન નેત્રનું પ્રયોજન છે. અને બંધની નિવૃત્તિ ગ્રંથ વિના કર્મે કરી થાય છે, એથી બંધની નિવૃત્તિ ગ્રંથનું પ્રયોજન નથી. એ રીતિએ ગ્રંથના અધિકારી, વિષય (અને) પ્રયોજન બને નહિ.

### ૬૦: સંબંધખંડન-પૂર્વપક્ષ પ્રમાણે

અધિકારી આદિકોના અભાવથી સંબંધ પણ બને નહિ; કેમ કે વિષયના અભાવથી, ગ્રંથનો અને વિષયનો પ્રતિપાદક-પ્રતિપાદ્ય-ભાવ સંબંધ બને નહિ. અધિકારીના અને ફળના અભાવથી, તેમનો પ્રાપક-પ્રાપ્ય-ભાવ-સંબંધ બને નહિ. અધિકારીના અભાવથી, તેનો અને વિચારનો કર્તૃ-કર્તવ્ય-ભાવ સંબંધ બને નહિ. જ્ઞાનની નિષ્ફળતા હોવાથી, ગ્રંથનો અને જ્ઞાનનો જનક-જન્ય-ભાવ-સંબધ બને નહિ. સફળ વસ્તુ જન્ય હોય છે. પૂર્વ રીતિએ જ્ઞાન સફળ છે નહિ અને જ્ઞાનના સ્વરૂપનો પણ અભાવ છે, એથી પણ જ્ઞાનનો અને ગ્રંથનો સંબંધ બને નહિ; કેમ કે સિદ્ધાંતમાં જીવબ્રહ્મના અભેદનિશ્ચયનું નામ જ્ઞાન છે. તે અભેદનિશ્ચય બને નહિ; કેમ કે જીવબ્રહ્મનો અભેદ છે નહિ; એ વાર્તા વિષયના નિરાકરણમાં પૂર્વે પ્રતિપાદન કરી છે; એથી અભેદનિશ્ચયરૂપ જ્ઞાન બને નહિ. એ રીતિએ અધિકારી આદિક અનુબંધના અભાવથી ગ્રંથનો આરંભ બને નહિ.

(એ પ્રમાણે આ દ્વિતીય તરંગના આરંભથી તે અહીં સુધી પૂર્વપક્ષીની શંકા છે.)

(પૂર્વપક્ષીના ક્રમ પ્રમાણે)

### ૬૧: સિદ્ધાંતીના ઉત્તર

(અધિકારી સંબંધી પૂર્વપક્ષીનો અનુવાદ)

પૂર્વપક્ષીએ (ગત અંક ૩૪થી ૩૬સુધી વિષે) પ્રથમ કહ્યું

જે 'મોક્ષની ઇચ્છા કોઈને બને નહિ, કેમ કે મોક્ષ વિષે બે અંશ છે: એક તો કારણ સહિત જગતની નિવૃત્તિ મોક્ષનો અંશ છે; અને બીજો અંશ બ્રહ્મની પ્રાપ્તિરૂપ છે. તેઓ વિષે કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંશની ઇચ્છા કોઈને છે નહિ; કિંતુ ત્રણ પ્રકારનાં દુઃખની નિવૃત્તિની ઇચ્છા સર્વ પુરુષોને છે. તે દુઃખની નિવૃત્તિ પોતપોતાના ઉપાયોથી થઈ જાય છે. એથી મૂળ સહિત જગતની નિવૃત્તિની ઇચ્છાવાળો મુમુક્ષુ અધિકારી બને નહિ.' તેનું—

## ૬૨: સમાધાન (સિદ્ધાંતી) પ્રથમ કહે છે:

(અધિકારીમંડન ૬૨–૭૧)

दुहो

**मूल सहित जगहानि विन, व्है न त्रिविध दुःखध्वंस।**
**यातैं जन चाहत सकल, प्रथम मोक्षको अंस ॥ ९ ॥**

સમૂલ જગત–હાનિ વિના, નહિ ત્રિવિધ દુખધ્વંસ;
એથી ચાહે સકલ જન, પ્રથમ મોક્ષનો અંશ. ૯

'મૂલ' નામ જગતનું કારણ જે અજ્ઞાન, અને જગત તેના નાશ વિના, ત્રણ પ્રકારનાં દુઃખનો, અન્ય ઉપાયોથી, 'ધ્વંસ'નામ નાશ થાય નહિ. અને મૂલ અવિદ્યાના નાશથી સર્વ દુઃખ, અને દુઃખનાં કારણ રોગાદિક અને રોગાદિકનાં આશ્રય શરીરાદિકોનો નાશ થાય છે. એથી ત્રિવિધ દુઃખના નાશના નિમિત્તકારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંશને સકળ પુરુષ ચહાય છે. ૯

તાત્પર્ય આ છે: સર્વ ઔષધ આદિ ઉપાય કરવા વિષે જે સમર્થ છે, તેમનાં પણ દુઃખ નિયમે કરી દૂર થાય નહિ. કોઈ પુરુષનાં રોગાદિજન્ય દુઃખ ઔષધાદિક ઉપાયોથી નાશ થાય છે; અને કોઈનાં દુઃખનો ઔષધાદિક ઉપાયોથી નાશ થાય નહિ, એથી ઔષધાદિક ઉપાયોથી રોગાદિજન્ય દુઃખની નિયમે કરીને નિવૃત્તિ થાય નહિ. અને ઔષધાદિક ઉપાયોથી જેના દુઃખની નિવૃત્તિ થાય છે, તેના પણ દુઃખની ઉત્પત્તિ ફરી થાય છે. એથી ઔષધાદિ ઉપાયોથી દુઃખની અત્યંત નિવૃત્તિ થાય નહિ. (જેની નિવૃત્તિ થઈ છે તેની ફરી ઉત્પત્તિ થાય નહિ, તે અત્યંત નિવૃત્તિ કહેવાય છે.) ઔષધાદિક ઉપાયોથી દુઃખની નિવૃત્તિ નિયમે કરીને થાય નહિ, અને નિવૃત્ત જે દુઃખ તેની ફરી પણ ઉત્પત્તિ થાય છે; એથી અત્યંત નિવૃત્તિ પણ તે ઉપાયોથી થાય નહિ. અને દુઃખના સકળ સાધનનો નાશ થાય તો સકળ દુઃખની નિયમે

કરીને નિવૃત્તિ થાય, અને દુઃખનાં સાધનનો નાશ થયેથી ફરી દુઃખ થાય નહિ. એથી દુઃખની નિવૃત્તિના નિમિત્ત દુઃખનાં સાધનની નિવૃત્તિની ઇચ્છા સર્વને હોય છે.

તે દુઃખનું સાધન–અજ્ઞાન અને તેનું કાર્ય પ્રપંચ છે. એ વાર્તા છાંદોગ્ય ઉપનિષદમાં (સપ્તમ પ્રપાઠકગત) ભૂમવિદ્યા વિષે પ્રસિદ્ધ છે. ત્યાં આ પ્રસંગ છે: એક સમય સનત્કુમાર પાસે નારદ પ્રાપ્ત થયા. અને નારદે કહ્યું: 'હે ભગવન્! જે આત્મજ્ઞાની પુરુષ છે, તેને શોક થતો નથી; અને હું શોકસહિત છું, એથી હું અજ્ઞાની છું, મને એવો ઉપદેશ કરો કે જેથી મારું અજ્ઞાન દૂર થાય.' ત્યારે સનત્કુમારે નારદને કહ્યું: 'હે નારદ! ભૂમા શોકરહિત છે. સુખરૂપ છે. '(ભૂમાથી અલ્પમાં સુખ નથી, કારણ તે અલ્પમાં અધિક તૃષ્ણા છે અને તૃષ્ણા છે એ દુઃખનું બીજ છે. અને ભૂમાથી ભિન્ન સકળ તુચ્છ છે અને દુઃખનું સાધન છે.)' ('ભૂમા' નામ બ્રહ્મનું છે.) એ રીતિએ બ્રહ્મથી ભિન્ન જે વસ્તુ તે સકળ દુઃખનું સાધન કહ્યું છે. અજ્ઞાન અને તેનું કાર્ય, બ્રહ્મથી ભિન્ન છે; એથી દુઃખનું સાધન છે. તેની નિવૃત્તિ થયેથી સર્વ દુઃખની નિયમે કરીને અત્યંત નિવૃત્તિ બને છે; એથી સકળ દુઃખની નિવૃત્તિના નિમિત્ત, અજ્ઞાન સહિત પ્રપંચની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંશની ઇચ્છા બને છે.

૬૪. અને (ગત અંક ૩૭–૩૮ વિષે) પૂર્વપક્ષીએ કહ્યું કે, 'જે વસ્તુનો અનુભવ કર્યો હોય, તેની પ્રાપ્તિની ઇચ્છા થાય છે. બ્રહ્મનો અનુભવ કોઈએ કર્યો નથી. એથી બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષના દ્વિતીય અંશની ઇચ્છા કોઈને થાય નહિ' તે(બીજી શંકા)નું–

## (સમાધાન: સિદ્ધાંતી કહે છે)

दुहो

**किय अनुभव सुखओ सबही, ब्रह्म सुन्यो सुखरूप ।**
**ब्रह्मप्राप्ति या हेतु तैं, चहत विवेकी भूप ॥ १० ॥**

સુખ અનુભવ સર્વે કર્યો, બ્રહ્મ સુણ્યુ સુખરૂપ;
બ્રહ્મપ્રાપ્તિ એ હેતુથી, ચહે વિવેકી ભૂપ. ૧૦

સર્વ પુરુષોએ સુખનો અનુભવ કર્યો છે, એથી સુખની ઇચ્છા સર્વને છે. અને 'બ્રહ્મ નિત્ય સુખરૂપ છે.' એવું સતશાસ્ત્રમાં સાંભળ્યું છે. એથી 'વિવેકીભૂપ' નામ ઉત્તમ વિવેકી (પુરુષ) સુખસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિને ઇચ્છે છે. ૧૦

દુહો

**केवल सुख सबजन चहै, नहीं विषयकी चाह।**
**अधिकारी यातैं बनै, व्है जु विवेकी नाह ॥ ११ ॥**

કેવલ સુખ સહુ જન ચહે, ન ચહે વિષય સમાજ;
એથી અધિકારી બને, જે છે વિવેકી રાજ. ૧૧

(પૂર્વપક્ષીએ) પૂર્વે કહ્યું જે, 'સર્વ પુરુષ વિષયજન્ય સુખને ચાહે છે, તે વિષયજન્ય સુખ મોક્ષ વિષે પ્રાપ્ત થાય નહિ, કિંતુ જગતમાં પ્રાપ્ત થાય છે; એથી મોક્ષની ઇચ્છાવાળા અધિકારીના અભાવથી ગ્રંથનો આરંભ નિષ્ફળ છે.' તેને આ પૂછીએ છીએ જે-(૧) કોઈ મુમુક્ષુ નથી? અથવા (૨) મુમુક્ષુ તો છે પરંતુ તેમની ગ્રંથ વિષે પ્રવૃત્તિ થાય નહિ? જો એમ કહે કે 'મુમુક્ષુ નથી,' (તો) તે બને નહિ; કેમ કે સર્વ પુરુષ સર્વ દુઃખનો નાશ અને નિત્યસુખની પ્રાપ્તિ ચાહે છે. તે સર્વ દુઃખનો નાશ અને (નિત્ય) સુખની પ્રાપ્તિરૂપ-મોક્ષ છે, એથી સર્વ પુરુષ મુમુક્ષુ છે.

અને (પૂર્વપક્ષીએ) કહ્યું જે, '(સર્વ જન) વિષયજન્ય સુખને ચાહે છે,' તે નહિ. કિંતુ સુખમાત્ર ચાહે છે. તે સુખ વિષયે કરી થાય, અથવા વિષય વિના થાય. જો વિષયજન્ય સુખને જ ચાહે તો સુષુપ્તિના[૪૮] સુખની ઇચ્છા ન થવી જોઈએ. સુષુપ્તિનું સુખ વિષયજન્ય નથી, એથી કેવળ વિષયજન્ય(સુખ)ને જ નહિ (કિંતુ) સુખમાત્રને ચાહે છે, (એટલું જ નહિ પણ) ઊલટું આત્મસુખને ચાહે છે, વિષયજન્યને નથી ચાહતા. કેમ કે સર્વ પુરુષો(જીવો)ને ન્યૂન અથવા અધિક વિષયસુખ પ્રાપ્ત પણ છે; પરંતુ આવી ઇચ્છા સદા રહે છે-'અમને એવું સુખ પ્રાપ્ત થાય કે જે સુખનો નાશ કદી થાય નહિ.' એવું સુખ (તે) આત્મસ્વરૂપ-મોક્ષ છે એથી સર્વ પુરુષ (મોક્ષની ઇચ્છાવાળા) મુમુક્ષુ છે. 'કોઈ મુમુક્ષુ નથી' એવું કહેવુ બને નહિ.

૬૬. અને (પૂર્વપક્ષી) જો આમ કહે કે, 'મુમુક્ષુ તો છે. પરંતુ ગ્રંથમાં પ્રવૃત્તિ થાય નહિ; એથી ગ્રંથનો આરંભ નિષ્ફળ છે.'

---

૪૮. જાગ્રત-સ્વપ્ન ઉભયનાં ઉપભોગપ્રદ કર્મોનો ઉપરામ થયે સ્થૂળ-સૂક્ષ્મદેહના અભિમાનની નિવૃત્તિ દ્વારા વિશેષવિજ્ઞાનોપરમાત્મિકાબુદ્ધિની કારણાત્માએ કરી અવસ્થિતિ. સ્વપ્નથી ભિન્ન ગાઢ નિદ્રાઅવસ્થા જેમા દુઃખમાત્રનો અભાવ હોય છે.

તેને આ પૂછીએ છીએ કે, (૧) ગ્રંથ મોક્ષનું સાધન નથી એથી ગ્રંથ વિષે પ્રવૃત્તિ ન થાય? (૨) અથવા ગ્રંથથી અન્ય પણ કોઈ સાધન છે, જેના વિષે પ્રવૃત્તિ હોવાથી ગ્રંથ વિષે પ્રવૃત્તિ થાય નહિ? (૩) અથવા જે શમાદિકે કરી ગ્રંથમાં અધિકાર કહ્યો, તે શમાદિવાળા જ્ઞાનને યોગ્ય કોઈ અધિકારી નથી, એથી ગ્રંથમાં પ્રવૃત્તિ થાય નહિ?

જો એમ કહે કે (૧) 'ગ્રંથ મોક્ષનું સાધન નથી.' તે વાર્તા બને નહિ, કેમ કે મોક્ષ જ્ઞાનથી નિયમે કરીને થાય છે, એ વેદનો સિદ્ધાંત છે. તે જ્ઞાન શ્રવણે કરી થાય છે.

(શ્રવણ બે પ્રકારનું છે)

એક તો વેદાંતવાક્યનું અને શ્રોત્રનું સંયોગરૂપ શ્રવણ છે અને બીજું વેદાંતવાક્યના વિચારરૂપ (શ્રવણ) છે.[૪૯] જ્ઞાનનો હેતુ પ્રથમ શ્રવણ છે; બીજું નહિ. કેમ કે શબ્દજન્ય જ્ઞાન વિષે, ઇંદ્રિયોની સાથે શબ્દનો સંયોગ જ સર્વત્ર હેતુ છે, એથી વેદાંતવાક્યનું અને શ્રોત્રનું સંયોગરૂપ શ્રવણ બ્રહ્મજ્ઞાનનો હેતુ છે. અવાંતરવાક્યનું શ્રવણ પરોક્ષ જ્ઞાનનો હેતુ છે; અને મહાવાક્યનું શ્રવણ અપરોક્ષજ્ઞાનનો હેતુ છે. એ વાર્તા પૂર્વે પ્રતિપાદન કરી છે. જેને જ્ઞાન થયેથી પણ અસંભાવના અને વિપરીતભાવના હોય, તે બીજું (વેદાંતવાક્યના વિચારરૂપ) શ્રવણ અને મનન–નિદિધ્યાસન કરે. વેદાંતવાક્યનું વિચારરૂપ જે શ્રવણ, તેથી વેદાંતવાક્ય વિષે અસંભાવના દૂર થાય છે. વેદાંતવાક્ય બ્રહ્મનાં પ્રતિપાદક છે અથવા અન્ય અર્થનાં પ્રતિપાદક છે, એવો સંશય વેદાંતવાક્યની અસંભાવના છે, તે (સંશય) તે(વેદાંતવાક્ય)ના વિચારથી દૂર થાય છે. અને મનને કરી પ્રમેયની અસંભાવના દૂર થાય છે. જીવબ્રહ્મની એકતા વેદાંતનો પ્રમેય કહેવાય છે. તે (જીવ-બ્રહ્મની) એકતા સત્ય છે અથવા જીવબ્રહ્મનો ભેદ સત્ય છે, એવો જે સંશય તે પ્રમેયની અસંભાવના કહેવાય છે, તે મનન વડે દૂર થાય છે. વિપરીતભાવના નિદિધ્યાસને કરી દૂર થાય છે. એ રીતે પ્રથમ શ્રવણ તો જ્ઞાન દ્વારા મોક્ષનું હેતુ છે. અને વિચારરૂપ શ્રવણ; અને મનન અને નિદિધ્યાસન એ અસંભાવના અને વિપરીતભાવનાની નિવૃત્તિ દ્વારા મોક્ષનાં હેતુ છે. વેદાંત નામ ઉપનિષદનું છે. તે (ઉપનિષદ) યદ્યપિ આ ગ્રંથથી ભિન્ન છે, તથાપિ તેમના સમાન અર્થવાળાં ભાષાવાક્ય

૪૯. પ્રથમ પ્રકારનું શ્રવણ 'અંગી' વા 'ઉપકાર્ય' પણ કહેવાય છે અને દ્વિતીય પ્રકારનું શ્રવણ 'અંગ' વા 'ઉપકારક' કહેવાય છે.

આ ગ્રંથમાં છે. તેમના શ્રવણુ વડે પણુ જ્ઞાન થાય છે; એ વાર્તા આગળ (તૃતીય તરંગ વિષે ૧૦મા દુહામાં) પ્રતિપાદન કરીશું. એ રીતિએ જ્ઞાન દ્વારા ગ્રંથ મોક્ષનો હેતુ છે. અને વિચારરૂપ અને મનનરૂપ આ ગ્રંથ છે; એથી અસંભાવનાદોષની નિવૃત્તિ દ્વારા મોક્ષનો હેતુ છે. એથી 'ગ્રંથે કરી મોક્ષ થાય નહિ' એ (પૂર્વપક્ષીનું કહેવું) કેવળ હઠમાત્ર છે.

૬૭. અને જો એમ કહે કે, 'ગ્રંથે કરી મોક્ષ તો થાય છે, પરંતુ અન્ય સાધને કરી પણુ મોક્ષ થાય છે, એથી ગ્રંથનો આરંભ નિષ્ફળ છે.' તેને આ પૂછીએ છીએ કે, તે અન્ય સાધન શું છે, જેથી મોક્ષ થાય છે? જો એમ કહે કે, 'ઉપનિષદસૂત્રભાષ્યથી આદિ લઈને સંસ્કૃત ગ્રંથ જીવ-બ્રહ્મની એકતાના પ્રતિપાદક બહુ છે. તેમણે કરી પણુ જ્ઞાન દ્વારા મોક્ષ થાય છે. આનો ભિન્ન અધિકારી નથી, એથી આ ગ્રંથ નિષ્ફળ છે.' તે વાર્તા યદ્યપિ સત્ય છે, તથાપિ તેમનો (સંસ્કૃત ગ્રંથનો) અર્થ ગ્રહણુ કરવા વિષે જેની બુદ્ધિ અસમર્થ છે નહિ, એવો જે મુમુક્ષુ તેને તેઓએ કરી જ્ઞાન થાય નહિ; એથી મંદબુદ્ધિ (અર્થાત્ સંસ્કૃત ભાષાથી અજાણ્યા) મુમુક્ષુની તેમના વિષે પ્રવૃત્તિ થાય નહિ. (તેવાની) આ ગ્રંથ વિષે જ પ્રવૃત્તિ થશે.

૬૮. અને જો એમ કહે કે, 'ગ્રંથે કરી મોક્ષ પણુ થાય છે, અને સંસ્કૃત ગ્રંથે કરી મંદબુદ્ધિને બોધ પણુ થાય નહિ, અને મુમુક્ષુ પણુ છે, તોપણુ ગ્રંથ વિષે પ્રવૃત્તિ થાય નહિ. કેમ કે વિવેકવૈરાગ્યશમાદિમાન અધિકારી કહ્યો તે દુર્લભ છે, એથી પોતા વિષે સાધનનો અભાવ દેખીને ગ્રંથમાં પ્રવૃત્તિ થાય નહિ.' તેને આ પૂછીએ છીએ કે, 'બહુ અધિકારી નથી; અથવા કોઈ પણુ (અધિકારી) નથી? જો એમ કહે કે 'બહુ અધિકારી નથી.' તે તો અમે પણુ અંગીકાર કરીએ છીએ. અને જો એમ કહે કે 'કોઈ પણુ જ્ઞાનને યોગ્ય અધિકારી નથી.' તે વાર્તા બને નહિ; કેમ કે અંતઃકરણુ વિષે ત્રણુ દોષ છે.

### (અંતઃકરણુના ત્રણુ દોષ)

એક મળ છે, વિક્ષેપ છે અને સ્વરૂપનું આવરણુ છે. (મળ નામ પાપનું છે; વિક્ષેપ નામ ચંચળતાનું છે; અને આવરણુ નામ અજ્ઞાનનું છે.) શુભ કર્મે કરી મળદોષ દૂર થાય છે, ઉપાસનાએ કરી વિક્ષેપદોષ દૂર થાય છે. (અને) જ્ઞાને કરી આવરણુદોષ દૂર થાય છે. જેમના અંતઃકરણુ વિષે મળ અને વિક્ષેપ દોષ છે, તે અધિકારી નથી

પણ ખરા. પરંતુ આ જન્મ વિષે અથવા પૂર્વજન્મ વિષે, શુભકર્મ અને ઉપાસનાના અનુષ્ઠાને કરી જેમના મળ અને વિક્ષેપદોષ નાશ થયા છે એવા, જ્ઞાનયોગ્ય અધિકારી છે. તેમની ગ્રંથમાં પ્રવૃત્તિ બને છે.

૬૯. અને જે એમ પૂર્વે કહ્યું, કે 'સર્વને વિષયસુખમાં અલં-બુદ્ધિ (પર્યાપ્તબુદ્ધિ) છે, નિત્યસુખને કોઈ ચાહે નહિ.' તે બને નહિ; કેમકે ચાર પ્રકારના પુરુષો (જીવો) છે:

## (ચાર પ્રકારના પુરુષ)

પામર, વિષયી, જિજ્ઞાસુ, અને મુક્ત. આ લોકના નિષિદ્ધ અને વિહિત ભોગો વિષે આસક્ત જે શાસ્ત્રસંસ્કારરહિત પુરુષ, તે પામર કહેવાય છે. શાસ્ત્ર અનુસાર વિષયોને ભોગવતો સતો પરલોકના અથવા આ લોકના ભોગના નિમિત્ત જે કર્મ કરે, તે વિષયી કહેવાય છે અને આવો પુરુષ જિજ્ઞાસુ કહેવાય છે.

## (જિજ્ઞાસુનો સત્‌શાસ્ત્રાનુસાર વિવેક)

૭૦. જે પુરુષને ઉત્તમ સંસ્કારે કરી સત્‌શાસ્ત્રનું શ્રવણ હોય, તે ઉત્તમ(પુરુષ)ને આવો વિવેક હોય છે: વિષયસુખ અનિત્ય છે. જેટલો કાળ વિષયસુખ હોય છે, ત્યારે પણ કોઈ દુઃખ અવશ્ય રહે છે, અને પરિણામમાં વિનાશી સુખ, દુઃખનો હેતુ છે; અને વર્ત-માનકાળમાં પણ નાશના ભયથી દુઃખનો હેતુ છે. એ રીતિએ વિષય-સુખ દુઃખથી ગ્રસાયેલુ છે. એથી દુઃખરૂપ છે. અને દુઃખની નિવૃત્તિ લૌકિક ઉપાયે કરી થાય નહિ; કેમ કે જેઓ ઉપાય કરે છે, તેઓનાં પણ સર્વ દુઃખ નિવૃત્ત થાય નહિ; અને નિવૃત્ત થવા છતાં પણ પુનઃ થાય છે. અને જેટલા કાળ શરીર છે ત્યાં સુધી દુઃખની નિવૃત્તિ સંભવે પણ નહિ; કેમ કે જે શરીર છે તે સર્વ પુણ્ય અને પાપે કરી થાય છે. મનુષ્યશરીર તો મિશ્રિત (શુભ અને અશુભ) કર્મનું ફળ (છે એ) પ્રસિદ્ધ છે, અને દેવશરીર પણ મિશ્રિત કર્મનું જ ફળ છે. જો કેવળ પુણ્યનું ફળ દેવશરીર હોય તો, પોતાનાથી અધિક અન્ય દેવની વિભૂતિ દેખીને દેવોને જે તાપ થાય છે, તે ન થવો જોઈએ. સર્વ દેવોમાં પ્રધાન જે ઇંદ્ર તેને પણ અનેક દૈત્યદાનવનાં ભયજન્ય દુઃખ શાસ્ત્રમાં કહ્યાં છે. જો દેવશરીર કેવળ પુણ્યનું જ ફળ હોય તો, દેવોને દુઃખ ન થવું જોઈએ. એથી દેવશરીર પણ પુણ્યપાપ બેનું ફળ છે. અને શ્રુતિમાં જે કહ્યું છે કે 'દેવતા પાપરહિત છે'–તેનો આ અભિપ્રાય છે: કર્મનો અધિકાર કેવળ મનુષ્યશરીરમાં છે, અન્યમાં

નથી, એથી દેવશરીરમાં કર્યું જે શુભ અથવા અશુભ કર્મ તેમનું ફળ દેવોને થાય નહિ. અને દેવશરીરથી પૂર્વશરીરમાં કરેલું જે શુભ અને અશુભ, તેમનું ફળ તો દેવશરીરમાં પણ થાય છે. એ રીતિએ દેવશરીર (શુભાશુભ) મિશ્રિત કર્મનું ફળ છે. અને તિર્યક્-પશુ-પક્ષીનું શરીર પણ મિશ્રિત કર્મનું ફળ છે. કેમ કે તેમને જે પ્રસિદ્ધ દુઃખ છે, તે તો પાપનું ફળ છે. અને મૈથુનાદિકોનું સુખ છે, તે પુણ્યનું ફળ છે. (ઉદરે કરી જે ગમન કરે તે તિર્યક્ કહેવાય છે. ચારે પાદે કરી ગમન કરે તે પશુ કહેવાય છે. પક્ષે કરી ગમન કરે તે પક્ષી કહેવાય છે. ક્યાંક પશુપક્ષી પણ તિર્યક્ જ કહેવાય છે.) એ રીતિએ સર્વ શરીર પુણ્ય અને પાપે કરી રચિત છે; કોઈ શરીર તો ન્યૂન પાપ અને અધિક પુણ્યે રચિત છે; જેમ દેવશરીર છે. પોતપોતાનાં જે પુણ્ય છે તેમાંથી જ, સર્વ દેવો વિષે, પાપ ન્યૂન છે; એથી ન્યૂન પાપ (અને) અધિક પુણ્યથી રચિત દેવશરીર કહેવાય છે. એ જ અભિપ્રાયથી શાસ્ત્રમાં કેવળ પુણ્યનું ફળ દેવશરીર કહ્યું છે. એથી વિરોધ નથી. જેમ બહુ (અધિક) બ્રાહ્મણોથી 'બ્રાહ્મણગ્રામ' કહેવાય છે, તેમ અધિક પુણ્યનું ફળ હોવાથી, દેવશરીર કેવળ પુણ્યનું ફળ કહેવાય છે, પરંતુ કેવળ પુણ્યનું ફળ (તે) નથી.

તિર્યક્-પશુ-પક્ષીનું શરીર પાપ અને ન્યૂન પુણ્યે રચિત છે. જે ઉત્તમ મનુષ્ય છે તેમની દેવોના સમાન રીતિ છે, અને નીચ (મનુષ્યો) છે તેમની સર્પાદિકો(તિર્યગાદિકો)ના સમાન (રીતિ) છે. એ રીતિએ સર્વ શરીર પુણ્ય-પાપરચિત છે. અને પાપનું ફળ દુઃખ છે, એથી શરીર રહે ત્યાં સુધી દુઃખની નિવૃત્તિ થાય નહિ. તે શરીર ધર્મ અને અધર્મનું ફળ છે તે(ધર્મ અને અધર્મ)ની નિવૃત્તિ વિના શરીરની નિવૃત્તિ થાય નહિ. કેમ કે વર્તમાન શરીર દૂર થયેથી પણ પુણ્યપાપે કરી અન્ય શરીર થશે; એથી પુણ્ય-પાપની નિવૃત્તિ વિના શરીરની નિવૃત્તિ થાય નહિ. તે પુણ્ય-પાપ રાગદ્વેષના નાશ વિના દૂર થતાં નથી. કેમ કે વર્તમાન પુણ્યપાપની ભોગે કરી નિવૃત્તિ થયેથી પણ રાગદ્વેષે કરી અન્ય પુણ્ય-પાપ થશે. એથી રાગદ્વેષની નિવૃત્તિ વિના પુણ્ય-પાપ દૂર થાય નહિ. તે રાગદ્વેષ અનુકૂળ જ્ઞાન અને પ્રતિકૂળ જ્ઞાને કરી થાય છે. જે વિષે અનુકૂળ જ્ઞાન હોય તે વિષે રાગ થાય છે. અને જે વિષે પ્રતિકૂળ જ્ઞાન હોય તે વિષે દ્વેષ થાય છે. એથી અનુકૂળ જ્ઞાન અને પ્રતિકૂળ જ્ઞાનની નિવૃત્તિ વિના રાગદ્વેષની

નિવૃત્તિ થાય નહિ. તે અનુકૂળ જ્ઞાન અને પ્રતિકૂળ જ્ઞાન, ભેદ-જ્ઞાને કરી થાય છે. કેમ કે જે વસ્તુને પોતાના સ્વરૂપથી ભિન્ન જાણે, તેને વિષે અનુકૂળ જ્ઞાન અથવા પ્રતિકૂળ જ્ઞાન થાય છે. પોતાના સ્વરૂપમાં અનુકૂળ જ્ઞાન અને પ્રતિકૂળ જ્ઞાન થતું નથી. (સુખનાં સાધનનું નામ અનુકૂળ છે અને દુઃખનાં સાધનનું નામ પ્રતિકૂળ છે.) પોતાનું સ્વરૂપ સુખનું અથવા દુઃખનું સાધન નથી. યદ્યપિ (પોતાનું સ્વરૂપ) સુખરૂપ છે, તથાપિ સુખનું સાધન નથી. એથી સ્વરૂપથી ભિન્ન જે વસ્તુ જાણી છે, તે વિષે અનુકૂળ જ્ઞાન અને પ્રતિકૂળ જ્ઞાન થાય છે. એ રીતિએ પદાર્થો વિષે પોતાથી જે ભેદજ્ઞાન, તે અનુકૂળ જ્ઞાન અને પ્રતિકૂળ જ્ઞાનનો હેતુ છે. તે ભેદજ્ઞાનની નિવૃત્તિ[૫૦] વિના અનુકૂળ જ્ઞાન અને પ્રતિકૂળ જ્ઞાનની નિવૃત્તિ થાય નહિ. તે ભેદ-જ્ઞાન અવિદ્યાજન્ય છે. કેમ કે 'સંપૂર્ણ પ્રપંચ અને તેનું જ્ઞાન, સ્વરૂપના અજ્ઞાનકાળમાં છે.' એ સંપૂર્ણ વેદ અને શાસ્ત્રનો ઢંઢેરો છે. એ રીતિએ સંપૂર્ણ દુઃખનો હેતુ સ્વરૂપનું અજ્ઞાન છે. તે સ્વરૂપનું અજ્ઞાન સ્વરૂપના જ્ઞાન વિના દૂર થાય નહિ; કેમ કે જે વસ્તુનું અજ્ઞાન હોય, તે તેના જ્ઞાને કરી દૂર થાય છે; જેમ રજ્જુનું અજ્ઞાન રજ્જુના જ્ઞાને કરી દૂર થાય, અન્યે કરી નહિ. એથી સ્વરૂપનું જ્ઞાન જ, અજ્ઞાનની નિવૃત્તિ દ્વારા, દુઃખની નિવૃત્તિનો હેતુ છે. અને સ્વરૂપજ્ઞાને કરી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. તે બ્રહ્મ નિત્ય છે અને આનંદસ્વરૂપ છે-દુઃખસંબંધથી રહિત છે; એથી સ્વરૂપજ્ઞાને કરી, નિત્ય અને દુઃખના સંબંધથી રહિત જે બ્રહ્મસ્વરૂપાનંદ, તેની પ્રાપ્તિ પણ થાય છે. એ રીતિએ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિનો હેતુ સ્વરૂપ જ્ઞાન છે; એથી સ્વરૂપ જાણવાને યોગ્ય છે એવો જેને વિવેક હોય તે જિજ્ઞાસુ કહેવાય છે.

સ્થૂલ-સૂક્ષ્મ-કારણ શરીરથી ભિન્ન જે પોતાનું સ્વરૂપ; તેનું બ્રહ્મરૂપે કરીને અપરોક્ષ જ્ઞાન જેને હોય તે મુક્ત કહેવાય છે.

---

૫૦. અવિદ્યા-અજ્ઞાનરૂપ મૂળ નિવૃત્ત થયે જ્ઞાનીને જીવ-ઈશ્વરનો ભેદ અને તેના અંતર્ગત જીવ-જીવનો ભેદ, જીવ-જડનો ભેદ, જડ-જડનો ભેદ અને જડ-ઈશ્વરનો ભેદ, એ પાંચ ભેદ વાસ્તવ પ્રતીત થતા નથી; કિંતુ કલ્પિત ઉપાધિકૃત હોવાથી કલ્પિત પ્રતીત થાય છે. તેથી બાધિતાનુવૃત્તિએ કરી દગ્ધધાન્ય સમ (વા દર્પણગત સ્થલપ્રતિબિંબ સમ) અનુકૂળ પ્રતિકૂળજ્ઞાન, રાગદ્વેષાદિ પંચક્લેશ અને પ્રતીત થાય છે. પરંતુ તેનું ફળ ભાવિજન્મ અને સુખદુઃખ થાય નહિ. શુભાશુભક્રિયા, —પં. પી. પુ.

## (જિજ્ઞાસુની ગ્રંથમાં પ્રવૃત્તિ હોય છે)

૭૧. એ રીતિએ ચાર પ્રકારના પુરુષ (જીવ) છે. તેઓ વિષે પામર અને વિષયીને તો યદ્યપિ વિષયસુખમાં જ અલંબુદ્ધિ છે, અને કોઈ વિષયીને પરમસુખની ઇચ્છા પણ થાય, ત્યારે પણ તેના જે ઉપાય નથી તેઓમાં ઉપાયબુદ્ધિ કરીને, પ્રવૃત્ત થાય છે. કેમ કે ઉપાયનું જ્ઞાન સત્સંગ અને સત્શાસ્ત્રના શ્રવણે કરી થાય છે, તે તે-(વિષયી)ને નથી; એથી પામર અને વિષયીની સુખપ્રાપ્તિના નિમિત્ત ગ્રંથમાં પ્રવૃત્તિ થાય નહિ. દુઃખની નિવૃત્તિના નિમિત્ત પણ (પામર અને વિષયી) બંને અન્ય ઉપાયોમાં પ્રવૃત્ત થાય છે; (એથી) તેના નિમિત્ત પણ ગ્રંથમાં પ્રવૃત્તિ થાય નહિ. એથી પામર અને વિષયીની ગ્રંથમાં પ્રવૃત્તિ થાય નહિ. અને મુક્તની પ્રવૃત્તિ પણ થાય નહિ; કેમ કે જ્ઞાનવાન મુક્ત કહેવાય છે, તે જ્ઞાની કૃતકૃત્ય છે. તેને કશું કર્તવ્ય નથી, એ વાર્તા આગળ (પંચમ તરંગ વિષે અંક ૨૭૫માં) પ્રતિપાદન કરીશું અને લીલાએ કરીને મુક્ત પ્રવૃત્ત થાય, તોપણ મુક્તને ગ્રંથમાં પ્રવૃત્તિ વડે કોઈ પ્રયોજન સિદ્ધ થતું નથી. એથી મુક્તના નિમિત્ત પણ ગ્રંથ નથી. તથાપિ જિજ્ઞાસુ જે પુરુષ છે, તેને વિષયસુખમાં અલંબુદ્ધિ થાય નહિ. કિંતુ પરમસુખની તેને ઇચ્છા છે અને દુઃખની અત્યંત કરીને નિવૃત્તિની ઇચ્છા છે. તે 'પરમસુખની પ્રાપ્તિ અને દુઃખની અત્યંત નિવૃત્તિ,' જ્ઞાન વિના થાય નહિ, એવો જેને સત્સંગે કરી વિવેક થયો છે, તેની ગ્રંથમાં પ્રવૃત્તિ બને છે, એ રીતિએ મોક્ષના ઇચ્છાવાન અધિકારી બને છે.

### (વિષયમંડન ૭૨–૭૬)

દુહો

**साक्षी ब्रह्मस्वरूप इक, नहीं भेदको गंध।**
**रागद्वेष मतिके धरम, तामैं मानत अंध ॥ १२ ॥**

સાક્ષી બ્રહ્મરૂપ એક છે, નહિ ભેદનો ગંધ;
દ્વેષરાગ મતિના ધરમ, તેમાં માને અંધ. ૭૨

પૂર્વે (અંક ૩૯થી ૪૪ સુધીમાં પૂર્વપક્ષીએ) કહ્યું જે, 'જીવ રાગાદિકક્લેશ સહિત છે. અને બ્રહ્મ ક્લેશરહિત છે; એથી જીવબ્રહ્મની એકતા ગ્રંથનો વિષય બને નહિ.' એ વાર્તા યદ્યપિ સત્ય છે, તથાપિ રાગદ્વેષરહિત જે સાક્ષી છે, તેની બ્રહ્મ સાથે એકતા બને છે. અને જે

આગળ કહ્યું કે, 'કર્તાભોક્તાથી ભિન્ન સાક્ષી વંધ્યાપુત્રના સમાન અસત્ છે,' તે બને નહિ. કેમ કે કર્તાભોક્તા જે સંસારી તેના વિશેષ્ય[૫૧] ભાગનું નામ સાક્ષી છે. જો સાક્ષીનો નિષેધ કરીએ તો (અસત્ ગણીએ તો), સંસારીના વિશેષ્યભાગનો નિષેધ થવાથી, કર્તાભોક્તા જે સંસારી તેનો જ નિષેધ થવાનો.

એક જ ચૈતન્ય વિષે સાક્ષીભાવનો અંતઃકરણ ઉપાધિ છે; અને કર્તાભોક્તાપણાનું (અંતઃકરણ) વિશેષણ છે. વિશેષણ સહિત (વિશેષ્ય) વિશિષ્ટ કહેવાય છે. ઉપાધિવાળું ઉપહિત કહેવાય છે. જે વસ્તુ જેટલા દેશમાં પોતે હોય, તે દેશમા સ્થિત વસ્તુને જણાવે, અને પોતે પૃથક્ રહે, તે ઉપાધિ કહેવાય છે. જેમ નૈયાયિક મતમાં કર્ણગોલક-વર્તિ આકાશ શ્રોત્ર કહેવાય છે. તે કર્ણગોલક શ્રોત્રનો ઉપાધિ છે. કેમ કે તે કર્ણગોલક જેટલા દેશમાં પોતે છે, તેટલા દેશમાં સ્થિત આકાશને શ્રોત્રરૂપ કરીને જણાવે છે, અને પોતે પૃથક્ રહે છે. એથી કર્ણગોલક શ્રોત્રનો ઉપાધિ છે. તેમ અંતઃકરણ પણ જેટલા દેશમાં પોતે છે. એટલા દેશમાં સ્થિત ચેતનને સાક્ષી સંજ્ઞા કરીને જણાવે છે, પોતે પૃથક રહે છે, એથી અંતઃકરણ સાક્ષીનો ઉપાધિ છે. એથી આ અર્થ સિદ્ધ થયો: અંતઃકરણ વિષે વર્તિ જે ચેતનમાત્ર તે 'સાક્ષી'[૫૨] કહેવાય છે.

૭૩. પોતાના સહિત વસ્તુને જે જણાવે, તે વિશેષણ કહેવાય છે=જેમ 'કુંડલવાળો પુરુષ આવ્યો છે.' એ સ્થાનમાં 'પુરુષ'નું 'કુંડલ' વિશેષણ છે, કેમ કે પોતાના સહિત પુરુષના આગમનને કુંડલ જણાવે છે, એથી (કુડલ) વિશેષણ છે. (અને પુરુષ વિશેષ્ય છે.) 'નીલરૂપવાન ઘટને હું દેખું છું,' એ સ્થાનમાં પણ 'નીલરૂપ'

---

૫૧. જેને આશ્રિત થઈને વિશેષણ રહે તે. ધર્મી, અનુયોગી. આશ્રય, આધાર. અહીંયાં વિશેષણ નામ સાભાસ અંતઃકરણ વિશેષ્ય નામ સાક્ષી, એ ઉભય મળી જે વિશિષ્ટચેતન એ જીવ.

૫૨. આ સાક્ષીના લક્ષણની પદકૃત્ય–પરીક્ષા છે. અંતઃકરણ તો પોતે પણ છે; પરતુ તે તેને વિષે 'વર્તિ' નામ વર્તવાવાળું નથી. અને તે અંતઃકરણ વિષે વર્તિ સુખદુઃખાદિ અંતઃકરણના ધર્મ પણ છે, તે ચેતન નથી. ચેતન તો ચિદાભાસ પણ છે. તે ચેતનમાત્ર નથી. ચેતનમાત્ર તો બ્રહ્મ પણ છે, તે અંતઃકરણ વિષે વર્તવાવાળું નથી. એથી ઉપર લખેલું સાક્ષીનું લક્ષણ નિર્દોષ છે.
—પં. પી. પુ.

'ઘટ'નું વિશેષણ છે. (અને ઘટ વિશેષ્ય છે). તેમ અંતઃકરણ પણ કર્તાભોક્તા જે જીવચેતન તેનું વિશેષણ છે; કેમ કે અંતઃકરણ સહિત ચેતનને કર્તાભોક્તારૂપે કરીને અંતઃકરણ જણાવે છે. એથી સંસારીનું અંતઃકરણ વિશેષણ છે. એથી આ સિદ્ધ થયુ કે-(૧) અંતઃકરણ વિષે વર્તી ચેતન અને (૨) અંતઃકરણ, એ ઉભય મળી સંસારી (અથવા જીવ) કહેવાય છે. એ અર્થને વિસ્તારથી આગળ કહીશું.

૭૪. રાગદ્વેષાદિક ક્લેશ સંસારી વિષે છે અને સાક્ષી વિષે નહિ. સંસારીનુ પણ જે વિશેષણ અંતઃકરણ છે, તેને વિષે (રાગદ્વેષાદિક) છે; અને વિશેષ્ય જે ચૈતન્ય તેને વિષે નથી. કેમ કે, સસારી વિષે વિશેષ્ય જે ચૈતન્યભાગ, તેનો સાક્ષીથી ભેદ નથી, કેમ કે એક જ ચૈતન્ય અંતઃકરણ સહિત સંસારી છે, અંતઃકરણભાગ ત્યાગીને સાક્ષી કહેવાય છે. એથી સાક્ષીનો અને સંસારીના વિશેષ્યભાગનો ભેદ નથી. જો વિશેષ્યભાગમાં ક્લેશો અંગીકાર કરીએ તો સાક્ષીમાં પણ અંગીકાર કરવા પડશે. અને 'સાક્ષી સર્વક્લેશરહિત છે,' એ વેદનો સિદ્ધાંત છે. એથી સંસારીના વિશેષ્યભાગમા ક્લેશ નથી; કિન્તુ વિશેષણમાત્ર (કેવલ) અંતઃકરણમાં છે એ અભિપ્રાયથી દુહાના તૃતીય પાદમાં રાગદ્વેષ ('મતિ' નામ) બુદ્ધિના ધર્મ કહ્યા, અને જીવના ન કહ્યા. એ રીતિએ અંતઃ-કરણવિશિષ્ટની બ્રહ્મ સાથે એકતા બને, પરતુ અંતઃકરણઉપહિત જે સાક્ષી તેની બ્રહ્મ સાથે એકતા બને છે.

૭૫. અને પૂર્વે કહ્યું જે, 'સાક્ષી નાના છે અને બ્રહ્મ એક છે.' એથી નાના સાક્ષીની એક બ્રહ્મ સાથે એકતા બને નહિ. અને 'જો વ્યાપક એક બ્રહ્મ સાથે સાક્ષીનો અભેદ અંગીકાર કરશો' તો સાક્ષી પણ સર્વ શરીરમાં વ્યાપક એક જ થશે, એથી 'સર્વ શરીરમાં સુખદુઃખનું ભાન થવું જોઈએ.' તે શંકા બને નહિ. કેમ કે યદ્યપિ ઈશ્વરસાક્ષી એક છે, અને જીવસાક્ષી નાના છે અને પરિચ્છિન્ન છે, તોપણ વ્યાપક બ્રહ્મથી ભિન્ન નથી. જેમ ઘટાકાશ નાના છે અને પરિચ્છિન્ન છે, તોપણ મહાકાશથી ભિન્ન નથી. કિંતુ તે મહાકાશરૂપ જ ઘટાકાશ છે; તેમ નાના અને પરિચ્છિન્ન સાક્ષી તે પણ બ્રહ્મરૂપ જ છે.

૭૬. અને પૂર્વે કહ્યું જે, 'સુખદુઃખ અંતઃકરણની વૃત્તિના વિષય નથી,' તે અસંગત છે. કેમ કે યદ્યપિ સુખદુઃખ સાક્ષિભાસ્ય છે: તે સાક્ષી નાના છે; તથાપિ જ્યારે અંતઃકરણનું પરિણામ સુખરૂપ વા દુઃખરૂપ થાય, તે જ સમયે અંતઃકરણની જ્ઞાનરૂપ વૃત્તિ. સુખદુઃખને

વિષય કરવાવાળી થાય છે. તે વૃત્તિમાં આરૂઢ સાક્ષી તેઓને (સુખ-દુઃખને) પ્રકાશે છે. એ રીતિએ ગ્રંથકારોએ સુખદુઃખ સાક્ષીના વિષય કહ્યા છે, (પણ) વૃત્તિ વિના, કેવળ સાક્ષીના વિષય (સુખદુઃખ) નથી. આ સ્થાનમાં આ રહસ્ય છે: આકાશમાં, 'ઘટાકાશ' (એ) નામ અને જળના આનયનરૂપ જે કાર્ય પ્રતીત થાય છે, તે ઘટરૂપ ઉપાધિની દૃષ્ટિએ પ્રતીત થાય છે. ઘટરૂપ ઉપાધિની દૃષ્ટિ વિના, ઘટાકાશ (એ) નામ અને જળને આણવારૂપ કાર્ય પ્રતીત થાય નહિ, કિંતુ આકાશ માત્ર જ પ્રતીત થાય છે. એથી ઘટાકાશ (તે) મહાકાશરૂપ જ છે. તેમ ચેતન વિષે, સાક્ષી (એ) નામ અને ધર્મ સહિત અંતઃકરણનું પ્રકાશરૂપ કાર્ય અંતઃકરણરૂપ ઉપાધિની દૃષ્ટિએ પ્રતીત થાય છે. અને અંતઃકરણરૂપ ઉપાધિની દૃષ્ટિ વિના, સાક્ષી, નામ અને ધર્મ સહિત અંતઃકરણનું પ્રકાશરૂપ કાર્ય, પ્રતીત થાય નહિ; કિંતુ ચૈતન્ય માત્ર બ્રહ્મ જ પ્રતીત થાય. એથ સાક્ષી[૫૩] બ્રહ્મરૂપ છે એ અભિપ્રાયથી દુહાના પ્રથમ પાદમા સાક્ષી 'એક' કહ્યો. કેમ કે ઉપાધિની દૃષ્ટિ વિના સાક્ષીમાં નાનાત્વ અને પરિચ્છિન્નભાવ પ્રતીત થાય નહિ. તે સાક્ષી જીવપદનો લક્ષ્ય છે. એ વાર્તા આગળ (ચતુર્થ તરંગ વિષે અંક ૨૦૧–૨૦૨માં અને ષષ્ઠ તરંગગત અંક ૩૪૧મા) કહીશું એ રીતિએ જીવબ્રહ્મની એકતા ગ્રંથનો વિષય બને છે. ૧૨

(પ્રયોજનમંડન, ૭૭થી ૯૨ પર્યંત)

## ૭૭: અથ કાર્ય[૫૪]–અધ્યાસ નિરૂપણ

कवित

**सजातीय ज्ञान संसकारतैं अध्यास होत,**
**सत्य ज्ञानजन्य संसकारको न नेम है।**

---

૫૩. કોઈ કોરા મોટા કાગળ ઉપરના કોઈ એક અલ્પ ભાગ પર શાહીનો ગોલાદિ આકાર કરી, તેના મધ્યભાગમાં કોઈ અક્ષરનો આકાર દેખાય એટલો ભાગ શાહી વિનાનો રાખે. તે અક્ષર અને મૂળ કાગળ એક જ હોવા છતાં ભેદ વ્યવહાર થાય છે. તેમ શુદ્ધ બ્રહ્મ અને ઉપહિત સાક્ષી એક જ હોવા છતાં શાહીરૂપ ઉપાધિએ કરી નામમાત્ર ભેદવ્યવહાર થાય. પરંતુ યથાર્થ દૃષ્ટિએ જોતાં તે એ સ્વરૂપ છે. એક જ ઉપાધિથી જ ભેદ પ્રતીત થાય છે.

૫૪. અજ્ઞાનકૃત–સ્થૂળ–સૂક્ષ્મ પ્રપંચનો જે ભ્રમ તે કાર્યાધ્યાસ છે.
—પં. પી. પુ.

दोषको न हेतुता अध्यास विषै देखियत,
पटविषै हेतु जैसे तुरी तंतु वेम है ॥
आतमा द्विजाति, संख पीत सिता कटु भासै,
सीपमैं विरागी रूप देखै विन प्रेम है।
नभ नील रूपवान भासत कटाह तंबू,
जिनके न कोउ पित्त प्रभृति अछेम हैं ॥ १

સજાતીય જ્ઞાન સંસ્કારથી અધ્યાસ થાય,
સત્ય જ્ઞાનજન્ય સંસ્કારનો ન નેમ છે;
દોષને ન હેતુતા અધ્યાસ વિષે દેખાય જ,
પટ વિષે હેતુ જેમ તુરી તંતુ વેમ છે.
આત્મા (સુ) દ્વિજાતિ, શંખ પીત, સિતા કટુ ભાસે
શુક્તિમાં વિરાગી, રૂપુ દેખે, વિના પ્રેમ છે;
નભ નીલરૂપવાન, ભાસે છે કટાહ તંબુ,
જેને પિત્ત પ્રભૃતિ ન કોઈ અક્ષેમ છે. ૧૨

(પૂર્વપક્ષીએ અંક ૪૫થી ૪૮ પર્યંત) પૂર્વે કહ્યું જે, 'બંધ સત્ય છે. તેની જ્ઞાને કરી નિવૃત્તિ થાય નહિ. 'અને મિથ્યા વસ્તુની જ્ઞાને કરી નિવૃત્તિ થાય છે. આત્મામાં મિથ્યા બંધની સામગ્રી છે નહિ. એથી બંધ સત્ય છે, તેની 'જ્ઞાને કરી નિવૃત્તિ થાય નહિ.' તે વાર્તા બને નહિ, કેમ કે બંધ મિથ્યા છે, તેની જ્ઞાને કરી નિવૃત્તિ બને છે.

૭૮ અને પૂર્વે કહ્યું જે, 'સત્ય વસ્તુનું જ્ઞાન, (પોતાના) સંસ્કાર દ્વારા, અધ્યાસનો હેતુ છે. જેમ સત્યસર્પનું જ્ઞાન, (પોતાના) સંસ્કાર દ્વારા સર્પ અધ્યાસનો હેતુ છે; તેમ સત્યબંધ હોય તો સત્યબંધનું જ્ઞાન હોય. પણ સિદ્ધાંતમાં કોઈ અનાત્મ વસ્તુ સત્ય છે નહિ. એથી સત્યવસ્તુનું જ્ઞાન, જે સંસ્કાર દ્વારા, અધ્યાસની સામગ્રી (છે,) તેનો અભાવ હોવાથી, બંધ અધ્યાસ (રૂપ) નથી, કિંતુ સત્ય છે.' તે શંકા બને નહિ, કેમ કે અધ્યાસ વિષે સંસ્કાર દ્વારા સત્ય વસ્તુનું જ્ઞાન હેતુ નથી. કિંતુ વસ્તુનું જ્ઞાન હેતુ છે. તે વસ્તુ સત્ય હોય અથવા મિથ્યા હોય. જો સત્યવસ્તુનું જ્ઞાન જ અધ્યાસ વિષે હેતુ હોય, તો જે પુરુષે સત્ય ખુહારાનું (ખારેકનું) વૃક્ષ ન દીઠું હોય અને બાજીગરનો બનાવેલ મિથ્યા ખુહારાનું વૃક્ષ બહુવાર

દીઠું હોય, અને બાજીગરથી એવું સાંભળ્યું હોય કે, 'આ છુહારાનું વૃક્ષ છે' અને ખજૂરનું વૃક્ષ કહી દીઠું સાંભાળ્યું હોય નહિ, તે(મનુષ્ય)ને ખજૂરનું વૃક્ષ દેખીને છુહારાનું અધ્યાસ થાય છે, તે નહિ થવો જોઈએ; કેમ કે સત્ય છુહારાનું તેને જ્ઞાન છે નહિ.

અને અમારી (સિદ્ધાંતી) રીતિએ તો, બાજીગરનો દીઠેલો જે મિથ્યા છુહારો, તેનું જ્ઞાન છે એથી અધ્યાસ બને છે. એથી સજાતીય વસ્તુના જ્ઞાનજન્ય સંસ્કાર (સૂક્ષ્મ અવસ્થા) જ અધ્યાસના હેતુ છે,–તે સંસ્કારનું જનક જ્ઞાન અને તેનો વિષય મિથ્યા હોય અથવા સત્ય હોય. સસ્કાર દ્વારા 'જ્ઞાન હેતુ છે,' વા 'જ્ઞાનજન્ય સંસ્કાર હેતુ છે,' એ કહેવામાં અર્થનો ભેદ નથી; એક જ અર્થ છે. કેમ કે સસ્કાર દ્વારા 'જ્ઞાન હેતુ' છે એનો અર્થ આ છે: જ્ઞાન સંસ્કારનો હેતુ છે, અને સંસ્કાર, અધ્યાસનો હેતુ છે, એથી સંસ્કાર દ્વારા જ્ઞાનને હેતુતા કહેવાથી પણ, જ્ઞાનજન્યસંસ્કારને જ અધ્યાસ વિષે હેતુતા સિદ્ધ થાય છે.

૭૯. અને કેવળ વસ્તુના જ્ઞાનને જ અધ્યાસ વિષે હેતુ કહે તો બને નહિ. કેમ કે આ નિયમ છે: 'જે હેતુ હોય તે કાર્યથી અવ્યવહિત પૂર્વકાળમાં હોય છે.' (અતરાયરહિતનુ નામ 'અવ્યવહિત' છે, અને અંતરાય સહિતનું નામ 'વ્યવહિત' છે.) જેમ ઘટનો હેતુ દંડ છે તે ઘટથી અવ્યવહિત પૂર્વકાલમાં હોય છે; તેમ જો અધ્યાસથી હેતુ જ્ઞાન અંગીકાર કરીએ, (તો) તે પણ અધ્યાસથી અવ્યવહિત પૂર્વકાળમાં જોઈએ. તે બને નહિ; કેમ કે જે પુરુષને સર્પનું જ્ઞાન થાય તેને જ્ઞાનથી મહિના પછી પણ રજ્જુ વિષે સર્પનો અધ્યાસ થાય છે, તે નહિ જોઈએ, કેમ કે રજ્જુમા સર્પના અધ્યાસનો હેતુ સર્પનું જે જ્ઞાન છે, તેનો નાશ થઈ ગયો (છે) એથી અવ્યવહિત પૂર્વકાળમાં (તે જ્ઞાન) છે નહિ. યદ્યપિ પૂર્વકાળમાં તો છે, તથાપિ અવ્યવહિત પૂર્વકાળમાં છે નહિ.

અને જો આમ કહીએ કે, કાર્યથી પૂર્વકાળમાં હેતુ જોઈએ, (તે હેતુ) વ્યવહિત પૂર્વકાળમાં હોય અથવા અવ્યવહિત પૂર્વકાળમા હોય. અને 'કાર્યથી અવ્યવહિત પૂર્વકાળમાં જ હેતુ હોય છે' એવો નિયમ અંગીકાર કરીએ તો, વિહિત કર્મ સ્વર્ગપ્રાપ્તિનો હેતુ છે, અને નિષિદ્ધ કર્મ નરકપ્રાપ્તિનો હેતુ છે,' એ શાસ્ત્રની વાર્તા અપ્રમાણ થઈ જશે;-કેમ કે કાયિક–વાચિક–માનસિક ક્રિયાનુ નામ કર્મ છે. તે ક્રિયા

અનુષ્ઠાનકાળથી અનંતર જ નાશ થઈ જાય છે; અને સ્વર્ગ–નરક કાળાંતરમાં થાય છે. એથી સ્વર્ગનરકપ્રાપ્તિના અવ્યવહિત પૂર્વકાળમા. વિહિત કર્મ અને નિષિદ્ધ કર્મ છે નહિ. જેમ વ્યવહિત પૂર્વકાળમાં શુભ કર્મ અને અશુભ કર્મ, સ્વર્ગપ્રાપ્તિ અને નરકપ્રાપ્તિનાં હેતુ છે, તેમ વ્યવહિત પૂર્વકાળમાં જે સર્પનું જ્ઞાન, તે પણ રજ્જુમાં સર્પના અધ્યાસનો હેતુ* છે.

એ વાર્તા બને નહિ કેમ કે જેમ નષ્ટ જ્ઞાન અને નષ્ટ કર્મથી અધ્યાસ અને સ્વર્ગનરકની પ્રાપ્તિ અંગીકાર કરી; તેમ મૃત કુલાલ અને નષ્ટ દંડથી પણ ઘટ થવો જોઈએ: કેમ કે જેમ રજ્જુમાં સર્પના અધ્યાસથી વ્યવહિત પૂર્વકાળમાં સર્પનું જ્ઞાન છે અને (જેમ) સ્વર્ગનરકની પ્રાપ્તિથી વ્યવહિત પૂર્વકાળમા શુભઅશુભ કર્મ છે, તેમ ઘટથી વ્યવહિત પૂર્વકાળમાં નષ્ટ દંડ અને મૃત કુલાલ પણ છે. તેમનાથી પણ ઘટ થવો જોઈએ. તે થાય નહિ એથી વ્યવહિત પૂર્વકાળમાં જે વસ્તુ હોય તે હેતુ નહિ, કિંતુ અવ્યવહિત પૂર્વકાળમાં જે વસ્તુ હોય તે જ હેતુ હોય છે: અને શુભ અશુભ કર્મ પણ, કાળાંતર ભાવિની જે સ્વર્ગનરકની પ્રાપ્તિ તેના હેતુ નથી. કિંતુ શુભકર્મ તો પોતાથી અવ્યવહિત ઉત્તરકાળમાં ધર્મની ઉત્પત્તિ કરે છે; અને અશુભ કર્મ અધર્મની ઉત્પત્તિ કરે છે. તે ધર્મ–અધર્મ અંતઃકરણ વિષે રહે છે, તેમનાથી કાળાંતરમા સ્વર્ગ અને નરકની પ્રાપ્તિ થાય છે. તેથી અનંતર ધર્મ–અધર્મનો નાશ થાય છે. એ અભિપ્રાયે જ શાસ્ત્રમાં શુભકર્મ અને અશુભકર્મ અપૂર્વ દ્વારા ફ્લના હેતુ કહ્યા છે, સાક્ષાત્ નહિ. (અપૂર્વ નામ ધર્મ–અધર્મનુ છે; અને અદૃષ્ટ પણ તેઓને જ કહે છે; અને પુણ્યપાપ પણ તેઓને જ કહે છે.) અને ધર્મ–અધર્મની જનિકા જે શુભ–અશુભ ક્રિયા છે તેને પણ ક્યાંક ધર્મ–અધર્મ કહે છે. જેમ કોઈ શુભક્રિયા કરતો હોય તેને લોક આમ કહે છે: 'આ ધર્મ કરે છે;' અને અશુભક્રિયા કરવાવાળાને આમ કહે છે: 'આ અધર્મ કરે છે.' તે શુભ–અશુભ ક્રિયાનું નામ ધર્મ–અધર્મ નથી; કિંતુ શુભ–અશુભ ક્રિયા ધર્મ–અધર્મની જનિકા છે. એથી ક્રિયાને ધર્મ–અધર્મ કહે છે; જેમ આયુનું વર્ધક જે ઘૃત (ઘી) છે; તેને શાસ્ત્રમાં આયુ કહે છે. એ રીતિએ અવ્યવહિત પૂર્વકાળમાં હેતુ હોય છે.

૮૦. અને રજ્જુમાં સર્પ અધ્યાસથી અવ્યવહિત પૂર્વકાળમાં

* એ રીતિએ એ ખંડમાં આક્ષેપ કરી નીચેના ખંડમાં સમાધાન કહે છે.

સર્પનું જ્ઞાન છે નહિ; એથી સર્પનું જ્ઞાન, રજ્જુમાં સર્પ અધ્યાસનો હેતુ નથી, કિંતુ સર્પ જ્ઞાનજન્ય સંસ્કાર જ રજ્જુમાં સર્પના અધ્યાસનો હેતુ છે. તેમ શુક્તિમાં રૂપાના અધ્યાસનો હેતુ રૂપાના જ્ઞાનજન્ય સંસ્કાર છે. એ રીતિએ સર્વત્ર સંસ્કાર જ અધ્યાસના હેતુ છે; અને વસ્તુનું જ્ઞાન સંસ્કારનો હેતુ છે. જેમ શુભઅશુભકર્મજન્ય ધર્મઅધર્મ, અંતઃકરણમાં રહે છે, તેમ વસ્તુના જ્ઞાનજન્ય સંસ્કાર પણ અંતઃકરણમાં રહે છે. જે પુરુષને પૂર્વે સર્પનું જ્ઞાન નથી થયુ તેને પણ અન્ય વસ્તુના જ્ઞાનજન્ય સસ્કાર તો છે, પરંતુ રજ્જુમા સર્પનો અધ્યાસ થાય નહિ. જે વસ્તુનો અધ્યાસ થાય, તેના સજાતીય વસ્તુના જ્ઞાનના સંસ્કાર અધ્યાસનો હેતુ છે; વિજાતીય( વસ્તુ )ના જ્ઞાનના સંસ્કાર ( અધ્યાસના ) હેતુ નથી. સર્પનો સજાતીય સર્પ હોય છે; અન્ય નહિ. સર્પનું જેને પૂર્વ જ્ઞાન નથી, અન્ય વસ્તુનું જ્ઞાન છે, તેને સજાતીય વસ્તુના જ્ઞાનજન્ય સંસ્કાર નથી, એથી રજ્જુમાં સર્પનો અધ્યાસ થાય નહિ. ( સૂક્ષ્મ અવસ્થાનું નામ સંસ્કાર છે. ) એ રીતિએ અધ્યાસથી પૂર્વ સજાતીય વસ્તુનું જે જ્ઞાન, તેના સંસ્કાર અધ્યાસના હેતુ છે. અને સત્યવસ્તુના જ્ઞાનના સસ્કાર જ અધ્યાસના હેતુ છે. ‘ મિથ્યાવસ્તુના જ્ઞાનના ( સંસ્કાર હેતુ ) નહિ;’ ( એવું પૂર્વપક્ષીનું કહેવું છે પણ ) એ નિયમ નથી; એ વાર્તા છુહારાના ( વૃક્ષના ) દૃષ્ટાંતે કરી પ્રતિપાદન કરી છે. એથી મિથ્યાવસ્તુના જ્ઞાનજન્ય સસ્કાર પણ અધ્યાસના હેતુ છે.

૮૧. તે બંધના અધ્યાસ વિષે પણ બને છે; કેમ કે જે અહંકારથી આદિ લઈને અનાત્મ વસ્તુ અને તેનું જ્ઞાન બંધ કહેવાય છે, ‘ તે અનાત્મ વસ્તુ, રજ્જુના સર્પની પેઠે જ્યારે પ્રતીત થાય, ત્યારે જ છે; અને પ્રતીત ન થાય ત્યારે નથી. ’ એ અમારો વેદસમત સિદ્ધાંત છે. એ કારણથી જ સુષુપ્તિ વિષે સર્વ પ્રપંચનો અભાવ પ્રતિપાદન કર્યો છે. સુષુપ્તિમા કોઈ પદાર્થ પ્રતીત થાય નહિ. એથી સર્વ પ્રપંચનો સુષુપ્તિમા લય થાય છે. એનું નામ શાસ્ત્રમાં દૃષ્ટિસૃષ્ટિવાદ ( જ્ઞાનસમકાલસૃષ્ટિકથન ) કહે છે એ અર્થને આગળ ( ષષ્ઠ તરંગ ગત અંક ૩૧૭થી ૩૨૯ પર્યંત ) પ્રતિપાદન કરીશું. એ રીતિએ અહંકારાદિ અને તેમના જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને લય થાય છે. અહંકારાદિ અને તેમના જ્ઞાનની ઉત્પત્તિ અને લય સાથે જ થાય છે: જ્યારે અહંકારાદિકોની પ્રતીતિ( =જ્ઞાન )ની ઉત્પત્તિ

થાય, ત્યારે અહંકારાદિકોની ઉત્પત્તિ થાય છે; અને (તે) પ્રતીતિનો લય થાય ત્યારે અહંકારાદિકોનો લય થાય છે. અહંકારાદિક અને તેમના જ્ઞાન(એ બન્ને)નું નામ અધ્યાસ છે. એ વાર્તા અનિર્વચનીયખ્યાતિના પ્રતિપાદનમાં (ચતુર્થ) તરંગત અંક ૧૩૩થી કહીશું.

(કોઈ એમ આક્ષેપ[૫૫] કરે કે) 'યદ્યપિ અહંકાર સાક્ષિભાસ્ય છે, એ વાર્તા 'વિષયપ્રતિપાદન'માં કહી છે, એથી અહંકારની 'પ્રતીતિ સાક્ષીરૂપ છે, તેનાં ઉત્પત્તિ અને લય બને નહિ.' તથાપિ (તેનું સમાધાન આ છે કે,) અહંકારને પણ વૃત્તિએ કરીને જ સાક્ષી પ્રકાશ કરે છે, સાક્ષાત્ નહિ. તે વૃત્તિના ઉત્પત્તિ–લય થાય છે, એથી અહંકારની પ્રતીતિનાં ઉત્પત્તિ–લય કહેવાય છે. એ રીતિએ ઉત્તર ઉત્તર અહંકારાદિક અને તેમના જ્ઞાનની જે ઉત્પત્તિ, તેના હેતુ, પૂર્વ પૂર્વ મિથ્યા અહંકારાદિકોના જ્ઞાનજન્ય સંસ્કાર બને છે.

૮૨. અને જો આમ કહે કે, 'ઉત્તર ઉત્તર અહંકારાદિકોના અધ્યાસ વિષે તો યદ્યપિ પૂર્વ પૂર્વ અધ્યાસના સંસ્કાર હેતુ બને છે, તથાપિ પ્રથમ ઉત્પન્ન (થયો) જે અહંકાર અને તેનું જ્ઞાન, તેના હેતુ, સંસ્કાર બને નહિ; કેમકે જો તેની પૂર્વે અન્ય અહંકાર ઉત્પન્ન થયો હોય, તો તેના જ્ઞાનના સંસ્કાર પણ હોય. તે પ્રથમ અહંકારથી પૂર્વે અન્ય અહંકાર થયો નથી. તેમ 'સર્વ વસ્તુના પ્રથમ અધ્યાસના હેતુ, સંસ્કાર બને નહિ.' એ શંકા પણ સિદ્ધાંતના અજ્ઞાનથી થાય છે. કેમ કે વેદાંતનો સિદ્ધાંત આ છે: (૧) એક (શુદ્ધ) બ્રહ્મ; અને (૨) ઈશ્વર; (૩) જીવ; (૪) અવિદ્યા અને (૫) અવિદ્યાનો ચૈતન્ય સહ સંબંધ; અને (૬) અનાદિ વસ્તુનો ભેદ; એ ષટ્ વસ્તુ સ્વરૂપે અનાદિ[૫૬] છે.' (જે વસ્તુની ઉત્પત્તિ હોય નહિ તે વસ્તુ

૫૫. કંઈક અંગીકાર કરી તેમાં અસંભવ દેખાડવો

દુહો

૫૬. जीव, ईशो, विशुद्धा चित्, तथा जीवेशयोर्भिदा।
अविद्या, तच्चितोर्योगः षडस्माकमनादय.॥

'વિશુદ્ધા ચિત્' નામ શુદ્ધ બ્રહ્મ (૧), 'અવિદ્યા' નામ માયા (૨), 'તે' અવિદ્યા, અને વિશુદ્ધ 'ચિત્'નો 'યોગ' નામ કલ્પિત ભેદ સહિત વાસ્તવ અભેદરૂપ તાદાત્મ્યસંબંધ (૩), ઈશ્વર (૪), જીવ (૫), તથા જીવ અને ઈશ્વરનો ભેદ (૬), એ ષટ્ અમારા (મતમાં) 'અનાદિ' નામ ઉત્પત્તિરહિત છે; તથાપિ એ ષટ્ અનાદિમાંથી એક જ અદ્વિતીય બ્રહ્મ અનાદિ 'અનંત'

'સ્વરૂપે અનાદિ કહેવાય છે.) એ ષટ્‌ની ઉત્પત્તિ થાય નહિ, એથી તે સ્વરૂપે અનાદિ છે. અને અહંકારાદિકોની તો શ્રુતિમાં ઉત્પત્તિ કહી છે, એથી સ્વરૂપે અનાદિ યદ્યપિ અહંકારાદિક નથી, તથાપિ પ્રવાહ રૂપે સર્વ વસ્તુ અનાદિ[૫૭] છે. સર્વ વસ્તુનો પ્રવાહ દૂર થાય નહિ.

છે. શેષ પંચ અનાદિ સાન્ત' છે. એ પ્રસંગમાં પં. પીતાંબરજી કહે છે: 'બ્રહ્મ અવિદ્યાનું અધિષ્ઠાન છે એથી બ્રહ્મની ઉત્પત્તિ અવિદ્યા કિંવા મૂલપ્રકૃતિથી સંભવે નહિ, અને ઈશ્વર જીવ આદિકની સિદ્ધિ તો બ્રહ્મ વિના સંભવે નહિ, એથી તે ચારથી બ્રહ્મની ઉત્પત્તિ સંભવે નહિ. એથી બ્રહ્મ અનાદિ છે. બ્રહ્મ નિર્વિકાર છે. એથી બ્રહ્મથી અવિદ્યાની ઉત્પત્તિ છે નહિ. અને ઈશ્વર આદિકની સિદ્ધિ તો અવિદ્યાની સિદ્ધિને અધીન છે, એથી ઈશ્વરાદિથી અવિદ્યાની ઉત્પત્તિ સંભવે નહિ. તેથી અવિદ્યા અનાદિ છે. કેવળ બ્રહ્મથી વા કેવળ માયાથી વા પરસ્પરથી વા (તેઓની) સ્વસિદ્ધિને અધીન જે ભેદ તેથી જીવઈશ્વરની ઉત્પત્તિ સંભવે નહિ. અને અવિદ્યા તથા ચેતનના સંબંધની સિદ્ધિથી ઈશ્વર–જીવની સિદ્ધિ છે, તે સંબંધ પોતે પણ અનાદિ છે; એથી સંબંધની ઉત્પત્તિ નથી. તેથી ઈશ્વર–જીવ પણ અનાદિ છે. બ્રહ્મ અને અવિદ્યા અનાદિ છે. એથી તેઓનો તાદાત્મ્ય સંબંધ પણ અનાદિ છે. તેથી તે સંબંધની ઉત્પત્તિ નથી. અને ઈશ્વર–જીવ અવિદ્યા એ ત્રણની સિદ્ધિ તો સંબંધની સિદ્ધિને અધીન છે; એથી તેમનાથી તે સંબંધની ઉત્પત્તિ નથી, તેથી અવિદ્યા અને ચેતનનો સંબંધ અનાદિ છે. એ પાંચે વસ્તુની પોતાની પોતાથી જ ઉત્પત્તિ માનીએ તો આત્માશ્રય દોષ થશે એથી એ પાંચ વસ્તુની પોતપોતાથી પણ ઉત્પત્તિ નથી. જેથી એ પાંચ વસ્તુની ઉત્પત્તિ નથી તેથી એ પાંચ વસ્તુનો પરસ્પર ભેદ છે તેની પણ ઉત્પત્તિ બને નહિ. એ રીતિએ એ ષટ્ વસ્તુની ઉત્પત્તિ નથી. એથી તેઓ સ્વરૂપે કરી અનાદિ છે. તેઓમાં બ્રહ્મ ત્રિકાલ અબાધ્ય છે. એથી અનાદિ અનંત છે; અને (અવિદ્યા, ઈશ્વર, જીવ અવિદ્યાનો ચૈતન્ય સહ સંબંધ અને અનાદિ વસ્તુનો ભેદ) એ પાંચ જ્ઞાને કરી બાધને પામે છે એથી તેઓ અનાદિ સાન્ત છે.'

૫૭. પ્રપંચ (સર્વ વસ્તુ. અનાદિ છે એથી બહુકાલસ્થાયી હોવાથી સત્ય હશે,'–એ શંકાનું આ સમાધાન છે. જેમ રજ્જુમાં સર્પનો ભ્રમ થાય છે અને જીવોને સ્વપ્ન થાય છે, તે અમુક કાલ પર્યંત. પૂર્વસિદ્ધ અને અનાદિસિદ્ધ પ્રતીત થાય છે, તોપણ રજ્જુનું અને જાગ્રતનું જ્ઞાન થયે તેમના ત્રિકાલ–અભાવ–નિશ્ચયરૂપ બાધ થાય છે. એથી મિથ્યા છે. તેમ પ્રપંચ પણ આરોપદશા વિષે અનાદિસિદ્ધ ભાસે છે. તે પણ અધિષ્ઠાનનું જ્ઞાન થયે એ પ્રપંચનો ત્રિકાલ–અભાવ–નિશ્ચયરૂપ બાધ થાય છે. એથી પ્રપંચ મિથ્યા છે. એથી જ પ્રવાહરૂપે કરી અનાદિ સાન્ત કહેવાય છે.

—પં. પી. પુ.

અનાદિકાલમાં એવો સમય કોઈ પૂર્વે થયો નથી કે જે સમયે કોઈ (પ્રકારનો પણ) ઘટ નહિ હોય. એથી ઘટનો પ્રવાહ અનાદિ છે. એ રીતિએ સર્વ વસ્તુનો પ્રવાહ અનાદિ છે. પ્રલયકાળમાં પણ સુષુપ્તિની પેઠે સર્વ વસ્તુ સંસ્કારરૂપ થઈને રહે છે. એથી પ્રપંચનો પ્રવાહ અનાદિ હોવાથી, પ્રપંચ અનાદિ કહેવાય છે. એવું જેને જ્ઞાન છે નહિ તેને આવી શંકા થાય છે જે. 'પ્રથમ અધ્યાસના હેતુ સંસ્કાર બને નહિ.' અને સિદ્ધાંતમા અહંકારાદિક કોઈ વસ્તુનો અધ્યાસ, સર્વથી પ્રથમ છે નહિ; કિંતુ (પ્રવાહરૂપમા) પોતાથી પૂર્વ પૂર્વ અધ્યાસથી સંપૂર્ણ (=સર્વ અધ્યાસ) ઉત્તર છે એથી શંકા બને નહિ. એ રીતિએ સજાતીયતા પૂર્વ–જ્ઞાનજન્ય–સંસ્કારે કરી અહંકારાદિક બંધનો અધ્યાસ બને છે. એ (કવિતના) પ્રથમ પાદનો અર્થ છે.

૮૩. અને જે (અંક ૪૯મા) પૂર્વે કહ્યું કે, 'ત્રણ પ્રકારનો દોષ અધ્યાસનો હેતુ છે. અને બંધના અધ્યાસમા કોઈ પણ દોષ બને નહિ. એથી બંધ સત્ય છે.' તે શંકા બને નહિ. કેમ કે જો દોષ વિના અધ્યાસ થાય નહિ, તો અધ્યાસનો હેતુ દોષ થાય. જેમ તુરી, તંતુ, વેમ પટના હેતુ છે; તુરી, તંતુ (અને) વેમ હોય તો પટ થાય; અને (તે ત્રણ) હોય નહિ. તો પટ થાય નહિ; તેમ (અન્વય-વ્યતિરેકે કરી) દોષ અધ્યાસના હેતુ નથી; કેમ કે સાદૃશ્યદોષ વિના આત્મામાં જાતિનો અધ્યાસ થાય છે. બ્રાહ્મણત્વથી આદિ લઈને જે જાતિ છે, તે. સ્થૂળશરીરનો ધર્મ છે. આત્માનો અને સૂક્ષ્મશરીરનો ધર્મ નથી; કેમ કે (જ્યારે) અન્ય શરીરને પ્રાપ્ત થાય છે, ત્યારે આત્મા અને સૂક્ષ્મ શરીર તો જે પૂર્વશરીરમાં છે તે જ રહે છે. અને જાતિ અન્ય પણ થાય છે. આ નિયમ નથી. પૂર્વશરીરમા જે જાતિ હોય, તે જ ઉત્તર શરીરમાં હોય છે. આત્માનો અથવા સૂક્ષ્મશરીરનો ધર્મ જાતિ હોય, તો ઉત્તરશરીર વિષે અન્ય જાતિ ન થવી જોઈએ. એથી આત્માનો અથવા સૂક્ષ્મશરીરનો ધર્મ જાતિ નથી કિંતુ સ્થૂલ શરીરનો ધર્મ છે અને 'હું દ્વિજાતિ[૫૮] છું' એવી રીતિએ બ્રાહ્મણત્વ ક્ષત્રિયત્વ–વૈશ્યત્વ–જાતિનું આત્મામાં ભાન થાય છે. એથી આત્મામાં જાતિનો અધ્યાસ છે. જેમ રજ્જુમાં સર્પ પરમાર્થદૃષ્ટિ નથી અને ભાન થાય છે. એથી રજ્જુમાં સર્પનો અધ્યાસ છે; તેમ આત્મામાં જાતિ

૫૮. [દ્વિજાતિ નામ ત્રિવર્ણનું છે.] જેને [illegible] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણ.

છે નહિ અને ભાન થાય છે, એથી આત્મામાં જાતિનો અધ્યાસ છે. અને આત્માની સાથે જાતિનું સાદૃશ્ય છે નહિ; કેમ કે આત્મા વ્યાપક છે, અને જાતિ પરિછિન્ન છે. આત્મા પ્રત્યક્ છે અને જાતિ પરાક્ છે. આત્મા વિષયી (પ્રકાશક) છે અને જાતિ વિષય (પ્રકાશ્ય) છે. એ રીતિએ આત્મામાં વિરોધીની જાતિનો પણ અધ્યાસ થાય છે. જેમ આત્મા વિષે સાદૃશ્ય વિના જાતિનો અધ્યાસ થાય છે, તેમ સાદૃશ્ય વિના અહંકારાદિક બંધનો અધ્યાસ પણ આત્મામાં બને છે. સાદૃશ્યદોષ અધ્યાસનો હેતુ નથી. જો સાદૃશ્યદોષ જ અધ્યાસનો હેતુ હોય તો આત્મામા જાતિનો અધ્યાસ નહિ થવો જોઈએ, અને શંખમા પીતતાનો અધ્યાસ નહિ થવો જોઈએ; અને શર્કરામાં કટુતાનો અધ્યાસ નહિ થવો જોઈએ, કેમ કે શ્વેતનો અને પીતનો વિરોધ છે, સાદૃશ્ય નથી. તેમ મધુર અને કટુનો વિરોધ છે, સાદૃશ્ય નથી. એથી અધિષ્ઠાનમાં મિથ્યા વસ્તુનો સાદૃશ્યદોષ અધ્યાસનો હેતુ નથી.

૮૪. તેમ પ્રમાતાના લોભભય આદિ દોષ પણ અધ્યાસના હેતુ નહિ; કેમ કે લોભરહિત વૈરાગ્યવાન જે પુરુષ છે, તેને પણ શુક્તિમાં રૂપાનો અધ્યાસ થાય છે, તે ન થવો જોઈએ. એથી પ્રમાતાનો દોષ પણ અધ્યાસનો હેતુ નથી અને પ્રમાણનો દોષ પણ અધ્યાસનો હેતુ નથી; કેમ કે સર્વ પુરુષને, રૂપરહિત જે આકાશ છે, તે નીલરૂપવાળું પ્રતીત થાય છે; અને કટાહ(કઢાઈ)ના તથા તંબુના આકારે પ્રતીત થાય છે, એથી સર્વને આકાશમાં, નીલરૂપનો, કટાહનો, તથા તંબુનો, અધ્યાસ છે. અને સર્વના નેત્રરૂપ પ્રમાણમાં દોષનું કથન બને નહિ. એથી પ્રમાણનો દોષ અધ્યાસનો હેતુ નથી. આકાશમાં નીલાદિકોનો જે અધ્યાસ છે, તેને વિષે એક પ્રમાણદોષનો જ અભાવ નથી, કિંતુ સર્વ[૫૯] દોષોનો અભાવ છે. સાદૃશ્ય (દોષ) પણ નથી, અને પ્રમાતાનો દોષ પણ નથી. જેમ સર્વદોષના અભાવથી પણ આકાશમાં નીલતાદિકોનો અધ્યાસ થાય છે; તેમ આત્મા વિષે પણ બંધનો અધ્યાસ

૫૯ આકાશમા નીલાદિક વર્ણનો જે અધ્યાસ સર્વને છે તેમાં 'પ્રમાણદોષ'નો અભાવ છે; કારણ સર્વ પુરુષોના નેત્રમા તિમિરાદિ દોષ છે નહિ. અને નીલાદિકોનુ અને આકાશનું સાદૃશ્ય નથી, એથી 'પ્રમેયદોષ'નો પણ અભાવ છે. અને કોઈને આકાશના નીલ રંગનો, આકાશ જેવા કટાહનો અને આકાશ જેવા તંબુનો લોભ પણ નથી એથી 'પ્રમાતૃદોષ'નો પણ અભાવ છે.

—પં પી. પુ.

દોષ વિના જ બને છે. એથી 'દોષના અભાવથી બંધ અધ્યાસરૂપ નથી,' એ શંકા બને નહિ; કેમ કે સર્વ દોષનો અભાવ પણ છે તોપણ આકાશમાં નીલાદિકોનો અધ્યાસ સર્વ પુરુષોને થાય છે એથી દોષ અધ્યાસનો હેતુ નથી. કવિતના ચતુર્થ પાદનો આ અર્થ છે: જેમને કોઈ 'પિત્તપ્રભૂતિ' નામ પિત્તથી આદિ લઈને 'અક્ષેમ' નામ દોષ નથી, તેમને પણ આકાશ નીલરૂપવાન કટાહ આકાર (ગોળ) અને તંબુના આકાર ભાસે છે, એથી પ્રમાણદોષ અધ્યાસનો હેતુ નથી. ('ક્ષેમ' નામ કુશલનું છે. તેનો વિરોધી જે પ્રમાણદોષ તે અક્ષેમ કહેવાય છે, જ્ઞાનનું સાધન જે ઇંદ્રિય તે 'પ્રમાણ' કહેવાય છે.) એ રીતિએ દોષ અધ્યાસના હેતુ નથી; એથી બંધના અધ્યાસમાં દોષની અપેક્ષા નથી. અને સંક્ષેપશારીરકમાં,[૬૦] બંધના અધ્યાસ સમય, દોષ પણ પ્રતિપાદન કર્યો છે. વિસ્તારના ભયથી અમે (તે અહીં) નથી લખ્યા; અને અધ્યાસના હેતુ જો દોષ હોય તો દોષનિરૂપણ કરત; તે દોષ અધ્યાસના હેતુ છે નહિ એથી પણ દોષનું નિરૂપણ નથી કર્યું. ૧૩

## ૮૫. કારણ–અધ્યાસનિરૂપણ[૬૧]

દુહો

**चित्सामान्य प्रकाशतैं, नहीं नसै अज्ञान ।**
**लहै प्रकाश सुषुप्तिमें, चेतन तैं अज्ञान ॥ १४ ॥**

ચિત્–સામાન્ય–પ્રકાશથી, નહિ નાશે અજ્ઞાન;
લે પ્રકાશ સુષુપ્તિમાં, ચેતનથી અજ્ઞાન. ૧૪

પૂર્વે કહ્યું જે, 'વિશેષરૂપે અજ્ઞાત વસ્તુમાં અધ્યાસ થાય છે અને આત્મા સ્વયંપ્રકાશ છે, તેના વિષે અજ્ઞાન બને નહિ; કેમકે

૬૦. સર્વજ્ઞાત્મમહામુનિએ શંકરકૃત શારીરકભાષ્ય ઉપર રચેલો પદ્યાત્મક ગ્રંથ. તેના સમયમાં રાજા મનુકુલાદિત્ય નામે હતો.

૬૧. પ્રપંચનું કારણ જે અધિષ્ઠાનના વિશેષરૂપનું અજ્ઞાન છે તે અજ્ઞાનનો જે (આત્મામાં) અધ્યાસ તે 'કારણાધ્યાસ' કહેવાય છે. યદ્યપિ પ્રપંચના અધ્યાસનું કારણ અજ્ઞાન છે, અને અજ્ઞાનના અધ્યાસનું કારણ અન્ય કોઈ છે નહિ. એથી અજ્ઞાનનો અધ્યાસ બને નહિ; તથાપિ દીપકના સમ, અને [illegible] મત સ્વપ્રકાશ આત્માના સમ, અને [illegible] અજ્ઞાન [illegible] નિર્વાહક છે. એથી તેનો અધ્યાસ બને છે. —[illegible]

તમનો અને પ્રકાશનો પરસ્પર વિરોધ છે. એથી જેમ અત્યંત પ્રકાશમાં સ્થિત રજ્જુમાં સર્પનો અધ્યાસ થાય નહિ; તેમ સ્વયંપ્રકાશ આત્મામાં બંધનો અધ્યાસ બને નહિ. તે શંકા પણ બને નહિ. કેમ કે યદ્યપિ આત્મા પ્રકાશરૂપ છે, તથાપિ આત્માનો સ્વરૂપપ્રકાશ અજ્ઞાનનો વિરોધી નથી. જો આત્મ-સ્વરૂપ-પ્રકાશ અજ્ઞાનનો વિરોધી હોય, તો સુષુપ્તિમાં પ્રકાશરૂપ આત્મા વિષે અજ્ઞાન પ્રતીત થાય છે, તે નહિ થવું જોઈએ, ઘોર નિદ્રાથી જાગેલો જે પુરુષ છે તેને આવું જ્ઞાન થાય છે: 'હું સુખે સૂતો હતો અને કિંચિત્ પણ ન જાણતો હતો.' એ જ્ઞાનનો સુખ અને અજ્ઞાન વિષય છે. તે સુખ અને અજ્ઞાનનું જે જાગ્રતમાં જ્ઞાન છે, તે પ્રત્યક્ષરૂપ નથી; કેમકે, જે જ્ઞાનનો વિષય સન્મુખ હોય, તે જ્ઞાન પ્રત્યક્ષરૂપ હોય છે. અને જાગ્રત કાળમાં (તે સુષુપ્તિનું) સુખ અને અજ્ઞાન છે નહિ; એથી જાગ્રતમાં સુખ અને અજ્ઞાનનું જ્ઞાન પ્રત્યક્ષરૂપ નથી, કિંતુ સ્મૃતિરૂપ છે. તે સ્મૃતિ અજ્ઞાતવસ્તુની થાય નહિ, કિંતુ જ્ઞાતવસ્તુની થાય છે; એથી સુષુપ્તિમાં સુખ અને અજ્ઞાનનું જ્ઞાન છે, તે સુષુપ્તિનું જ્ઞાન અંતઃકરણ(જન્ય) અને ઇંદ્રિયજન્ય તો છે નહિ; કેમકે સુષુપ્તિમાં અંતઃકરણ અને ઇંદ્રિયનો અભાવ છે. એથી સુષુપ્તિમાં આત્મસ્વરૂપ જ (જ્ઞાન છે. જ્ઞાન અને પ્રકાશનો એક જ અર્થ છે) એ રીતિએ સુષુપ્તિમાં આત્મા પ્રકાશરૂપ છે. તે પ્રકાશરૂપ આત્માએ સ્વરૂપસુખ અને અજ્ઞાનની પ્રતીતિ થાય છે. જો આત્મ-સ્વરૂપ-પ્રકાશ અજ્ઞાનનો વિરોધી હોય તો, સુષુપ્તિમાં અજ્ઞાનની પ્રતીતિ ન થવી જોઈએ. એથી આત્મા પ્રકાશરૂપ તો છે; પરંતુ આત્માનો સ્વરૂપ-પ્રકાશ[૬૨] અજ્ઞાનનો વિરોધી નથી. ઊલટો આત્માનો સ્વરૂપપ્રકાશ અજ્ઞાનનો સાધક છે. એ અભિપ્રાયથી જ વેદાંતશાસ્ત્રમાં કહ્યું છે: 'સામાન્ય ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી નથી કિન્તુ વિશેષ ચૈતન્ય જે અજ્ઞાનનું વિરોધી છે.' (વ્યાપક જે ચૈતન્ય છે તે સામાન્ય ચૈતન્ય કહેવાય છે. અને વૃત્તિમા સ્થિત

---

૬૨. જેમ અંધકાર, ચાર ભૂતો(આકાશ વાયુ-જલ-પૃથિવી)ના ગુણ-શબ્દ, સ્પર્શ, રસ અને ગંધ-તેમને આવરણ કરતો નથી, કિંતુ તેજનો ગુણ જે 'રૂપ' તેને જ આવરણ કરે છે. એથી અંધકાર, તેજના સામાન્ય સ્વરૂપને આશ્રિત થઈને રહે છે, અને તેને જ વિષય કરે છે, નામ ઢાંકે છે, એથી સામાન્ય તેજ અંધકારનુ વિરોધી નથી. તેમ અજ્ઞાન પણ ચેતનના સામાન્ય પ્રકાશને આશ્રિત થઈને રહે છે અને તેને જ વિષય કરે છે. એથી સામાન્ય ચેતન અજ્ઞાનનું વિરોધી નથી. —પં. પી. પુ.

જે ચૈતન્ય તે વિશેષચૈતન્ય કહેવાય છે.) જેમ કાષ્ઠમાં સ્થિત જે સામાન્ય અગ્નિ છે, તે અંધકારનો વિરોધી નથી; અને (તે જ કાષ્ઠમાંથી) મથનવતે પ્રકટ કર્યો જે અગ્નિ છે, તે વર્તિ (વાટ)માં સ્થિત થઈને, અંધકારનો વિરોધી છે; તેમ વ્યાપક જે ચૈતન્ય તે અજ્ઞાનનું વિરોધી નથી પણ ખરું, પરંતુ વેદાંતના વિચારે અંતઃકરણની જે બ્રહ્માકારવૃત્તિ થઈ છે, તેના વિષે સ્થિત ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી છે. એ રીતિએ કેવલ ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી નથી; કિંતુ વૃત્તિ સહિત ચેતન્ય અજ્ઞાનનું વિરોધી છે, અથવા ચૈતન્ય સહિત વૃત્તિ અજ્ઞાનની વિરોધીની છે.[૬૩]

પ્રથમ પક્ષમાં તો 'અજ્ઞાનના નાશનો હેતુ ચૈતન્ય છે, અને વૃત્તિ સહાયક છે.' દ્વિતીય પક્ષમાં 'અજ્ઞાનના નાશનો હેતુ 'વૃત્તિ છે. ચૈતન્ય સહાયક છે.' એ અવચ્છેદવાદની રીતિ છે. અને આભાસ વાદમાં તો 'સામાન્ય ચૈતન્યની પેઠે 'વિશેષ ચૈતન્ય પણ અજ્ઞાનનું વિરોધી નથી; કિતુ વૃત્તિ સહિત 'આભાસ (અજ્ઞાનનો વિરોધી છે), અથવા આભાસ સહિત વૃત્તિ, 'અજ્ઞાનની વિરોધિની છે.' એ રીતિએ પ્રકાશરૂપ ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી નથી, એથી ચૈતન્યને આશ્રિત[૬૪] અજ્ઞાન છે. તે અજ્ઞાને આવૃત્ત (વીંટાયેલો) જે આત્મા તેના વિષે બંધનો અધ્યાસ બને છે.

૮૬. અને પૂર્વે કહ્યું જે, 'સામાન્યરૂપે જ્ઞાત અને વિશેષરૂપે અજ્ઞાતવસ્તુમાં અધ્યાસ થાય છે. અને આત્મામાં સામાન્ય–વિશેષ-ભાવ છે નહિ, એથી નિર્વિશેષ આત્મા જ્ઞાત અને અજ્ઞાત બને નહિ, તેના વિષે અધ્યાસનો અસંભવ છે.' તે વાર્તા પણ બને નહિ; કેમ કે 'આત્મા છે' એ પ્રતીતિ સર્વને થાય છે. (આત્મા નામ પોતાના સ્વરૂપનું છે.) 'હું છું નહિ' એ પ્રતીતિ કોઈને થાય નહિ, કિંતુ 'હું છું' એ પ્રતીતિ સર્વને થાય છે. એથી સત્‌રૂપે

૬૩. એકલું લાકડું ઝાડીને કાપી શકતુ નથી પણ લોઢાના ફળ સહિત લાકડાનો હાથો ઝાડીને કાપી શકે છે; તેમ અજ્ઞાનરૂપ ઝાડીને ચૈતન્ય સહિત વૃત્તિ કાપી શકે છે.

૬૪. અને પૂર્વે કહ્યુ હતું જે સૂર્ય વિષે અંધકારની પેઠે સ્વપ્રકાશરૂપ આત્મા વિષે અજ્ઞાન સંભવે નહિ. એ શંકા બને નહિ. કેમકે સૂર્યાદિ જ્યોતિ મહાતેજનું વિશેષરૂપ છે, સામાન્ય નહિ. અને આત્માનુ રૂપ તો સામાન્ય પ્રકાશ છે એથી તે અજ્ઞાનનો વિરોધી નથી. તેથી દૃષ્ટાંત સૂર્ય અને સિદ્ધાંત ચેતનની વિષમતાએ કરી ઉક્ત શંકાને અવકાશ નથી. —પ. પી પુ.

કરીને આત્મા(નું) સર્વને ભાન થાય છે. અને 'ચૈતન્ય, આનંદ, વ્યાપક, નિત્યશુદ્ધ, નિત્યમુક્તરૂપ આત્મા છે,' એ પ્રતીતિ સર્વને થાય નહિ. એથી ચૈતન્ય, આનંદ, વ્યાપક, નિત્યશુદ્ધ, નિત્યમુક્તરૂપે આત્મા અજ્ઞાત છે, અને સત્‌રૂપે કરીને જ્ઞાત છે. એ વાર્તા અનુભવસિદ્ધ છે. તે અનુભવસિદ્ધ વાર્તા યુક્તિએ દૂર થાય નહિ. સર્વને પ્રતીત જે થાય છે, આત્માનું સત્‌રૂપ, તે તો (આત્માનું) સામાન્ય રૂપ છે; અને કેવળ જ્ઞાનીને પ્રતીત થાય છે, જે ચૈતન્ય આનંદાદિક(રૂપ) તે (આત્માનુ) વિશેષ રૂપ છે. [જે અધિક કાલમાં (અને) અધિક દેશમાં હોય તે સામાન્યરૂપ કહેવાય છે; અને ન્યૂનદેશમાં (અને) ન્યૂનકાલમા હોય તે વિશેષરૂપ કહેવાય છે.] યદ્યપિ આત્માનું સ્વરૂપ જ ચેતન આનંદાદિક છે, એથી સત્‌ની પેઠે ચેતન આનંદાદિક સર્વત્ર વ્યાપક છે; સત્‌ની અપેક્ષાથી ચેતન આનંદાદિકને ન્યૂન દેશમાં, અને ચેતન આનદાદિકની અપેક્ષાથી સત્‌રૂપને અધિક દેશમાં કહેવું બને નહિ. એથી સત્‌રૂપ આત્માનો સામાન્ય અંશ છે, અને ચેતન આનંદાદિક વિશેષ અશ છે એ કહેવું પણ બને નહિ. તથાપિ સત્‌ની પ્રતીતિ સર્વને અવિદ્યાકાળમાં પણ હોય છે, અને 'ચેતન આનંદરૂપ આત્મા છે,' એ પ્રતીતિ સર્વને અવિદ્યાકાળમાં હોય નહિ; કેવળ જ્ઞાનીને જ હોય છે. અવિદ્યાકાળમાં ચેતન, આનંદ, મુક્તતા, શુદ્ધતા, પણ છે; પરતુ પ્રતીતિ થાય નહિ; એથી ન હોવાના સમાન છે. એ અભિપ્રાયથી ચૈતન્યઆનંદાદિક ન્યૂનકાલવર્તિ કહેવાય છે; અને સત્‌રૂપ અધિકકાલવર્તિ કહેવાય છે. એ રીતિએ સત્‌રૂપનો અને ચેતન આનંદાદિકોનો સામાન્ય–વિશેષભાવ નથી પણ ખરો, પરંતુ અલ્પ કાલ અને અધિક કાલમાં પ્રતીતિ હોવાથી સામાન્ય–વિશેષભાવની પેઠે છે. એ કારણથી આત્માનું સત્‌રૂપ સામાન્ય અંશ કહેવાય છે, અને ચેતન આનંદાદિક વિશેષ અંશ કહેવાય છે.

અને આત્મા નિર્વિશેષ છે, એ સિદ્ધાંતની પણ હાનિ નથી. જો આત્મામાં સામાન્ય વિશેષભાવ અંગીકાર કરીએ, તો નિર્વિશેષ આત્મા છે' એ સિદ્ધાંતની હાનિ થાય. તે સામાન્યવિશેષભાવ અંગીકાર કર્યો નહિ, કિંતુ અવિદ્યાએ સામાન્ય વિશેષની પેઠે પ્રતીતિ થાય છે, એથી સામાન્ય વિશેષભાવ કહે છે, (એમ કહ્યું છે.) એ રીતિએ સત્‌રૂપે કરીને જ્ઞાત; અને ચેતન, આનંદ, નિત્યશુદ્ધ, નિત્યમુક્ત, બ્રહ્મરૂપે કરીને અજ્ઞાત (એવા) આત્મા વિષે બંધનો અધ્યાસ અને

છે. અધ્યાસ રૂપ બંધની જ્ઞાનથી નિવૃત્તિ પણ બને છે. એથી ગ્રંથનું પ્રયોજન સંભવે છે.

૮૭. અને પૂર્વે (અંક ૫૧-૫૮ એકભવિકવાદ પ્રમાણે પૂર્વપક્ષીએ) કહ્યું જે, 'નિષિદ્ધ કામ્યકર્મનો ત્યાગ કરીને, નિત્યનૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત કર્મ કરે, એથી નિષિદ્ધ કર્મના અભાવથી નીચ લોકને પ્રાપ્ત થાય નહિ અને કામ્યકર્મના અભાવથી ઉત્તમ લોકને પ્રાપ્ત થાય નહિ અને નિત્યનૈમિત્તિક 'કર્મ નહિ કરવાથી જે પાપ થાય, તે તેમના કરવાથી થાય નહિ, અને આ જન્મ વિષે અથવા અન્ય જન્મ વિષે પૂર્વે કર્યાં જે પાપ છે, તેમનો સાધારણ અને અસાધારણ પ્રાયશ્ચિત્તે 'નાશ થાય છે. અને પૂર્વે કર્યાં જે કામ્યકર્મ છે, તેમના ફલની 'ઇચ્છાના અભાવથી, મુમુક્ષુને, તેઓનું ફળ થાય નહિ એથી 'મુમુક્ષુને જ્ઞાન વિના જ જન્મના અભાવરૂપ મોક્ષ થાય છે.' તે બને નહિ. કેમ કે-

નિત્યનૈમિત્તિક કર્મનું પણ સ્વર્ગરૂપ ફળ છે, એ વાત ભાષ્યકારે યુક્તિ અને પ્રમાણે કરી પ્રતિપાદન કરી છે; એથી નિત્યનૈમિત્તિક કર્મથી ઉત્તમ લોકને પ્રાપ્ત થશે; જન્મનો અભાવ બને નહિ, અને નિત્યનૈમિત્તિક કર્મનું ફલ જો અંગીકાર નહિ કરીએ તો નિત્યનૈમિત્તિક કર્મનો બોધક જે વેદ છે, તે નિષ્ફળ થશે. કેમ કે જો નિત્યનૈમિત્તિક કર્મને નહિ કરવાથી પાપ થાય, તો તે પાપની અનુત્પત્તિ (એ) તેઓનું ફળ બને, તે નિત્યનૈમિત્તિક કર્મના નહિ કરવાથી પાપ થાય નહિ; કેમ કે નિત્યનૈમિત્તિક કર્મનું જે નહિ કરવુ તે અભાવરૂપ છે, અને પાપ ભાવરૂપ છે. અભાવથી ભાવની ઉત્પત્તિ થાય નહિ; એથી 'નિત્યનૈમિત્તિક કર્મના નહિ કરવાથી પાપ થાય છે,' એ કહેવું બને નહિ. જો નિત્યનૈમિત્તિક કર્મના નહિ કરવાથી પાપની ઉત્પત્તિ અંગીકાર કરીએ તો, 'અભાવથી ભાવની ઉત્પત્તિ થાય નહિ,' એ (ગીતાના) દ્વિતીય અધ્યાયમાં ભગવાને કહ્યું છે, તેથી વિરોધ થશે. એથી નિત્યનૈમિત્તિક કર્મના અભાવથી, ભાવરૂપ પાપની ઉત્પત્તિ બને નહિ. એ રીતિએ નિત્યનૈમિત્તિક કર્મનું પાપની અનુત્પત્તિ ફળ નથી, કિંતુ નિત્યનૈમિત્તિક કર્મ વિના પણ પાપની અનુત્પત્તિ સિદ્ધ છે. એથી નિત્યનૈમિત્તિક કર્મનું જો સ્વર્ગરૂપ ફળ અંગીકાર નહિ કરીએ તો, કર્મ નિષ્ફળ થવાનાં. અને નિષ્ફળ જે નિત્યનૈમિત્તિક કર્મ છે, તેઓનો બોધક વેદ પણ નિષ્ફળ થશે એથી નિત્યનૈમિત્તિક કર્મથી પણ સ્વર્ગફળ થાય છે.

૮૮. અને (પૂર્વપક્ષીએ કહ્યું કે,) 'જન્માન્તરનાં જે કામ્ય કર્મ છે, તેઓનું ઇચ્છાના અભાવથી ફળ થાય નહિ.' તે વાર્તા પણ બને નહિ. કેમ કે કર્મરૂપી બીજ વડે બે અંકુર થાય છે. એક તો વાસના અને બીજું અદૃષ્ટ. (ધર્મ–અધર્મનું નામ અદૃષ્ટ છે.) શુભકર્મ વડે તો શુભવાસના અને ધર્મરૂપ અંકુર થાય છે; અને અશુભકર્મ વડે અશુભવાસના અને અધર્મરૂપ અંકુર થાય છે. શુભવાસનાએ તો આગળ શુભકર્મમાં પ્રવૃત્તિ થાય છે, અને ધર્મે કરી સુખનો ભોગ થાય છે. એ જ રીતિએ અશુભવાસનાએ (આગળ) અશુભકર્મમાં પ્રવૃત્તિ થાય છે અને અધર્મે કરી દુઃખનો ભોગ થાય છે. એ રીતિએ કર્મરૂપ બીજથી વાસનારૂપ અને અદૃષ્ટરૂપ અંકુર થાય છે. તે(બે અંકુરમાંથી) 'વાસનારૂપ અંકુરનો તો ઉપાયે કરી નાશ થાય છે; અને અદૃષ્ટરૂપ અંકુરનો તો ફળની ઉત્પત્તિ વિના કોઈ પ્રકારે પણ નાશ થાય નહિ.' એ શાસ્ત્રનો નિર્ણય છે. અશુભકર્મે કરી ઉત્પન્ન થયેલો જે અશુભવાસનારૂપ અંકુર છે, તેનો તો સત્સંગ આદિ ઉપાયે કરી નાશ થાય છે; અને શુભકર્મે કરી ઉત્પન્ન થયેલી જે શુભવાસના તેનો કુસંગાદિકોથી નાશ થાય છે. શાસ્ત્રમાં જેટલો પુરુષાર્થ કહ્યો છે, તેણે (પુરુષાર્થે) કરી પ્રવૃત્તિનો હેતુ જે વાસના, તે(વાસના)નો જ નાશ થાય છે, એથી પુરુષાર્થ પણ સફળ છે. અને ભોગનો હેતુ જે અદૃષ્ટ તેનો નાશ થાય નહિ. એથી 'ફળ દીધા વિના કર્મની નિવૃત્તિ થાય નહિ,' એ વાર્તા શાસ્ત્રમાં જે કહી છે તે સાથે પણ વિરોધ નથી. એ રીતિએ અજ્ઞાનીને ફળભોગ વિના કર્મની નિવૃત્તિ બને નહિ; અને જ્ઞાનીને તો (ફળના) ભોગ વિના પણ કર્મની નિવૃત્તિ બને છે; કેમ કે કર્મ અને કર્તા તથા ફળ પરમાર્થથી તો છે નહિ, કિંતુ અવિદ્યાએ કરી કલ્પિત છે. તે અવિદ્યાનું જ્ઞાન વિરોધી છે. એથી અવિદ્યાકલ્પિત જે કર્માદિક છે તેમનો પણ જ્ઞાને કરી નાશ થાય છે. જેમ સ્વપ્ન વિષે નિદ્રાએ કરી જે પદાર્થ પ્રતીત થાય છે તેઓનો જાગ્રતમાં નિદ્રાની નિવૃત્તિએ કરી અભાવ થાય છે. તેમ અવિદ્યા રૂપ નિદ્રાએ કરી પ્રતીત થાય છે જે કર્મ, કર્તા અને ફળ, તેઓનો પણ જ્ઞાનદશારૂપ જાગ્રત વિષે, અવિદ્યાની નિવૃત્તિએ કરી અભાવ થાય છે, અને જ્ઞાન વિના અભાવ થાય નહિ. અને ઇચ્છાના અભાવથી જો કર્મનો ફળભોગ થાય નહિ, તો ઈશ્વરનો સંકલ્પ મિથ્યા થશે, કેમ કે ફળભોગ વિના અજ્ઞાનીના કર્મની, નિવૃત્તિ 'થાય નહિ,' એ ઈશ્વરનો સંકલ્પ છે.

જો ઇચ્છાના અભાવથી કર્યાં કર્મનું ફળ થાય નહિ, તો ઈશ્વરનો સંકલ્પ મિથ્યા જ થશે. અને 'સત્યસંકલ્પ ઈશ્વર છે,' એ વાર્તા શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. એથી 'ઇચ્છાના અભાવથી પૂર્વે કરેલા કામ્ય-કર્મનું ફળ થાય નહિ,' એ વાર્તા (જે પૂર્વપક્ષીએ કહી તે) વિરુદ્ધ છે. જો ઇચ્છાના અભાવથી જ કામ્યકર્મનું ફળ ન થાય તો, અશુભ કર્મનું ફળ કોઈને પણ ન થવું જોઈએ; કેમ કે અશુભ કર્મનું ફળ દુઃખ છે, તેની કોઈને પણ ઇચ્છા છે નહિ. એથી જ્ઞાન વિના કર્મના ફળનો અભાવ થાય નહિ.

૮૯ અને પૂર્વે કહ્યું જે, 'જેમ કર્મના અનુષ્ઠાનકાળમાં 'ઇચ્છા-રહિત જે પુરુષ છે, તેણે કર્મનુ ફળ વેદાન્તમાં અંગીકાર કર્યું નથી; તેમ કર્મના અનુષ્ઠાનથી અનંતર પણ જો પુરુષની ઈચ્છા દૂર થઈ જાય, તો કર્મનુ ફળ થાય નહિ.' તે વાર્તા પણ વેદાન્તમતને નહિ જાણીને કહી છે, કેમ કે ફળની ઇચ્છા સહિત જે કર્મ કરે છે, અથવા ફળની ઇચ્છારહિત જે કર્મ કરે છે, તેઓનો કર્મનો ફળભોગ તો નિશ્ચય થાય છે. પરંતુ ઇચ્છારહિત કર્મે કરી અંતઃકરણ શુદ્ધ થાય છે; અને ઇચ્છા સહિત જો કર્મ કરે છે, તેને કેવળ ભોગ તો થાય છે, પરંતુ અંતઃકરણ શુદ્ધ થાય નહિ. ઇચ્છારહિત કર્મ કરવાથી (જેને) શુદ્ધ અંતઃકરણ થઈને શ્રવણથી જો જ્ઞાન થઈ જાય તો તેને કર્મનું ફળ થાય નહિ. અને જેણે કર્મ તો ફળની ઇચ્છારહિત કર્યાં છે, પરંતુ શ્રવણના અભાવે કરી અથવા કોઈ બીજા નિમિત્તે કરી, જ્ઞાન થાય નહિ, તેને તો 'ઇચ્છારહિત કર્મનાં ફળનો ભોગ દૂર થાય નહિ,' એ વેદાન્તનો સિદ્ધાંત છે. એથી જ્ઞાન વિના કર્મનો ફળભોગ દૂર થાય નહિ.'

૯૦. અને પૂર્વે કહ્યું જે, 'પ્રાયશ્ચિત્ત વડે સંપૂર્ણ અશુભકર્મનો નાશ થાય છે,' તે વાર્તા પણ બને નહિ, કેમ કે અનંત કલ્પનાં જો અશુભકર્મ છે, તેઓનું એક જન્મને વિષે પ્રાયશ્ચિત્ત બને નહિ. અને ગંગાસ્નાન અને ઈશ્વરનું નામઉચ્ચારણ આદિ લઈને સર્વ પાપનાં નાશક જો સાધારણ પ્રાયશ્ચિત્ત કહ્યાં છે, તે પણ જ્ઞાનનાં જ સાધન છે; એથી સર્વ પાપનાં નાશક કહ્યાં છે. એથી જ્ઞાને કરી જ સર્વ પાપનો નાશ થાય છે.

૯૧. અને પૂર્વે કહ્યું જે, નિત્યનૈમિત્તિક કર્મ કરવાથી જે ક્લેશ થાય છે, તે પૂર્વસંચિત નિષિદ્ધકર્મનુ ફળ છે; એથી 'સંચિત નિષિદ્ધ-

કર્મનું ફળ બીજું હોય નહિ'–તે વાર્તા પણ બને નહિ; કેમકે અનેક પ્રકારનાં સંચિતનિષિદ્ધ જે કર્મ છે, તેઓનું ફળ પણ અનંત પ્રકારનું દુઃખ છે. કેવળ કર્મનાં અનુષ્ઠાનનો ક્લેશ જ તેમનું ફળ બને નહિ.

૯૨. અને પૂર્વે કહ્યું જે, 'સંપૂર્ણ સંચિત કામ્યકર્મથી એક જ શરીર થાય છે.' તે વાર્તા પણ બને નહિ; કેમ કે સંચિત કામ્યકર્મ અનંત છે, તેઓનો એક જન્મ વિષે ભોગ બને નહિ. અને એક પુરુષને એક કાળમા નાના શરીરે કરી જે ભોગ કહ્યો, તે પણ સિદ્ધ યોગી વિના અન્યને બને નહિ. અને 'સિદ્ધ યોગીને પણ અન્ય તો સંપૂર્ણ સામર્થ્ય હોય છે, પરંતુ જ્ઞાન વિના મોક્ષ 'થાય નહિ,' એ વેદાન્તનો સિદ્ધાન્ત છે. એ રીતિએ કામ્યકર્મ અને નિષિદ્ધકર્મને ત્યાગીને, જો કેવળ નિત્યનૈમિત્તિક કર્મ અજ્ઞાની કરે, તેને નિત્યનૈમિત્તિક કર્મના ફળને ભોગવવા સારુ અને પૂર્વે જે શુભ–અશુભ કર્મ કર્યાં છે તેઓનાં ફળને ભોગવવા સારુ અનંત શરીર થશે, મોક્ષ થાય નહિ. એથી જ્ઞાન દ્વારા બંધની નિવૃત્તિ ગ્રંથનું પ્રયોજન બને છે. જેમ સ્વપ્ન વિષે જે મિથ્યા-પદાર્થ પ્રતીત થાય છે, તેઓની જાગ્રતવિના નિવૃત્તિ થાય નહિ; તેમ બંધ પણ મિથ્યા પ્રતીત થાય છે, તેની પણ જ્ઞાનરૂપ જાગ્રત વિના નિવૃત્તિ થાય નહિ.

૯૩. એ રીતિએ ગ્રંથના અધિકારી, વિષય (અને) પ્રયોજન સંભવે છે. અને અધિકારિ આદિકોના સંભવથી સંબંધ પણ સંભવે છે. એથી ગ્રંથનો આરંભ બને છે.

दुहो

दादू दीनदयाल जू, सतसुख परमप्रकाश ।
जामि मतिकी गति नहीं, सोइ निश्चलदास ॥ १५ ॥

દાદુ દીનદયાળ છો, સત્–સુખ–પરમપ્રકાશ;
જેમાં મતિની ગતિ નહિ, તે છે નિશ્ચલદાસ. ૧૫

इति श्रीविचारसागरे अनुबन्धविशेषनिरूपण नाम द्वितीयस्तरंगः समाप्त ।

# શ્રીગુરુશિષ્યલક્ષણ

## ગુરુભક્તિફલપ્રકારનિરૂપણ

દુહો

पेख चारि अनुबंधयुत, पढै सुनै यह ग्रंथ ।
ज्ञान सहित गुरुसे जु नर, लहै मोक्षको पंथ ॥ १ ॥

પેખી ચાર–અનુબંધયુત, પઢે સુણે આ ગ્રંથ;
જ્ઞાન સહિત ગુરુથી જ નર, લહે મોક્ષનો પંથ. 1

ચારે અનુબંધ સહિત ગ્રંથને જાણીને જ્ઞાન સહિત જે પુરુષ ભણે અથવા એકાગ્રચિત્ત કરીને સાંભળે, તે પુરુષ મોક્ષનો પંથ જે જ્ઞાન છે, તેને પ્રાપ્ત થાય. ૧

દુહો

अनायास मति भूमिमैं, ज्ञान चमन आबाद ।
व्है इहि कारन कहत हूं, गुरुशिष्यसंवाद ॥ २ ॥

અનાયાસ મતિ ભૂમિમા, જ્ઞાનવાડી આબાદ;
થાય એ જ કારણ કહુ, ગુરુશિષ્યસંવાદ ૨

ગુરુશિષ્યના સંવાદ વડે અર્થ નિરૂપણ કરેથી શ્રોતાને બોધ સુખે કરી થાય છે, એ કારણથી ગુરુશિષ્યના સંવાદે ગ્રંથનો આરંભ કરાય છે. ૨

### ૯૫: શ્રીગુરુલક્ષણ

ચોપાઈ

वेद अर्थकूं भले पिछानै, आतम ब्रह्मरूप इक जानै ।
भेद पंचकी बुद्धि नशावै, अद्वय अमल ब्रह्म दरशावै ॥ ३ ॥
भव मिथ्या मृगतृषा समाना, अनुलव इम भाषत नहि आना ।
सो गुरु दे अद्भुत उपदेशा, छेदक शिखा न लुंचित केशा ॥ ४ ॥

વેદ અર્થને ભલા પિછાણે, આત્મા બ્રહ્મરૂપ એક જાણે,
પંચભેદની બુદ્ધિ નસાડે, અદ્વય અમલ બ્રહ્મ દેખાડે. ૩
ભવ મિથ્યા મૃગતૃષા સમાન જ, અનુભવ ભાખે એમ, ન અન્ય જ;
તે ગુરુ દે અદ્‌ભુત ઉપદેશ જ, છેદક શિખા, ન, લુંચિતકેશ જ ૪

'વેદના અર્થને ભલા પ્રકારે પિછાણે' એ કહેવાથી અધીત-વેદ (શ્રોત્રિય) આચાર્ય હોય છે એ કહ્યું. અને 'જીવબ્રહ્મની એકતા નિશ્ચય કરીને જાણે' એથી આત્મજ્ઞાન વિષે જેની સ્થિતિ હોય તે (બ્રહ્મનિષ્ઠ) આચાર્ય (ગુરુ) હોય છે; એ કહ્યું. જે વેદ ભણ્યો હોય, અને જ્ઞાન વિષે જેની નિષ્ઠા ન હોય, તે આચાર્ય નથી. અને જ્ઞાન વિષે જેની નિષ્ઠા હોય, અને વેદ ન ભણ્યો હોય, તે પણ પોતે તો મુક્ત છે. પરંતુ ઉપદેશ કરવાને યોગ્ય આચાર્ય (તે) નથી, કેમ કે તેને જિજ્ઞાસુની શંકા મટાડવાની યુક્તિ આવડતી નથી. જેના ચિત્ત વિષે શંકા ઊઠે નહિ, એવો ઉત્તમ સંસ્કારવાળો જે જિજ્ઞાસુ છે, તેને તો ઉપદેશ કરવા વિષે (પાછળ કહ્યા તેવા આચાર્ય) સમર્થ પણ છે, પરંતુ સર્વને ઉપદેશ કરવાને યોગ્ય નથી; એથી (યથાર્થ) આચાર્ય નહિ, કિંતુ અધીતવેદ હોય અને જ્ઞાન વિષે જેની નિષ્ઠા હોય, તે આચાર્ય કહેવાય છે. અને શિષ્યની બુદ્ધિમાં ભાન જે થાય છે તે પાંચ પ્રકારના ભેદ, તેને નાના (પ્રકારની) યુક્તિ વડે[૬૫] દૂર કરવા વિષે સમર્થ હોય (તે આચાર્ય કહેવાય છે).

## (પાંચ પ્રકારના ભેદ)

૧. જીવ-ઈશનો ભેદ; ૨. જીવોનો પરસ્પર ભેદ; ૩. જીવ-જડનો ભેદ; ૪. ઈશ-જડનો ભેદ; ૫. જડ-જડનો ભેદ. એ પાંચ પ્રકારના ભેદ, તેનું ખંડન કરે (તે આચાર્ય), કેમ કે ભેદ ભયનો હેતુ છે. એથી ભેદનું નિરાકરણ અવશ્ય કર્તવ્ય છે. ભેદનું નિરાકરણ કરીને, અદ્વય અને અમલ નામ અવિદ્યાદિમલરહિત જે બ્રહ્મ તેને દેખાડે કહેતાં આત્મરૂપે કરીને સાક્ષાત્કાર કરાવે; અને સર્વ સંસારને

૬૫. પંચભેદના ખંડનની યુક્તિઓ આ છે : (૧) જીવઈશ્વરનો ભેદ કલ્પિત છે; અવિદ્યામાયારૂપ ઉપાધિકૃત હોવાથી ઘટાકાશ-મહાકાશ ભેદની પેઠે. (૨) જીવોનો પરસ્પર ભેદ કલ્પિત છે; સાભાસ-અંતઃકરણરૂપ ઉપાધિકૃત હોવાથી, નાના ઘટાકાશોના ભેદની પેઠે. (૩) જીવ-જડનો ભેદ કલ્પિત છે; સાભાસ-અંતઃકરણ અને નિરાભાસ-નામરૂપમય ઉપાધિકૃત હોવાથી, સ્વપ્નગત ચર-અચર જીવ જડની પેઠે. (૪) ઈશ-જડનો ભેદ કલ્પિત છે; સાભાસમાયા અને નામરૂપમય ઉપાધિકૃત હોવાથી, સાક્ષી અને સ્વપ્નપ્રપંચના ભેદની પેઠે. (૫) જડ-જડનો (પરસ્પર) ભેદ કલ્પિત છે, નામરૂપમય ઉપાધિકૃત હોવાથી રજ્જુ વિષે કલ્પિત સર્પદંડ-ધારાદિકના ભેદની પેઠે. એ પંચ પ્રકારનાં અનુમાન પંચભેદના ખંડનમાં યુક્તિઓ છે.

પં. પી. પુ.

મિથ્યારૂપ કરીને ઉપદેશ કરે; તે અદ્ભુત ઉપદેશ દેવાવાળો આચાર્ય કહેવાય છે. અને કેવળ પોતે મુંડન કરાવીને, શિષ્યની શિખાને છેદન માત્ર કરવાવાળો, અથવા અન્ય કોઈ સંપ્રદાયનાં ચિહ્નમાત્રે કરી અંકિત કરવાવાળો, આચાર્ય નથી કહેવાતો. ૪

दुहो

करत मोक्ष भवग्राहते, दे असि निज उपदेश ।
सो दैशिक बुध जन कहत, नहि कृत गैरिकवेश ॥ ५ ॥

કરે મોક્ષ ભવગ્રાહથી, દે અસિ નિજ ઉપદેશ;
તે દૈશિક બુધજન કહે, નહિ કૃતગૈરિકવેશ. ૫

સંસારરૂપ મગરથી, નિજ ઉપદેશરૂપ તરવાર આપીને જે છોડાવે તેને બુદ્ધિમાન લોક, 'દૈશિક' નામ ગુરુ કહે છે. કર્યો છે ગેરુથી ભગવાં લૂગડાંનો વેશ જેણે તેને ગુરુ નથી કહેતા. ૫

दुहो

दैशिकके लक्षण कहे, श्रुति मुनि वच अनुसार ।
सो लक्षण हैं शिष्यके, व्है जिनते अधिकार ॥ ६ ॥

દૈશિકના લક્ષણ કહ્યાં, શ્રુતિ મુનિવચ અનુસાર;
તે લક્ષણ છે શિષ્યનાં, થાય જેથી અધિકાર. ૬

શાસ્ત્ર અનુસાર, દૈશિક નામ ગુરુ તેના લક્ષણ (પૂર્વે) કહ્યાં અને જે સાધનોએ ગ્રંથમાં અધિકાર થાય તે સાધન શિષ્યનાં લક્ષણ છે, એનો આ અભિપ્રાય છે: અધિકારીના લક્ષણ પૂર્વે (પ્રથમ તરંગ વિષે વિવેકાદિ સાધનચતુષ્ટય) કહ્યા, તે જ લક્ષણ શિષ્યનાં જાણી લેવાં.

## ૯૭: ગુરુભક્તિના ફળનું વર્ણન

दुहो

ईश्वरते गुरुमें अधिक, धारे भक्ति सुजान ।
विन गुरुभक्ति प्रवीन हूं, लहै न आतमज्ञान ॥ ७ ॥

ઈશ્વરથી ગુરુમાં અધિક. ધારે ભક્તિ સુજાન;
પ્રવીણ પણ ગુરુભક્તિવિન, લહે ન આત્મજ્ઞાન. ૭

ગુરુમાં ઈશ્વરથી અધિક ભક્તિ કરે, કેમકે સર્વ શાસ્ત્રમાં પ્રવીણ પણ જે પુરુષ હોય, તે પણ ગુરુના ઉપદેશ વિના જ્ઞાનને પ્રાપ્ત થાય નહિ. ૭

પૂર્વ દુહામાં જે વાર્તા કહી તે જ દૃષ્ટાંતે કરી પ્રતિપાદન કરે છે.

દુહો

**वेद उदधि बिनगुरु लखै, लागै लौन समान ।**
**बादर गुरुमुख द्वार व्है, अमृत से अधिकान ॥ ८ ॥**

ગુરુવિન વેદઉદધિ લખે, લાગે લવણુ સમાન;
વાદલ ગુરુમુખદ્વાર થઈ, અધિક સુધાથી ગાન. ૮

વેદરૂપી જે 'ઉદધિ' નામ સમુદ્ર છે, તે ગુરુ વિના લવણુના સમાન ખારો છે. જેમ ક્ષારસમુદ્રમાં પેસીને તેના જળનુ જે પાન કરે, તે કેવળ ક્ષારતાનો અનુભવ કરે છે; અને તેથી ક્લેશને પ્રાપ્ત થાય છે; તેમ ગુરુ વિના જે વેદના અર્થને વિચારે છે, તે ભેદરૂપ ક્ષારનો અનુભવ કરીને જન્મમરણુરૂપ ખેદને પ્રાપ્ત થાય છે. એ કારણે કરી રામાનુજ અને મધ્વને આદિ લઈને જે નાના પુરુષ થયા છે, તેઓએ વેદના અર્થનો વિચાર પણુ કર્યો છે, પરંતુ ગુરુ દ્વારા ન કર્યો એથી ભેદ વિષે નિશ્ચય કરીને જન્મમરણુરૂપી ખેદને જ પ્રાપ્ત થયા, મુક્તિરૂપ આનંદ તેઓને પ્રાપ્ત ન થયો. યદ્યપિ રામાનુજ આદિ (દ્વૈતવાદી) જે થયા છે તેઓએ પણુ વેદ પોતપોતાના ગુરુથી જ ભણીને વિચાર્યો છે, અને વિચારીને વ્યાખ્યાન કર્યું છે; તથાપિ જેઓની પાસેથી તેઓએ વેદ ભણ્યો, તે ગુરુ નહિ, કેમકે 'જીવ બ્રહ્મની એકતાનો જે ઉપદેશ કરે તે ગુરુ હોય છે.' એ ગુરુલક્ષણુના પ્રસંગમાં કહી આવ્યા અને તેઓ(રામાનુજાદિ)ના જે પાઠક થયા છે, તે જીવબ્રહ્મનો ભેદ ઉપદેશ દેવાવાળા થયા છે, એથી તેમના વિષે જે ગુરુશબ્દનો પ્રયોગ કરે છે તે અર્હતના સમાન કરે છે. જેમ અર્હત્‌ના શિષ્ય અર્હત્‌ને ગુરુ કહે છે, પરંતુ અર્હત્ ગુરુપદનો વિષય (અર્થ) નથી, તેમ ભેદવાદી પુરુષોના જે શિષ્ય છે. તે પોતાના પાઠકોને ગુરુ કહે છે, પરતુ તે ગુરુ છે નહિ. એથી રામાનુજથી આદિ લઈને જે ભેદવાદી થયા છે, તેઓએ ગુરુ દ્વારા વિચાર નથી કર્યો, એ કારણુથી ભેદમાં અભિનિવેશ કરીને જન્મમરણુરૂપી ક્લેશને જ પ્રાપ્ત થયા. તેમ અન્ય પણુ જે કોઈ, પૂર્વક્ષલણુયુક્ત ગુરુ વિના, પોતે જ વેદના અર્થનો વિચાર કરે, અથવા ભેદવાદી પુરુષોથી ભણીને વિચારે, તેઓ પણુ ભેદરૂપી ક્ષારનો અનુભવ કરીને જન્મમરણુરૂપ ક્લેશનો જ અનુભવ કરે છે. એ દુહાના પૂર્વાર્ધનો અર્થ છે. અને વાદળરૂપ બ્રહ્મવિદ ગુરુના મુખ દ્વારા જે (પુરુષ) સાંભળીને વિચારે,

તેને વેદ અમૃતથી પણ અધિક આનંદનો હેતુ થાય છે. જેમ સમુદ્રનું જળ સ્વરૂપથી ખારું છે, અને વાદળ દ્વારા મધુર થાય છે; તેમ વેદનો અર્થ બ્રહ્મજ્ઞાની ગુરુ દ્વારા આનંદનો હેતુ છે. ૮

૯૮. પૂર્વ દુહામાં એ વાર્તા કહી જે, 'ગુરુથી ભણ્યો જે વેદનો અર્થ છે, તેના વિચારે કરી મુક્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે.' તેથી ગુરુ જ્ઞાની હોય અથવા અજ્ઞાની હોય એવું વિશેષ નથી કહ્યું તે હવે કહે છે. યદ્યપિ 'જ્ઞાનહીન ગુરુ નહિ' એ પૂર્વે કહી આવ્યા, તથાપિ પૂર્વે કહેલી વાર્તાને દૃષ્ટાંત વડે પ્રતિપાદન કરે છે.

दुहो

दृतिपुटघट सम अज्ञजन, मेघ समान सुजान ।
पढै वेद इहि हेतुते, ज्ञानीपै तजि आन ॥ ९ ॥

દૃતિપુટઘટ સમ અજ્ઞજન, મેઘ સમાન જ સુજ્ઞ:
પઢે વેદ એ હેતુથી, જ્ઞાનીથી, તજી અજ્ઞ. ૯

'અજ્ઞ' નામ અજ્ઞાની જે જન છે તે 'દૃતિપુટ' નામ મશક આદિ ચર્મપાત્ર અથવા ઘટ (સમાન છે), તે દ્વારા ગ્રહણ કર્યું જે સમુદ્રનું જળ તે (જેમ) વિલક્ષણ સ્વાદનો હેતુ નથી, તેમ અજ્ઞાની પુરુષ દ્વારા ગ્રહણ કરેલુ જે વેદરૂપ સમુદ્રનું અર્થરૂપ જળ, તે વિલક્ષણ આનંદનો હેતુ નથી; એથી અજ્ઞાની પાઠક ચર્મપાત્ર અને ઘટ સમાન છે. અને 'સુજ્ઞ' નામ સારા જ્ઞાની મેઘના સમાન છે, એ વાર્તા પૂર્વે પ્રતિપાદન કરી છે, એથી ચર્મપાત્ર અને ઘટના સમાન જે અજ્ઞાની પાઠક છે, તેને ત્યાગીને, મેઘ સમાન જે જ્ઞાની, તેનાથી જ વેદનો અર્થ ભણે અથવા સાંભળે. ૯

૯૯. 'જ્ઞાનવાનની પાસે વેદ પઢે' એ કહેવાથી આ શંકા થાય છે, જે વેદની શ્રુતિ છે, તે દ્વારા જ જીવબ્રહ્મનું સ્વરૂપ વિચારવાથી જ્ઞાન થાય છે, અન્ય સંસ્કૃત ગ્રંથોએ અને ભાષાગ્રંથોએ જ્ઞાન થાય નહિ; એથી ભાષાગ્રંથનો આરંભ નિષ્ફળ થશે.

(તેના સમાધાનનો)

दुहो

ब्रह्मरूप अहि ब्रह्मवित्, ताकी वाणी वेद ।
भाषा अथवा संस्कृत, करत भेदभ्रमछेद ॥ १० ॥

બ્રહ્મરૂપ છે બ્રહ્મવિત્, તેની વાણી વેદ;
ભાષા અથવા સંસ્કૃત, કરે વેદ—ભ્રમ છેદ. ૧૦

'બ્રહ્મવેત્તા જે પુરુષ છે તે બ્રહ્મરૂપ છે,' એ વાર્તા શ્રુતિ વિષે પ્રસિદ્ધ છે; એથી તેની વાણી વેદરૂપ છે. તે ભાષારૂપ હોય, અથવા સંસ્કૃતરૂપ હોય (પણ તે વાણી) સર્વથા ભેદભ્રમનો છેદ કરે છે. અને કહે છે, 'વેદનાં વચન વિના જ્ઞાન થાય નહિ,' તે નિયમ નથી. જેમ આયુર્વેદમાં કહ્યા જે રોગ અને તેઓનાં નિદાન, અને ઔષધ, તે સંપૂર્ણનું અન્ય સસ્કૃત ગ્રંથોએ કરી, અને ભાષા, ફારસી ગ્રંથોએ કરી જ્ઞાન થઈ જાય છે, તેમ સર્વનો આત્મા જે બ્રહ્મ, તેનું જ્ઞાન પણ ભાષાદિક ગ્રંથોએ કરી થાય છે. એટલા સારુ સર્વજ્ઞ જે ઋષિ અને મુનિ થયા છે, તેઓએ સ્મૃતિ અને પુરાણ અને ઇતિહાસગ્રંથોમા બ્રહ્મવિદ્યાનાં પ્રકરણ કહ્યાં છે. જો વેદ વિના જ્ઞાન ન થાય તો, તે સપૂર્ણ પ્રકરણ નિષ્ફળ થઈ જશે. એથી આત્માના સ્વરૂપનું પ્રતિપાદક જે વાક્ય છે, તે વડે જ્ઞાન થાય છે; તે (વાક્ય) વેદનું હોય અથવા અન્ય હોય. એથી ભાષાગ્રંથે કરી પણ જ્ઞાન થાય છે, એ વાર્તા સિદ્ધ થઈ. ૧૦

दुहो

**बानी जाकी वेद सम, कीजै ताकी सेव ।**
**व्है प्रसन्न जब सेवतैं, तब जानै निज भेव ॥ ११ ॥**

વાણી જેની વેદ સમ, કરીએ તેની સેવ,
સેવાથી થાય પ્રસન્ન, જણવી દે નિજ ભેવ ૧૧

૧૦૦ : જે બ્રહ્મવેત્તાની 'વાણી' નામ વચન વેદના સમાન છે, તે બ્રહ્મવેત્તા આચાર્યની સેવા જિજ્ઞાસુ કરે. કેમ કે સેવાથી જ્યારે આચાર્ય પ્રસન્ન થાય, ત્યારે 'નિજ ભેવ' નામ પોતાનુ સ્વરૂપ જાણે. એ કહેવાથી આ વાર્તા જણાવી : આચાર્યની જે સેવા છે, તે ઈશ્વરની સેવાથી પણ અધિક છે. કેમ કે ઈશ્વરની જે સેવા છે, તે તો અદૃષ્ટ-ફળનો હેતુ છે, અને આચાર્યની સેવા છે તે અદૃષ્ટફળ અને દૃષ્ટ-ફળ બંનેનો હેતુ છે (જે વસ્તુ ધર્મઅધર્મની ઉત્પત્તિ દ્વારા ફળનો હેતુ હોય તે અદૃષ્ટફળનો હેતુ કહેવાય છે; અને જે વસ્તુ ધર્મ-અધર્મની ઉત્પત્તિ વિના સાક્ષાત્ ફળનો હેતુ હોય તે દૃષ્ટફળનો હેતુ કહેવાય છે.) ઈશ્વરની જે સેવા છે તે ધર્મની ઉત્પત્તિ

દ્વારા અંતઃકરણની શુદ્ધિરૂપ ફળનો હેતુ છે, એથી ઈશ્વરની સેવા અદૃષ્ટફળનો હેતુ છે. અને આચાર્યની સેવા ધર્મની અપેક્ષા વિના આચાર્યની પ્રસન્નતાએ કરીને ઉપદેશરૂપ ફળનો હેતુ છે, એથી દૃષ્ટ-(પ્રત્યક્ષ)ફળનો હેતુ છે; અને ધર્મની ઉત્પત્તિ દ્વારા અંતઃકરણની શુદ્ધિરૂપ ફળનો હેતુ છે, એથી અદૃષ્ટફળનો પણ હેતુ છે. એ રીતિએ આચાર્યની સેવા ઈશ્વરની સેવાથી પણ ઉત્તમ છે. એથી જિજ્ઞાસુ સર્વ પ્રકારે બ્રહ્મવેત્તા આચાર્યની સેવા કરે. ૧૧

## ૧૦૧ : આચાર્યસેવાપ્રકાર

सोरठो

**व्है जबही गुरु संग, करै दंड जिम दंडवत् ।**
**धारै उत्तम अंग, पावन पादसरोजरज ॥ १२ ॥**

થાય જિહાં ગુરુસંગ, કરે પ્રણામ જ દંડવત્;
ધારે ઉત્તમ અંગ, પાવન પાદસરોજરજ. ૧૨

જ્યારે ગુરુ પ્રાપ્ત થાય ત્યારે દંડની પેઠે સાષ્ટાંગ[૬૬] પ્રણામ કરે; અને 'પાવન' નામ પવિત્ર જે છે પાદરૂપ 'સરોજ' નામ કમળ તેની 'રજ' નામ ધૂલિ તેને 'ઉત્તમ અંગ' નામ મસ્તક (તે ઉપર) ધારે. ૧૨

चोपाई

**गुरु समिप पुन करिये वासा, जो अति उत्कट व्है जिज्ञासा ।**
**तन मन धन वच अर्पी देवै, जो चाहै हिय बंधन छेवै ॥ १३ ॥**

ગુરુ સમીપ વળી કરાય વાસ. જો છે અતિ ઉત્કટ જિજ્ઞાસા,
તન મન ધન વચ અર્પી દે એ, હૃદયગ્રંથિછેદન ચાહે જે. ૧૩

અર્થ સ્પષ્ટ છે. ૧૩

## ૧૦૨ : તનઅર્પણપ્રકાર

**तन करि बहु सेवा विस्तारै, आज्ञा गुरुकी कबहु न टारै ।**

(अर्ध चोपाई) તનુએ કરી સેવા વિસ્તારે, ગુરુની આજ્ઞા કદા ન વારે.

---

૬૬. બે પગ, બે ઢીંચણ, બે હાથ, છાતી અને શિર, દૃષ્ટિ, વાણી અને મન, એ રીતે આઠ અંગ સહિત ગુરુની આગળ નમવું.

जानुभ्यां च तथा पद्भ्यां पाणिभ्यामुरसा धिया ।
शिरसा वचसा दृष्ट्या प्रणामोऽष्टाङ्ग ईरितः ॥

## ૧૦૩ : મનઅર્પણપ્રકાર

**मनमैं प्रेम रामसम राखै, व्है प्रसन्न गुरु इम अभिलाखै ॥ १४ ॥**
**दोषदृष्टि स्वपनै नहि आनै, हरि हर ब्रह्म गंग रवि जानै ।**
**गुरुमूरतिको हियमैं ध्याना, धारै चाहै जो कल्याना ॥ १५ ॥**

મનમા પ્રેમ રામસમ રાખે, થાય પ્રસન્ન એમ અભિલાખે. ૧૪
દોષદૃષ્ટિ સ્વપ્ને નહિ આણે હરિ,[૧૭] હર, અજ, ગંગા, રવિ, જાણે;
ગુરુમૂર્તિનુ હૃદયે ધ્યાન જ ધારે, જો ઇચ્છે કલ્યાણ જ. ૧૫

## ૧૦૪ : ધનઅર્પણપ્રકાર

चोपाई

**पत्नी पुत्र भूमि पशु दासी, दास द्रव्य ग्रह व्रीहि विनासी ।**
**धनपद इन सबहिनकूं भाखै, व्है गुरु सरन दुरि तिहि नाखै ॥ १६ ॥**

પત્ની, પુત્ર, ભૂમિ, પશુ, દાસી, દાસ, દ્રવ્ય, ગ્રહ, વ્રીહિ વિનાશી;
'ધન' પદ એ સર્વને જ ભાખે, ગુરુશરણે થઈ તે દૂર નાખે. ૧૬

सोरठो

**धन अर्पनको भेव, एक कह्यो सुन दूसरो ।**
**व्है गृहस्थ गुरुदेव, याज्ञवल्क्य सम देह तिहिं ॥ १७ ॥**

ધનઅર્પણનો ભેદ, એક કહ્યો, બીજો સુણો,
હોય ગૃહી ગુરુદેવ યાજ્ઞવલ્ક્ય સમ ત્યાંહિ દે. ૧૭

પત્ની આદિથી લઈને તે 'વ્રીહિ' નામ ધાન્ય પર્યંત સર્વ 'ધન' કહેવાય છે, (જે નાશવાન છે) તે સર્વને ત્યજીને, ત્યાગી જે ગુરુ હોય તેને શરણે થાય. એ ધનઅર્પણ કહેવાય છે. કેમકે ગુરુ ત્યાગી છે, તે પોતે અંગીકાર કરે નહિ. પરંતુ તે ગુરુની પ્રાપ્તિ સારુ ધનનો ત્યાગ કર્યો છે એથી એવો જે ત્યાગ છે તે પણ ગુરુને જ અર્પણ

૧૭ એ નામકથનમા આ રહસ્ય છે: ગુરુ શિષ્ય ઉપર જ્યારે વત્સલતા કરે ત્યારે તેને હરિ(વિષ્ણુ)રૂપ જાણે; જ્યારે ક્રોધ કરે ત્યારે તેને હર(શિવ)-રૂપ જાણે; જ્યારે રાજસી વ્યવહાર વિષે હોય તેને અજ(બ્રહ્મા)રૂપ જાણે, જ્યારે શાંતિ વિષે હોય ત્યારે ગંગાદેવીરૂપ જાણે, અને ગુરુ જ્યારે વચનરૂપ કિરણોએ શિષ્યના ભ્રમ સંદેહ સહિત અજ્ઞાનને દૂર કરે ત્યારે તેને રવિ(સૂર્ય)-રૂપ જાણે; એમ બ્રહ્મવેત્તા ગુરુ વિષે સર્વદા ઈશ્વરભાવ શિષ્ય રાખે, સ્વપ્નમાં પણ દોષદૃષ્ટિ લાવે નહિ.

પં. પી પુ.

કહેવાય છે. અને જો ગુરુ ગૃહસ્થ હોય તો તેમને સમગ્ર ચઢાવી દે એ બીજા પ્રકારનું ધનઅર્પણ કહેવાય છે.

એમાં કોઈ શંકા કરે છે જે, બ્રહ્મવિદ્યાના આચાર્ય, ગૃહસ્થ ન હતા; તે શંકા બને નહિ. કેમ કે યાજ્ઞવલ્ક્ય અને ઉદ્દાલકથી આદિ લઈને બ્રહ્મવિદ્યાના આચાર્ય ગૃહસ્થ જ વેદ વિષે બહુ સાંભળવામાં આવે છે, એથી ગૃહસ્થ પણ આચાર્ય સંભવે છે. ૧૭

### ૧૦૫: વાણી અર્પણ વિષે

छद

भाखत गुनगन गुरुके बानी सुद्ध ।
दोष न कबहु अर्पन करि इम बुद्ध ॥ १८ ॥

ભાખે ગુણગણ ગુરુના, વાણી શુદ્ધ,
દોષ ન કદા અર્પણ કરે પ્રબુદ્ધ. ૧૮

### ૧૦૬: શિષ્યનો ગુરુના સંબંધમાં વ્યવહાર

सोरठो

जो चाहै कल्यान, तनमनधनवच अरपि इम ।
बसै बहुत गुरुस्थान, भिच्छातैं जीवन करै ॥ १९ ॥

જો ઇચ્છે કલ્યાણ, તન મન ધન વચ એમ દે;
વસે બહુ ગુરુસ્થાન, ભિક્ષાથી જીવન કરે. ૧૯

જે પુરુષ પોતાનું કલ્યાણ ઇચ્છે તે પૂર્વ રીતિએ તનુ (શરીર) આદિ અર્પણ કરીને, ગુરુ જ્યાં હોય તે સ્થાન વિષે વા (ગુરુના) સમીપમાં બહુ કાલ પોતે વાસ કરે અને પોતે ભિક્ષાથી[1] 'જીવન' નામ પ્રાણ ધારણ કરે. ૧૯

૧૦૭ चोपाई

सो भिक्षा धरि दै शिष्य आगे, निज भोजनकुं नहि पुनि मागे ।
जो गुरु देइ तु जाठर डारे, नहि दूजे दिनवृत्ति संभारे ॥ २० ॥

તે ભિક્ષા ધરી દૈશિક આગે, વળી નિજ ભોજનને નહિ માગે,
જો ગુરુ દે તો જાઠર ધરે, નહિ, બીજે દિન વૃત્તિ સ્મરે. ૨૦

જે ભિક્ષાનું અન્ન શિષ્ય લાવે તે પોતે જ ભોજન ન કરી લે, કિંતુ દૈશિક જે ગુરુ છે તેની આગળ ધરી દે. અને ગુરુની આગળ ભિક્ષા

---
૧ એ રીતિ બ્રહ્મચારી વા ત્યાગી શિષ્યની છે ગૃહસ્થની નથી.

ધરીને પોતાના ભોજનને ગુરુથી માગે નહિ. અને એક દિનમાં બીજી વાર ગ્રામમાં પણ ભિક્ષા માગે નહિ. કિંતુ ગુરુ જો કૃપા કરી દે તો ભોજન કરે અને ગુરુ જો શિષ્યની શ્રદ્ધાની પરીક્ષાનું નિમિત્ત ન દે તો બીજે દિને 'વૃત્તિ' જે ભિક્ષા તેને સંભારે. ૨૦

दुहो

पुनि गुरुके आगे धरै, भिक्षा शिष्य सुजान।
निर्वेदन जियमैं करै, जो निज चहै कल्यान ॥ २१ ॥

વળી ગુરુના આગળ ધરે, ભિક્ષા શિષ્ય સુજાણ;
ન નિર્વેદ જીવમા કરે, જો ઇચ્છે કલ્યાણ. ૨૧

'નિર્વેદ' નામ ગ્લાનિ(ખેદ)નું છે. અન્ય અર્થ સ્પષ્ટ છે. ૨૧

૧૦૮ चोपाई

इम व्यवहृत अवसर जब पेखै, मुख प्रसन्न गुरु सन्मुख लेखै।
विनती करै दोउ कर जोरी, गुरु आज्ञातैं प्रश्न बहोरी ॥ २२ ॥

ઇમ કરતા જ્યા અવસર પેખે, મુખ પ્રસન્ન ગુરુ સન્મુખ લેખે.
બે કર જોડી વિનતિ કરે, ગુરુ આજ્ઞાથી પ્રશ્ન ઉચ્ચરે. ૨૨

એ રીતિનો વ્યવહાર કરતાં જ્યારે ગુરુનો અવકાશ દેખે, અને પ્રસન્નમુખથી ગુરુ જ્યારે પોતાની સન્મુખ જુએ, ત્યારે હસ્ત જોડીને ગુરુની સ્તુતિ કરે. અને વિનતિ કરે, 'હે ભગવાન! હું પૂછવા ઇચ્છું છું.' ત્યારે ગુરુ આજ્ઞા કરે તો પ્રશ્ન કરે.

અને કદાચિત્ જન્માન્તરના ઉત્તમ કર્મની ગુરુ કૃપા કરીને, તનુઅર્પણ આદિ સેવા વિના જ શિષ્યને ઉપદેશ કરી દે; તો વિશુદ્ધ અધિકારીનુ કલ્યાણ થઈ જાય છે. કેમ કે ગુરુસેવાના બે ફળ છે. એક તો ગુરુની પ્રસન્નતા અને બીજું અંતઃકરણની શુદ્ધિ, તે બેયે તેને સિદ્ધ હોય છે. ૨૨

दुहो

तन मन धन बानी अरपि, जिहिं सेवत चित लाय।
सकल रूप सो आप है, दादू सदा सहाय ॥ २३ ॥

તનુ મન ધન વચ અર્પીને ચિત્ત દઈ જે સેવાય,
સકલરૂપ તે આપ છે, દાદુ સદા સહાય. ૨૩

इति श्रीविचारसागरे गुरुशिष्यलक्षण–गुरुभक्तिफलप्रकारनिरूपण नाम तृतीयस्तरग समाप्त ।

# ચતુર્થ તરંગ

## ઉત્તમાધિકારી[૬૮]—ઉપદેશનિરૂપણ

(શુભસંતતિ નામે રાજા તથા તેના ત્રિપુત્રની ગાથા)

૧૦૧ દુહો

**गुरु शिषके संवादकी, कहूं व गाथ नवीन ।**
**पेखि जाहि जिज्ञासु जन, होत विचार प्रवीन ॥ १ ॥**

---

૬૮ વેદાંતજ્ઞાનના અધિકારીનુ લક્ષણ આ છે જેણે આ જન્મમાં વા જન્માન્તરમાં વિધિવત્ અધીત—વેદ—વેદાઙ્ગત્વે કરી આપાતત (યથાર્થરહસ્ય જાણ્યા વિના) અખિલ વેદના અર્થને જાણ્યા છે, કામ્ય—નિષિદ્ધ (કર્મ) વર્જનપુરઃસર (બુદ્ધિની શુદ્ધિ છે પરમ પ્રયોજન જેનુ એવા) નિત્ય—નૈમિત્તિક—પ્રાયશ્ચિત્ત (કર્મ) અને (ચિત્તૈકાગ્ર્ય છે પ્રયોજન જેનુ એવી) ઉપાસના તેઓના અનુષ્ઠાને કરી નિખિલ કલ્મષતા (મલિનતા—પાપ) ગયેલી તેણે કરી નિતાન્ત (અત્યંત) નિર્મળ સ્વાન્ત (અંતઃકરણ) છે જેનું એવો સાધન-ચતુષ્ટયસમ્પન્ન પ્રમાતા (અંતઃકરણપ્રતિબિમ્બિત ચૈતન્ય) તે '**અધિકારી.**'

ઉત્તમ—મધ્યમ—અધમ ભેદે કરી અધિકારી ત્રિવિધ હોય છે:

'**ઉત્તમ અધિકારી**' વિશુદ્ધસત્ત્વસમાહિતચેતા હોય છે. તેને વેદાતશ્રવણ-માત્ર એ જ જ્ઞાનનો ઉપાય (સાધન) છે. અને વિધાને કરી વિહિતસર્વકર્મ-ત્યાગપૂર્વક નિરાકાર બ્રહ્મજ્ઞાનમાં તેનો અધિકાર છે.

'**મધ્યમ અધિકારી**' વિવેકવૈરાગ્યસંપન્ન પણ રજોગુણના લેશની અનુવૃત્તિએ કરી વિક્ષિપ્તચેતા હોય છે. તે સહસા જ ચિત્તના એકાગ્રત્વને પામે નહિ. તેને અષ્ટાંગ યોગ એ જ્ઞાનનુ સાધન છે. અને વિહિતવર્ણાશ્રમાદિકર્મકરણપૂર્વક સોપાધિક બ્રહ્મોપાસનમાં તેનો અધિકાર છે.

'**અધમ અધિકારી**' પ્રબલતર—દુરિતપ્રતિબદ્ધ—ચિત્તવાન ઔત્સુક્યમાત્રે કરી પ્રવૃત્ત, પણ જેની જિજ્ઞાસા અપ્રતિષ્ઠિત હોય છે, તેને જિજ્ઞાસાની પ્રતિષ્ઠાઅર્થે વર્ણાશ્રમધર્મ, અને તેણે કરી વિશુદ્ધ થયેલાને દાનધર્માદિક, જ્ઞાનનિમિત્ત ઉપાય છે. (તેણે કરી જ્ઞાનપ્રતિબંધક મિથ્યા તર્કોનું શમન થઈ જ્ઞાનાધિકાર પ્રાપ્ત થાય છે.) અને વર્ણાશ્રમવિહિત કર્મવિધાનપૂર્વક સાકારબ્રહ્મોપાસનમાં તેનો અધિકાર છે. એ પ્રમાણે **સૂતસંહિતા**ના જ્ઞાનયોગખંડગત દ્વિતીય અધ્યાયની ટીકામાં વિદ્યારણ્યમુનિએ કહ્યું છે ત્યાંથી અને અન્ય સ્થળથી અત્ર સંગૃહીત છે.

આ વિચારસાગરમા તત્ત્વદષ્ટિ ઉત્તમ અધિકારી છે. અદષ્ટિ મધ્યમ અધિકારી છે અને તર્કદષ્ટિ અધમ અધિકારી છે.

ગુરુ-શિષ્ય-સંવાદની, ગાથા[૬૯] કહુ નવીન,
જે પેખી જિજ્ઞાસુ જન, થાય વિચારપ્રવીણ. ૧

तीन सहोदर बाल शुभ चक्रवर्ति संतान ।
शुभसंतति पितु तिहिंनमैं, स्वर्ग पाताल जहान ॥ २ ॥

ત્રિસહોદર* સંતાન શુભ, ચક્રવર્તિના બાલ;
શુભસંતતિ પિતુને નમે, સ્વર્ગ-પૃથ્વી-પાતાલ. ૨

त्रणे बालकना नाम

तत्त्वदृष्टि इक नाम अहि, दूजो कहत अदृष्ट ।
तर्कदृष्टि पुनि तीसरो, उत्तम मध्य कनिष्ठ ॥ ३ ॥

એક તત્ત્વદૃષ્ટિ. બીજો તેનુ નામ અદૃષ્ટિ,
તર્કદૃષ્ટિ પછી તે ત્રીજો. ઉત્તમ મધ્ય કનિષ્ટ. ૩

चोपाई

बालपनो सब खेलत खोयो, तरुण पाय पुनि मदन विगोयो ।
धारि नारि गृह मार प्रकाशी, भोग लह तिहुं सब सुखराशि ॥४॥

બાલકાલ સહુ ખેલે ખોયો, તરુણ† પામી પછી મદન વગોવ્યો;
ધારિ નારી ગૃહ-માર‡ પ્રકાશી ભોગ લીધા ત્રિણે સુખરાશી. ૪

૧૧૦ दुहा

स्वर्गभूमि पाताल के, भोगहिं सर्व समाज ।
शुभसंतति निज तेजबल, करत राजके काज ॥ ५ ॥
लहि अवसर इक तिहिं पिता, निज हिय रच्यो विचार ।
सुखस्वरूप अज आतमा, तासूं भिन्न असार ॥ ६ ॥
इहिं कारन तजि राज यह, जानूं आतम रूप ।
स्वर्गभूमि पातालके, तिहुं पुत्रहिं करि भूप ॥ ७ ॥

સ્વર્ગ ભૂમિ પાતાલના. ભોગવી સર્વ સમાજ,+
શુભસંતતિ નિજ તેજબલ, કરે રાજના કાજ. ૫
એક સમય તે તાતને, ઉપજ્યો હૃદે વિચાર;
આત્મા સુખરૂપ અજ,÷ તેથી ભિન્ન અસાર. ૬

૬૯. પુરાણાદિ પ્રાચીન ગ્રંથમાં કથેલી નહીં એવી, ગુરુશિષ્યના સંવાદની, બોધની સુગમતા સારુ. સ્વબુદ્ધિકલ્પિત નવીન કથા.

* એક ઉદરના-એક માતાના. † જુવાનીને. ‡ કામ.
+ ભોગની સામગ્રી. ÷ જેને જન્મ નથી એવો.

એ કારણ તજી રાજ આ, જાણું આતમસુરૂપ;
સ્વર્ગ–ભૂમિ–પાતાલના, ત્રિપુત્રને કરી ભૂપ. ૭

चौपाई

अस विचार शुभ संतति कीना, मंत्र पेखि तिहुं पुत्र प्रवीना ।
देश इकंत समीप बुलाये, निज विरागके वचन सुनाये ॥ ८ ॥
भाख्यो पुनि यह राज संभारहु, इक पाताल इक स्वर्ग सिधारहु ।
अपर बसहु काशी भुवि स्वामी, रहत जहां शिव अंतरयामी ॥ ९ ॥
जिहिं मरतहिं सुनि शिव उपदेशा, अनयासहिं तिहिं लोक प्रवेशा ।
गंग अंग मनु कीर्ति प्रकाशै, उत्तर वाहिनि अधिक उजासै ॥ १० ॥

दोहा

करहु राज इम भिन्न तिहुं, पालहु निज निज देश ।
बिन विभाग भ्रातानको, भूमि काज व्है क्लेश ॥ ११ ॥

राजसमाज तजौं सब मैं अब, जानि हिये दुःख ताहि असारा ।
और तु लोक दुःखी अपने दुःख, मैं भुगत्यो जगक्लेश अपारा ॥
जे भगवान प्रधान अजान, समान दरिद्रन ते जन सारा ।
हेतु विचार हिये जगके भग, त्यागि लखुं निजरूप सुखारा ॥ १२ ॥
वाक्य अनंत कहै इम तात, सुने तिहुं भ्रात सुबुद्धि निधाना ।
बैठि इकंत विचार अपार, भनै पुनि आपसमांहि सुजाना ॥
दे दुःख मूल समाज हम यह, आप भयो चह ब्रह्म समाना ।
सोजन नागर बुद्धिक सागर, आगर दुःख तजै जु जहाना ॥ १३ ॥

दोहा

याते तजि दुःख मूल यह राज, करौ निज काज ।
करि विचार इम गेहेते, निकस्यो भ्रातसमाज ॥ १४ ॥
तिहुं खोजत सद्गुरु चले, धारि मोक्ष हिय काम ।
अर्थ सहित किय तातको, शुभसंतति यह नाम ॥ १५ ॥
खोजत खोजत देश बहु, सुर सरि तीर इकंत ।
तरुपल्लव शाखा सघन, वन तामैं इक संत ॥ १६ ॥
बैठ्यो वटबिटपहिं तह, भद्रामुद्रा धारि ।
जीव ब्रह्मकी एकता, उपदेशत गुन टारि ॥ १७ ॥

दोषरहित एकाग्रचित्त, शिष्यसंघपरिवार ।
लखि दैशिक उपदेश हिय, चहुंधा करत विचार ॥ १८ ॥
मनहु शंभु कैलासमैं, उपदेशत सनकादि ।
पेखि ताहि तिहिं लहिशरन करी दंडवत् आदि ॥ १९ ॥
कियो मास षटमास पुनि, शिष्यरीति अनुसार ।
करी अधिक गुरुसेव तिहुं, मोक्ष काम हिय धार ॥ २० ॥
व्है प्रसन्न श्री गुरु तबैं, ते पूछे मृदु बानि ।
कि हिं कारण तुम तात तिहुं, बसहु कौन कहआनि ॥ २१ ॥
तत्त्वदृष्टि तब लखि हिये, निज अनुजनकी सैन ।
कहै उभय कर जोरी निज, अभिप्रायके बैन ॥ २२ ॥

શુભ સંતતિ(રાજા)એ એવો વિચાર કર્યો. પછી મંત્રીને સંજ્ઞા કરીને પોતાના ત્રણે પ્રવીણ પુત્રોને એકાંત દેશમાં (પોતાની) સમીપ બોલાવ્યા, અને પોતાના વિરાગનાં વચન સંભળાવ્યાં. (૮) વળી કહ્યું કે, આ રાજ્યને તમે સભાળો. એક પાતાલ પ્રતિ અને એક સ્વર્ગ પ્રતિ સિધાવો; અને ભૂમિ(પૃથ્વી)નો સ્વામી થઈ એક કાશીમાં વસો–જ્યાં અંતર્યામી શિવ રહે છે. (૯) અને જ્યાં મરતી વેળા શિવનો ઉપદેશ સાભળીને અનાયાસે તે શિવના લોકમાં પ્રવેશે છે; અને જ્યા ઉત્તરવાહિની ગંગાનુ અંગ જાણે કીર્તિ પ્રકાશતી હોય તેમ, અધિકપ્રકાશે છે. (૧૦) તમે ત્રણે એ રીતિએ ભિન્ન રાજ્ય કરો અને પોતપોતાના દેશને પાળો. વિભાગ વિના ભૂમિ સારુ ભ્રાતાઓનો કલેશ થાય છે, (માટે હુ તમને વહેચી આપુ છું.) (૧૧) હવે હુ તે સર્વ રાજસમાજને અસાર અને દુઃખરૂપ હૃદયમાં જાણીને ત્યજું છું. બીજા લોકો તો પોતાના દુઃખથી દુઃખી છે, પણ મેં (રાજાએ) તો સર્વ જગતનો અપાર કલેશ ભોગવ્યો છે. જે ભગવાન–(ઐશ્વર્યવાન)માં પ્રધાન સતે અજ્ઞાની છે તે સર્વજન દરિદ્રીઓના સમાન છે (અર્થાત્ અંતરમાં દુઃખી છે). એવાં કારણોને હૃદયમાં વિચારીને જગતના ભગને (ઐશ્વર્યોને) ત્યાગીને સુખાલા નિજરૂપને જાણું. (૧૨)

૧૧૧. એમ અનેક વાક્યો (શુભસંતતિ) પિતાએ કહ્યાં. તેઓને સુબુદ્ધિના નિધાન ત્રણે ભ્રાતાએ સાંભળ્યાં અને એકાંત બેસી અપાર વિચારીને પછી તે સુજાણ (ભ્રાતા) પોતપોતામાં કહે છે કે, ' આ

દુઃખનું મૂળ (રાજ) સમાજ આપણને દઈને (રાજા) 'પોતે બ્રહ્મ સમાન થવા ઇચ્છે છે. (પણ) ચતુર અને બુદ્ધિના સાગર તે જન છે, જે દુઃખનો આકર જે જગત તેને ત્યજે.' (૧૩)

૧૧૨. 'એથી દુઃખનું મૂળ આ રાજ્ય ત્યજીને પોતાનું 'કાર્ય કરો.' એમ વિચાર કરીને ભ્રાતાઓનો સમાજ ગૃહથી નીકળ્યો. (૧૪) હૃદયમાં મોક્ષની કામના ધારીને ત્રણે જણ સદ્‌ગુરુને ખોળતા ચાલ્યા અને તાતનું (પિતાનું) 'શુભસંતતિ' એ નામ અર્થ સહિત કર્યું. અર્થાત પોતે મોક્ષ થયા તેથી શુભ (સારી) છે સંતતિ (પ્રજા) જેની એવા અર્થવાળું પિતાનું નામ જ 'શુભસંતતિ' હતું તે ખરેખરા અર્થ સહિત કર્યું. (૧૫)

૧૧૩ બહુ દેશમાં ખોળતાં ખોળતાં ગંગાતીરે (તેઓ આવ્યા ત્યાં) એકાન્તમાં, પલ્લવશાખાએ કરી સઘન તરુનું વન[૭૦] હતું, તેમા (૧૬) વટવૃક્ષની શાખા તળે ભદ્રામુદ્રા[૭૧] ધારીને ત્રિગુણને ત્યાગીને જીવ-

૭૦. નવાં પત્રયુક્ત શાખાઓએ કરી વિસ્તારવાળા વૃક્ષોનું 'વન' નામ વૃક્ષસમુદાયવાળું અરણ્ય.

૭૧. એ વિચાર દક્ષિણામૂર્તિનો પ્રસંગ મનમાં ધારીને ગ્રંથકારે લખેલો છે. એની આખ્યાયિકા આવી છે:

સનકાદિક મુનિઓ જ્ઞાનાર્થે, અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ, શિવની સમીપ ગયા, પરંતુ તેમને પ્રવૃત્તિમાન જોઈ યથેચ્છ શ્રદ્ધાનો અભાવ રહ્યો. સનકાદિક યોગ્ય અધિકારી હતા તેથી તેમના કલ્યાણાર્થે દક્ષિણામૂર્તિરૂપ દર્શન તેમને થયું.

'દક્ષિણા' નામ દક્ષિણ દિશાભિમુખા છે, વા અનુકૂલા છે. 'મૂર્તિ' નામ પ્રતિમા જેની; પદ્માસને બેઠેલા; (દ્વિભુજની ભાવના હોય તો) વામહસ્તમાં પુસ્તક; અને દક્ષિણ હસ્તનાં અંગુષ્ઠ અને તર્જનીનો સંયોગ કરી. મધ્યમાદિ ત્રિઅંગુલિકા ભિન્ન રાખતાં થતી ભદ્રામુદ્રા, તેને ધારણ કરી સ્વરૂપાવસ્થાનમાં સ્થિત; (અને ચતુર્ભુજની ભાવના હોય તો) તૃતીય હસ્તમા જપમાલા; અને ચતુર્થ હસ્તમા અમૃતકલશ, વા અભયદાન છે, જેના એવા શાંત સદાશિવ મહાદેવ. એ સંજ્ઞાનો ભાવાર્થ આ છે: પુસ્તક એમ સૂચવે છે કે, અધિકારીએ અધ્યયન, શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવુ. ભદ્રામુદ્રા—જે પૂર્ણમુદ્રા, જ્ઞાનમુદ્રા, તર્કમુદ્રા. લોપામુદ્રા, વા મૌનવ્યાખ્યાન પણ કહેવાય છે, તે એમ સૂચવે છે કે, પરમાત્મા અને જીવાત્મા એક છે અને ત્રિગુણાત્મક—માયા અધ્યસ્થ અને ભિન્ન છે. જપમાલા એમ સૂચવે છે કે, આત્મચિંતન વારંવાર કરવું. અમૃતકલશ વા અભયદાન એમ સૂચવે છે કે, સચ્ચિદાનંદસાક્ષાત્કારે કરી અમૃતરૂપ અભયની પ્રાપ્તિ.

બ્રહ્મની એકતાને ઉપદેશતા એક સંત બેઠા હતા. (૧૭) ત્યાં દોષરહિત[૭૨] એકાગ્રચિત્તવાળો પરિવારરૂપ શિષ્યસંઘ દૈશિકના ઉપદેશને જાણીને હૃદયમાં ચારે પાસ વિચાર કરે છે. (૧૮) જાણે કૈલાસમાં સનકાદિકને શંભુ (મહાદેવ) ઉપદેશ કરે છે. તે(સંત)ને દેખી તેને શરણ (રક્ષક) જાણી પ્રથમ દંડવત્ પ્રણામ કરી, (૧૯) પછી શિષ્યરીતિ અનુસાર છ માસ સુધી ત્યા વાસ કર્યો, અને હૃદયમાં મોક્ષની કામના ધરીને તેમણે ત્રણે ગુરુની અધિક સેવા કરી. (૨૦) ત્યારે શ્રીગુરુએ પ્રસન્ન થઈ ને મૃદુવાણી વડે તેઓ પુછાયા કે, 'હે તાત! તમે ત્રણે શા કારણથી અહીંયા વસો છો અને (પરસ્પર) કોણ છો, અને કોના (પુત્ર) છો?'

---

એવા દક્ષિણામૂર્તિ યુવા ગુરુના સનકાદિક વૃદ્ધ શિષ્યોને દર્શન થતા જ યોગ્ય અધિકારી હોવાથી માત્ર મૌન વ્યાખ્યાનથી જ સંશય છિન્ન થઈ જઈ સર્વોપદ્રવ-સિદ્ધ–નિષ્પ્રતિયોગિક–નિત્યપ્રાપ્ત–બ્રહ્મની પ્રાપ્તિ થઈ તે શિષ્યો કૃતકૃત્ય થયા.

चित्र वटतरोर्मूले वृद्धा शिष्या गुरुर्युवा।
गुरोस्तु मौन व्याख्यान शिष्यास्तु छिन्नसशया.॥

ભગવાન શંકરાચાર્યપ્રણીત 'દક્ષિણામૂર્તિ' સ્તોત્ર છે, તે ઉપર વાર્તિકકાર સુરેશ્વરચાર્યનો 'માનસોલ્લાસ' નામે વાર્તિકપ્રબંધ છે. તે ઉપર રામતીર્થની 'માનસોલ્લાસ વૃત્તાંતવિલાસ' નામે વ્યાખ્યા છે. તેના આરંભમા દક્ષિણામૂર્તિ-ધ્યાનનો આ શ્લોક છે

प्रोद्यच्छाखमहावटद्रुमतले योगासनस्थ प्रभु प्रत्यक्तत्त्वबुभुत्सुभि प्रतिदिश प्रोद्वीक्ष्यमाणाननम्।
मुद्रा तर्कमयीं दधानममल कर्पूरगौर शिव हृद्यन्त कलये स्फुरन्तमनिशं श्रीदक्षिणामूर्तिकम्॥

વિસ્તૃતશાખાવાળા મહાવટ(વડ)ના વૃક્ષ તળે યોગાસને વિરાજેલા. જેઓનું મુખ, પ્રત્યક્તત્ત્વ(અન્તર્આત્મા)ને જાણવા ઇચ્છતા(મુમુક્ષુઓ)એ કરી સર્વ દિશામા ઉચ્ચ દૃષ્ટિએ જોવાય છે, જેઓએ તર્કમયી મુદ્રાને ધારણ કરી છે, અને જેઓ સર્વદા સ્ફુરી (પ્રકાશી) રહ્યા છે, એવા કર્પૂરગૌર, અમલ, શોભાયમાન પ્રભુ દક્ષિણામૂર્તિ શિવને હુ હૃદય મધ્યે ધારણ કરું છુ—જાણુ છુ.

वटविटपसमीपे भूमिभागे निषण्णं सकलमुनिजनाना ज्ञानदातारमारात्।
त्रिभुवनगुरुरूप दक्षिणामूर्तिदेवं जननमरणदु.खच्छेददक्ष नमामि॥

એવા અનેક શ્લોકો દક્ષિણામૂર્તિ મહાદેવના ધ્યાનાર્થે પ્રચલિત છે.

૭૨. વિષયભોગોની અધિકતાથી દશ દોષ કહ્યા છે ચોરી, વ્યભિચાર, હિંસા એ ત્રણ શરીરના દોષ છે, નિંદા, અનૃત, કઠોરતા અને વાચાળતા એ ચાર વાણીના દોષ છે; તૃષ્ણા, ચિંતા, બુદ્ધિમંદતા, એ ત્રણ મનના દોષ છે. એ દશ દોષોથી રહિત. પં. પી. પુ.

(૨૧) ત્યારે પોતાના અનુજની સંજ્ઞાને હૃદયમાં સમજી તત્ત્વદૃષ્ટિ, ઉભય કર જોડીને, પોતાના અભિપ્રાયનાં વચન કહે છે. (૨૨)

### તત્ત્વદષ્ટિરુવાચ

दुहो

भो भगवन् हम भ्रात तिहुं, शुभसंतति संतान ।
लख्यो चहैं बहुभेव हिय, दीन नवीन अजान ॥ २३ ॥
जो आज्ञा व्है रावरी, तौ व्है पूछि प्रविन ।
आप दयानिधि कल्पतरु, हम अति दुखित अधीन ॥ २४ ॥

ભગવન્! ત્રણ ભ્રાતા અમે, શુભસંતતિસંતાન,
મર્મ જાણવા ઇચ્છિયે, દીન, નવીન અજાણ ૨૩
જો આજ્ઞા મહારાજની, થઈએ પૂછી પ્રવીણ;
આપ દયાનિધિ કલ્પતરુ, અમ અતિ દુખિત અધીન. ૨૪

### શ્રીગુરુરુવાચ

सोरठो

सुनहु शिष्य मम वात, जो पूछहु तुम सो कहुं ।
लहो हिये कुशलात, संशय कोउ ना रहै ॥ २५ ॥

જે પૂછો તમ તેજ, શિષ્ય સુણો મમ વાત કહુ;
પામો કુશલ મને જ સંશય કોઈ નહિ રહે ૨૫

दुहो

गुरुकी लखी दयालुता, शिष्य हिये भो चैन ।
कार्य सिद्ध निज मानि हिय, भाषे सविनय बैन ॥ २६ ॥

ગુરુની દેખી દયાળુતા, થયુ શિષ્યચિત્તે ચેન,
કાર્ય સિદ્ધ નિજ માની મન, ભાખે સવિનય વેણ. ૨૬

### ૧૧૪: તત્ત્વદષ્ટિરુવાચ

ચોપાઈ

भो भगवान ! तुम कृपानिधाना, हो सर्वज्ञ महेश समाना ।
हम अजान मति कछू न जानैं, जन्मादिक संसृति भय मानैं ॥ २७ ॥
कर्म उपासन कीने भारी, और अधिक जगपाशी डारी ।
आप उपाय कहौ गुरुदेवा, व्है जाते भवदुःखको छेवा ॥ २८ ॥

पुनि चाहत हम परमानंदा, ताको कहो उपाय सुछंदा ।
जबहिं कृपाकरी, कहिहौ ताता, तब व्है है हमरे कुशलाता ॥ २९ ॥

ભો ભગવન્ ! તમ કૃપાનિધાન, છો સર્વજ્ઞ મહેશ સમાન;
કંઈ ન જાણિયે, અમ અજાણમતિ, માનિયે ભય જન્માદિ સંસૃતિ. ૨૭
કર્મ–ઉપાસન ભારે કીધા, અન્ય અધિક જગપાશો લીધા;
આપ ઉપાય કહો ગુરુદેવ જ, જેથી થાય ભવદુઃખનો છેદ જ. ૨૮
પુન. ઇચ્છિયે પરમાનંદ, તેનો ઉપાય કહો સ્વચ્છંદ.
તાત ! કૃપા કરી કહેશો જ્યારે, થશે કુશલતા અમને ત્યારે. ૨૯

હે ભગવન્ ! આપ કૃપાનિધાન છો, અને સદાશિવના સમાન આપ સર્વજ્ઞ છો. અને હે ભગવન્ ! જન્મમરણથી આદિ લઈને જે દુઃખરૂપ સંસાર છે, તેથી અમે ડર્યા છીએ; તેની નિવૃત્તિનો ઉપાય આપ કહો; અને પરમાનંદની પ્રાપ્તિનો ઉપાય કહો. અને હે ગુરો ! (પૂર્વે સકામ) ઉપાસના અને કર્મનાં અનંત અનુષ્ઠાન પણ કર્યાં, પરંતુ તેમનાથી અમને વાઞ્છિત (મોક્ષરૂપ) ફળ પ્રાપ્ત થયું નહિ; અને તેમનાથી ઊલટો સંસાર વધતો ગયો. એથી અન્ય ઉપાય આપ બતાવો; જે કરીને અમે કૃતાર્થ[૭૩] થઈએ. ૨૯

## ગ્રંથકારવચન

૧૧૫. दुहो

मोक्षकाम गुरु शिष्य लखि, ताको साधन जान ।
वेदउक्त भाषन लगे, जीवब्रह्म भिद भान ॥ ३० ॥

શિષ્ય મોક્ષકામી લખી, તેનુ સાધન જ્ઞાન;
વેદઉક્ત સદ્‌ગુરુ કહે, જીવ–બ્રહ્મભિદ ભાન. ૩૦

દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિને ‘મોક્ષ’ કહે છે; તેની કામના શિષ્યના હૃદયમાં દેખીને, તેનું સાધન જે વેદોક્ત જ્ઞાન છે, તે (ગુરુ) કહેતા હતા. યદ્યપિ જ્ઞાનનું સ્વરૂપ અનેક શાસ્ત્ર વિષે ભિન્ન ભિન્ન વર્ણન કર્યું છે, તથાપિ જીવબ્રહ્મનો ‘ભિદ’ નામ ભેદ, તેને દૂર કરવાવાળુ જે જ્ઞાન છે, તે જ વેદમાં મોક્ષનું સાધન કહ્યું છે, એથી તે (જ્ઞાનને) જ કહે છે:

૭૩. કરવાનો જે અર્થ તે કર્યો છે જેણે એવા.

### શ્રીગુરુરુવાચ

દુહો

परमानंद मिलाप तू, जो शिप चहै सुजान ।
जन्मादिक दुःख नाशपुनि, भ्रांतिजन्य तिहिं मान ॥ ३१ ॥
परमानंद स्वरूप तू, नहि तोमें दुखलेश ।
अज अविनाशी ब्रह्म चित्, जिन आनै हिय क्लेश ॥ ३२ ॥

પરમાનંદ મિલાપ તું, જે શિષ્ય ચહે સુજાન;
જન્માદિક દુખનાશ વળી, ભ્રાન્તિજન્ય તે માન. ૩૧
પરમાનંદ સ્વરૂપ તું, નહિ તુમાં દુખ લેશ;
અજ અવિનાશી બ્રહ્મ ચિત્, રખે આણ મન ક્લેશ. ૩૨

હે શિષ્ય! પરમાનંદની પ્રાપ્તિ વિષે અને જન્મમરણ આદિથી લઈને જે દુઃખરૂપ સંસાર છે, તેની નિવૃત્તિ વિષે જે તને ઇચ્છા થઈ છે, તે ઇચ્છાની ઉત્પત્તિ ભ્રાંતિએ કરી થઈ છે, એમ તું જાણ. કેમ કે તું આપ પરમ આનંદસ્વરૂપ છે. એથી તેની પ્રાપ્તિની ઇચ્છા બને નહિ. જે વસ્તુ અપ્રાપ્ત હોય તેની પ્રાપ્તિની ઇચ્છા બને છે; અને પોતાનુ જે સ્વરૂપ છે, તે સદા પ્રાપ્ત છે. તેની પ્રાપ્તિ વિષે જે ઇચ્છા તે ભ્રાંતિ વિના બને નહિ અને જન્મ આદિથી લઈને જે સંસાર છે. તે જો કદાચિત્ હોય, તો તેની નિવૃત્તિ વિષે ઇચ્છા બને તે જન્માદિક સંસારનો લેશ પણ તારા વિષે છે નહિ. એથી ન થયેલા દુઃખની નિવૃત્તિ વિષે પણ ઇચ્છા ભ્રાંતિ વિના બને નહિ. અને હે શિષ્ય! જન્મ અને નાશથી રહિત જે ચેતનરૂપ બ્રહ્મ છે, તે તું છે. એથી પોતાના હૃદય વિષે જન્માદિક ખેદ ન માન. ૩૨.

### ૧૧૬ : તત્ત્વદષ્ટિરુવાચ

દુહો

विषयसंग क्यूं भान व्है, जो मैं आनंदरूप ।
अब उत्तर याको कहौ, श्रीगुरु मुनिवरभूप ॥ ३३ ॥

થાય વિષયસંગભાન ક્યમ, જો હુ આનંદરૂપ ?
એનો ઉત્તર અબ કહો, શ્રીગુરુ મુનિવરભૂપ. ૩૩

હે ભગવન્! જો મારો આત્મા આનંદરૂપ હોય, તો વિષયના સંબંધથી આત્મા વિષે આનંદનુ ભાન ન થવું જોઈએ. એથી આત્મા

આનદરૂપ નથી, કિંતુ વિષયના સંબંધથી આત્મા વિષે આનંદ થાય છે. ૩૩.

### ૧૧૭: શ્રીગુરુરુવાચ

(આત્મા જ આનંદરૂપ છે, વિષયમા આનંદ નથી, તે વિષે)

चोपाई

आतमविमुख बुद्धि जन जोई, इच्छा ताहि विषयकी होई ।
तासूं चंचल बुद्धि बखानी, सुख आभास होई तहं हानी ॥ ३४ ॥
जब अभिलषित पदारथ पावै, तब मति छनक त्रिछेप नशावै ।
ताते व्है आनंद प्रतिविंवा, पुनि छनमै बहु चाह विडंवा ॥ ३५ ॥
तातै व्है थिरताकी हानि, सो आनंद प्रतिविंव नशानी ।
विषयसंग आनंद जु होई, विन सतगुरु यह लखै न कोई ॥ ३६ ॥

આત્મવિમુખબુદ્ધિ જન જે છે. વિષયેચ્છા તેને થાયે છે.
તેથી બુદ્ધિ ચચલ થઈ જાય, સુખાભાસહાનિ ત્યાં થાય ૩૪
પામે ઇષ્ટ પદાર્થ જિહારે, મતિવિક્ષેપ નાસે ક્ષણ ત્યારે,
(થાય) આનદ પ્રતિબિંબ મતિમા. પુન. વિડબન[૭૪] ઇચ્છા ક્ષણમાં.
તેથી સ્થિરતાહાનિ થાય જ, નાશક આનંદ પ્રતિબિબ જ,
વિષયસંગ આનદ ઇમ હોય, એ ગુરુ વિના ન જાણે કોય. ૩૬

હે શિષ્ય! આત્માથી વિમુખ છે બુદ્ધિ જેની એવો જે પુરુષ, તેને વિષયની ઇચ્છા થાય છે. (આ સ્થાનમાં જે ભોગનું સાધન હોય તે વિષય કહેવાય છે, એ(વિષય શબ્દ)થી ધનપુત્રાદિકનું પણ ગ્રહણ કરી લેવું.) તે વિષયની ઇચ્છાથી બુદ્ધિ ચંચલા રહે છે. તે ચંચલ-બુદ્ધિમા આત્મસ્વરૂપ આનંદનો 'આભાસ' નામ પ્રતિબિંબ[૭૫] થતું નથી, અને જે વિષયની ઇચ્છા થઈ હોય, તે વિષય એને પ્રાપ્ત થઈ જાય, ત્યારે એ પુરુષની બુદ્ધિ ક્ષણમાત્ર સ્થિતા થઈ ને બુદ્ધિની વૃત્તિ

૭૪. આનદના પ્રતિબિબને ઢાકી વા અનુકરણ કરી તેને દૂર કરનારી.

૭૫. જેમા પ્રતિબિંબ પડે છે એવુ દર્પણ, પાણી આદિ ગમે તે તેમાં પ્રતિબિબ પાડવુ હોય તો બે સ્થિતિ અવશ્ય જોઈએ એક સ્થિરતા અને બીજી નિર્મળતા. જો દર્પણ આદિ બહુ હાલતું હોય અથવા તે ઉપર મેલ પડ્યો હોય તો તેમાં મુખ દેખાય નહિ તેમ ચંચળા અને મલિના, કિંવા ઘોર અને મૂઢ, કિંવા રાજસી અને તામસી બુદ્ધિમા આત્માના આનંદનું પ્રતિબિંબ થાય નહિ.

અંતર્મુખ થાય છે. તે અંતર્મુખવૃત્તિ વિષે આત્માનું સ્વરૂપ જે આનંદ તેનું પ્રતિબિંબ થાય છે. તે આત્મસ્વરૂપ આનંદના પ્રતિબિંબને અનુભવ કરીને પુરુષને ભ્રાંતિ થાય છે જે, મને વિષયથી આનંદનો લાભ થયો છે, પરંતુ વિષયમાં આનંદ છે નહિ.

જો કદાચિત્ વિષયમાં આનંદ હોય, તો એક વિષયથી તૃપ્ત જે પુરુષ, તેને જ્યારે બીજા વિષયની ઇચ્છા થાય, ત્યારે પણ પ્રથમ વિષયથી આનંદ થવો જોઈએ; તે તો થતો નથી.

અને અમારી રીતિએ સ્વરૂપ–આનંદનું તો (ચંચલ બુદ્ધિમાં) ભાન બને નહિ; કેમ કે જે બીજા વિષયની ઇચ્છાએ કરીને બુદ્ધિ ચંચલા છે, તેના વિષે પ્રતિબિંબ બને નહિ.

કિંવા: જો વિષયમાં જ આનંદ હોય તો જે પુરુષનો પ્રિય પુત્ર અથવા અન્ય કોઈ અત્યંત પ્રિય, જો અકસ્માત્ બહુકાળ પછી મળી જાય, ત્યારે તેને દેખતાં જ પ્રથમ જે આનંદ થાય, તે આનંદ કદી સદા થતો નથી; તે સદૈવ થવો જોઈએ; કારણ કે આનંદનો હેતુ જે પુરુષ છે, તે તેની સમીપ છે.

અને અમારી રીતિએ તો પ્રથમ જ આનદ બને છે, સદા બને નહિ; કેમ કે એકવાર પ્રિયને દેખીને વૃત્તિ સ્થિતા થાય છે, પછી વૃત્તિ અન્ય પદાર્થમાં લાગી જાય છે, એથી ચંચલા છે. (અને ચંચલા વૃત્તિમાં આનંદનું પ્રતિબિંબ પડે નહિ.) એથી પદાર્થમાં આનંદ નથી.

કિંવા: જો વિષયમા આનંદ હોય તો સમાધિકાળ વિષે જે યોગાનંદનું ભાન થાય છે તે ન થવું જોઈએ, કેમ કે સમાધિમાં કશા વિષયનો સંબંધ છે નહિ.

કિંવા: જો વિષયમાં જ આનંદ હોય તો સુષુપ્તિમાં આનંદનું ભાન ન થવું જોઈએ; કેમ કે સુષુપ્તિ વિષે પણ કોઈ વિષયનો સંબધ છે નહિ, એથી વિષયમાં આનંદ નથી, કિંતુ આત્મસ્વરૂપ આનંદ સર્વત્ર ભાન થાય છે; એટલા જ સારુ વેદમા લખ્યુ છે કે, 'આત્મસ્વરૂપ આનંદને લઈને સર્વ આનંદવાળા થાય છે.'

दुहो

विषय संगते व्है प्रगट, आतम आनंदरूप ।
शिष्य सुनायो तोहि मैं, यह सिद्धांत अनूप ।। २७ ।।

થાય વિષયસંગથી પ્રકટ, આત્મા આનંદરૂપ;
શિષ્ય સુણાવ્યો મે તને, એ સિદ્ધાંત અનુપ 37

सोरठो

सो तूं मोहि व भाख, जो यामैं शंका रही ।
निज मतिमैं मति राख, मै ताको उत्तर कहूं ॥ ३८ ॥

તે તુ મુજને ભાખ, જે એમા શંકા રહી,
નિજ મતિમા મા રાખ, હુ તેનો ઉત્તર કહુ. ૩૮

(ઉપર પ્રમાણે આત્મવિમુખ અજ્ઞાનીની રીતિ કહી. જ્ઞાની જનને આનંદ કઈ રીતિએ થાય છે, એ શિષ્ય પૂછે છે:)

### ૧૧૮: તત્ત્વદષ્ટિરુવાચ

चोपाई

भो भगवान ! तुम दीनदयाला, मेट्यो मम संशय ततकाला ।
यामें कछुक रही आशंका, सो भाखो अब व्है निर्वंका ॥ ३९ ॥
आतमविमुख बुद्धि अज्ञानी, ताकी यह सब रीति वखानी ।
ज्ञानी जनको कहै विचारा, कोउ न तुम सम और उदारा ॥ ४० ॥

હે ભગવન્' તમ દીનદયાળ, ટાળ્યો મમ સંશય તત્કાળ;
એમા કંઈક રહી આશંકા, તે કહુ હવે થાય નવંકા. ૩૯
આત્મવિમુખ-બુદ્ધિ અજ્ઞાની, તેની સર્વ એ રીતિ વખાણી,
જ્ઞાનીજનનો કહો વિચાર, કો ન આપ સમ અન્ય ઉદાર. ૪૦

હે ભગવન્! વિષયના સબંધથી આત્માનંદના ભાનની જે રીતિ આપે પૂર્વે કહી, તે અજ્ઞાની પુરુષની કહી; અને જ્ઞાનીની કહી નહિ; કેમ કે આત્માથી વિમુખા છે બુદ્ધિ જેની તેનું નામ આપે લીધું છે તે આત્માથી વિમુખા બુદ્ધિ અજ્ઞાનીની હોય છે, જ્ઞાનીની નહિ. એથી આપ હવે જ્ઞાનીનો વિચાર કહો, જે જ્ઞાનવાનને વિષયની ઇચ્છા અને તેના સંબંધથી, પૂર્વ રીતિએ કરી, સુખનું ભાન થાય છે અથવા નહિ એ વાર્તા આપ કહો. ૪૦

### ૧૧૯: શ્રીગુરુરુવાચ

(દ્વિવિધ આત્મવિમુખ, જ્ઞાનીના આનંદની રીતિ)

दुहो

सुनहु शिष्य इक बात मम, सावधान मन कान ।
हैं विध आतमविमुख, अज्ञानी रु सुजान ॥ ४१ ॥

**व्हैं विस्मृत व्यवहारमें, कबहुक ज्ञानी संत ।**
**अज्ञानी विमुख हि रहै, यह तू जान सिद्धांत ॥ ४२ ॥**

શિષ્ય! એક સુણ વાત મમ, સાવધાન મન કાન;
આત્મવિમુખ તે દ્વિવિધ છે. અજ્ઞાની ને સુજાન. ૪૧
થાય કદા વ્યવહારમાં. વિસ્મૃત જ્ઞાની સંત;
અજ્ઞાની વિમુખ જ રહે, જાણ તુ એ સિદ્ધાંત. ૪૨

હે શિષ્ય! તું ચિત્તને અને શ્રવણને સાવધાન કરીને સાભળ. પૂર્વે અમે જે આત્મવિમુખ કહ્યો છે. તે આત્મવિમુખ અજ્ઞાની જ નથી હતો, કિંતુ જ્ઞાનવાનની પણ બુદ્ધિ જ્યારે વ્યવહારમાં આવી જાય ત્યારે તત્ત્વને ભૂલી[૭૬] જાય છે, તે કાલ વિષે જ્ઞાનવાન પણ આત્મવિમુખ જ થાય છે. અને જ્ઞાનીની બુદ્ધિ જો સદા આત્માકાર જ રહે, તો ભોજનાદિક વ્યવહાર ન થાય, એથી આત્મવિમુખબુદ્ધિ ( અજ્ઞાની અને જ્ઞાની ) બન્નેની બને છે. અજ્ઞાનીની તો બુદ્ધિ સદા આત્મવિમુખ છે, અને જ્ઞાનીની બુદ્ધિ આત્મવિમુખ થાય તે કાળમાં જ્ઞાનીને પણ ઇચ્છા અને વિષયના સબંધથી આત્મસ્વરૂપ–આનંદનુ ભાન, અજ્ઞાનીના સમાન છે; પરંતુ આટલો ભેદ છે: વિષયના સંબંધથી જે આનંદનુ ભાન થાય છે, તેને જ્ઞાની તો જાણે છે કે, જે એ આનંદ છે તે મારા સ્વરૂપથી અન્ય (ભિન્ન) નથી, કિંતુ તેનો જ આભાસ છે. એથી જ્ઞાનીને વિષયભોગમાં પણ સમાધિ[૭૭] જ છે. અને અજ્ઞાની નથી જાણતો જે મારું જ સ્વરૂપ આનદ છે. પરતુ ( અજ્ઞાની અને જ્ઞાની ) બંનેનો સ્વરૂપાનંદ છે. વિષયે કરી ( આનંદ થાય છે એવી ) કેવળ

૭૬. જ્ઞાનીના વિસ્મરણ વિષે આવો પ્રકાર છે કે જેમ જ્યારે [illegible]કાર વૃત્તિ હોય ત્યારે સ્વપ્નાકારવૃત્તિ હોય નહિ. અને જ્યારે સ્વપ્નાકારવૃત્તિ હોય ત્યારે જાગ્રદાકાર વૃત્તિ હોય નહિ; તેમ જ્ઞાનવાનની બુદ્ધિ પણ જ્યારે આત્માકાર [illegible] ત્યારે અનાત્માકાર હોય નહિ અને જ્યારે અનાત્માકાર [illegible] હોય નહિ. યદ્યપિ એક અંતઃકરણ વિષે એક કાળમાં [illegible] – વિશેષરૂપ બે વૃત્તિઓ હોય છે, તથાપિ બન્ને [illegible] બુદ્ધિ જ્યારે પ્રત્યક્ષાદિ વ્યવહારમાં વિશેષ સંલગ્ન હોય ત્યારે ( [illegible] દેખાય છે;) અને તેને તત્ત્વનુ કંઈક વિસ્મરણ દેખાય [illegible] વ્યવહારથી ઉપરામ થાય ત્યારે તેને પરિપૂર્ણ [illegible]

૭૭. વિષયના અનાદરપૂર્વક સ્વરૂપાનુસંધાન [illegible] ગૌણ સમાધિ કહેવાય છે. [illegible]

અજ્ઞાનીને ભ્રાંતિ થાય છે.

### ૧૨૦ : શિષ્ય ઉવાચ

(તત્ત્વદૃષ્ટિ ગુરુને પૂછે છે કે, જન્મમરણાદિ દુઃખ મારા વિષે નથી તો કોના વિષે છે?)

चोपाई

**हे प्रभु ! परमानंद बखान्यो, मेरो रूप सु मैं पहिचान्यो ।**
**नहि तोमैं भवबंधन लेशा, कह्यो आत पुनि यह उपदेशा ॥ ४३ ॥**
**यामें शंका मुहि यह आवे, जाते तव वच हिय न सुहावे ।**
**नहि मोमैं यह बंधपसारो, कहो कौन तौ आश्रय न्यारो ॥ ४४ ॥**

હે પ્રભુ ! પરમાનંદ વખાણ્યો, મમ રૂપ મેં પિછાણ્યુ (જાણ્યો);
તેમાં નહિ ભવબંધન લેશ, તમે કહ્યો વળી એ ઉપદેશ. ૪૩
એમાં આ શંકા મુજ આવે, જેથી તવ વચન મન ન સુહાવે;
જો મુજમાં નહિ બંધ પ્રસારો, કહો કોણ તો આશ્રય ન્યારો. ૪૪

હે ભગવન્ ! આપે કહ્યું કે, 'તું પરમાનંદસ્વરૂપ છું,' તે મેં સારા પ્રકારે જાણ્યું. અન્ય આપે કહ્યું કે, 'જન્મમરણથી આદિ લઈને સંસારરૂપ દુઃખ તારા વિષે છે નહિ, 'એથી તેની નિવૃત્તિ બને નહિ.' એના વિષે મને શંકા છે. જો જન્માદિક દુઃખ મારા વિષે નથી તો જેનામાં આ સંસાર છે, એવો મારાથી 'ન્યારો' નામ (અન્ય) જુદો આશ્રય આપ કૃપા કરીને બતાવો, કે જેના વિષે સંસારદુઃખ જાણીને પોતા વિષે માનું નહિ. ૪૩,૪૪

### ૧૨૧ : શ્રીગુરુરુવાચ

(ગુરુ ઉત્તર દે છે કે, જન્માદિક દુઃખ કોઈનામાં નથી.)

सोरठो

**सुनहु शिष्य मम बानि, जातै तव शंका मिटै ।**
**है जगकी अति हानि, तो मोमैं नहि और मैं ॥ ४५ ॥**

સુણ શિષ્ય મમ વાણી, જેથી તવ શંકા મટે;
છે જગતની અતિહાનિ*, નહિ તુજ–મુજમાં, અન્યમાં ૪૫

અર્થ સ્પષ્ટ છે.

* નિત્ય–નિવૃત્તિ.

**૧૨૨ : તત્ત્વદષ્ટિરુવાચ**

( પ્રશ્ન : દુઃખ કોઈનામાં નથી તો પ્રતીત કેમ થાય છે ? )

दुहो

**हे भगवन् ! कहुं है नहीं, जन्ममरण जगखेद ।**
**व्है प्रत्यक्ष प्रतीति क्यों ? कहो आप यह भेद ॥ ४६ ॥**

જો ભગવન્ કહિં છે નહિ, જન્મ, મરણ, જગખેદ;
છે પ્રત્યક્ષ પ્રતીત ક્યમ ? કહો આપ એ ભેદ. ૪૬

હે ભગવન્ ! જો જન્મમરણથી આદિ લઈને સંસારદુઃખ મારે વિષે તથા અન્ય વિષે ક્યાંય પણ છે નહિ, તો પ્રત્યક્ષ પ્રતીત કેમ થાય છે? જે વસ્તુ હોય નહિ તે પ્રતીત થાય નહિ. જે વંધ્યાનો પુત્ર અને આકાશ વિષે પુષ્પ છે નહિ, તે પ્રતીત થાય નહિ; તેમ સંસાર પણ ન હોય તો પ્રતીત ન થવો જોઈએ. અને જન્મ આદિથી લઈને સંસાર પ્રતીત થાય છે, એથી 'જન્માદિક સંસારરૂપી દુઃખ છે નહિ.' એ કહેવું બને નહિ. ૪૬

**૧૨૩ : શ્રીગુરુરુવાચ**

( ઉત્તર : આત્માના અજ્ઞાનથી મિથ્યા પ્રતીતિ થાય છે. )

दुहो

**आत्मरूप अज्ञानते, व्है मिथ्या परतीति ।**
**जगत स्वप्न नभनीलता, रज्जुभुजंगकी रीति ॥ ४७ ॥**

આત્મરૂપ અજ્ઞાનથી, મિથ્યા થાય પ્રતીતિ;
જગત, સ્વપ્ન, નભનીલતા, રજ્જુસર્પની રીતિ. ૪૭

જન્માદિક જગત પરમાર્થથી છે નહિ, તોપણ આત્માના બ્રહ્મસ્વરૂપે કરીને અજ્ઞાનથી મિથ્યા પ્રતીત થાય છે; જેમ સ્વપ્નના પદાર્થ, આકાશમાં નીલતા, અને રજ્જુમાં સર્પ, પરમાર્થથી છે નહિ અને મિથ્યા પ્રતીત થાય છે; તેમ જન્માદિક જગત પરમાર્થથી છે નહિ (અને) મિથ્યા પ્રતીત થાય છે. ૪૭

**૧૨૪ : તત્ત્વદષ્ટિરુવાચ**

( મિથ્યા પ્રતીતિ કેવી રીતિએ થાય છે એ વિષે લોકોની જે સમજણ છે તેનો અનુવાદ શિષ્ય કરે છે. )

चोपाई

**मिथ्या सर्प रज्जुमें जैसे, भाख्यो भव आतममैं तैसे ।**
**कैसे सर्प रज्जुमैं भासे, यह संशय मनवुद्धि विनासे ॥ ४८ ॥**

મિથ્યા સર્પ રજ્જુમાં જેમ. ભાખ્યો ભવ આત્મામાં તેમ;
કેમ સર્પ રજ્જુમાં ભાસે? તે સંશય મન, બુદ્ધિ[૭૮] વિનાશે. ૪૮

જેમ રજ્જુમાં સર્પ મિથ્યા છે, તેમ આત્મામાં ભવદુઃખ મિથ્યા કહ્યું; ત્યાં દૃષ્ટાંતના જ્ઞાન વિના દાર્ષ્ટાન્તનું[૭૯] જ્ઞાન થાય નહિ. એથી રજ્જુમાં સર્પ કયે પ્રકારે ભાસે છે. એ દૃષ્ટાંત પ્રશ્નમાં છે. ૪૮

## ૧૨૫: (મિથ્યાપ્રતીતિ વા ભ્રમસ્થાનમાં ચાર મત)
## (તે ચાર ખ્યાતિનાં નામ)

ચોપાઈ

**असत ख्याति पुनि आतमख्याति, ख्याति अन्यथा अरु अख्याती ।**
**सुने चारिमत भ्रमकी ठौरा, मानूं कौन कहौ यहू ब्यौरा ॥ ४९ ॥**

અસત્ખ્યાતિ. વળી આત્મખ્યાતિ, ખ્યાતિ અન્યથા. ને અખ્યાતિ.
ભ્રમસ્થલે સુણ્યા મત ચાર જ, માનુ કિયુ કહો એ સાર જ? ૪૯

જ્યા રજ્જુમા સર્પ અને શુક્તિમાં રૂપું. ઇત્યાદિક ભ્રમ છે ત્યાં ચાર મત સાંભળ્યા છે. શૂન્યવાદી અસત્ખ્યાતિ કહે છે. ક્ષણિકવિજ્ઞાનવાદી આત્મખ્યાતિ કહે છે. ન્યાય અને વૈશેષિકમતમાં અન્યથાખ્યાતિ કહે છે. સાખ્ય અને પ્રભાકર[૮૦] (મતમાં) અખ્યાતિ કહે છે. તેમાં–

---

૭૮. રજ્જુમા સર્પ કેવી રીતિએ દેખાય છે તે હું સમજતો નથી તેથી મનમાં સંશય આવી, 'બુદ્ધિ' નામ નિશ્ચય તેનો નાશ કરે છે.

૭૯ જે અર્થમાં લોકની તથા પરીક્ષકની પણ બુદ્ધિનું સામ્ય છે તે દૃષ્ટાંત કહેવાય છે. અથવા વાદિપ્રતિવાદીની સંપ્રતિપત્તિ (વાદિઉક્તાર્થો–વિષયનું સ્વીકરણ) તેનો અર્થ તે દૃષ્ટાંત (જુઓ પૃ૪. ૧૭૪). દૃષ્ટાંતયુક્ત ઉપમેય તે 'દાર્ષ્ટાંત' સિદ્ધાંત.

૮૦. પૂર્વમીમાંસાના વાર્તિકકાર ભટ્ટપાદનો શિષ્ય. તે વિષે આવી કથા છે· ભટ્ટપાદ અભ્યાસ કરી ઘેર આવતા હતા. માર્ગમાં એ પ્રભાકર બાલકવયમા એક ગામ બહાર રમતો હતો, તેને ભટ્ટપાદે પૂછ્યુ કે, 'ગ્રામ કેટલું દૂર છે?' એ પ્રશ્ન સાભળી પ્રભાકર હસ્યો અને બોલ્યો કે, 'મહારાજ! આપના મુખ અને વેશ ઉપરથી એમ અનુમાન થાય છે કે આપે બહુ વિદ્યાભ્યાસ કર્યો છે, તેમ છતાં આવી સુગમ વાતનુ અનુમાન નથી કરી શકતા એ આશ્ચર્ય છે. જ્યા મારા જેવડાં બાળક રમતાં હોય ત્યાંથી ગામ દૂર કેમ હોય?' પ્રભાકરની બુદ્ધિ જોઈ ભટ્ટપાદ બહુ પ્રસન્ન થયા, અને તેનાં માતાપિતાને કહી પોતાની પાસે ભણાવવા તેને લીધો. અભ્યાસ કરતા બુદ્ધિબળ બહુ વધ્યુ; તે એટલે સુધી કે ગુરુને જેમાં શંકા રહે તેનો પણ કોઈ કોઈ વાર તે નિર્ણય કરી આપે.

## ૧૨૬ : (અસત્ખ્યાતિનો અનુવાદ)

શૂન્યવાદીનો[૮૧] આ અભિપ્રાય છે. રજ્જુદેશમાં સર્પ અત્યંત અસત છે. તેમ અન્ય દેશમાં પણ અત્યંત અસત છે. એમ અત્યંત અસત સર્પની રજ્જુમાં પ્રતીતિ થાય છે, તેને અસતખ્યાતિ કહે છે. અત્યંત અસત્ય સર્પની 'ખ્યાતિ' નામ ભાન અને કથન (તે અસતખ્યાતિ કહેવાય) છે.

## ૧૨૭ : (આત્મખ્યાતિનો અનુવાદ)

(ક્ષણિક) વિજ્ઞાનવાદીનો[૮૨] આ અભિપ્રાય છે. રજ્જુદેશમાં તથા અન્ય દેશમાં. બુદ્ધિની બાહર કહી સર્પ છે નહિ. સર્વ પદાર્થ બુદ્ધિથી ભિન્ન નથી. કિંતુ સર્વ પદાર્થના આકારને બુદ્ધિ જ ધારે છે. (બુદ્ધિ જ પદાર્થરૂપ થાય છે) તે બુદ્ધિ, ક્ષણિકવિજ્ઞાનરૂપ છે ક્ષણક્ષણમાં નાશ અને ઉત્પત્તિને પ્રાપ્ત થાય એવું જે વિજ્ઞાન (બુદ્ધિ). તે જ સર્પરૂપ પ્રતીત થાય છે એને 'આત્મખ્યાતિ' કહે છે. 'આત્મા' નામ ભાન અને કથન (તે આત્મખ્યાતિ કહેવાય) છે.

## ૧૨૮ : (અન્યથાખ્યાતિનો અનુવાદ)

### (પ્રાચ્યનૈયાયિક મત પ્રમાણે)

નૈયાયિકનો અને વૈશેષિકનો આ અભિપ્રાય છે: વલ્મીક (દર–રાફડો) આદિ સ્થાનમાં સાચો સર્પ છે. તેને નેત્રે કરી દેખે છે અને નેત્રમાં દોષ છે તે(દોષ)ના બળથી સન્મુખ (અને) સમીપ (રજ્જુ દેશમાં સર્પ) પ્રતીત થાય છે. યદ્યપિ સાચો સર્પ અને નેત્રના મધ્યમા ભિતિ (ભીંત) આદિ અંતરાય છે, તથાપિ દોષ

---

એક દિવસ ગુરુ એક ગ્રંથ વાંચતા હતા. તેમાં આ પંક્તિ હતી:

'पूर्वंतुनोक्तअधुनापिनोच्यते'

તે વિષે ભ્રાંતિ થઈ તે બહુ સમય સુધી વિચારતાં પણ સ્પષ્ટ થઈ નહી. ભોજનસમય વીતી ગયો. પછી પ્રભાકરે કારણ પૂછ્યું. એ ગુરુએ પંક્તિ દેખાડી. તે વાંચતાં જ સ્પષ્ટ સમજી ગુરુને નિવેદન કર્યું કે, પૂર્વં 'તુ'ના ઉક્તં અધુના 'અપિ'ના ઉચ્યતે.

એથી ગુરુએ પ્રસન્ન થઈ તેને કહ્યુ કે; 'જા (જય) તારો મત ગુરુમત કહેવાશે.' આજ પણ પ્રભાકરનો મત 'ગુરુમત' કહેવાય છે.

૮૧. કારણતાએ સર્વ અભાવમાત્ર વદનાર બુદ્ધધર્મી માધ્યમિક.

૮૨. બુદ્ધધર્મી યોગાચાર.

સહિત નેત્રે કરી, અંતરાય સહિત પણ સર્પ દેખાય છે. અને એમાં કોઈ આવી શંકા કરે, 'દોષથી તો સામર્થ્ય ઘટે છે. વધે નહિ; જેમ જઠરાગ્નિમાં પાચન સામર્થ્ય વાત-પિત્ત-કફ-દોષથી ઘટે છે, તેમ નેત્રમાં પણ તિમિરાદિ દોષથી સામર્થ્ય ઘટવું જોઈએ અને વલ્મીક આદિ સ્થાનમા સ્થિત સર્પનું, દોષ સહિત નેત્રથી જ્ઞાન કહ્યું, ત્યાં શુદ્ધ નેત્રે તો પરદેશમાં સ્થિતનું પ્રત્યક્ષ જ્ઞાન થાય નહિ. અને દોષ સહિત(નેત્ર)થી થાય છે; એથી 'દોષથી નેત્રનું સામર્થ્ય અધિક થાય છે,' એ 'માનવામાં કંઈ દૃષ્ટાન્ત નથી.' તે શંકા બને નહિ; કેમકે કોઈને પિત્તદોષથી એવો રોગ થાય છે કે ચતુર્ગુણ ભોજન કર્યાથી પણ તૃપ્તિ થાય નહિ. જેમ પિત્તદોષથી જઠરાગ્નિમાં પાચન સામર્થ્ય વધે છે, તેમ નેત્રમાં પણ તિમિરાદિ દોષથી પરદેશમાં સ્થિત સર્પને પ્રત્યક્ષ કરવાનું સામર્થ્ય વધે છે. એ રીતિએ વલ્મીક આદિક દેશમા સ્થિત સર્પની 'અન્યથા' નામ બીજા પ્રકારથી સન્મુખ રજ્જુદેશમા જે 'ખ્યાતિ' નામ, ભાન અને કથન, તે અન્યથાખ્યાતિ[૮૩] કહેવાય છે. અને–

## ૧૨૯: (નવીન-નૈયાયિક-મત પ્રમાણે)

ચિંતામણિકાર[૮૪] નૈયાયિકનો આ મત છે: જો દોષ સહિત નેત્રથી વલ્મીકમાં સ્થિત સર્પનું જ્ઞાન થાય તો, વચલા અન્ય પદાર્થનુ જ્ઞાન પણ થવું જોઈએ. (પણ એમ થતું નથી) એથી પરદેશમાં સ્થિત વસ્તુનુ નેત્રે કરી જ્ઞાન થાય નહિ; કિંતુ દોષ સહિત નેત્રે કરી રજ્જુનું નિજરૂપથી ભાન થાય નહિ, સર્પરૂપથી ભાન થાય છે. એથી રજ્જુની જ 'અન્યથા' નામ બીજા પ્રકારથી સર્પરૂપે જે 'ખ્યાતિ' નામ, ભાન અને કથન, તે અન્યથાખ્યાતિ કહેવાય છે.

## ૧૩૦: (અખ્યાતિનો અનુવાદ)

(સાંખ્ય અને મીમાંસા (વા પ્રભાકર) મત પ્રમાણે. અને તેણે કરી ઉપરની ત્રણ ખ્યાતિઓનું ખંડન.)

અને અખ્યાતિવાદીનો આ અભિપ્રાય છે: જો અસતની પ્રતીતિ

---

૮૩. એ મતમાં અન્ય દેશ વિષે સ્થિત વસ્તુની અન્ય દેશમા પ્રતીતિ જ ભ્રાંતિ કહેવાય છે, અર્થાધ્યાસ કિંવા જ્ઞાનાધ્યાસરૂપ ભ્રાંતિ છે નહિ.

૮૪. ચિંતામણિનામક ગ્રંથના કર્તા નવીન નૈયાયિક કહેવાય છે. તેનો મત એ છે· તેમા અન્ય વસ્તુની અન્ય રૂપથી પ્રતીતિ જ્ઞાનાધ્યાસને જ ભ્રાંતિ કહે છે.

હોય તો વંધ્યાપુત્ર અને શશશૃંગની પ્રતીતિ હોવી જોઈએ. (પણ હોતી નથી) એથી અસત્‌ખ્યાતિ અસંગત છે.

ક્ષણિક વિજ્ઞાનનો જ આકાર સર્પાદિક હોય તો, ક્ષણમાત્રથી અધિક કાલ સ્થિર પ્રતીતિ ન હોવી જોઈએ. (પણ તેમ હોય છે) એથી આત્મખ્યાતિ અસંગત છે.

અને અન્યથાખ્યાતિની પ્રથમ રીતિ તો ચિંતામણિના મતથી દૂષિત જ છે; તેમ ચિંતામણિની રીતનો પણ અન્યથાખ્યાતિ મત (છે તે) અસંગત છે, કેમ કે જ્ઞેયને અનુસાર જ્ઞાન હોય છે જ્ઞેય રજ્જુ અને જ્ઞાન સર્પનું, એ કહેવું એ અત્યંત વિરુદ્ધ છે એથી આ રીતિ માનવી યોગ્ય છે:

જ્યાં રજ્જુમાં સર્પ ભ્રમ છે ત્યાં રજ્જુ સાથે નેત્રનો, પોતાની વૃત્તિ દ્વારા, સંબંધ થઈને, રજ્જુનું 'ઇદં'[૮૫] (આ) રૂપથી સામાન્ય જ્ઞાન થાય છે, અને સર્પની સ્મૃતિ થાય છે. 'આ સર્પ છે,' એમા બે જ્ઞાન છે. 'આ' અંશ તો રજ્જુનુ સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે અને 'સર્પ છે' એમ સર્પનું સ્મૃતિરૂપ જ્ઞાન છે. એ રીતિએ 'આ સર્પ છે,' એમા બે જ્ઞાન છે; પરંતુ ભયદોષ પ્રમાતામાં, અને તિમિરદોષ પ્રમાણમાં, તેઓના (એ બે દોષના) બળથી પુરુષને એવો વિવેક નથી થતો જે 'મને બે જ્ઞાન થયાં છે.' યદ્યપિ 'આ' અંશ રજ્જુનું સામાન્ય જ્ઞાન (છે તે) યથાર્થ છે; અને પૂર્વે દેખેલા સર્પનુ સ્મૃતિ-જ્ઞાન પણ યથાર્થ જ છે. તોપણ 'મને બે જ્ઞાન થયા છે, તેમાં રજ્જુનુ સામાન્ય પ્રત્યક્ષજ્ઞાન છે, અને સર્પનું 'સ્મૃતિજ્ઞાન છે,' એમ વિવેક નથી થતો. તે બે જ્ઞાનના અવિવેકને જ સાખ્યપ્રભાકરમતમાં 'ભ્રમ' કહે છે.'

એ જ રીતિ સર્વ ભ્રમસ્થળમા જાણવી. એ રીતિએ રજ્જુ આદિકોમાં સર્પાદિક ભ્રમ જ્યા થાય, ત્યાં ચાર મત સાંભળ્યા છે, તેમાંથી સારો મત હોય તે કહો; તેને હું માનું. (એ શિષ્યનો પ્રશ્ન છે.) ૪૯.

## ૧૩૧: શ્રીગુરુરુવાચ

(એ ચારે મત યુક્તિહીન છે, એમ ખંડન કરીને પાંચમી અનિર્વચનીયખ્યાતિ સિદ્ધ કરે છે.)

૮૫. સંનિકૃષ્ટ અને પ્રત્યક્ષ જે હોય તે

दुहो

**ख्याति अनिर्वचनीय लखि, पंचम तिनतैं और ।**
**युक्तिहीन मत चारि ये, मानहु भ्रमकी ठौर ॥ ५० ॥**

યુક્તિહીન મત ચાર એ, તેથી પંચમ અન્ય;
ખ્યાતિ અનિર્વચનીય છે, ભ્રમસ્થાનમાં માન્ય. ૫૦

હે શિષ્ય! તે ચારે ખ્યાતિથી અન્ય જ ભ્રમસ્થાનમાં પંચમ અનિર્વચનીયખ્યાતિ જાણ. અને અસત્ખ્યાતિ, આત્મખ્યાતિ, અન્યથાખ્યાતિ (અને) અખ્યાતિ, એ ચારે મત યુક્તિહીન છે. જેમ ઉત્તર ઉત્તર મતના નિરૂપણમાં ત્રણે મત અસંગત કહ્યા, તેમ અખ્યાતિમત પણ અસંગત છે.

(અતના અખ્યાતિ મતનું ખંડન સિદ્ધાંતિ કરે છે:)

કેમ કે: 'આ સર્પ છે, એ જ્ઞાનમાં પ્રથમ 'આ' અંશ તો રજ્જુનું સામાન્ય-જ્ઞાન પ્રત્યક્ષ છે; અને 'સર્પ છે' એટલો અંશ પૂર્વદૃષ્ટ સર્પનુ સ્મરણજ્ઞાન છે, એ અખ્યાતિવાદીનો મત છે. ત્યા (કદાપિ) પૂર્વદૃષ્ટ સર્પનુ સ્મરણ જ માનીએ, અને સન્મુખ રજ્જુદેશમાં સર્પનું જ્ઞાન ન માનીએ, તો સન્મુખ રજ્જુથી પુરુષને ભય થઈને ઊલટો ભાગે છે, તે ભય અને ભાગવું ન થવું જોઈએ. એથી:

૧૩૨ સન્મુખ રજ્જુદેશમા જ સર્પની પ્રતીતિ થાય છે; પૂર્વદૃષ્ટ સર્પની સ્મૃતિ નહિ. કિંવા રજ્જુનું વિશેષરૂપથી યથાર્થ જ્ઞાન થયાથી અનંતર એવો બાધ થાય છે કે, 'મને રજ્જુમાં સર્પની પ્રતીતિ મિથ્યા થઈ હતી.' એ બાધથી પણ અને 'આ સર્પ છે,' એમાં એક જ જ્ઞાન પ્રતીત થાય છે, બે નહિ; અને એક કાળમાં, અંતઃકરણથી સ્મૃતિરૂપ અને પ્રત્યક્ષરૂપ બે જ્ઞાન થાય પણ નહિ. એથી અખ્યાતિમત પણ અત્યંત અસંગત છે. એ ચારે મતનુ પ્રતિપાદન અને ખંડન, વિવરણ[૮૬] અને સ્વારાજ્યસિદ્ધિ[૮૭] આદિક ગ્રંથોમાં

---

૮૬. વ્યાસનારાયણ કિંવા બાદરાયણપ્રણીત 'બ્રહ્મસૂત્ર' ઉપર શ્રીશંકરાચાર્યનું 'ભાષ્ય,' તે 'ભાષ્ય' ઉપર પદ્મપાદાચાર્યકૃત 'પંચપાદિકા' અથવા 'વિવરણ-ચતુસૂત્રી' નામે ટીકા છે, તે ટીકા ઉપર પ્રકાશાત્મચરણ(યતિ)કૃત (પંચપાદિકા) વિવરણ' નામે વ્યાખ્યાન છે. અને એ 'વિવરણ' ઉપર 'પંચપાદિકા-વિવરણ-પ્રકાશિકા' નામે નૃસિંહાશ્રમમુનિકૃત ગ્રંથ છે.

૮૭ ગંગાધરસરસ્વતીકૃત છે. તે ઉપર તેમની જ કરેલ 'કૈવલ્યકલ્પદ્રુમ' નામે ટીકા છે.

વિસ્તારે કરી લખ્યુ છે. પ્રતિપાદન અને ખંડનની યુક્તિ કઠિન છે, એથી સંક્ષેપમાં જિજ્ઞાસુને રીતિ જણાવી છે. અમે વિસ્તાર લખ્યો નથી.

## ૧૩૩: અનિર્વચનીય ખ્યાતિથી પ્રતીતિની રીતિ

સિદ્ધાંતમાં અનિર્વચનીય ખ્યાતિ છે. તેની આ રીતિ છે: અંતઃકરણની વૃત્તિ નેત્રાદિ દ્વારા નીકળીને, વિષયના સમાન આકારને પ્રાપ્ત થાય છે. તે(વૃત્તિ)થી વિષયનું આવરણ ભંગ થઈને તે(વિષય)ની પ્રતીતિ થાય છે; ત્યાં (સૂર્યાદિકનો) પ્રકાશ પણ સહાયક હોય છે. (કેમકે) પ્રકાશ વિના પદાર્થની પ્રતીતિ થાય નહિ. જ્યા રજ્જુમા સર્પભ્રમ થાય છે, ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્ર દ્વારા નીકળે પણ ખરી, અને રજ્જુ સાથે તેનો સંબધ પણ થાય, પરતુ તિમિરાદિક દોષ પ્રતિબંધક છે, એથી રજ્જુના સમાનાકાર વૃત્તિનું સ્વરૂપ થાય નહિ, એથી રજ્જુનું આવરણ નાસે નહિ (=ભગ થાય નહિ). એ રીતિએ આવરણભંગનુ નિમિત્ત, વૃત્તિનો (વિષય સાથે) સંબંધ થયાથી પણ, જ્યારે રજ્જુનું આવરણ ભંગ થાય નહિ, ત્યારે રજ્જુ ચેતનમાં સ્થિત અવિદ્યામાં ક્ષોભ (વિકાર) થઈને, તે અવિદ્યા સર્પાકાર પરિણામને પ્રાપ્ત થાય છે. તે અવિદ્યાનું કાર્ય સર્પ સત્[૮૮] હોય, તો રજ્જુના જ્ઞાને તે(સર્પ)નો બાધ થાય નહિ, અને (રજ્જુનું જ્ઞાન થયા પછી તે સર્પનો) બાધ થાય છે, એથી (તે અવિદ્યાનું કાર્ય સર્પ) 'સત્' નથી. અને (તે અવિદ્યાનુ કાર્ય સર્પ) અસત્ હોય તો, વધ્યાપુત્રની પેઠે (તેની) પ્રતીતિ થાય નહિ, અને પ્રતીતિ થાય છે, એથી 'અસત્' પણ નથી, કિંતુ સત્અસતથી વિલક્ષણ અનિર્વચનીય[૮૯] છે. શુક્તિ આદિકોમા રૂપાદિક પણ એ જ રીતિએ

---

૮૮. ત્રિકાલ અબાધ્ય. ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ એ ત્રણે કાળમાં રહે તેને 'સત્' કહે છે; અને એ ત્રણે કાળમાં ન હોય એવુ સ્વરૂપહીન તેને 'અસત્' કહે છે.

૮૯. અનિર્વચનીયનુ શકા સમાધાન અને સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે: સતથી વિલક્ષણ અસત્ છે તે અસતને અસતથી વિલક્ષણ કહેવુ એ વિરુદ્ધ છે. અને અસતથી વિલક્ષણ સત્ છે, સતને સતથી વિલક્ષણ કહેવું એ વિરુદ્ધ છે તેથી સત્ અસતથી ભિન્ન કોઈ તૃતીય પદાર્થ હોય તો 'સત્ અસતથી વિલક્ષણ' એમ કહેવાય, પરતુ તેવા તૃતીય પદાર્થનો અભાવ છે તેથી પરસ્પર વિરુદ્ધ સત્ અસતથી વિલક્ષણ 'અનિર્વચનીય' શબ્દાર્થ અસંગત લાગે છે અને ઉપલબ્ધિ થતી નથી. એવી શંકા છે તેનુ સમાધાન આ છે ત્રિકાલ અબાધ્ય સત્ કહે-

અનિર્વચનીય ઉત્પન્ન થાય છે. તે અનિર્વચનીયની જે 'ખ્યાતિ' નામ પ્રતીતિ અને કથન, તે અનિર્વચનીય ખ્યાતિ કહેવાય છે.

## ૧૩૪: ભ્રમ–સ્વપ્ન–સાક્ષિભાસ્ય છે

જેમ (રજ્જુમાં ભાસેલો) સર્પ અવિદ્યાનો જ પરિણામ છે, તેમ તે(સર્પ)માં જ્ઞાનરૂપ વૃત્તિ પણ અવિદ્યાનો જ પરિણામ છે; અંતઃકરણનો (પરિણામ) નથી; કેમ કે જેમ રજ્જુજ્ઞાનથી સર્પનો બાધ થાય છે, તેમ તે(સર્પ)ના જ્ઞાનનો પણ બાધ થાય છે.

(અંતઃકરણનું જ્ઞાન હોય તો બાધ થવો જોઈએ નહિ.) એથી (સર્પનું) જ્ઞાન પણ સર્પની પેઠે, અવિદ્યાનું કાર્ય સત્–અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે. પરંતુ રજ્જુઉપહિતચેતનમા સ્થિત તમોગુણ–પ્રધાન–અવિદ્યા અંશનો પરિણામ, (રજ્જુમાં ભાસેલો) સર્પ છે, અને સાક્ષીચેતનમા સ્થિત અવિદ્યાના સત્ત્વગુણનો પરિણામ, (રજ્જુમાં ભાસેલા સર્પનું) વૃત્તિજ્ઞાન છે. રજ્જુચેતનની અવિદ્યાનો જે સમયે સર્પાકાર–પરિણામ થાય છે, તે જ સમય સાક્ષી–આશ્રિત–અવિદ્યાનો જ્ઞાનાકાર–પરિણામ થાય છે; કેમ કે રજ્જુચેતનઆશ્રિત–અવિદ્યામાં ક્ષોભનું જે નિમિત્ત (આવરણનુ ભંગ ન થવું તે) છે તે નિમિત્તથી જ સાક્ષીઆશ્રિતઅવિદ્યાઅંશમાં ક્ષોભ થાય છે એથી ભ્રમસ્થળમાં સર્પાદિક વિષય અને તેનું જ્ઞાન, એક જ સમયે ઉત્પન્ન થાય છે; અને રજ્જુઆદિક અધિષ્ઠાનના જ્ઞાનથી એક જ સમયે લીન થાય છે. એ રીતિએ સર્પાદિક ભ્રમ વિષે, બાહ્ય–અવિદ્યા અંશ, સર્પાદિક વિષયનું ઉપાદાન કારણ છે, અને સાક્ષીચેતન આશ્રિત અંતર–અવિદ્યા–અંશ, તે(સર્પાદિક)ના જ્ઞાનરૂપ–વૃત્તિનુ ઉપાદાન કારણ છે.

અને સ્વપ્નમાં તો સાક્ષી આશ્રિત અવિદ્યાનો જ તમોગુણ અંશ, વિષયરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે; અને તે (સાક્ષી આશ્રિત) અવિદ્યામાંનો સત્ત્વગુણ અંશ, જ્ઞાનરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે. એથી સ્વપ્નમાં (સાક્ષી–આશ્રિત) અંતર અવિદ્યા જ વિષય અને જ્ઞાન બન્નેનું

---

વાય છે, તેથી વિલક્ષણ કહેવાથી 'બાધયોગ્ય'નુ ગ્રહણ છે: અને સ્વરૂપહીન વંધ્યાપુત્રાદિક અસત્ કહેવાય છે. તેથી વિલક્ષણ કહેવાથી 'સ્વરૂપવાન્'નુ ગ્રહણ છે. એથી 'બાધયોગ્ય સ્વરૂપવાન્' એવો અર્થ અનિર્વચનીય પદનો છે. તેવા પ્રપંચ અને રજ્જુસર્પાદિક છે. તેની ઉપલબ્ધિ (પ્રતીતિ) વેદાન્તનિપુણ પંડિતોને હોય છે. પં. પી. પુ.

ઉપાદાન કારણ છે એથી જ બાહ્ય રજ્જુસર્પાદિક અને અંતર્ સ્વપ્ન-પદાર્થ, સાક્ષીભાસ્ય કહેવાય છે. (અવિદ્યાની વૃત્તિ દ્વારા જેને સાક્ષી ભાસે, નામ પ્રકાશે. તે (આ સ્થળે) સાક્ષીભાસ્ય[૯૦] કહેવાય છે.)

૧૩૫. (અધ્યાસ વા ભ્રમ એ અવિદ્યાનો પરિણામ અને ચેતનનો વિવર્ત)

રજ્જુ આદિકોમા અનિર્વચનીય સર્પાદિક અને તેનું જ્ઞાન, ભ્રમ કહેવાય છે અને અધ્યાસ કહેવાય છે. તે ભ્રમ (તુલા) અવિદ્યાનો પરિણામ છે અને ચેતનનો વિવર્ત્ત છે. (તેમ આ જગત પણ (મૂલા) અવિદ્યાનો પરિણામ છે અને શુદ્ધચેતનનો વિવર્ત છે.) [ઉપાદાન[૯૧] કારણના સમાન સ્વભાવવાળું અન્યથાસ્વરૂપ પરિણામ કહેવાય છે; અને અધિષ્ઠાનથી (=વિવર્તરૂપકાર્યના ઉપાદાનથી) વિપરીત સ્વભાવવાળું અન્યથાસ્વરૂપ વિવર્ત્ત કહેવાય છે.] (ભ્રમસ્થળમાં ઉપાદાન કારણ અવિદ્યા, તે અનિર્વચનીયા છે, તેમ રજ્જુમા સર્પ અને તેનું જ્ઞાન પણ અનિવર્ચનીય છે, એથી રજ્જુસર્પ અને તેનું જ્ઞાન અવિદ્યાના સમાન સ્વભાવવાળો, (અને) 'અન્યથાસ્વરૂપ' નામ અવિદ્યાથી અન્ય પ્રકારનો આકાર છે, તે અવિદ્યાનો પરિણામ છે. તેમ રજ્જુઅવચ્છિન્ન[૯૨] અધિષ્ઠાન ચેતન, સત્‌રૂપ છે, સર્પ અને તેનુ જ્ઞાન સત્‌થી વિલક્ષણ (અનિર્વચનીય) છે; એથી રજ્જુસર્પ અને તેનુ જ્ઞાન, 'અધિષ્ઠાન ચેતનથી વિપરીત સ્વભાવવાળો,' 'અન્યથાસ્વરૂપ' નામ ચેતનથી અન્ય પ્રકારનો, આકાર છે. (=સ્વઅવસ્થાન ત્યજ્યા વિના અવસ્થાન્તરપ્રાપ્તિ જેની એવા ચેતનનો તે વિવર્ત છે.)

૧૩૬. (ભ્રમસ્થાનમાં વિષયનું અને તેના જ્ઞાનનું ઉપાધિભેદથી અધિષ્ઠાન ભિન્ન છે.)

મિથ્યા સર્પનુ અધિષ્ઠાન રજ્જુઉપહિતચેતન છે, રજ્જુ નહિ;

---

૯૦. રજ્જુસર્પાદિક, સુખદુઃખાદિક, સ્વપ્નપદાર્થાદિક, એ વિષયો પ્રતીતિ-સમકાલ હોવાથી પ્રાતિભાસિક છે; અને તે સાક્ષીભાસ્ય જ કહેવાય છે.

૯૧. સર્વદા કાર્યોમાં અનુગત એવું કારણ કાર્ય સહ અભિન્ન કારણ. જેમ ઘટાદિક પ્રતિ મૃત્તિકા જેથી ઉત્પત્તિ, જેણે કરી સ્થિતિ, અને જેમા લય થાય એવું જે એક કારણ. ન્યાયમતમા એને સમવાયિકારણ કહે છે.

૯૨. સીમાકરણ. અન્યથી ભિન્ન કરી જણાવનાર રજ્જુ તેણે કરી સીમા કરાયલું. રજ્જુ જેટલું.

કેમ કે સર્પની પેઠે રજ્જુ કલ્પિત છે. કલ્પિત વસ્તુ અન્ય કલ્પિતનું અધિષ્ઠાન બને નહિ, એથી રજ્જુઉપહિત ચેતન જ અધિષ્ઠાન છે, રજ્જુ નહિ અને રજ્જુવિશિષ્ટ(ચેતન)ને અધિષ્ઠાન કહીએ, તોપણ રજ્જુ અને ચેતન બંને અધિષ્ઠાન થશે; ત્યા રજ્જુભાગમાં અધિષ્ઠાનત્વ બાધિત[૯૩] છે. એથી રજ્જુઉપહિત ચેતન જ અધિષ્ઠાન છે; રજ્જુ-વિશિષ્ટચેતન નહિ.

તેમ સર્પના જ્ઞાનનું, સાક્ષીચેતન અધિષ્ઠાન છે. એ રીતિએ ભ્રમસ્થાનમાં વિષયનું અને તેના જ્ઞાનનું, ઉપાધિભેદથી અધિષ્ઠાન ભિન્ન છે, એક નહિ. અને વિશેષરૂપથી રજ્જુની અપ્રતીતિ, અવિદ્યામાં ક્ષોભ દ્વારા, બનેની ઉત્પત્તિમાં નિમિત્ત છે, તેમ રજ્જુનું જ્ઞાન બંનેની નિવૃત્તિમા પણ નિમિત્ત કહ્યું છે. એ વિષે—

### ૧૩૭: આવી શંકા થાય છે.

રજ્જુના જ્ઞાનથી સર્પની નિવૃત્તિ બને નહિ; કેમ કે 'મિથ્યા વસ્તુનું જે અધિષ્ઠાન હોય, તે અધિષ્ઠાનના જ્ઞાનથી 'મિથ્યાની નિવૃત્તિ થાય છે,' એ અદ્વૈતવાદનો સિદ્ધાત છે. અને મિથ્યા સર્પનું અધિષ્ઠાન રજ્જુઉપહિત ચેતન છે, રજ્જુ નહિ. એથી રજ્જુના જ્ઞાનથી સર્પની નિવૃત્તિ બને નહિ. એ શંકાનુ.

### ૧૩૮: આ સમાધાન છે.

(રજ્જુનું જ્ઞાન જ સર્પના અધિષ્ઠાનનું જ્ઞાન છે.)

રજ્જુ આદિક જડ પદાર્થનું જ્ઞાન, અંતઃકરણની વૃત્તિરૂપ થાય ત્યા આવરણભંગ વૃત્તિનું પ્રયોજન છે. તે આવરણ અજ્ઞાનની શક્તિ છે. એથી આવરણ જડને આશ્રિત છે નહિ, કિંતુ જડનું અધિષ્ઠાન જે ચેતન, તેને આશ્રિત છે, એથી રજ્જુસમાનાકાર અંતઃકરણની વૃત્તિએ રજ્જુઅવચ્છિન્નચેતનનુ જ આવરણભંગ થાય છે; વૃત્તિમાં જે ચિદાભાસ છે, તેથી રજ્જુનો પ્રકાશ થાય છે. ચેતન સ્વયંપ્રકાશ છે; તેમા આભાસનો ઉપયોગ નથી. એ પ્રક્રિયા સંપૂર્ણ આગળ (અંક ૧૮૭મા) પ્રતિપાદન કરીશું. એ રીતિએ ચિદાભાસ સહિત અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનમા, જે વૃત્તિભાગ, તેનુ આવરણભંગરૂપ ફળ (રજ્જુઉપહિત) ચેતનમાં થાય છે, અને ચિદાભાસભાગનું પ્રકાશ-

૯૩. બાધ થયેલુ. ત્રિકાલ અભાવને અને ત્રિકાલ અભાવના નિશ્ચયને 'બાધ' કહે છે.

રૂપ ફલ રજ્જુમાં થાય છે. એથી વૃત્તિજ્ઞાનનો કેવલ જડરજ્જુ વિષય નથી, કિંતુ અધિષ્ઠાન ચેતન સહિત રજ્જુ, સાભાસ (નામ ચિદાભાસ સહિત) વૃત્તિનો વિષય છે. એ કારણથી સિદ્ધાંત ગ્રંથમાં આ લખ્યુ છે:–'અંતઃકરણજન્ય સર્વ વૃત્તિજ્ઞાન બ્રહ્મને વિષય કરે છે' (=આવરણ ભંગ કરે છે.), એ પ્રકારે રજ્જુજ્ઞાનથી નિરાવરણ થઈને, સર્પના અધિષ્ઠાન–રજ્જુઅવચ્છિન્નચેતનનું પણ, નિજપ્રકાશથી, ભાન થાય છે. એથી રજ્જુનુ જ્ઞાન જ સર્પના અધિષ્ઠાનનું જ્ઞાન છે, તેથી સર્પની નિવૃત્તિ સંભવે છે.

## ૧૩૯: અન્ય શંકા

યદ્યપિ એ રીતિએ સર્પની નિવૃત્તિ રજ્જુના જ્ઞાનથી સંભવે છે, તથાપિ સર્પના જ્ઞાનની નિવૃત્તિ સંભવે નહિ; કેમ કે સર્પનું અધિષ્ઠાન રજ્જુઅવચ્છિન્નચેતન છે; અને સર્પના જ્ઞાનનું અધિષ્ઠાન સાક્ષીચેતન છે. પૂર્વોક્ત પ્રકારથી રજ્જુજ્ઞાનથી રજ્જુઅવછિન્નચેતનનું જ ભાન થાય છે, સાક્ષીચેતનનું (ભાન) નહિ. એથી રજ્જુનું જ્ઞાન થયાથી પણ, સર્પજ્ઞાનનું અધિષ્ઠાન સાક્ષીચેતન અજ્ઞાત છે; અને અજ્ઞાત અધિષ્ઠાનમા કલ્પિતની નિવૃત્તિ થાય નહિ, કિંતુ જ્ઞાત અધિષ્ઠાનમા જ કલ્પિતની નિવૃત્તિ થાય છે. એથી રજ્જુજ્ઞાનથી સર્પજ્ઞાનની નિવૃત્તિ બને નહિ. તે(શંકા)નું—

## ૧૪૦: સમાધાન આ છે.

વિષયને અધીન જ્ઞાન[૯૪] થાય છે. વિષય જે સર્પ, તેની નિવૃત્તિ થતા જ, સર્પના જ્ઞાનની, વિષયના અભાવથી, પોતાની મેળે જ નિવૃત્તિ થાય છે.

૧૪૧. અને જો એમ કહે કે, 'કલ્પિત(જ્ઞાન)ની નિવૃત્તિ અધિષ્ઠાનજ્ઞાન વિના થાય નહિ; અને સર્પનુ જ્ઞાન પણ કલ્પિત છે, તેનું અધિષ્ઠાન સાક્ષીચેતન છે, તે(સાક્ષીચેતન)ના જ્ઞાન વિના કલ્પિત સર્પના જ્ઞાનની નિવૃત્તિ બને નહિ.'

૧૪૨. તેનું સમાધાન આ છે: નિવૃત્તિ બે પ્રકારની હોય છે. એક તો અત્યંત નિવૃત્તિ હોય છે; અને બીજી કારણમાં જે લય તે પણ નિવૃત્તિ કહેવાય છે. (કારણ સહિત કાર્યની નિવૃત્તિ અત્યંત નિવૃત્ત

૯૪. જેમ ઇંધનને અધીન અગ્નિ છે, તેમ ઇંધનરૂપ વિષયને અધીન જ્ઞાન-રૂપ અગ્નિ છે. ઈંધનનો નાશ થયેથી અગ્નિ પ્રતીત થતો નથી.

કહેવાય છે.) સર્વ કલ્પિત વસ્તુનું કારણ, અધિષ્ઠાનને આશ્રિત અજ્ઞાન છે. તે અજ્ઞાન (રૂપ કારણ) સહિત કલ્પિત કાર્ય(વસ્તુ)ની (અત્યંત) નિવૃત્તિ તો, અધિષ્ઠાનજ્ઞાનથી જ થાય છે. પરંતુ કારણમાં લયરૂપ જે નિવૃત્તિ, તે અધિષ્ઠાનજ્ઞાન વિના પણ થાય છે. જેમ સુષુપ્તિ અને પ્રલયમાં સર્વ પદાર્થનો અજ્ઞાનમાં લય, અધિષ્ઠાનજ્ઞાનના વિના થાય છે. ત્યાં સર્વ પદાર્થના લયમાં નિમિત્ત, ભોગનાં સન્મુખ કર્મનો અભાવ છે. તેમ અધિષ્ઠાનસાક્ષીના જ્ઞાન વિના પણ સર્પજ્ઞાનનો (સાક્ષી-આશ્રિત અવિદ્યારૂપ કારણમાં) લય થાય છે. ત્યાં સર્પજ્ઞાનનો વિષય જે સર્પ; તે (સર્પનો) અભાવ સર્પજ્ઞાનના લયમાં નિમિત્ત છે. એ પ્રકારે સર્પની નિવૃત્તિ રજ્જુજ્ઞાનથી થાય છે. અને સર્પજ્ઞાનનો વિષય જે સર્પ તેના અભાવથી, સર્પજ્ઞાનનો લય થાય છે.

૧૪૩. અથવા સર્પ અને તેનું જ્ઞાન બેની નિવૃત્તિ રજ્જુજ્ઞાનથી જ થાય છે; કેમ કે જ્યારે રજ્જુનું પ્રત્યક્ષ જ્ઞાન થાય, ત્યારે અંતઃકરણની વૃત્તિ નેત્ર દ્વારા નીકળીને રજ્જુદેશમાં પ્રાપ્ત થાય છે અને રજ્જુના સમાન વૃત્તિનો આકાર થાય છે. એથી રજ્જુના પ્રત્યક્ષ (જ્ઞાન) સમયે, વૃત્તિઉપહિતચેતન અને રજ્જુઉપહિતચેતન બન્ને એક થાય છે; તેમનો ભેદ રહેતો નથી. એમા આ હેતુ છે: ચેતનનો સ્વરૂપે તો ભેદ કંઈ પણ નથી, કિંતુ ઉપાધિના ભેદે ચેતનનો ભેદ થાય છે. વૃત્તિઉપહિતચેતન અને રજ્જુઉપહિતચેતનના ભેદક ઉપાધિ, વૃત્તિ અને રજ્જુ છે. તે વૃત્તિ અને રજ્જુ ભિન્ન ભિન્ન દેશમાં સ્થિત હોય, ત્યારે તો ઉપાધિવાળા ચેતનનો ભેદ હોય છે; પણ બન્ને ઉપાધિ એક દેશમા સ્થિત હોય, ત્યારે ઉપહિતચેતનનો ભેદ બને નહિ, એ વાર્તા (ધર્મરાજ—અધ્વરીન્દ્રકૃતે) વેદાંતપરિભાષાદિક ગ્રંથોમા લખી છે. ભિન્ન દેશમાં સ્થિત ઉપાધિથી જ ઉપહિતચેતનનો ભેદ થાય છે. એક દેશમાં જ્યારે બન્ને ઉપાધિ પણ સ્થિત હોય, ત્યારે બન્ને ઉપાધિએ ઉપહિત ચેતન પણ એક જ હોય છે. એ પ્રકારથી રજ્જુના પ્રત્યક્ષજ્ઞાન સમયે, રજ્જુઉપહિતચેતન અને વૃત્તિઉપહિતચેતન એક છે. ત્યાં સાક્ષીચેતન જ વૃત્તિઉપહિતચેતન છે; કેમ કે અંતઃકરણ અને તેની વૃત્તિમાં સ્થિત. જે તેમનો પ્રકાશક ચેતનમાત્ર, તે સાક્ષી કહેવાય છે. એ રીતિએ રજ્જુ-જ્ઞાન સમયે, સાક્ષીચેતન અને રજ્જુઉપહિતચેતનનો અભેદ થાય છે. અને રજ્જુઉપહિતચેતનનુ રજ્જુજ્ઞાને કરી ભાન થાય છે, અને રજ્જુ-ઉપહિતચેતનથી અભિન્ન સાક્ષીનું પણ રજ્જુજ્ઞાને કરી ભાન થાય છે.

એ પ્રકારથી રજ્જુજ્ઞાન સમયે, અધિષ્ઠાનસાક્ષીનું ભાન હોવાથી કલ્પિત સર્પજ્ઞાનની નિવૃત્તિ સંભવે છે.

(સર્વ ત્રિપુટીઓના જ્ઞાનમાં અધિષ્ઠાનસાક્ષીનું જ્ઞાન હોય છે.)

૧૪૪. કિંવા (પચદશી નામે ગ્રંથના) કૂટસ્થ દીપમાં વિદ્યારણ્યસ્વામીએ આ પ્રક્રિયા કહી છે: 'આભાસ સહિત અંતઃકરણની વૃત્તિ, ઇંદ્રિય દ્વારા નીકળીને, ઘટાદિક વિષયને પ્રકાશે છે. ઘટાદિક વિષય (જ્ઞેય), અને તેમ આભાસ સહિત વૃત્તિરૂપ તે(ઘટ)નું જ્ઞાન, તથા આભાસ સહિત અંતઃકરણરૂપ જ્ઞાતા એ ત્રણેને સાક્ષી પ્રકાશે છે.'

'આ[૯૫] ઘટ છે' એ રીતિએ આભાસ સહિત વૃત્તિએ ઘટમાત્રનો પ્રકાશ થાય છે. 'હું ઘટને જાણું છું' એ રીતિએ 'હું' શબ્દનો અર્થ જ્ઞાતા, અને જ્ઞેય (જે) ઘટ અને તેનું જ્ઞાન, એ ત્રિપુટીનો સાક્ષીએ કરી પ્રકાશ થાય છે. એ પ્રકારથી સર્વ ત્રિપુટીઓનો પ્રકાશક સાક્ષી છે. સાક્ષી પોતે અજ્ઞાન હોય તો, ત્રિપુટીનુ જ્ઞાન સાક્ષીએ કરી બને નહિ. એથી સર્વ ત્રિપુટીઓના જ્ઞાનમા સાક્ષીનું જ્ઞાન અવશ્ય થાય છે. તે સાક્ષીજ્ઞાનથી સર્પજ્ઞાનની નિવૃત્તિ સંભવે છે. એ પૂર્વ રીતિએ સર્પ અને તેના જ્ઞાનનુ અધિષ્ઠાન ભિન્ન ભિન્ન કહ્યું, તેમાં એટલા શંકાસમાધાન છે. (એ પક્ષમા શંકાસમાધાનરૂપ વિવાદ અન્ય પણ બહુ છે.)

(ભ્રમસ્થાનમાં વિવર્તોપાદાનકારણરૂપ અધિષ્ઠાન સાક્ષી છે.)

૧૪૫. એથી સર્પ અને તે(સર્પ)ના જ્ઞાનનું અધિષ્ઠાન એક જ છે, એ પક્ષ કહીએ છીએ. ત્યા બાહ્ય જે રજ્જુચેતન છે, તેને સર્પ અને તેના જ્ઞાનનું અધિષ્ઠાન કહીએ તો બને નહિ; કેમ કે જેટલાં જ્ઞાન હોય છે તે પ્રમાતા અથવા સાક્ષીને આશ્રિત હોય છે. બાહ્ય જે રજ્જુચેતન, તેને આશ્રિત જ્ઞાન બને નહિ. તેમ સર્પ અને સર્પના જ્ઞાનનું અધિષ્ઠાન, અંતઃકરણઉપહિત સાક્ષીચેતનને માનીએ, તો શરીરના અતર અતઃકરણદેશમા સર્પની પ્રતીતિ જોઈએ, રજ્જુદેશમા સર્પની પ્રતીતિ ન જોઈએ. અંતરઊપજ્યા સર્પની બહિરૂપ્રતીતિ માયાના બળથી માનીએ તો, 'આત્મખ્યાતિમત'ની સિદ્ધિ થશે. (કે

૯૫. એવુ જ્ઞાન તે ન્યાયમતમાં 'વ્યવસાય' જ્ઞાન કહેવાય છે.

૯૬. વ્યવસાયજ્ઞાનનું જે જ્ઞાન તેને ન્યાયમતમા 'અનુવ્યવસાયજ્ઞાન' કહેવાય છે. વેદાંતમતમાં વ્યવસાયજ્ઞાનને 'વૃત્તિજ્ઞાનવિશેષ' કહે છે, અને અનુવ્યવસાયજ્ઞાનને 'સાક્ષીજ્ઞાન' કહે છે. કારણ કે એ જ્ઞાન ત્રિપુટીનું પ્રકાશક છે.

જે ખોટી છે એવું પૂર્વે સિદ્ધ થયું છે.) એ રીતિએ રજ્જુઉપહિતચેતન, (સર્પના) જ્ઞાનનું અધિષ્ઠાન બને નહિ; અને અંતઃકરણઉપહિતચેતન, સર્પનું અધિષ્ઠાન બને નહિ. એથી સર્પ અને તે (સર્પ)-ના જ્ઞાનનું અધિષ્ઠાન એક બને નહિ. તથાપિ રજ્જુની સમીપપ્રાપ્ત જે અંતઃકરણની ઈદમાકારવૃત્તિ (આ છે એવા આકારવાળી વૃત્તિ), તેમાં સ્થિતચેતનને આશ્રિત (જે) અવિદ્યા. (તે અવિદ્યા) સર્પાકાર અને જ્ઞાનાકાર પરિણામને પ્રાપ્ત થાય છે. વૃત્તિઉપહિતચેતનમા સ્થિતા અવિદ્યાનો તમોગુણ અંશ, સર્પનું (પરિણામી) ઉપાદાનકારણ છે; અને તે-(અવિદ્યા)મા જ સ્થિત સત્ત્વગુણઅંશ સર્પના જ્ઞાનનું (પરિણામી) ઉપાદાનકારણ છે. સર્પ અને તેના જ્ઞાનનું, વૃત્તિઉપહિતચેતન અધિષ્ઠાન (=વિવર્તોપાદાન કારણ) છે. વૃત્તિ રજ્જુદેશમાં બહિર્ ગઈ, એથી વૃત્તિઉપહિતચેતન પણ બહિર્ છે; એથી સર્પનો આશ્રય (અધિષ્ઠાન) બને છે. જેટલું અંતઃકરણનું સ્વરૂપ હોય એટલું જ સાક્ષીનું સ્વરૂપ હોય છે. શરીરના અંતરસ્થિત જે અંતઃકરણ, તે જ વૃત્તિસ્વરૂપપરિણામને પ્રાપ્ત થાય છે; એથી વૃત્તિઉપહિતચેતન સાક્ષી છે; એથી (સર્પના) જ્ઞાનનો આશ્રય બને છે. રજ્જુનો જ્યારે સાક્ષાત્કાર થાય, ત્યારે રજ્જુચેતન અને વૃત્તિચેતન બન્ને એક થાય છે. એથી રજ્જુના જ્ઞાનથી સર્પ અને તે(સર્પ)ના જ્ઞાનની નિવૃત્તિ પણ બને છે.

૧૪૬. જ્યાં એક રજ્જુમાં, દશ પુરુષને, કોઈને સર્પ, કોઈને દંડ, કોઈને માલા, કોઈને પૃથ્વીની ફાટ. કોઈને જલની ધારા, એવી રીતિએ ભિન્ન ભિન્ન પ્રતીતિ થાય, અથવા સર્વને સર્પ જ પ્રતીત થાય, ત્યા જે પુરુષને રજ્જુનો સાક્ષાત્કાર થાય છે, તેની વૃત્તિચેતનમાં કલ્પિત અધ્યાસની (મિથ્યા સર્પ અને સર્પજ્ઞાનની) નિવૃત્તિ થાય છે. જેને રજ્જુજ્ઞાન નહિ થાય તેના અધ્યાસની નિવૃત્તિ થાય નહિ. એથી વૃત્તિ(ઉપહિત)ચેતન જ કલ્પિતનુ અધિષ્ઠાન છે. રજ્જુ આદિક વિષય-ઉપહિતચેતન (અધિષ્ઠાન) નહિ. જો રજ્જુઉપહિતચેતનને સર્પ-દંડાદિકનુ અધિષ્ઠાન માનીએ, તો દશ પુરુષોને પ્રતીત જે થાય દશ પદાર્થ તે એકએકને સર્વ પ્રતીત થવા જોઈએ. અને અમારી રીતિએ તો જેની વૃત્તિચેતનમાં જે પદાર્થ કલ્પિત છે, તે તેને જ પ્રતીત થાય; અન્યને નહિ. એ રીતિએ બાહ્યસર્પાદિક અને તેના જ્ઞાનનું વૃત્તિઉપહિતસાક્ષી અધિષ્ઠાન છે. સ્વપ્નના પદાર્થ અને તેમના જ્ઞાનનુ પણ અંતઃકરણઉપહિતસાક્ષી જ અધિષ્ઠાન છે. એ પ્રકારે સત્-અસત્થી વિલ-

ક્ષણ જે અનિર્વચનીયઅવિદ્યાનો પરિણામ, અનિર્વચનીય સર્પાદિક,–તેમની 'ખ્યાતિ' નામ પ્રતીતિ અને કથન; તે 'અનિર્વચનીયખ્યાતિ' કહેવાય છે. ૫૦

## ૧૪૭ : શિષ્યઉવાચ

(આ જગતના આધાર વિષે શિષ્યનો પ્રશ્ન)

दुहो

**यह मिथ्या परतीत व्है, जामैं जगत अपार ।**
**सो भगवान मोकू कहो, को याको आधार ॥ ५१ ॥**

મિથ્યા પ્રતીત થાય આ, જેમા જગત અપાર;
તે ભગવન્! મુજને કહો, કો એનો આધાર. ૫૧

(હે સદ્‌ગુરો! આ અપાર જગત જેમાં મિથ્યા પ્રતીત થાય છે, એવો આ જગતનો આધાર કોણ છે તે મને કહો.)

## ૧૪૮ : શ્રીગુરુવાચ

(મિથ્યા જગતનો આધાર તથા અધિષ્ઠાન તું છું.)

दुहो

**तव निजरूप अज्ञानतैं, व्है मिथ्या जगमान ।**
**अधिष्ठान आधार तू, रज्जु–भुजंग समान ॥ ५२ ॥**

તવ નિજરૂપ અજ્ઞાનથી, થયુ મિથ્યા જગભાન;
અધિષ્ઠાન, આધાર, તુ, રજ્જુ–ભુજગ સમાન ૫૨

હે શિષ્ય! તારું જે 'નિજરૂપે' નામ બ્રહ્મરૂપે કરીને અજ્ઞાન, તેથી મિથ્યા જગત પ્રતીત થાય છે. એથી જગતનો આધાર અને અધિષ્ઠાન તું છું. જેમ રજ્જુના અજ્ઞાનથી મિથ્યા સર્પ પ્રતીત થાય છે, ત્યા મિથ્યા સર્પનો આધાર અને અધિષ્ઠાન રજ્જુ છે. યદ્યપિ મિથ્યા સર્પનું અધિષ્ઠાન મુખ્ય, દ્વિતીય પક્ષમાં, વૃત્તિઉપહિતચેતન છે, અને પ્રથમ પક્ષમા રજ્જુઉપહિતચેતન છે, કોઈ પક્ષમા (એકલુ) રજ્જુ અધિષ્ઠાન નથી. તથાપિ પ્રથમ પક્ષમાં ચેતનમા અધિષ્ઠાનત્વનો ઉપાધિ રજ્જુ છે, એથી સ્થૂલ દૃષ્ટિએ. રજ્જુ અધિષ્ઠાન કહેવાય છે. જેમ મિથ્યા સર્પનું અધિષ્ઠાન તથા આધાર રજ્જુ છે. તેમ મિથ્યા જગતનું અધિષ્ઠાન તથા આધાર તું છું.

૧૪૯. (આત્માનું સામાન્ય વિશેષરૂપ. જે સામાન્યરૂપ છે તે આધાર છે, અને જે વિશેષ રૂપ છે તે અધિષ્ઠાન છે.)

એ સ્થાનમાં આ રહસ્ય છે. જેમ રજ્જુનાં બે સ્વરૂપ છે–એક તો સામાન્યરૂપ છે, એક વિશેષરૂપ છે. સામાન્યરૂપ 'ઇદં' ('આ') છે, અને વિશેષરૂપ 'રજ્જુ' છે. 'આ સર્પ છે,' એ રીતિએ મિથ્યા સર્પ સાથે અભિન્ન (એકરૂપ) થઈને ભ્રાંતિકાલમાં પણ પ્રતીત થાય જે 'આ' રૂપ, તે 'સામાન્યરૂપ' છે, અને જે સ્વરૂપની ભ્રાંતિકાલમા પ્રતીતિ ન થાય, કિંતુ જેની પ્રતીતિ થવાથી ભ્રાંતિ દૂર થાય, તે રજ્જુનુ 'વિશેષરૂપ' છે. તેમ આત્માનાં પણ બે સ્વરૂપ છે, એક સામાન્યરૂપ અને બીજું વિશેષરૂપ, સતરૂપ સામાન્ય (રૂપ) છે. અસગતા, કૂટસ્થતા, નિત્યમુક્તતાદિક, વિશેષરૂપ છે. કેમ કે 'સ્થૂલ સૂક્ષ્મસંઘાત 'છે.' એમા સ્થૂલસૂક્ષ્મસઘાતની ભ્રાતિ સમયે પણ મિથ્યા સંઘાત સાથે અભિન્ન થઈને સત્ (છે) રૂપ પ્રતીત થાય છે. એથી આત્માનું 'સત્'સ્વરૂપ સામાન્ય રૂપ છે. અને સ્થૂલસૂક્ષ્મસંઘાતની ભ્રાંતિ સમયે, આત્માનું અસંગ, કૂટસ્થ, નિત્યમુક્ત સ્વરૂપ પ્રતીત થાય નહિ. કિંતુ અસંગાદિસ્વરૂપ આત્માની પ્રતીતિ થયેથી, સંઘાતભ્રાતિ દૂર થાય છે. એથી અસંગતા, કૂટસ્થતા, નિત્યમુક્તતા, વ્યાપકતાદિક (આત્માનાં) 'વિશેષ રૂપ' છે. સર્વ ભ્રાંતિમા સામાન્ય રૂપ 'આધાર' કહેવાય છે; અને વિશેષ રૂપ 'અધિષ્ઠાન' કહેવાય છે. જેમ સર્પનો આશ્રય જે રજ્જુ, તેનું સામાન્ય 'ઇદં' (આ) સ્વરૂપ સર્પનો આધાર છે, અને વિશેષ 'રજ્જુ' સ્વરૂપ (સર્પનું) અધિષ્ઠાન છે. તેમ મિથ્યા પ્રપંચનો આશ્રય જે આત્મા, તેનુ સામાન્ય સતરૂપ, પ્રપચનો આધાર છે; અને અસંગતાદિ વિશેષરૂપ અધિષ્ઠાન છે. એ રીતિએ આધાર અને અધિષ્ઠાનનો કિંચિત્ ભેદ, સર્વજ્ઞાત્મા[૯૭] નામે મુનિએ (સંક્ષેપશારીરક ગ્રંથમા) પ્રતિપાદન કર્યો છે પર

## ૧૫૦: શિષ્ય ઉવાચ

(જગતના અધિષ્ઠાન આત્માથી દ્રષ્ટા ભિન્ન હોવો જોઈએ.)

દુહો

भगवन् मिथ्या जगतको, द्रष्टा कहिये कौन ।
अधिष्ठान आधार जो, द्रष्टा होय न तौन ॥ ५३ ॥

ભગવન્' મિથ્યા જગતનો, દ્રષ્ટા કો કહિયે ય,
અધિષ્ઠાન, આધાર જે દ્રષ્ટા થાય ન તેય. ૫૩

૯૭. શકરના પ્રશિષ્ય અને દેવેશ્વરના શિષ્ય સર્વજ્ઞાત્મા મુનિ. એમના સમયમા મનુકુલાદિત્ય રાજા હતા

ભાવ આ છે: જગતનો આધાર અને અધિષ્ઠાન આત્મા છે, એથી જગતનો દ્રષ્ટા (દેખનાર) આત્માથી ભિન્ન કહેવો જોઈ એ; જેમ સર્પનો આધાર અને અધિષ્ઠાન જે રજ્જુ, તેનાથી ભિન્ન પુરુષ, સર્પનો દ્રષ્ટા છે. ૫૩

### ૧૫૧: શ્રીગુરુરુવાચ

(સર્વત્ર કલ્પિતનું અધિષ્ઠાન જ દ્રષ્ટા છે.)

चोपाई

**मिथ्या वस्तु जगतमें जे हैं, अधिष्ठानमें कल्पित ते हैं।**
**अधिष्ठान सो द्विविध पिछानहु, इक चेतन दूजो जड जानहु ॥५४॥**
**अधिष्ठान जड वस्तु जहां है, द्रष्टा ताते भिन्न तहां है।**
**जहां होय चेतन आधारा, तहां न द्रष्टा होवे न्यारा ॥ ५५ ॥**

મિથ્યા વસ્તુ જગતમાં જે છે, અધિષ્ઠાનમાં કલ્પિત તે છે;
અધિષ્ઠાન તે દ્વિવિધ પિછાણો, ચેતન એક, બીજું જડ માનો. ૫૪
અધિષ્ઠાન જડ વસ્તુ જહાં છે, દ્રષ્ટા તેથી ભિન્ન તહા છે;
જહાં હોય ચેતન આધાર, તહાં ભિન્ન દ્રષ્ટા નહિ ધાર. ૫૫

ભાવ આ છે: જ્યાં જડ અધિષ્ઠાન હોય, ત્યાં અધિષ્ઠાનથી ભિન્ન દ્રષ્ટા હોય છે. જ્યાં ચેતન અધિષ્ઠાન હોય, ત્યા અધિષ્ઠાન જ દ્રષ્ટા હોય છે, ભિન્ન (દ્રષ્ટા) નહિ. ૫૫.

दुहो

**चेतन मिथ्या स्वमको, अधिष्ठान निर्धार।**
**सोई द्रष्टा भिन्न नहि, तैसें जगत विचार ॥ ५६ ॥**

ચેતન, મિથ્યા સ્વપ્નનું, અધિષ્ઠાન નિર્ધાર;
તેહ જ દ્રષ્ટા, ભિન્ન નહિ; તેમ જ જગત વિચાર. ૫૬

જેમ સ્વપ્નનું અધિષ્ઠાન સાક્ષીચેતન છે, તે જ (સાક્ષીચેતન) સ્વપ્નનો દ્રષ્ટા છે; તેમ જગતનું આત્મા જ અધિષ્ઠાન છે, તે જ (આત્મા) દ્રષ્ટા છે. એ શકા અને સમાધાન, સ્થૂલ દૃષ્ટિએ રજ્જુને સર્પનું અધિષ્ઠાન માનીને કહ્યાં છે. અને સિદ્ધાંતમતમાં તો સર્પનું અધિષ્ઠાન સાક્ષીચેતન છે, તે જ દ્રષ્ટા છે. એથી સર્વ કલ્પિતનો અધિષ્ઠાન જ દ્રષ્ટા છે. શંકાસમાધાન બને નહિ. ૫૬

दुहो

**इम मिथ्या संसार-दुःख, व्है तोमैं भ्रम भान।**
**ताकी कहा निवृत्ति तू, चाहै शिष्य सुजान ॥ ५७ ॥**

એમ મિથ્યા સંસાર-દુઃખ, થાય તુમાં ભ્રમભાન;
તેની શી નિવૃત્તિ તુ, ઇચ્છુ શિષ્ય સુજાન? ૫૭

હે શિષ્ય! એ રીતિએ તું-વિષે સંસારરૂપી દુઃખ મિથ્યા જ ભ્રાંતિથી પ્રતીત થાય છે. તે મિથ્યાની નિવૃત્તિની ઇચ્છા બને નહિ. દૃષ્ટાંત: જેમ બાજીગરે (માયિકે) મંત્રના બળથી કોઈ પુરુષને મિથ્યા શત્રુ દેખાડ્યો હોય, તેને મારવા વિષે તે પુરુષ ઉદ્યોગ નથી કરતો. તેમ મિથ્યા સંસારની નિવૃત્તિની ઇચ્છા બને નહિ. ૫૭

## ૧૫૩: શિષ્ય ઉવાચ

(મિથ્યા સંસાર પણ દુઃખનો હેતુ છે, તેથી
તેની નિવૃત્તિનો ઉપાય ઇચ્છે છે.)

चोपाई

**जग यद्यपि मिथ्या गुरुदेवा, तथापि मैं चाहूं तिहि छेवा।**
**स्वप्न भयानक जाकूं भासै, करि साधन जन जिम तिहि नासै ॥५८**
**यातैं व्है जाते जग हाना, सो उपाय भाषो भगवाना।**
**तुम समान सतगुरु नहि आना, श्रवण फूंक दे बंचक नाना ॥५९**

યદ્યપિ જગ મિથ્યા ગુરુદેવ જ, તથાપિ હુ ઇચ્છુ તે છેદ જ;
સ્વપ્ન ભયાનક જેને ભાસે, કરી સાધન જમ તેને નાશે. ૫૮
એથી થાય જગહાનિ જેણે, કહો ભગવન્ ઉપાય જ તેને;
તમ સમાન સદ્ગુરુ નહિ અન્ય જ, શ્રવણ ફૂંકી દે અન્ય વંચક જ. ૫૯

હે ભગવન્! આપે કહ્યુ જે, 'જગત તારા વિષે મિથ્યારૂપે કરીને છે અને સત્યરૂપે કરીને નથી.' તે યદ્યપિ સત્ય છે, તથાપિ હે ભગવન્! તે મિથ્યારૂપે કરીને, વા જે ઉપાયે કરીને, (જન્મ) મરણાદિક સંસાર મારા વિષે ભાન ન થાય, તે ઉપાય આપ કહો. અને આપે કહ્યું હતું જે, 'મિથ્યાની નિવૃત્તિને અર્થે સાધન જોઈએ નહિ.' તે વાર્તા પણ સત્ય છે. પરંતુ હે ભગવન્! જેને મિથ્યા પદાર્થ પણ દુઃખના હેતુ હોય, તેને એ મિથ્યા પણ સાધને કરી દૂર કરવા યોગ્ય છે. જેમ કોઈ પુરુષને પ્રતિદિન ભયાનક સ્વપ્ન આવતા હોય, તે મિથ્યા પણ છે, પરંતુ તેમને પણ દૂર કરવાને, પાદપ્રક્ષાલન અને

જપ આદિક નાના સાધન ને અનુષ્ઠાન કરે છે. તેમ આ સંસાર મિથ્યા પણ છે. પરંતુ જન્માદિક દુઃખનો હેતુ (સંસાર) મને પ્રતીત થાય છે. એથી સંસારની નિવૃત્તિ ચાહું છું. આપ કૃપા કરીને ઉપાય બતાવો. ૫૯

૧૫૪ : શ્રીગુરુરુવાચ

સોરઠો

सो मैं कह्यो बखानि, जो साधन तैं पूछियो ।
• निज हिय निश्चय आनि, रहै न रंचक खेद जग ॥ ६० ॥

તે મેં કહ્યું વખાણી. જે સાધન તેં પૂછિયું;
નિજ મન નિશ્ચય આણી, રહે ન રંચક ખેદ જગ. ૬૦

હે શિષ્ય! જગતરૂપી દુઃખની નિવૃત્તિનું જે સાધન તેં પૂછ્યું, તે (આત્મજ્ઞાન છે તે) મેં તને પ્રથમ જ (અ. ૧૧૫ અને ૧૨૩માં) કહી દીધું. તે વિષે તું દૃઢ નિશ્ચય કર. તેથી જગતરૂપી ખેદ રહે નહિ. ૬૦

(સંસારની નિવૃત્તિનો ઉપાય આત્મજ્ઞાન છે.)

દુહા

निज आतम अज्ञान तें, है प्रतीत जगखेद ।
नशै सु ताके बोधतैं, यह भाखत मुनिवेद ॥ ६१ ॥
जग मोमें नहि 'ब्रह्ममें' 'अहं ब्रह्म' यह ज्ञान ।
सो तोकूं शिष मैं कह्यो, नहि उपाय को आन ॥ ६२ ॥

સ્વાત્માના અજ્ઞાનથી. થાય પ્રતીત જગ ખેદ;
નાશે તેના બોધથી, એમ વદે મુનિ–વેદ ૬૧
જગત હુંમા નહિ બ્રહ્મ હું, 'અહં બ્રહ્મ' એ જ્ઞાન;
શિષ્ય તને તે મે કહ્યું. અન્ય ઉપાય ન જાણ ૬૨

હે શિષ્ય! પોતાના આત્મસ્વરૂપના અજ્ઞાનથી જગતરૂપી ખેદ પ્રતીત થાય છે, તે આત્મજ્ઞાનથી મટે છે. જે વસ્તુ જેના અજ્ઞાનથી પ્રતીત થાય, તે તેના જ્ઞાનથી મટે છે, એ નિયમ છે. જેમ રજ્જુના અજ્ઞાનથી સર્પ પ્રતીત થાય છે, તે રજ્જુના બોધથી મટે છે; તેમ આત્મજ્ઞાનથી જગત મટે છે. તે આત્મજ્ઞાન અમે કહી દીધુ. 'જગત તો મારા વિષે ત્રણ કાળમાં છે નહિ, કેમકે મિથ્યા છે. જે મિથ્યાવસ્તુ હોય છે તે અધિષ્ઠાનની હાનિ કરે નહિ. જેમ મરીચિકાનું (ઝાંઝવાનું) જે જળ છે, તે પૃથ્વીને ભીની ન કરે; તેમ જગત પ્રતીત પણ થાય

છે પરંતુ મિથ્યા છે; કંઈ મારી હાનિ કરવા વિષે સમર્થ છે નહિ. અને (૯૮બ્રહ્મ હું છું અને) હુ સત્-ચિત્ આનંદરૂપ બ્રહ્મસ્વરૂપ છું.' એવો જે નિશ્ચય, તેનું નામ જ્ઞાન છે. તે જ મોક્ષનું સાધન છે. અન્ય કોઈ નથી. તે જ્ઞાન મેં પ્રથમ ઉપદેશ કરી દીધું. ૬૨

(જ્ઞાનથી જ અજ્ઞાનનો નાશ થાય છે, કર્મઉપાસનાથી નહિ.)

૧૫૫. दुहो

**कर्म उपासनते नहीं, जगनिदान तमनाश ।**
**अंधकार जिम गेहसे, नशै न विन परकाश ॥ ६३ ॥**

કર્મ-ઉપાસનથી નહિ, જગ-નિદાન-તમ-નાશ;
અંધકાર જેમ ગૃહ વિષે, જાય ન વિના પ્રકાશ. ૬૩

હે શિષ્ય! જગતનું 'નિદાન,' નામ ઉપાદાનકારણ (જે) 'તમ' નામ અજ્ઞાન છે, તે અજ્ઞાનના નાશથી (અજ્ઞાનના કાર્યરૂપ) જગતનો પોતાની મેળે નાશ થઈ જાય છે; કેમ કે ઉપાદાનનો નાશ થયા પછી કાર્ય રહે નહિ. તે અજ્ઞાનનો નાશ કેવળ જ્ઞાને કરીને છે, કર્મ અને ઉપાસનાએ કરીને નાશ થતો નથી. કેમ કે અજ્ઞાનનું વિરોધી જ્ઞાન છે; કર્મ ઉપાસના વિરોધી નથી. દૃષ્ટાંત: જેમ ગૃહને વિષે જે અંધકાર છે, તે કોઈ (બીજી) ક્રિયાથી દૂર થાય નહિ, કેવળ પ્રકાશે કરી દૂર થાય છે; તેમ અજ્ઞાનરૂપ જે અંધકાર છે, તે જ્ઞાનરૂપ પ્રકાશે કરી દૂર થાય છે; અન્ય કોઈ સાધને કરી નથી થતો. ૬૩

(એ પ્રકારે ઉપદેશ કરી સંશય હોય તે પૂછવા
શિષ્યને ગુરુ સૂચવે છે.)

दुहो

**भाष्यो शिष उपदेश में, जगभंजक हियधारि ।**
**जो यामें संशय रह्यो, सो तूं पूछ विचारि ॥ ६४ ॥**

કહ્યો શિષ્ય ઉપદેશ મેં, જગભંજક મન ધારી;
જે એમાં સંશય રહ્યો, તે તું પૂછ વિચારી. ૬૪

---

૯૮. અભેદ બોધની દૃઢતા દ્વારા પરોક્ષતા અને પરિચ્છિન્નતા ભ્રાંતિની નિવૃત્તિ અર્થે એ બે વાક્યોમાં ઓતપ્રોત ભાવ દર્શાવ્યો છે. એને (પરસ્પર) અન્વય અથવા વ્યતિહાર પણ કહે છે.

जो याते विपरित स्वरूपा, ताकूं ब्रह्म कहत मुनि भूपा ।
कहो एकता कैसे जानूं, रूप विरुद्ध हिये पहिचानूं ॥ ६९ ॥

પુણ્યપાપનો છું હું કર્તા, જન્મમરણ ને સુખદુખ-ધર્તા;
વળી અનેક ભાતે જગ ભાસે, ચાહું જ્ઞાન અજ્ઞાન જ નાસે. ૬૮
જે એથી વિપરીત સ્વરૂપ, તેને બ્રહ્મ કહે મુનિભૂપ;
કહો એકતા કેમ કરી જાણું, રૂપ વિરુદ્ધ હૃદયમાં માનું. ૬૯

હે ભગવન્! હું પુણ્યપાપનો કર્તા છું. અને તેમનું જે ફળ, જન્મમરણ અને સુખદુઃખ તેમને ધારણ કરું છું અને નાના પ્રકારના જગત મારે વિષે પ્રતીત થાય છે. અને જગતનું કારણ જે અજ્ઞાન છે તેને દૂર કરવાને હું જ્ઞાન ઇચ્છું છું. અને બ્રહ્મ વિષે ન પુણ્ય છે, ન પાપ છે, ન જન્મ છે, ન મરણ છે, ન સુખ છે, ન દુઃખ છે, અન્ય કોઈ ક્લેશ બ્રહ્મ વિષે નથી; અને જ્ઞાનની ઇચ્છા છે નહિ. એથી બ્રહ્મનું અને મારું સ્વરૂપ પરસ્પર વિરુદ્ધ છે; એથી બન્નેની એકતા બને નહિ. યદ્યપિ મારે વિષે પણ જન્માદિક સંસાર પરમાર્થે કરીને છે નહિ; તથાપિ મિથ્યા જે જન્માદિક છે તે મને ભ્રાંતિએ પ્રતીત થાય છે; અને બ્રહ્મમા નથી એથી એટલો ભેદ છે, એકતા બને નહિ. ૬૯

## ૧૫૮: (પ્રમાણુગત સંશય)

चोपाई

सुनहु गुरु दूजो पुनि संशै, जीवब्रह्म एकत्व प्रनंशै ।
एक वृक्षमें सम द्वै पच्छी, फल भोगै इक दूजो स्वच्छी ॥ ७० ॥
भोगसहित परकाश असंगा, वेदवचन यह कहत प्रसंगा ।
कर्मउपासन पुनि बहु भाखै, जीवब्रह्म याते द्वय राखै ॥ ७१ ॥

સુણો ગુરુ બીજો વળી સંશય, જીવબ્રહ્મએકત્વ પ્રણશય;
કહ્યુ વૃક્ષમાં સમ બે પક્ષી, ફળ ભોગે એક બીજો સ્વચ્છ. ૭૦
પ્રકાશ, ભોગરહિત. અસગ, વેદવચન એ કહે પ્રસંગ;
કર્મ-ઉપાસન વળી બહુ ભાખે, જીવ બ્રહ્મ એથી બે રાખે. ૭૧

હે ગુરો! મને એક અન્ય સંશય છે, તે આપ સાંભળો. કેવો એ સશય છે! જેથી જીવબ્રહ્મની એકતાનો નિશ્ચય 'પ્રણંશય' નામ દૂર થઈ જાય (છે). તે સશય હું આપને કહું છુ, આપ સાંભળીને તે સંશયને દૂર કરો. વેદ વિષે મેં એવું દીઠું છે કે, 'એક બુદ્ધિરૂપી વૃક્ષમા બે પક્ષી છે; તે બંને 'સમાન છે. તેઓમાંથી એક તો કર્મનાં

જ્યારે રૂપ તેમનું તુ જાણીશ, ત્યારે નિજ શંકા સઉ ભાગીશ;
એથી સુણ તેનો અબ ભેદ, સુણે જાય જન્માદિક ખેદ. ૭૪

જે તને શંકા થઈ છે, તેમનો 'નિસ્તાર' નામ નિરાકરણ જેથી થાય, તે વિચાર હું કહું છું. તુ સાંભળ. જેમ એક આકાશમાં ચાર ભેદ છે: એક (૧) ઘટાકાશ છે, અને એક (૨) જળાકાશ છે; અને (૩) મેઘાકાશ છે, અને (૪) મહાકાશ છે; તેમ એક ચેતનના ચાર ભેદ છે: એક (૧) કૂટસ્થ છે, અને (૨) જીવ છે, અને (૩) ઈશ્વર છે, અને (૪) બ્રહ્મ છે. એ ચારે ભેદ આકાશની પેઠે, ચેતન વિષે છે. હે શિષ્ય! જ્યારે એમના સ્વરૂપને તું ભલા પ્રકારે પિછાનીશ, ત્યારે પોતાની શકાનું તું પોતે જ સમાધાન જાણી લઈશ. એથી હું એમનું સ્વરૂપવર્ણન કરું છુ. તું સાભળ. જેને સાંભળીને સંશયરહિત જ્ઞાન થઈને જન્માદિક દુઃખનો નાશ થશે. ૭૪

## (ચતુર્વિધ આકાશ)

### ૧૬૦: ઘટાકાશવર્ણન

દુહો

**जलपूरित घटकूं जु दे, जितनो नभ अवकाश।**
**युक्तिनिपुण पंडित कहैं, ताकूं घटआकाश ॥ ७५ ॥**

જલપૂરિત ઘટને જ દેવ યાવત્ નભ અવકાશ;
યુક્તિનિપુણ પડિત કહે, તેને ઘટ–આકાશ.

હે શિષ્ય! જળે ભરેલા ઘટને જેટલુ આકાશ અવકાશ દે છે તેટલા આકાશને પંડિતજન ઘટાકાશ[૯૯] કહે છે. ૭૫

### ૧૬૧: જલાકાશવર્ણન

દુહો

**जलपूरित घटमें जु पुनि, है नभको आभास।**
**घटाकाशयुत विज्ञजन, भाषत जलआकाश ॥ ७६ ॥**

૯૯ અહીં આ શકા છે–(૧) ઘટથી બહિર જે આકાશ છે તે 'મહાકાશ' છે તેથી ભિન્ન ઘટના અંતરમાં જે આકાશ છે તે 'ઘટાકાશ' છે એ ઘટાકાશનુ સુગમ લક્ષણ છે. તે છોડીને,–(૨) જળપૂરિત ઘટને જેટલું મહાકાશ અવકાશ દે તેટલું આકાશ ઘટાકાશ છે, એ રીતિએ લક્ષણ કરવાનુ શું પ્રયોજન છે? એનું આ સમાધાન છે. પ્રથમ (૧) કહ્યા પ્રમાણે લક્ષણ કરીએ તો ઘટના કપાલની જેમાં સ્થિતિ છે તે આકાશને પાચમુ 'કપાલાકાશ' કહેવું પડે તે શાસ્ત્રથી વિરુદ્ધ છે. એથી દ્વિતીય (૨) લક્ષણ કરવુ ઉચિત છે. પ. પી. પુ.

જળપૂરિત ઘટમાં જ વળી, છે નભનો આભાસ;
ઘટાકાશયુત વિજ્ઞ જન ભાખે જળ આકાશ. ૭૬

હે શિષ્ય! જળે ભરેલો જે ઘટ છે, તેને વિષે નક્ષત્રાદિ સહિત (ઉપરના) આકાશનું પ્રતિબિંબ થાય છે, તે (જળ વિના પ્રતિબિંબ થાય નહિ એથી ઘટમાના જળ સહિત) આકાશનુ પ્રતિબિંબ, અને ઘટાકાશ (ઘટ જેમાં રહેલો છે તે અને ઘટના અંતરનું આકાશ) એ બે (આકાશ) મળેલા હોય તો જલાકાશ કહેવાય છે. ૭૬

એના વિષે કોઈ શંકા કરે છે કે:–આકાશનુ પ્રતિબિંબ નથી થતું કિંતુ કેવળ નક્ષત્રાદિકનું જ પ્રતિબિંબ થાય છે; કેમ કે રૂપવાન પદાર્થનું પ્રતિબિંબ થાય છે. આકાશ સ્વરૂપે કરીને રહિત છે, એથી આકાશનું પ્રતિબિંબ બને નહિ એવી શંકા કરે છે તેના સમાધાનના–

दुहा

जो जलमें आकाशको, नहि प्रतिबिंब लखाई।
थोरेमैं गंभीरता, व्है प्रतीत किहिं भाई॥ ७७॥
यातैं जलमें व्योमको, लखि आभास सुजान।
रूपरहित जिमि शब्द ते, व्है प्रतिध्वनिको भान॥७८॥

જો જળમાં આકાશનુ, પ્રતિબિંબ નવ હોય;
થોડામા ગંભીરતા, પ્રતીત થાય ક્યમ સોય? ૭૭
એથી જળમા માનીએ, વ્યોમાભાસ સુજાણ;
જ્યમ રૂપરહિત શબ્દથી, પ્રતિધ્વનિનું ભાન. ૭૮

જો જળ વિષે આકાશનુ પ્રતિબિંબ ન હોય તો જાનુપરિમાણ જળ વિષે, મનુષ્યપરિમાણ ગંભીરતાની જે પ્રતીતિ થાય છે, તે નહિ થવી જોઈએ, (તે ગંભીરતાની પ્રતીતિ થાય છે.) એથી આકાશનું પ્રતિબિંબ અંગીકાર કરવું યોગ્ય છે. અન્ય જે કહે છે કે, 'રૂપરહિત પદાર્થનું પ્રતિબિંબ નથી થતું' તે પણ નિયમ નથી; કેમ કે રૂપરહિત જે શબ્દ છે, તેનો પ્રતિધ્વનિ થાય છે તે શબ્દનું પ્રતિબિંબ છે. એથી રૂપરહિત જે આકાશ છે તેનુ પણ પ્રતિબિંબ બને છે. ૭૮

## ૧૬૨: મેઘાકાશવર્ણન

दुहो

जो मेघ हि अवकाश दे, पुनि तामैं आभास।
तिन दोनोंकूं कहत हैं, बुधजन मेघाकाश॥ ७९॥

જે અવકાશ દે મેઘને, વળી તેમાં આભાસ;
તે બંનેને કહે છે, બુધજન મેઘાકાશ. ૭૯

મેઘ જે વાદળ, (તેઓને જે આકાશ) અવકાશ દે છે, અને મેઘના જળમાં જે (તે મેઘોના ઉપરના) આકાશનું પ્રતિબિંબ છે, તે બન્ને(આકાશ)ને મેઘાકાશ કહે છે. એને વિષે કોઈ શંકા કરે છે, જે મેઘ તો આકાશ વિષે છે, તેઓમાં જળ અને આકાશનું પ્રતિબિંબ, દીઠા વિના કેમ જણ્યુ જાય છે? ૭૯

तेना समाधाननो दुहो

**वर्षत मेघ अनंत जल, उदक सहित इहि हेत ।**
**दक नहि नभ आभासबिन, इमि प्रतिबिंब समेत ॥८०॥**

વર્ષે મેઘ અનંતજલ, સજલ જ હેતુ એથી,
જલ નહિ નભ આભાસ વિણ પ્રતિબિંબ સહ તેથી. ૮૦.

યદ્યપિ મેઘ વિષે, જળ અને આકાશનું પ્રતિબિંબ પ્રત્યક્ષ છે નહિ, તથાપિ અનુમાને કરીને જાણ્યુ જાય છે. મેઘ જે જળની વૃષ્ટિ કરે છે, એથી એવું અનુમાન થાય છે જે, મેઘો વિષે જળ છે. જો મેઘો વિષે જળ ન હોય તો જળની વૃષ્ટિ મેઘોથી ન થાય. અને મેઘો વિષે જળ છે; તે આકાશના પ્રતિબિંબ સહિત છે; કેમ કે જળ હોય છે તે આકાશના પ્રતિબિંબ વિના નથી હોતું. એથી મેઘો વિષે જે જળ છે, તે પણ આકાશના પ્રતિબિંબવાળું છે. એ રીતિએ મેઘ વિષે, જળ અને આકાશના પ્રતિબિંબનું અનુમાન થાય છે. ૮૦

## ૧૬૩: મહાકાશવર્ણન

दुहो

**वाहिर भीतर एक रस, व्यापक जो नभरूप ।**
**महाकाश ताकूं कहैं, कोविद बुद्धि अनूप ॥८१॥**

બાહ્યાભ્યંતર એકરસ, વ્યાપક જે નભરૂપ,
મહાકાશ તેને કહે, કોવિદ બુદ્ધિ અનૂપ. ૮૧

(બ્રહ્માંડના) બહિર્ અને અંતર્ સર્વત્ર એકરસ વ્યાપક જે 'નભ (રૂપ)' નામ આકાશનું સ્વરૂપ છે, તેને 'અનૂપ' નામ અદ્ભુત બુદ્ધિમાન પંડિત મહાકાશ કહે છે. ૮૧

## ૧૬૪: ચતુર્વિધ ચેતન

दुहो

**चतुर्भांति नभके कहे, लक्षन श्रुति अनुसार ।**
**अब चेतनके शिष्य सुन, जासूं लहै विचार ॥ ८२ ॥**

ચાર ભાતિ નભના કહ્યાં, લક્ષણ શ્રુતિ અનુસાર;
અબ ચેતનના શિષ્ય સુણ, જેથી મળે વિચાર. ૮૨

હે શિષ્ય! ચાર પ્રકારનાં આકાશનાં લક્ષણ કહ્યાં. હવે ચાર ભાતિનાં ચેતનનાં લક્ષણ સાભળ; જેઓને સાંભળેથી 'વિચાર' નામ વિચારનું ફળ જ્ઞાન પ્રાપ્ત થાય. ૮૨

## ૧૬૫: (ઘટાકાશ સમાન) કૂટસ્થ[100](ચેતન)વર્ણન

दुहो

**मति वा व्यष्टि अज्ञानको, अधिष्ठानचैतन्य ।**
**घटाकाश सम मानिये, सो कूटस्थ अजन्य ॥ ८३ ॥**

મતિ વા વ્યષ્ટિ અજ્ઞાનનુ[101] અધિષ્ઠાન ચેતન્ય;
ઘટાકાશ સમ માનિયે, તે કૂટસ્થ અજન્ય. ૮૩

બુદ્ધિ(નું) અથવા વ્યષ્ટિજ્ઞાનનું જે અધિષ્ઠાનચેતન છે, તે કૂટસ્થ કહેવાય છે. જે પક્ષમાં બુદ્ધિ સહિત ચેતન જીવ છે, તે પક્ષમાં બુદ્ધિનું (જે) અધિષ્ઠાન (છે તે) 'કૂટસ્થ' કહેવાય છે; અને જે પક્ષમાં વ્યષ્ટિઅજ્ઞાન સહિત ચેતન જીવ કહેવાય છે, તે પક્ષમાં વ્યષ્ટિઅજ્ઞાનનું જે અધિષ્ઠાન છે, તે કૂટસ્થ કહેવાય છે. આ સ્થાનમાં આ સિદ્ધાંત છે: જીવત્વનું જે વિશેષણ છે તેના અધિષ્ઠાનનું નામ કૂટસ્થ કહેવાય છે. તે કૂટસ્થ 'અજન્ય' છે (નામ) ઉત્પત્તિથી રહિત છે. એનો અભિપ્રાય આ છે: બ્રહ્મથી ભિન્ન જેમ ચિદાભાસ ઉત્પન્ન થાય છે તેમ, આ ઉત્પન્ન નથી થયો કિંતુ બ્રહ્મરૂપ જ છે. જેમ ઘટાકાશ મહાકાશથી ભિન્ન નથી થઈ ગયું, કિંતુ મહાકાશરૂપ છે. એ જે કૂટસ્થ છે તે જ આત્મપદનો લક્ષ્યાર્થ છે; અને એને જ પ્રત્યક્ (આત્મા) કહે છે; અને એને જ નિજરૂપ કહે છે; અને એ જ જીવસાક્ષી છે. ૮૩

---

૧૦૦. કૂટસ્થના પર્યાય:—આત્મપદનો લક્ષ્યાર્થ, પ્રત્યગાત્મા. નિજરૂપ, જીવસાક્ષી અન્તમા કહેશે.

૧૦૧. વ્યષ્ટિ એ જ અજ્ઞાન, પ્રતિબિંબગત અંશ—અજ્ઞાન.

## ૧૬૬: (જળાકાશ સમાન) જીવ(ચેતન)વર્ણન

દુહો

**काम कर्मयुत बुद्धिमैं, जो चेतन प्रतिबिंब ।**
**जीव कहै विद्वान तिहिं, जलनभतुल्य सबिंब ॥८४॥**

કામકર્મયુત બુદ્ધિમાં, જે ચેતન-પ્રતિબિંબ;
તેને જીવ વિદ્વાન કહે, જલનભતુલ્ય સબિંબ. ૮૪

નાના કામ (વાસના) અને (અદષ્ટ) કર્મ સહિત જે બુદ્ધિ છે, તેમાં જે ચેતનનું પ્રતિબિંબ છે, તેને 'વિદ્વાનો' નામ જ્ઞાનીઓ જીવ કહે છે. તેઓ કેવળ પ્રતિબિંબ માત્રને જીવ નથી કહેતા; કિંતુ જેમ ઘટાકાશ સહિત આકાશના પ્રતિબિંબને જલાકાશ કહે છે, તેમ 'સબિંબ' નામ બિંબ જે કૂટસ્થ તે સહિત ચિદાભાસને જીવ કહે છે. એથી આ સિદ્ધાંત થયો. બુદ્ધિમાં જે ચિદાભાસ (૧) અને બુદ્ધિનું અધિષ્ઠાન ચેતન (૨) એ બેનું નામ જીવ[૧૦૨] છે. ૮૪

દુહો ૧૬૭

**अधिष्ठान कूटस्थसे, व्है आभास बहाल ।**
**रक्तपुष्प उपर धर्यो, स्फटिक होइ जिमि लाल ॥८५॥**

અધિષ્ઠાન કૂટસ્થથી, થાય 'આભાસ' બહાલ;
રક્તપુષ્પ ઉપર ધર્યો, સ્ફટિક થાય જમ લાલ ૮૫

પૂર્વ દુહા વિષે, બિંબ જે કૂટસ્થ, તે(કૂટસ્થ)સહિત આભાસને જીવ કહ્યો, એથી આ પ્રતીતિ થાય છે. જે બુદ્ધિમાં પ્રતિબિંબ છે તે

૧૦૨. વિચિત્રવૃત્તિઓના શિષ્યોને સુગમતા સારુ જીવનાં અનેક લક્ષણ કરાય છે. સ્થૂલદેહરૂપ ઘટમા નખશિખાપર્યંત ભરેલુ બુદ્ધિરૂપ જળ છે, તે બુદ્ધિરૂપ જળમાં ચેતનનુ પ્રતિબિંબ (૧) અને કૂટસ્થ (૨) એ ઉભયનુ નામ જીવ છે.

પંચદશીમા, બુદ્ધિ (૧) અને તેમાં સ્થિત ચિદાભાસ (૨) અને એ બન્નેનું અધિષ્ઠાન કૂટસ્થ ચૈતન્ય (૩) એ ત્રણના સમૂહને જીવ કહ્યો છે.

ચિદાભાસ સહિત બુદ્ધિવિશિષ્ટ કૂટસ્થચેતન એ જીવ છે. કિંવા ચિદાભાસયુક્ત અંતઃકરણ સહિત કૂટસ્થચૈતન્ય, એ જીવ છે. અથવા અવિદ્યા અંશ અને તેમાં સ્થિત ચિદાભાસ અને તેમનુ અધિષ્ઠાનકૂટસ્થ એ મળીને જીવ છે

ઈષત્ (કિંચિત્) ઉદ્ભૂત રજસ્તમથી મલિનસત્ત્વપ્રધાના માયા (અવિદ્યા) જે માયીને (સ્વનિષ્ઠ ચિદાભાસને) વશ કરે છે તે વશીકૃત ચૈતન્ય એ 'જીવ' તે સંસારી કર્તા, ભોક્તા, સયોગી ઇત્યાદિ કહેવાય છે.

કૂટસ્થનું છે, અને બહિરના બ્રહ્મચેતનનું નહિ; કેમ કે જેનું પ્રતિબિંબ હોય તે બિંબ કહેવાય છે. તે કૂટસ્થને બિંબ કહ્યો, એથી તેનું પ્રતિબિંબ છે, એ પ્રતીતિ થાય છે. તે આ દુહાએ કરી પ્રતિપાદન કરે છે. જેમ મોટા લાલ પુષ્પ ઉપર મૂકેલો જે શ્વેત સ્ફટિક (પારદર્શક પથ્થર) છે, તે વિષે પુષ્પની લાલીની ધમક હોય છે, તે (ધમક) લાલ પુષ્પનું પ્રતિબિંબ છે; તેમ કૂટસ્થને આશ્રિત જે બુદ્ધિ, તે (બુદ્ધિ) વિષે કૂટસ્થના પ્રકાશની ધમક હોય છે. (જેમ સ્ફટિક અત્યંત ઉજ્જ્વલ છે, તેમ બુદ્ધિ પણ અત્યંત શુદ્ધ છે; કેમ કે બુદ્ધ સત્ત્વગુણનું કાર્ય છે) એથી કૂટસ્થની ધમકનું નામ પ્રતિબિંબ છે.

અથવા બ્રહ્મચેતનનું પ્રતિબિંબ છે. જેમ મહાકાશનું ઘટના જલમાં પ્રતિબિંબ થાય છે, અને (ઘટના) અંતરના આકાશનું નહિ, કેમ કે જેટલી ગંભીરતા જળ વિષે પ્રતીત થાય છે, એટલી ગંભીરતા અંતરના આકાશમાં છે નહિ. તે ગંભીરતા આકાશનું પ્રતિબિંબ છે, એથી તે બહિરના (મહા)આકાશનું પ્રતિબિંબ છે.

જે આ કહે છે, 'વ્યાપક ચેતનનું પ્રતિબિંબ બને નહિ;' તે શંકા આકાશના દૃષ્ટાંતથી દૂર થાય છે; કેમ કે જેમ આકાશ પણ વ્યાપક છે; અને તેનું પ્રતિબિંબ થાય છે. તેમ વ્યાપકચેતનનું પણ પ્રતિબિંબ બને છે.

અને જે કહે છે કે, 'રૂપવાન પદાર્થનું રૂપવાન પદાર્થમાં પ્રતિબિંબ થાય છે,' તે પણ નિયમ છે નહિ; કેમ કે રૂપરહિત શબ્દનું રૂપરહિત આકાશમાં પ્રતિબિંબ થાય છે. એ પૂર્વે કહી આવ્યા એથી ચેતનનું પ્રતિબિંબ બને છે.

એ રીતિએ બુદ્ધિમાં આભાસ અને બુદ્ધિનું અધિષ્ઠાનચેતન એ બન્નેનું નામ જીવ છે, એમ કહ્યું; તે જીવ, ત્વ પદનો વાચ્ય[૧૦૩] (અર્થ) કહેવાય છે; અને તેમાથી ચિદાભાસનો (બુદ્ધિમાનો આભાસ) ત્યાગ કરીને કેવળ જે કૂટસ્થ છે તે ત્વંપદનો લક્ષ્ય[૧૦૪] (અર્થ) કહેવાય છે. અને અહં શબ્દનો વાચ્ય પણ જીવ છે; કેવળ કૂટસ્થ લક્ષ્ય છે.

દુહા : ૧૬૮

**बुद्धिमांहि आभास जो, पुन्यपापफलभोग।**
**गमन–आगमन सो करे, नहि चेतनमें जोग ॥ ८६ ॥**

---

૧૦૩. તું એ પદનો વાણીએ કરી સાક્ષાત્ જાણવા યોગ્ય અર્થ.
૧૦૪. શબ્દનો પરંપરાસંબંધ જે લક્ષણા તેણે કરી જાણવા યોગ્ય અર્થ.

मिथ्या नभ घट संघ ज्यों, लहै क्रिया बहु भांति ।
घटाकाश अक्रिय सदा, रहै ऐकरस शांति ॥८७॥

બુદ્ધિમાંહી આભાસ જે, પુણ્ય પાપફલ-ભોગ;
ગમન આગમન તે કરે, નહિ ચેતનમાં યોગ. ૮૬

મિથ્યા જ્યમ ઘટસંગ નભ, કરે ક્રિયા બહુભાત;
(પણ) ઘટાકાશ અક્રિય સદા, રહે એકરસ શાંત. ૮૭

યદ્યપિ જીવ (એ) નામ ચિદાભાસ અને કૂટસ્થ બંનેનું છે, તથાપિ જીવત્વના જે ધર્મ છે, તે સર્વ આભાસ વિષે છે. પુણ્ય અને પાપ, અને પુણ્યપાપનાં ફળ—સુખદુઃખ, અને લોકાંતર વિષે ગમન, અને આ લોક વિષે આગમન,–એ આદિ લઈ ને સર્વ, આભાસ સહિત બુદ્ધિ કરે છે; અને કૂટસ્થ નથી કરતો. કૂટસ્થ વિષે કેવળ ભ્રાંતિએ (ભ્રાન્તિમાનને) પ્રતીતિ થાય છે. તે ભ્રાંતિએ પ્રતીતિ પણ બુદ્ધિ સહિત આભાસને થાય છેઃ કૂટસ્થને નહિ. કેમ કે 'કૂટ' જે લુહારની એરણ, તેની પેઠે નિર્વિકારરૂપે 'સ્થિત' હોય, તે કૂટસ્થ કહેવાય છે. અથવા 'કૂટ' નામ મિથ્યા જે બુદ્ધિ અને ચિદાભાસ, તેમના વિષે અસંગ રૂપથી 'સ્થિત' હોય, તે કૂટસ્થ કહેવાય છે. એથી કૂટસ્થ વિષે ભ્રાંતિ આદિક બને નહિ, કિંતુ ચિદાભાસમાં બને છે.

૧૬૯. અને અત્યંત વિચારે કરી દેખીએ તો, પુણ્ય–પાપ, સુખ–દુઃખ, લોકાતરમાં ગમન અને આગમન, કેવળ બુદ્ધિમાં છે, આભાસમાં પણ નહિ; બુદ્ધિના સંયોગે કરી અભાસમાં છે. જેમ જળ સહિત જે ઘટ છે, તે વાંકો થાય છે અને સીધો થાય છે, અને જાય છે, આવે છે, અને તેના સબધે કરી આકાશનો આભાસ સંપૂર્ણ ક્રિયા કરે છે, અને (આભાસ) સ્વતત્ર કશું પણ નથી કરતો; તેમ કામકર્મરૂપી જળથી ભર્યો જે બુદ્ધિરૂપી ઘટ છે, તે પુણ્યથી આદિ લઈને સપૂર્ણ વિકાર ધારે છે, અને તેના સંબંધે કરી ચિદાભાસ ધારે છે, પણ કૂટસ્થ[૧૦૫] સર્વ વિકારથી રહિત છે જેમ જલપૂરિત ઘટના વિકારથી રહિત ઘટાકાશ છે, તેની

૧૦૫. જેમ લોહની કડાઈમા તપાવ્યું જે તૈલ તેમાં આકાશનુ પ્રતિબિંબ હોય છે, એ સમય અગ્નિનો તાપ તલને જ છે, તદ્ગત આકાશના પ્રતિબિબને નથી. તો તૈલપૂરિત કડાઈના અધિષ્ઠાનરૂપ આકાશને તો ક્યાથી જ હોય. તેમ પુણ્યપાપાદિરૂપ જે સંસાર છે તે કેવળ બુદ્ધિમાં છે. આભાસમાં પણ નથી, તો તેમનુ અધિષ્ઠાન કૂટસ્થમાં તો ક્યાંથી જ હોય પરંતુ તેની કૂટસ્થમા પ્રતીતિ એ અજ્ઞાનકૃતા ભ્રાંતિ છે. પં. પી. પું.

પેઠે કૂટસ્થને જાણ, એથી જીવત્વના ધર્મ ચિદાભાસમાં છે; તથાપિ અજ્ઞાને કરી કૂટસ્થમાં પ્રતીત થાય છે. એથી બુદ્ધિ વિષે કૂટસ્થ સહિત જે ચિદાભાસ તે જીવ કહેવાય છે. ૮૭

૧૭૦. એ જે જીવનું સ્વરૂપવર્ણન કર્યું, એને વિષે પ્રાજ્ઞની હાનિ થાય છે; કેમ કે જે સુષુપ્તિના અભિમાની જીવનું નામ પ્રાજ્ઞ છે, તે સુષુપ્તિ વિષે બુદ્ધિનો અભાવ થાય છે એથી બુદ્ધિમાં આભાસ પણ બને નહિ. એથી પ્રાજ્ઞના સ્વરૂપનું પ્રતિપાદક જે શાસ્ત્ર છે, તેનો વિરોધ થશે. એ કારણથી જીવનું સ્વરૂપ બીજું પ્રતિપાદન કરે છે.

(વ્યષ્ટિ અને સમષ્ટિ અજ્ઞાન)

दुहो

**अथवा व्यष्टिअज्ञानमें, जो चेतन आभास।**
**अधिष्ठान कूटस्थयुत, कहै जीवपद तास॥८८॥**

વા વ્યષ્ટિ અજ્ઞાનમાં, ચિદાભાસ જે રેહ;
અધિષ્ઠાન કૂટસ્થયુત, જીવ પદ તેને કેહ. ૮૮

(પ્રત્યેક જીવસંબંધી) અજ્ઞાનના અંશનું નામ વ્યષ્ટિ–અજ્ઞાન કહેવાય છે; અને સંપૂર્ણ અજ્ઞાનનું નામ સમષ્ટિ–અજ્ઞાન છે. તે અજ્ઞાનના અંશ વિષે જે ચેતનનો આભાસ, અને અજ્ઞાનના અંશનું અધિષ્ઠાન જે કૂટસ્થ છે, તે બંનેને જીવપદ કહે છે. એથી પ્રાજ્ઞનો અભાવ નથી થતો; કેમ કે સુષુપ્તિ વિષે અજ્ઞાન રહે છે. સુષુપ્તિ વિષે ચેતનના પ્રતિબિંબ સહિત જે અજ્ઞાનનો અંશ છે, તે જ બુદ્ધિરૂપને પ્રાપ્ત થાય છે, અને ચેતનનું પ્રતિબિંબ સાથે જ હોય છે. તે ચિદાભાસ સહિત બુદ્ધિમા પુણ્યાદિક સંસાર પ્રતીત થાય છે. એ અભિપ્રાયે કરી શાસ્ત્રો વિષે ક્યાંક બુદ્ધિને જ જીવત્વનો ઉપાધિ વર્ણન કરાયો છે, પણ વિચારદૃષ્ટિએ જીવત્વનો ઉપાધિ અજ્ઞાન[૧૦૬] છે. ૮૮

**૧૭૧: (મેઘાકાશ સમાન) ઈશ્વર(ચેતન)વર્ણન**

दुहो

**चिद्छाया माया विषे, अधिष्ठान संयुक्त।**
**मेघव्योम सम ईश सो, अंतर्यामी मुक्त॥८९॥**

---

૧૦૬. એ જીવનુ લક્ષણ છે. એમાં બુદ્ધિ કિંવા બુદ્ધિના સંસ્કારરૂપ ઘટ છે, તેમાં વ્યષ્ટિઅજ્ઞાનરૂપ જળ ભર્યું છે, તેમાં ચેતનનું પ્રતિબિંબ છે અથવા વ્યષ્ટિઅજ્ઞાનરૂપ ઘટ છે, તેમાં મલિન સત્ત્વરૂપ જલ ભર્યું છે, તેમાં ચેતનનું પ્રતિબિંબ છે, તે અધિષ્ઠાનચેતન સહિત જીવ કહેવાય છે. પં. પી. પુ.

ચિદ્-છાયા માયા વિષે, અધિષ્ઠાન સંયુક્ત;
મેઘવ્યોમ સમ ઈશ તે, અંતર્યામી, મુક્ત. ૮૯

માયા[૧૦૭] વિષે, જે ચેતનની છાયા નામ (માયા સહિત) આભાસ, અને માયાનું અધિષ્ઠાન ચેતન, (એ) બંનેને ઈશ્વર કહે છે. તે ઈશ્વર મેઘાકાશ સમ છે. તે ઈશ્વર અંતર્યામી છે, કેમ કે સર્વને અંતરપ્રેરણા કરે છે, એથી અંતર્યામી છે; અને સદામુક્ત છે, કેમ કે તેને પોતાના સ્વરૂપમાં આવરણ નથી, એથી જન્મમરણાદિક બંધની પ્રતીતિ નથી, એ હેતુથી ઈશ્વર નિત્યમુક્ત છે: અને (ઈશ્વર) સર્વજ્ઞ છે; (કેમ કે) સર્વે પદાર્થોને જાણવાવાળો છે. તેને વિષે આ હેતુ છે: માયા વિષે શુદ્ધસત્ત્વગુણ છે. (તમોગુણ અને રજોગુણથી દબાયલો સત્ત્વગુણ ન હોય કિંતુ તમોગુણ અને રજોગુણને પોતે દબાવવાવાળો હોય તે શુદ્ધસત્ત્વગુણ કહેવાય છે.) સત્ત્વગુણથી જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, એથી પ્રકાશસ્વભાવવાન સત્ત્વગુણ છે. એવી સત્ત્વગુણવતી માયા વિષે જે ચેતનનો આભાસ તેને સ્વરૂપ વિષે અથવા અન્ય પદાર્થ વિષે આવરણ સંભવે નહિ; એથી (ઈશ્વર) મુક્ત છે અને સર્વજ્ઞ છે.[૧૦૮] (કેમકે-)

અધિષ્ઠાન જે ચેતન છે, તે તો જીવ અને ઈશ્વર બંનેને વિષે બંધમોક્ષ ભેદથી રહિત છે. (તે અધિષ્ઠાનચેતન) આકાશના સમાન એકરસ છે. પરંતુ આભાસ અંશ વિષે બંધમોક્ષ છે, અધિષ્ઠાન વિષે,

---

૧૦૭. अन्यथाभानहेतुत्वादिय मायेति कीर्तिता ॥ १८ ॥
आत्मतत्त्वतिरस्कारात् तम इत्युच्यते बुधै. ।
विद्यानाश्यत्वतोऽविद्या मोहस्तत्कारणत्वत. ॥ १९ ॥
मद्वैलक्षण्यदृष्ट्येयमसदित्युदिता बुधै· ।
कार्यनिष्पत्तिहेतुत्वात्कारणं प्रोन्यते बुधै ॥ २० ॥
સ્કંદપુરાણાન્તર્ગતા સૂતસંહિતા પ્રથમખંડ. અ. ૮.

અન્યથાભાનનો હેતુ હોવાથી એ 'માયા' એમ કહેવાય છે, આત્મતત્ત્વના તિરસ્કાર (આવરણ ઢાંકવા)થી 'તમ' એમ બુદ્ધિમાનોએ કહેવાય છે, વિદ્યાએ કરી નાશ થવા યોગ્ય હોવાથી 'અવિદ્યા,' તે(આવરણ)નું કારણ હોવાથી 'મોહ,' સત્‌થી વિલક્ષણતાની દૃષ્ટિએ 'અસત્' એમ બુદ્ધિમાનોએ કહેવાય છે. કાર્યની નિષ્પત્તિ(ઉત્પત્તિ)નો હેતુ હોવાથી 'કારણ' (પ્રકૃતિ) કહેવાય છે.

૧૦૮. ઈશ્વરની માયા ઉપાધિ છે તે પારદર્શક કાચના અતિમહાન ગૃહ જેવી છે. જેમાંથી સર્વ જોઈ-જાણી શકાય છે: જીવોનું અજ્ઞાન ઉપાધિ છે તે આવરક બહુ જ નાના મૃત્તિકાના ઘટ જેવું છે, જેમાથી સર્વ જાણી શકાતું નથી.

આભાસને ભ્રાંતિએ કરી (બંધમોક્ષ) પ્રતીત થાય છે. એથી કેવળ આભાસમાં બંધમોક્ષ છે. તે વિષે પણ આટલો ભેદ છે: જે આભાસમાં આવરણ છે, તે વિષે બંધ છે: જે (આભાસ) વિષે સ્વરૂપનું આવરણ નથી, તે મુક્ત છે. ઈશ્વરમાં આવરણ નથી, એથી ઈશ્વર સદા મુક્ત છે. અને જીવ વિષે આવરણ છે. (તેથી) તે બદ્ધ છે. (બદ્ધ નામ બંધાયેલો છે.) કેમ કે જે અવિદ્યાના અંશમાં ચેતનના આભાસને જીવ કહ્યો, તે અવિદ્યાનો સ્વભાવ આવરણ કરવાનો છે. યદ્યપિ અવિદ્યા, અને અજ્ઞાન. અને માયા એક જ વસ્તુને કહે છે, તથાપિ શુદ્ધસત્ત્વ ગુણની પ્રધાનતાએ માયા કહેવાય છે, અને મલિનસત્ત્વગુણની પ્રધાનતાએ અજ્ઞાન અને અવિદ્યા કહેવાય છે. (રજોગુણ અને તમોગુણથી દબાયલો જે સત્ત્વગુણ છે તે મલિનસત્ત્વગુણ કહેવાય છે.) એથી તમોગુણ અને રજોગુણની અધિકતા હોવાથી, અવિદ્યામાં જે જીવનો આભાસઅંશ તેને, અવિદ્યા સ્વરૂપનું આવરણ કરે છે. એથી જીવમાં બંધન છે, અને ઈશ્વરમાં નથી.

અધિષ્ઠાનચેતન સહિત માયામા જે આભાસરૂપ ઈશ્વર છે, તે તત્પદનો વાચ્ય(અર્થ) કહેવાય છે. કેવળ અધિષ્ઠાનચેતન તત્પદનો લક્ષ્ય(અર્થ) છે. જે ઈશ્વર છે તે જ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરે છે;' એ સંપૂર્ણ શાસ્ત્રમાં કહ્યું છે, તેનો આ અભિપ્રાય છે: ચેતન અંશ તો આકાશની પેઠે અસંગ છે. અને આભાસઅંશ જગતની ઉત્પત્તિ આદિ કરે છે, અને તેને જ (આભાસને જ) વિષે સર્વજ્ઞતા છે. અને ભક્તજનના ઉપર અનુગ્રહ (કૃપાનું ફળ=ઉદ્ધાર) જે કરે છે તે પણ કેવળ આભાસ અંશ કરે છે. અને જે કાંઈ ઐશ્વર્ય છે તે કેવળ આભાસમાં છે. અને ચેતન અશ એકરસ છે, એને વિષે સત્તાસ્ફૂર્તિ દેવા વિના અન્ય ઐશ્વર્ય બને નહિ. ૮૯

## ૧૭૨: (મહાકાશ સમાન) બ્રહ્મ(ચેતન)સ્વરૂપવર્ણન

દુહો

**अंतर बाहिर एकरस, जो चेतन भरपूर।**
**विभु नभ सम सो ब्रह्म है, नहि नेरे नहि दूरि॥९०॥**

અંતર્ બહિર્ એક રસ, જે ચેતન ભરપૂર;
વિભુ નભસમ તે બ્રહ્મ છે, નહિ સમીપ નહિ દૂર ૯૦

બ્રહ્માંડની 'અતર્' નામ ભીતર્ અને બહિર્ જે મહાકાશની પેઠે, ભરપૂર ચેતન છે, તે બ્રહ્મ કહેવાય છે. તે બ્રહ્મ સમીપે નથી

અને દૂરે નથી. કેમ કે જે વસ્તુ આપણાથી ભિન્ન હોય અને દેશરૂપ ઉપાધિવાળું હોય તે સમીપ અને દૂર કહી શકાય છે. બ્રહ્મ (કોઈ વસ્તુથી) ભિન્ન નથી; કિંતુ સર્વનો આત્મા છે; અને દેશાદિક સર્વ ઉપાધિથી રહિત છે, એથી સમીપે કે દૂરે કહ્યું જાય નહિ. યદ્યપિ બ્રહ્મશબ્દનું વાચ્ય સોપાધિક પણ છે, કેમ કે વ્યાપક વસ્તુનું નામ બ્રહ્મ છે. તે વ્યાપકતા બે પ્રકારની છે: એક તો આપેક્ષિક વ્યાપકતા છે, અને એક નિરપેક્ષિક વ્યાપકતા છે. જે વસ્તુ કોઈ પદાર્થની અપેક્ષાથી વ્યાપક હોય, અને કોઈની અપેક્ષાથી ન હોય, તેના (વસ્તુના) વિષે આપેક્ષિક વ્યાપકતા કહેવાય છે. જેમ પૃથ્વી આદિની અપેક્ષાએ માયા વ્યાપક છે, અને ચેતનની અપેક્ષાએ છે નહિ; એથી માયા વિષે આપેક્ષિક વ્યાપકતા છે અને જે વસ્તુ સર્વની અપેક્ષાએ વ્યાપક હોય, તેને વિષે જે વ્યાપકતા, તે નિરપેક્ષિક વ્યાપકતા કહેવાય છે. તે નિરપેક્ષિક વ્યાપકતા ચેતન (બ્રહ્મ) વિષે છે; કેમ કે ચેતનના સમાન અથવા ચેતનથી અધિક અન્ય કોઈ વ્યાપક છે નહિ; કિંતુ ચેતન જ સર્વથી વ્યાપક છે. એથી ચેતન વિષે નિરપેક્ષિક વ્યાપકતા છે. એ બન્ને પ્રકારની વ્યાપકતા સહિત જે વસ્તુ છે, તે બ્રહ્મ શબ્દનો વાચ્ય (અર્થ) છે. તે બન્ને પ્રકારની વ્યાપકતા માયાવિશિષ્ટ ચેતન વિષે છે; કેમ કે વિશિષ્ટ વિષે જે માયાઅંશ છે, તે(માયા)ને વિષે તો આપેક્ષિક વ્યાપકતા છે, અને (વિશિષ્ટ વિષે જે ચેતનઅંશ છે તે) ચેતનઅંશ વિષે નિરપેક્ષિક વ્યાપકતા છે. યદ્યપિ માયાવિશિષ્ટ ચેતન વિષે નિરપેક્ષિક વ્યાપકતા બને નહિ; કેમ કે માયા, ચેતનના એકદેશ વિષે છે, તે માયાવિશિષ્ટ ચેતનથી શુદ્ધ ચેતનની વ્યાપકતા અધિક છે; એથી શુદ્ધ ચેતન વિષે નિરપેક્ષિક વ્યાપકતા છે. તથાપિ માયાવિશિષ્ટ જે ચેતન છે તે, પરમાર્થદૃષ્ટિએ કરીને, શુદ્ધ(ચેતન)થી ભિન્ન નથી, કિંતુ શુદ્ધરૂપ જ છે. એથી માયાવિશિષ્ટમાં પણ જે ચેતનઅંશ છે, તેને વિષે નિરપેક્ષિક જ વ્યાપકતા છે. એ રીતિએ માયાવિશિષ્ટ જ બ્રહ્મશબ્દનું વાચ્ય બને છે અને શુદ્ધ ચેતન બ્રહ્મશબ્દનું લક્ષ્ય છે એથી ઈશ્વરશબ્દ અને બ્રહ્મ-શબ્દ બન્નેનો સમાન જ અર્થ પ્રતીત થાય છે; ભિન્ન અર્થ નહિ. તથાપિ બ્રહ્મશબ્દનો તો આ સ્વભાવ છે: જે બહુ સ્થાન વિષે લક્ષ્ય અર્થનું બોધન કરે છે, અને કોઈક સ્થાન વિષે વાચ્ય અર્થને કહે છે. અને ઈશ્વર શબ્દનો આ સ્વભાવ છે જે, બહુ સ્થાનમાં વાચ્ય અર્થનું બોધન કરે છે એટલો ભેદ છે એથી લક્ષ્ય અર્થને લઈને બ્રહ્મ

શબ્દનો અર્થ ભિન્ન નિરૂપણ કર્યો છે. ૯૦

(અંક ૧૫૮માં શિષ્યે શંકા કરેલી તેનું સમાધાન)

૧૭૩ दुहो

**चतूर्भांति चेतन कह्यो, तामें मिथ्या जीव।**
**पुन्यपापफल भोगवै, चित् कूटस्थ सुशीव ॥ ९१ ॥**

ચાર ભાત ચેતન કહ્યું, તેમાં મિથ્યા જીવ;
પુણ્ય-પાપફળ ભોગવે, ચિત્ કૂટસ્થ તે શિવ. ૯૧

હે શિષ્ય! ચાર પ્રકારનું ચેતન કહ્યું, તેમાં જીવના સ્વરૂપમાં જે મિથ્યા આભાસઅંશ છે, તે પુણ્યપાપ કરે છે, અને તેઓનાં ફળને ભોગવે છે; અને કૂટસ્થ જે ચેતન છે તે 'શિવ'નામ શિવરૂપ છે. ('શિવ'નામ કલ્યાણનું છે.) ૯૧

એથી પ્રથમ જે શંકા કરી હતી જે, 'બુદ્ધિરૂપી વૃક્ષમાં બે પક્ષી છે,—એક પરમાત્મા અને (બીજો) જીવ.' તેનો આ ઉત્તર કહ્યો: પરમાત્મા અને જીવનું ગ્રહણ કરવુ નહિ. કિંતુ કૂટસ્થ તો પ્રકાશમાન છે; અને આભાસ ભોગવે છે.

(જીવમાંનો આભાસઅંશ કર્મ કરે છે, અને તેનાં ફળ ભોગવે છે. ઈશ્વરમાંનો આભાસઅંશ ફળ દે છે.)

૧૭૪ दुहो

**कर्मी छाया देत फल, नहि चेतनमें योग।**
**सो असंग इक रूप है, जानें भिन्न कुलोग ॥ ९२ ॥**

કર્મી છાયા દેય ફળ, નહિ ચેતનમાં યોગ;
તે છે અસંગ એકરૂપ, જાણે ભિન્ન કુલોક. ૯૨

જીવના સ્વરૂપમાં જે ચેતનની 'છાયા' નામ આભાસઅંશ છે, તે 'કર્મી' નામ કર્મ કરે છે. તે કર્મ કરવાવાળાને, (ઈશ્વરના સ્વરૂપમાં જે ચેતનની) છાયા જે ઈશ્વરનો આભાસઅંશ છે, તે ફળ દે છે. (દુહામા) 'છાયા' શબ્દ(છે તે)નો દેહલીદીપક ન્યાયે કરીને પૂર્વે ઉત્તર બન્ને પાસ સંબંધ છે. જેમ દેહલીના ઉપર ધરેલો જે દીપક છે તે બન્ને પાસાને પ્રકાશે છે, તેમ 'છાયા' કર્મી છે અને 'છાયા' ફળ દે છે. (એમ બંને પદમાં 'છાયા' શબ્દ આવે છે.) એથી આ વાર્તા સિદ્ધ થઈ: જીવના સ્વરૂપમાં જે આભાસઅંશ છે, તે તો પુણ્ય-પાપ કરે છે, અને તેઓનું ફળ ભોગવે છે અને ઈશ્વરમાં જે

આભાસઅંશ છે, તે કર્મનું ફળ આપે છે. અને બન્નેને વિષે જે ચેતનઅંશ છે, તે(ચેતનઅંશ)માં કોઈ વાતનો યોગ નથી. જીવમાં જે ચેતનઅંશ છે તે વિષે તો કર્મ અને ફળનો યોગ નથી; અને ઈશ્વરમાં જે ચેતનઅંશ છે, તેમાં ફળ દેવાનો યોગ નથી. તે (કર્મ કરવાનો અને ફળ દેવાનો યોગ) ચેતનમાં જે કહે છે તે મૂર્ખ છે. કેમ કે ચેતન તે બન્ને વિષે અસંગ છે; અને એકરૂપ છે. ચેતનમાં ભેદ નથી. જીવચેતનને ઈશ્વરચેતનથી અથવા ઈશ્વરચેતનને જીવચેતનથી 'ભિન્ન' નામ જુદો જે જાણે, તે 'કુલોક' નામ નિંદન કરવા યોગ્ય લોક છે. એ કહેવાથી બીજો જે પ્રશ્ન કર્યો હતો કે, જીવ અને પરમાત્માની એકતા અંગીકાર કરવાથી કર્મ અને ઉપાસનાનો પ્રતિપાદક વેદ નિષ્ફળ 'થશે,' તેનું ઉત્તર કહ્યું જે,–જીવ અને ઈશ્વરમાં ચેતનભાગ છે તેઓનો તો અભેદ છે, અને આભાસનો ભેદ છે, એથી બંને પ્રકારનાં વચન બને છે. ૯૨

(જીવ બ્રહ્મના લક્ષ્યાર્થનો અભેદ છે તેથી એકતા બને છે.)

૧૭૫, ચોપાઈ

अहो शिष्य तैं प्रश्न जु कीने, तिनके ये उत्तर मैं दीने।
कहे जु तैं तरुमें द्वै पक्षी, इक भोगै इक आहि अनिच्छी ॥९३॥
ते चेतन आभास लखाये, नभ छाया ज्यों भिन्न बताये।
कह्यो भिन्न कर्मी फलदाता, मति माया छाया सो ताता ॥९४॥
जीव ईशमें चेतनरूपं, भेदगंधतैं रहित अनूपं।
यातैं 'अहं ब्रह्म' यह जानो, 'अहं' शब्द कूटस्थ पिछानो ॥९५॥
'ब्रह्म' शब्दको अर्थ सुभाख्यो, महाकाश सम लक्ष्य जु राख्यो।
'अहंब्रह्म' नहि जो लौं जानें, तौलौं दीन दुखित भय मानें ॥९६॥

તેં હે શિષ્ય! પ્રશ્ન જે કીધા. તેના એ ઉત્તર મેં દીધા;
કહ્યાં જે તેં તરુમાં બે પક્ષી. ભોક્તા એક. એક અનિચ્છી. ૯૩
તે ચેતન આભાસ લખાવ્યાં. જેમ નભ છાયા ભિન્ન બતાવ્યાં:
કહ્યો ભિન્ન. કર્મી. ફળદાતા. મતિ–માયા–છાયા, તે તાતા. ૯૪
જીવ–ઈશમાં ચેતનરૂપ, ભેદ–ગંધથી રહિત અનૂપ:
એથી 'અહં બ્રહ્મ' એ જાણો. 'અહં' શબ્દ કૂટસ્થ પિછાણો ૯૫
'બ્રહ્મ' શબ્દનો અર્થ સુભાખ્યો. મહાકાશસમ લક્ષ્ય જ રાખ્યો.
'અહંબ્રહ્મ' યાવત્ નહિ જાણે, તાવત્ દીન દુઃખિત ભય માને. ૯૬

હે શિષ્ય! તેં જે પ્રશ્ન કર્યાં તેઓના મેં ઉત્તર કહ્યા. તેં જે કહ્યું હતું કે, 'એક વૃક્ષમાં બે પક્ષી છે. એક ભોગવે છે અને એક ઇચ્છાથી રહિત છે; એથી જીવબ્રહ્મની એકતા બને નહિ.' એનો મેં ઉત્તર કહ્યો જે, આ સ્થાનમાં જીવ-બ્રહ્મનું ગ્રહણ કરવું નહિ. કિંતુ કૂટસ્થ અને બુદ્ધિમાં જે આભાસ, તેઓનું ગ્રહણ કરવું. તેઓ પોતપોતામાં ઘટાકાશ અને આકાશની છાયાની પેઠે ભિન્ન છે.

અને તેં પ્રશ્ન કર્યો હતો જે, 'જીવ તો કર્મઉપાસના કરવાવાળો છે. અને પરમાત્મા ફળ દેવાવાળો છે, તેઓની એકતા બને નહિ.' એનો પણ મેં આ ઉત્તર કહ્યો જે, કર્મ કરવાવાળો જીવ છે નહિ; અને ફળ દેવાવાળો ઈશ્વર છે નહિ; કિંતુ જીવમાં જે આભાસ અંશ છે તે (કર્મ) કરે છે; અને ઈશ્વરમાં જે આભાસ અંશ છે તે ફળ દે છે. અને જીવ-ઈશ્વરમાં જે ચેતન અંશ છે. તે ઘટાકાશ મહાકાશની પેઠે, ભેદનો જે 'ગંધ' નામ લેશ તેથી રહિત છે.' હે શિષ્ય! એ રીતિએ જીવ અને બ્રહ્મની એકતા બને છે. એથી 'અહં બ્રહ્માસ્મિ' નામ 'હું બ્રહ્મ છું' એમ તું જાણ. 'અહં' શબ્દનો અર્થ તો 'કૂટસ્થને જાણ, અને 'બ્રહ્મ' શબ્દનો જે મહાકાશના સમ લક્ષ્ય અર્થ કહ્યો છે, તે જાણ. 'અહં' શબ્દ અને 'બ્રહ્મ' શબ્દના વાચ્ય અર્થનો અભેદ નથી પણ ખરો; પરંતુ લક્ષ્ય અર્થનો અભેદ છે. અને હે શિષ્ય! જ્યાં લગી (ઉપરની સમજ પ્રમાણે) તું 'અહં બ્રહ્માસ્મિ' (હું બ્રહ્મ છું) એમ નહિ જાણીશ, ત્યાંલગી તું પોતાને દીન માનીશ; અને દુઃખી માનીશ. અને અન્ય જે પરમાત્મા જાણ્યો છે, તે તુને ભયનો હેતુ થશે. એથી 'હું બ્રહ્મ છું' એમ જાણ. ૯૬

## ૧૭૬ : તત્ત્વદૃષ્ટિ ઉવાચ

('અહં બ્રહ્મ' એવું જ્ઞાન જીવમાં કયા અંશને થાય છે?)

દુહો

**कहो गुरु ह कौनकूं, 'अहं ब्रह्म' यह ज्ञान।**
**नहि जानूं मैं आपके, भाखै विना सुजान ॥९७॥**

'કોને થાય, ગુરુ કહો, 'અહંબ્રહ્મ' એ જ્ઞાન?
નહિ જાણું હું આપના કહ્યા વિના સુજાણ ૯૭

હે ગુરુ! આપ કૃપા કરીને કહો 'અહં બ્રહ્માસ્મિ' (હું બ્રહ્મ છું) એવું જ્ઞાન કોને થાય છે? આપના કહ્યા વિના એ વાર્તા હું જાણતો નથી. શિષ્યના ચિત્તમા આ ગૂઢ અભિપ્રાય છે; 'હુ બ્રહ્મ

છું,' એવું જ્ઞાન કૂટસ્થ વિષે થાય છે, અથવા આભાસ સહિત બુદ્ધિમાં થાય છે. જો કૂટસ્થમાં કહેશો તો કૂટસ્થ વિકારી થશે; અને આભાસ સહિત બુદ્ધિમાં કહેશો તો તેને 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન ભ્રાંતિરૂપ થશે; કેમ કે આપે પૂર્વે એવું કહ્યું જે, 'કૂટસ્થની અને બ્રહ્મની એકતા છે, અને આભાસ 'ભિન્ન છે' એથી બ્રહ્મથી ભિન્ન જે આભાસ તેને બ્રહ્મરૂપ કરીને જે જ્ઞાન, તે ભ્રાંતિ જ થશે. જેમ સર્પથી ભિન્ન જે રજ્જુ, તેનુ સર્પરૂપ કરીને જ્ઞાન, ભ્રાતિ છે. એ રીતિએ આભાસ સહિત બુદ્ધિને 'હું બ્રહ્મ છું' એ જ્ઞાન યથાર્થ નહિ થશે, કિંતુ ભ્રાંતિરૂપ થશે. અને જો કદાચિત્ 'અહં બ્રહ્માસ્મિ' એ જ્ઞાનને ભ્રાતિ રૂપ જ અગીકાર કરશો, તો એ જ્ઞાનથી મિથ્યા જગતની નિવૃત્તિ થશે નહિ. કિંતુ યથાર્થ જ્ઞાને કરી મિથ્યાની નિવૃત્તિ થાય છે. જેમ રજ્જુના યથાર્થ જ્ઞાને કરી મિથ્યા સર્પની નિવૃત્તિ થાય છે. એ રીતિએ આભાસ સહિત બુદ્ધિને 'હું બ્રહ્મ છું' એ જ્ઞાન બને નહિ. ૯૭

## ૧૭૭ : શ્રીગુરુરુવાચ

(ગુરુ વદે છે કે 'અહં બ્રહ્મ' એ જ્ઞાન ચિદાભાસને થાય છે તેની સપ્ત અવસ્થાનાં નામ)

सोरठो

**कहूं अवस्था सात, सुन शिष्य व आभासकी।**
**नहि चेतनकी सात, तिनही मैं यह जान है॥९८॥**

કહુ અવસ્થા સાત, સુણ તુ અવે આભાસની,
નહિ ચેતનની વાત, તેઓમા એ જ્ઞાન છે. ૯૮

હે શિષ્ય ! હવે આભાસની સાત અવસ્થા હું કહું છું, તે તું સાંભળ. તે સપ્ત અવસ્થામાંથી કોઈ પણ (અવસ્થાચેતન જે કૂટસ્થ તેની છે નહિ. 'અને હું બ્રહ્મ છું' એ જ્ઞાન પણ તે સપ્ત(અવસ્થા)-ના અંતર જ છે. ૯૮

૧૭૮ चोपाई

**एक अज्ञान आवरन जानौ, भ्रांति द्विविध पुनि जान पिछानौ।**
**शोकनाश अति हर्ष अपारा, सप्त अवस्था इमि निर्धारा॥९९॥**

એક અજ્ઞાન, આવરણ જાણો, ભ્રાંતિ, દ્વિવિધ વળી જ્ઞાન પિછાનો,
શોકનાશ, અતિહર્ષ અપાર, સપ્ત અવસ્થા એ નિર્ધાર. ૯૯

(૧) અજ્ઞાન, (૨) આવરણ, (૩) ભ્રાંતિ, (૪) પરોક્ષ અને

(૫) અપરોક્ષ એમ બે પ્રકારનું જ્ઞાન, (૬) શોકનાશ, (૭) અતિ અપાર હર્ષ, એ સાત અવસ્થા નિશ્ચય જાણ.

## ૧૭૯: અજ્ઞાન અને આવરણસ્વરૂપવર્ણન

दुहो

'नहि जानू मैं ब्रह्मकूं' याकूं कहत अज्ञान ।
'ब्रह्म है य न, नहि भान व्हैं,' यह आवरन सुजान ॥ १०० ॥

'ના જાણુ હું બ્રહ્મને,' એને કહે અજ્ઞાન,
'નથી બ્રહ્મ, નથી ભાન થતુ,' એ આવરણ સુજાણ. ૧૦૦

હે શિષ્ય! 'હું બ્રહ્મને નથી જાણતો', એ જે પુરુષ કહે છે, એ વ્યવહાર(કથન અને પ્રતીતિ)ના હેતુ અજ્ઞાન છે. 'બ્રહ્મ છે નહિ' અને (બ્રહ્મનું) 'ભાન નથી થતુ,' (બ્રહ્મ ભાસતું નથી) (એમ જે પુરુષ કહે છે) એ વ્યવહારનો હેતુ આવરણ છે. આવરણથી એ વ્યવહાર થાય છે. કેમ કે બે પ્રકારની અજ્ઞાનની શક્તિ છે–એક તો અસત્ત્વાપાદક છે અને એક અભાનાપાદક છે, તેઓ બંનેને આવરણ કહે છે. 'વસ્તુ છે નહિ' એવી પ્રતીતિ કરાવવાવાળી જે શક્તિ, તે અસત્ત્વાપાદક કહેવાય છે. અને 'વસ્તુનું ભાન નથી થતું' એવી પ્રતીતિ કરાવવાવાળી જે અજ્ઞાનની શક્તિ તે અભાનાપાદક કહેવાય છે. એવી રીતિએ 'બ્રહ્મ છે નહિ' એવા વ્યવહારનો હેતુ, અજ્ઞાનની અસત્ત્વાપાદક શક્તિ છે. અને 'બ્રહ્મભાન નથી થતુ' એવા વ્યવહારનો હેતુ અજ્ઞાનની અભાનાપાદક શક્તિ છે. એ બંને(શક્તિઓ)નું નામ 'આવરણ' છે.

## ૧૮૦: ભ્રાંતિ(કિંવા વિક્ષેપ)વર્ણન

दुहो

जन्ममरन गमनागमन, पुन्यपाप सुखखेद ।
निजस्वरूपमैं भान व्है, भ्रांति बखानि वेद ॥ १०१ ॥

જન્મમરણ, ગમનાગમન, પુણ્યપાપ, સુખખેદ,
થાય ભાન નિજરૂપમાં, ભ્રાંતિ વખાણી વેદ. ૧૦૧

જન્મથી આદિ લઈને જે સંસાર છે તેની જે 'નિજરૂપ'નામ કૂટસ્થમાં પ્રતીતિ તે વેદમા ભ્રાતિ[૧૦૯] કહેવાય છે અને એને જ શોક કહે છે. ૧૦૧

---

૧૦૯. ભ્રાંતિને અધ્યાસ, વિક્ષેપ, શોક પણ કહે છે:
अह ममेति यो भावो देहाक्षादावनात्मनि ।
अध्यासोऽय निरस्तव्यो विदुषा स्वात्मनिष्ठया ॥ २७१ ॥

## ૧૮૧ : દ્વિવિધ (પરોક્ષ–અપરોક્ષ) જ્ઞાનવર્ણન

दुहा

द्वैविध ज्ञान बखानिये, इक परोक्ष अपरोक्ष ।
'अस्ति ब्रह्म' परोक्ष है, 'अहं ब्रह्म' अपरोक्ष ॥ १०२ ॥
'नहि ब्रह्म' या अंशको, करै परोक्ष विनास ।
सकल अविद्या जालकूं दूजो नशै प्रकास ॥ १०३ ॥

દ્વિવિધ જ્ઞાન વખાણિયે પરોક્ષ અને અપરોક્ષ;
'અસ્તિ બ્રહ્મ' પરોક્ષ છે, 'અહં બ્રહ્મ' અપરોક્ષ. ૧૦૨
'નાસ્તિ બ્રહ્મ' એ અંશનો, કરે પરોક્ષ વિનાશ;
સકલ અવિદ્યા જાળને, નાશે અન્ય પ્રકાશ. ૧૦૩

'બ્રહ્મ છે નહિ' એ આવરણના અંશને, 'બ્રહ્મ છે' એવું પરોક્ષજ્ઞાન વિનાશે છે, કેમ કે 'સત્ય જ્ઞાન અનંતરૂપ બ્રહ્મ છે' એવું જે જ્ઞાન તેનુ નામ પરોક્ષજ્ઞાન છે. તે (પરોક્ષ જ્ઞાન) 'બ્રહ્મ છે નહિ' એવી પ્રતીતિનું વિરોધી છે; અન્ય(પ્રતીતિ)નું નથી અને 'હું બ્રહ્મ છું'[110] એવું જે અપરોક્ષ જ્ઞાન તે સકલ અવિદ્યાજાળનું વિરોધી છે. એ કારણથી 'હુ બ્રહ્મને નથી જાણતો' એ અજ્ઞાન, અને 'બ્રહ્મ છે નહિ' અને (બ્રહ્મનું) ભાન 'નથી થતું' એ આવરણ, અને 'હું બ્રહ્મ નથી, કિંતુ પુણ્ય–પાપનો કર્તા અને સુખદુઃખનો ભોક્તા જીવ છું,' એ ભ્રાંતિ, એટલું જે અવિદ્યાજાળ છે તેને અપરોક્ષજ્ઞાન નાશ કરે છે. ૧૦૩

---

ज्ञात्वा स्वं प्रत्यगात्मानं बुद्धितद्वृत्तिसाक्षिणम् ।
सोऽहमित्येव सद्वृत्त्याऽनात्मन्यात्ममतिं जहि ॥ २७२ ॥
(વિવેકચૂડામણિ)

દેહ–ઇંદ્રિયો આદિ અનાત્મ વિષે 'અહં મમ' (=હું મારા) એવો જે ભાવ તે 'અધ્યાસ' (=ભ્રાંતિ) છે એ વિદ્વાને સ્વાત્મનિષ્ઠાએ કરી નિરસ્તવ્ય (દૂર કરવા યોગ્ય) છે (એ ભ્રાંતિનાશ છે). ૨૭૧. પોતાને બુદ્ધિ અને તેની વૃત્તિઓને સાક્ષી પ્રત્યગાત્મા જાણીને તે (પ્રત્યગાત્મા) જ હુ છું એવી સદ્‌વૃત્તિએ કરી, અનાત્મા(દેહાદિ)મા આત્મમતિને હણ, એ જ્ઞાન છે. ૨૭૨. બ્રહ્મ અને આત્માના એકત્વનુ વિજ્ઞાન તે જ 'સમ્યક્જ્ઞાન' કહેવાય છે.

ब्रह्मात्मकत्वविज्ञानं सम्यग्ज्ञानं श्रुतेर्मतं ॥ २०५ ॥ (वि. चू)

૧૧૦ 'अहं ब्रह्मास्मि=હું બ્રહ્મ છું'–એ જ્ઞાન સર્વ દ્વૈત વા દૃશ્ય-જાળનો પરોક્ષબાધ થયેથી જ થાય છે. અને તે દૃશ્ય જાલનો જે અપરોક્ષબાધ તે બોધનું ફળ છે.

## ૧૮૨ : ભ્રાંતિ(શોક)નાશવર્ણન

દુહો

**जन्ममरन मोमें नहीं, नहि सुखदुःखको लेश।**
**किंतु अजन्य कूटस्थ मैं, भ्रांतिनाश यह वेस ॥ १०४ ॥**

જન્મમરણ મુજમાં નહિ, નહિ સુખદુ:ખનો લેશ;
કિંતુ અજન્ય કૂટસ્થ હું, ભ્રાંતિનાશ એ વેશ. ૧૦૪

મારે વિષે જન્મ અને મરણ છે નહિ, અને સુખદુઃખનો લેશ પણ છે નહિ. અને કોઈ પણ સંસારધર્મ મારે વિષે છે નહિ. કિંતુ 'અજન્ય' નામ જન્મથી રહિત જે કૂટસ્થ, તે 'હું છું.' હે શિષ્ય! એ રીતિએ સર્વ અનર્થનો જે નિષેધ, એ ભ્રાંતિનાશનો 'વેશ' નામ સ્વરૂપ છે; અથવા એ ભ્રાંતિનાશ 'વેશ' નામ ઉત્તમ છે. આ જગે કૂટસ્થમાં જન્મનો નિષેધ કરવાથી સર્વ(અનર્થ)નો નિષેધ જાણી લેવો; કેમ કે જન્મપ્રતીતિથી અનંતર અન્ય અનર્થ પ્રતીત થાય છે; એથી જન્મના નિષેધથી સર્વ અનર્થનો નિષેધ છે. એ જે ભ્રાંતિનાશ છે એને જ શોકનાશ કહે છે. ૧૦૪

## ૧૮૩ : હર્ષસ્વરૂપવર્ણન

दुहो

**संशयरहित स्वरूपको, होई जु अद्वय ज्ञान।**
**तब उपजै हिय मोद तब, सो तू हर्ष पिछान ॥ १०५ ॥**

સંશયરહિત સ્વરૂપનું, થાય જ અદ્વય જ્ઞાન;
હૃદયે ઊપજે મોદ તવ, તે તુ હર્ષ પિછાન ૧૦૫

હે શિષ્ય! જ્યારે તને સંશયરહિત પોતાના સ્વરૂપનું એવું જ્ઞાન થશે જે 'હું અદ્વય બ્રહ્મરૂપ છું' ત્યારે તને જે મોદ[૧૧૧] થશે, તેને તું હર્ષ (અતિપ્રિય આત્મલાભથી અંતઃકરણનો ઉત્કર્ષ) જાણ. ૧૦૫

૧૧૧. 'પ્રમોદ' અર્થમાં અત્ર 'મોદ' શબ્દ છે. તેને નિરંકુશાતૃપ્તિ પણ કહે છે. કોઈ પદાર્થની 'ઇચ્છા' થાય ત્યારે તેને 'પ્રીતિ' કહે છે, તે પદાર્થ 'મળેથી' જે મનમાં હર્ષ થાય તેને 'મોદ' કહે છે, અને તે પદાર્થ 'ભોગવેથી' જે આનંદ થાય તેને 'પ્રમોદ' કહે છે. એમ અપરોક્ષ જ્ઞાનથી ભ્રાંતિનાશ થઈ અખંડ અક્ષય પરમાનંદની પ્રાપ્તિ જે અધિકારીને થાય છે, તેના અંતરનો ઉદ્‌ગાર કંઈક આ પ્રકારે હોય છે:

धन्योऽहं कृतकृत्योऽहं विमुक्तोऽहं भवग्रहात्।
नित्यानन्दस्वरूपोऽहं पूर्णोऽहं त्वदनुग्रहात् ॥ ४९१ ॥

दुहा

कही अवस्था सात मैं, तोकूं शिष्य सुजान।
सो सगरी आभासकी, हैं तिनहीमैं ज्ञान ॥ १०६ ॥
'ज्ञान होत है कौनकूं,' यह पूछी तैं बात।
मैं ताको उत्तर कह्यो, चहैं सु पूछ व तात ॥ १०७ ॥

કહી અવસ્થા સપ્ત મેં, તુજને શિષ્ય સુજાન;
તે સકલા આભાસની, છે તેઓમાં જ્ઞાન ૧૦૬
'જ્ઞાન થાય છે કોહને.' એ પૂછી તેં વાત;
મે તેનો ઉત્તર કહ્યો, પ્રુચ્છે તે પૂછ તાત. ૧૦૭

અર્થ સ્પષ્ટ છે.

૧૮૪. જે ગૂઢ અભિપ્રાયથી પ્રશ્ન કર્યો હતો, તેને હવે શિષ્ય પ્રકટ કરે છે.

(શિષ્યનો પ્રશ્ન)

भगवन है आभासकूं, 'अहं ब्रह्म' यह ज्ञान।
तुम भाख्यो सो मैं लख्यो, पुनि शंका इक ज्ञान ॥ १०८ ॥

પ્રભુ' થાય આભાસને, 'અહં બ્રહ્મ' એ જ્ઞાન,
તમે ભાખ્યું તે જાણ્યું મે, પણ શંકા એક આન ૧૦૮

चोपाई

है आभास ब्रह्मतैं न्यारा, अस तुम पूर्व कियो निर्धारा।
'अहं ब्रह्म' सो कैसे जानै, आपहि भिन्न ब्रह्मतैं मानै ॥ १०९ ॥

---

આપ(ગુરુ)ના અનુગ્રહથી આ સંસારરૂપ ગ્રહ(રાહુ)થી હુ વિમુક્ત છુ; હુ કૃતકૃત્ય છું, હુ ધન્ય છુ, પૂર્ણ છુ; હુ નિત્ય આનંદસ્વરૂપ છુ.

(વિવેકચૂડામણિ)

धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किंचित्।
धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥ २९४ ॥
धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके।
धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ॥ २९५ ॥

(પંચદશી તૃપ્તિદીપ)

હુ ધન્ય છું, હુ ધન્ય છુ, હવે મારે કિંચિત્ કર્તવ્ય છે નહિ, હુ ધન્ય છુ, હુ ધન્ય છુ, હવે સર્વ પ્રાપ્તવ્ય પ્રાપ્ત થયુ છે; હુ ધન્ય છુ, 'હુ ધન્ય છુ, મારી તૃપ્તિની લોકમાં કઈ ઉપમા હોઈ શકે' (કોઈ નહિ.) હુ ધન્ય છુ, હુ ધન્ય છું, ધન્ય ધન્ય પુન પુન ધન્ય ઇત્યાદિ

**जो जाने तौ मिथ्या ज्ञाना, होय जेवरी भुजग समाना।**
**श्रीगुरू यह संदेह मिटाऊ, युक्ति सहित निज उक्ति सुनाऊ॥११०॥**

છે ભિન્ન બ્રહ્મથી આભાસ જ, એમ કર્યો પૂર્વે નિર્ધાર જ;
'અહં બ્રહ્મ' તે કેમ જ જાણે? પોતે ભિન્ન બ્રહ્મથી માને. ૧૦૯
જો જાણે તો મિથ્યા જ્ઞાન થાયે, રજ્જુ સર્પ સમાન,
શ્રીગુરુ એ સંદેહ મિટાવો, યુક્તિ સહિત નિજઉક્તિ સુણાવો. ૧૧૦

હે ભગવન્! આપે પૂર્વે એ કહ્યું જે, 'કૂટસ્થ અને બ્રહ્મ તો એ એક છે, અને આભાસ બ્રહ્મથી ભિન્ન છે.' તે બ્રહ્મથી ભિન્ન આભાસને 'હું બ્રહ્મ છું' એવું બ્રહ્મરૂપ કરીને જ્ઞાન બને નહિ. મારું અધિષ્ઠાન જે કૂટસ્થ તે બ્રહ્મરૂપ છે એવું જો આભાસને જ્ઞાન થાય, તો (તે) યથાર્થ જ્ઞાન થાય. અને 'અહં બ્રહ્મ' (હું બ્રહ્મ) એ જ્ઞાન યથાર્થ નહિ બને. કેમ કે 'અહં' (હું) નામ પોતાના સ્વરૂપનું છે જેને 'હું' કહે છે, તે આભાસનું સ્વરૂપ મિથ્યા છે, એથી ભિન્ન છે. એથી બ્રહ્મથી ભિન્ન આભાસનુ જે સ્વરૂપ, તેને બ્રહ્મરૂપ કરીને જ્ઞાન થાય તો મિથ્યા જ્ઞાન થાય; જેમ સર્પથી ભિન્ન જે રજ્જુ, તેનું સર્પરૂપ કરીને જ્ઞાન મિથ્યા થાય છે. 'મિથ્યા' નામ ભ્રાંતિનું છે. તે બ્રહ્મજ્ઞાન ને ભ્રાતિરૂપ કહેવુ બને નહિ. ૧૧૦

### (ગુરુનો ઉત્તર: અહં શબ્દના બે અર્થ)

૧૮૫ दुहो

**'अहं' शब्दके अर्थको, सुन अब शिष्य विवेक।**
**अब हियके जासुं नसै, शंक कलंक अनेक॥१११॥**

અહં શબ્દના અર્થનો, સુણ તું શિષ્ય વિવેક,
તુજ મનમા જેથી નશે, શંકકલંક અનેક. ૧૧૧

હે શિષ્ય! 'અહં શબ્દ'ના અર્થનો વિવેક (ભેદ) તું હવે સાંભળ. જેથી કરીને તારા હૃદયમાંથી શંકારૂપી અનેક કલંકનો નાશ થાય.

दुहा

**व्है यद्यपि आभासमैं, 'अहं ब्रह्म' यह ज्ञान।**
**तथापि सो कूटस्थ को, लहै आप अभिमान॥११२॥**
**ताको सदा अभेद है, विभु चेतनतैं तात।**
**बाध समै निज रूप हूं, ब्रह्मरूप दरशात॥११३॥**

યદ્યપિ થાય આભાસમાં, 'અહં બ્રહ્મ' એ જ્ઞાન;
તથાપિ તે કૂટસ્થનું લહે આપ અભિમાન. ૧૧૨

તેનો સદા અભેદ છે વિભુચેતન સહ તાત;
બાધસમય નિજરૂપ તે, બ્રહ્મરૂપ દર્શાંત. ૧૧૩

હે શિષ્ય! યદ્યપિ 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન બુદ્ધિ સહિત આભાસને થાય છે, અને કૂટસ્થને નહિ; તથાપિ તે (બુદ્ધિ સહિત) આભાસ, કૂટસ્થને અને પોતાના સ્વરૂપને, બન્નેને પોતાનો આત્મા જાણે છે. તે આત્માનું 'હું' શબ્દે કરીને ગ્રહણ થાય છે તે જ અહં (હું) શબ્દનો અર્થ[112] છે.

(મુખ્ય સામાનાધિકરણ્ય અને બાધસામાનાધિકરણ્ય)

તે 'અહં' શબ્દમાં ભાન જે થાય છે કૂટસ્થ તેનો તો બ્રહ્મના સંગે સદા અભેદ (એકતા) છે; જેમ ઘટાકાશનો અને મહાકાશનો સદા અભેદ છે. એ જ કારણથી કૂટસ્થનું બ્રહ્મની સાથે મુખ્યસામાનાધિકરણ્ય[113] વેદાંતશાસ્ત્રમાં કહ્યું છે. (જે વસ્તુનો જે વસ્તુના સંગે સદા અભેદ હોય, તે વસ્તુનું તેના સંગે મુખ્ય સામાનાધિકરણ્ય કહેવાય છે. જેમ ઘટાકાશનો મહાકાશના સંગે સદા અભેદ છે, એથી ઘટાકાશ (તે) મહાકાશ છે.) જે રીતિએ ઘટાકાશનું મહાકાશની સાથે મુખ્ય સામાનાધિકરણ્ય છે, તે રીતિએ કૂટસ્થનું બ્રહ્મના સંગે મુખ્ય સામાનાધિકરણ્ય છે; કેમ કે કૂટસ્થનો બ્રહ્મ સાથે સદા અભેદ છે. એથી હું શબ્દમાં ભાન જે થાય છે કૂટસ્થ, તેનો તો બ્રહ્મના સંગે સદા અભેદ છે.

અને હુ શબ્દમા ભાન જે થાય છે આભાસ, તેનો બ્રહ્મ સાથે, પોતાના સ્વરૂપને બાધીને (મિથ્યા જાણીને) અભેદ થાય છે; જેમ

---

૧૧૨. એ મુખ્યાર્થ કહેવાય છે. તેને જ શક્ય, વાચ્ય વા અભિધેય અર્થ કહે છે.

૧૧૩. एकत्र वृत्तिरर्थे शब्दाना भिन्नवृत्तिहेतूनाम् ।
सामानाधिकरण्य भवतीत्येवं वदन्ति लाक्षणिका ॥ ३० ॥
(સ્વાત્મનિરૂપણ)

ભિન્નપ્રવૃત્તિ હેતુઓના (ભિન્ન અર્થનિષ્ઠ) શબ્દોની એક અર્થ વિષે વૃત્તિ (વર્તન) એ સામાનાધિકરણ્ય છે, એવુ લાક્ષણિકો (લક્ષણાપ્રતિપાદકો) વદે છે.

સમાન વિભક્તિના બળે કરી 'સમાન' નામ એક છે 'અધિકરણ' નામ અર્થ રૂપ આશ્રય જેનો એવા જે બે શબ્દ તે સામાનાધિકરણ કહેવાય છે. તે બે શબ્દનો જે પરસ્પર સબધ તે સામાનાધિકરણ્ય (એક અર્થવત્તા) કહેવાય છે. તેમા એક સત્તા અને સ્વરૂપવાળા હોવાથી વાસ્તવ ભેદરહિત બે અર્થનાં બોધક વાક્યગત બે પદોનું 'મુખ્ય સામાનાધિકરણ્ય' કહેવાય છે. જેમ ઘટાકાશપદ અને મહાકાશપદનુ અથવા કૂટસ્થપદ અને બ્રહ્મપદનુ મુખ્ય સામાનાધિકરણ્ય (અભેદ–અન્વય બોધકત્વ કિંવા એક અર્થવત્વ) છે.

મુખનું જે પ્રતિબિંબ (આરોપિત દર્પણસ્થતા અને અભિમુખતા) તેનો બિંબસ્વરૂપ (ગ્રીવાસ્થ) મુખના સાથે, પ્રતિબિંબસ્વરૂપને બાધીને અભેદ થાય છે. એ જ કારણથી વેદાંતશાસ્ત્ર વિષે આભાસનું બ્રહ્મના સંગે બાધ સામાનાધિકરણ્ય[114] કહ્યું છે. (જે વસ્તુનો બાધ થઈને જેની સંગે અભેદ થાય, તે વસ્તુનુ તેના સંગે બાધ સામાનાધિકરણ્ય કહેવાય છે.) જેમ મુખના પ્રતિબિંબનો બાધ થઈને મુખની સાથે અભેદ થાય છે; એથી પ્રતિબિંબ મુખ છે. મુખથી ભિન્ન નથી, એવું પ્રતિબિંબનું મુખના સાથે બાધ સામાનાધિકરણ્ય[115] છે. કિંવા જેમ સ્થાણુ(થાંભલા)માં પુરુષનો ભ્રમ થઈને, સ્થાણુજ્ઞાનથી અનંતર પુરુષ સ્થાણુ છે, એ રીતિએ પુરુષનું સ્થાણુ સાથે બાધ સામાનાધિકરણ્ય થાય છે; તેમ આભાસનો બાધ થઈને બ્રહ્મની સાથે અભેદ થાય છે. એથી 'હું' શબ્દ વિષે ભાન જે થાય આભાસ, તે, બ્રહ્મ છે, ભિન્ન નથી, એવું બાધ સામાનાધિકરણ્ય આભાસનું બ્રહ્મની સાથે થાય છે. એ રીતિએ હે શિષ્ય! 'અહં' શબ્દમાં ભાન જે થાય છે કૂટસ્થ, તેનો તો મુખ્ય અભેદ છે અને આભાસનો બાધ કરીને અભેદ છે. ૧૧૩

### ૧૮૬: તત્ત્વદષ્ટિરુવાચ

(શિષ્યનો પ્રશ્ન—અહં વૃત્તિને વિષે કૂટસ્થ અને આભાસનું ભાન ક્રમથી થાય છે કે ક્રમ વિના?)

दुहो

**अहंवृत्ति मैं भान ह्वै, साक्षी अरु आभास।**
**सो क्रमतैं वा क्रम विना, याको करहु प्रकाश॥११४॥**

થાય ભાન હું વૃત્તિમાં, સાક્ષી ને આભાસ;
તે ક્રમથી વા ક્રમ વિના. એનો કરો પ્રકાશ. ૧૧૪

હે ભગવન્! આપે કહ્યું જે 'અહંવૃત્તિમાં સાક્ષી અને આભાસ

---

૧૧૪. સમાન વિભક્તિના બળે કરી ભિન્ન સત્તાવાળા બે પદાર્થોની એકતાના બોધક વાક્યગત બે પદોનું 'બાધ સામાનાધિકરણ્ય' કહેવાય છે. જેમ સ્થાણુપદ અને પુરુષપદની એકતા અથવા જગતપદ અને બ્રહ્મપદની એકતા છે. અથવા પ્રતિબિંબપદ અને બિંબપદની એકતા છે તે 'બાધ સામાનાધિકરણ્ય' છે; બાધ વિષે સામાનાધિકરણ્ય=બાધપ્રયોજ્ય સામાનાધિકરણ્ય ભિન્નપ્રવૃત્તિ નિમિત્તકત્વ હોવા છતા એકાર્થપરત્વ.

૧૧૫. એ આભાસવાદની રીતિએ કહ્યું છે. પ્રતિબિંબવાદની રીતિ જુદી છે; તેમાં બિંબપ્રતિબિંબનો ભેદ જ ગણ્યા નથી.

બન્નેનું ભાન થાય છે,' એને વિષે હું એક વાર્તા નથી જાણતો. (એથી પૂછું છું કે) તે કૂટસ્થ અને આભાસનું ભાન અહંવૃત્તિ વિષે ક્રમથી થાય છે, અથવા ક્રમ વિના થાય છે? (એનો અર્થ આ છે.) 'ક્રમથી' નામ ભિન્ન ભિન્ન કાળમાં થાય છે અથવા બન્નેનું એક જ કાળમાં ભાન થાય છે એનો આપ મને 'પ્રકાશ' નામ બોધ કરો. ૧૧૪

## ૧૮૭: શ્રીગુરુરુવાચ

(ગુરુનો ઉત્તર–અહંવૃત્તિ વિષે કૂટસ્થ (=સાક્ષી) અને આભાસનું ભાન એક જ સમયે થાય છે.)

दुहो

**सावधान है शिष्य सुन, भाषुं उत्तर सार।**
**सुनत नसै अज्ञानतम, बोध भानु उजियार॥ ११५॥**

સાવધાન થઈ શિષ્ય સુણ, કહું ઉત્તર નિર્ધાર,
સુણે જાય અજ્ઞાનતમ, બોધભાનુ ઊગી સાર. ૧૧૫

હે શિષ્ય! તેં જે પ્રશ્ન કર્યો, તેનો સારભૂત ઉત્તર હું કહું છું. તું સાવધાન થઈને સાંભળ. કેવો ઉત્તર છે કે જેને સાંભળતાં જ બોધરૂપી સૂર્યનો પ્રકાશ થઈને અજ્ઞાનરૂપી તમને નસાડે છે. ૧૧૫

दुहो

**एक समय हीं भान व्है, साक्षी अरु आभास।**
**दूजो चेतन को विषय, साक्षी स्वयं प्रकाश॥ ११६॥**

ભાન થાય એક જ સમય, સાક્ષી અને આભાસ;
બીજો ચેતનનો વિષય, સાક્ષી સ્વયંપ્રકાશ. ૧૧૬

હે શિષ્ય! એક જ સમય સાક્ષીનું અને આભાસનું અહંવૃત્તિ વિષે ભાન થાય છે. (સર્વ પ્રકરણમાં 'આભાસ' શબ્દથી 'અંતઃકરણ સહિત આભાસનું ગ્રહણ કરવું.) એથી 'બીજો' નામ અંતઃકરણ સહિત જે આભાસ છે, તે તો ચેતન જે સાક્ષી, તેનો વિષય (તેનાથી પ્રકાશિત) થઈને ભાન થાય છે. અને સાક્ષી સ્વયંપ્રકાશરૂપે કરીને ભાન થાય છે અને અંતઃકરણની જે આભાસ સહિત વૃત્તિ તેનો વિષય સાક્ષી નથી.

અને ઘટાદિક બહિરના પદાર્થો વિષે તો આવી રીતિ છે: જ્યારે ઇંદ્રિયનો અને ઘટનો સંયોગ થાય, ત્યારે ઇંદ્રિય દ્વારા અંતઃકરણની વૃત્તિ નીકળીને ઘટના સમાન આકારને પ્રાપ્ત થાય છે. જેમ બીબામાં

રેડેલો જે તામ્ર(નો રસ) તેનો બીબાના આકારના સમાન આકાર થાય છે, તેમ અંતઃકરણની વૃત્તિનો પણ ઘટના આકારના સમાન આકાર થાય છે. તે વૃત્તિ આભાસ વિના હોતી નથી. કિંતુ આભાસ સહિત હોય છે; કેમ કે વૃત્તિ અંતઃકરણનો પરિણામ છે. (અંતઃકરણનો જે પરિણામ તેને વૃત્તિ કહે છે.) જેમ અંતઃકરણ સત્ત્વગુણનું કાર્ય હોવાથી સ્વચ્છ છે, એથી અંતઃકરણ વિષે ચેતનનો આભાસ થાય છે; તેમ વૃત્તિ પણ સ્વચ્છ અંતઃકરણનું કાર્ય છે, એથી વૃત્તિ વિષે ચેતનનો આભાસ થાય છે. અને વૃત્તિ જે ઉત્પન્ન થાય છે તે આભાસ સહિત અંતઃકરણથી ઉત્પન્ન થાય છે, એ કારણથી પણ વૃત્તિ આભાસ સહિત જ હોય છે.

### ૧૮૮: અજ્ઞાનનો આશ્રય અને વિષય, ચેતન છે

વિષય જે ઘટ છે તે તમોગુણનું કાર્ય છે. એથી સ્વરૂપથી જડ છે; અને તે વિષે અજ્ઞાન અને તેનું આવરણ છે. એમાં આવી શંકા થાય છે. અજ્ઞાન અને તેનું આવરણ વિચારદૃષ્ટિથી ચેતન વિષે છે, ઘટ વિષે નહિ; કેમ કે અજ્ઞાન ચેતનને આશ્રિત છે; અને ચેતનને જ વિષય કરે છે (ઢાંકે છે), એવો વેદાંતનો સિદ્ધાંત છે. અને સપ્ત અવસ્થાના પ્રસંગમાં જે અજ્ઞાનનો આશ્રય અંતઃકરણ સહિત આભાસ કહ્યો, તે અજ્ઞાનનો અભિમાની છે. 'હું અજ્ઞાની છું' એવું અભિમાન અંતઃકરણસહિત આભાસને થાય છે; એ કારણથી અજ્ઞાનનો આશ્રય (આભાસ) કહેવાય છે અને મુખ્ય આશ્રય[૧૧૬] ચેતન છે, આભાસ સહિત અંતઃકરણ નહિ; કેમ કે આભાસ સહિત અંતઃકરણ અજ્ઞાનનું કાર્ય છે. જે જેનું કાર્ય હોય છે, તે તેનો આશ્રય બને નહિ. એથી ચેતન જ અજ્ઞાનનો અધિષ્ઠાનરૂપ આશ્રય છે, અને ચેતનને જ અજ્ઞાન વિષય કરે છે. (સ્વરૂપનું જે આવરણ કરવું તે જ અજ્ઞાનનું વિષય કરવું છે.) તે અજ્ઞાનકૃત આવરણ જડવસ્તુ વિષે બને નહિ; કેમ કે જડવસ્તુ સ્વરૂપથી જ આવૃત છે, તે(જડ)ને વિશે અજ્ઞાનકૃત આવરણનો કંઈ ઉપયોગ નથી. એ રીતિએ અજ્ઞાનનો આશ્રય અને વિષય ચૈતન્ય છે. જેમ ગૃહના મધ્યમાં જે અંધકાર છે, તે ગૃહના મધ્યને (આશ્રયે

૧૧૬. જેમ ધનનો મુખ્ય આશ્રય કોશ-પેટી આદિ ધનના ભંડાર છે: અને 'હું ધની છું' એવો ધનનો અભિમાનીરૂપ આશ્રય પુરુષ છે; તેમ અજ્ઞાનનો મુખ્ય આશ્રય ચેતન છે, અને અભિમાનીરૂપ આશ્રય સાભાસ અંતઃકરણ છે.
પં. પી પુ.

છે અને તેને જ ) આવરણ કરે છે. એથી ઘટને વિષે અજ્ઞાન અને તેનું આવરણ બને નહિ. ( એવી પૂર્વપક્ષીની શંકા છે. ) તેનું આ સમાધાન છે :

( વસ્તુના પ્રત્યક્ષજ્ઞાનની[117] રીતિ )

## ૧૮૯ : બહિરૂપદાર્થના જ્ઞાનમાં વૃત્તિ અને આભાસ એ બેનો ઉપયોગ છે

જેમ ચેતનના સ્વરૂપથી ભિન્ન, સત્‌અસત્‌થી વિલક્ષણ અજ્ઞાન, ચેતનને આશ્રિત છે, તે અજ્ઞાને કરી ચેતન આવૃત થાય છે. તેમ ઘટના સ્વરૂપથી ભિન્ન અજ્ઞાન, યદ્યપિ ઘટને આશ્રિત છે નહિ, તથાપિ અજ્ઞાને ઘટાદિક સ્વરૂપે કરી પ્રકાશરહિત જડસ્વરૂપ રચ્યાં છે, એથી સદા જ અંધના સમાન આવૃત છે. ઘટાદિકનો તે આવૃત સ્વભાવ અજ્ઞાને કર્યો છે, કેમ કે તમોગુણપ્રધાન અજ્ઞાનથી ભૂતની ઉત્પત્તિ દ્વારા ઘટાદિક ઊપજે છે. તે તમોગુણ આવરણસ્વભાવવાન છે, એથી ઘટાદિક પ્રકાશરહિત અંધ જ થાય છે. એ રીતિએ અંધતારૂપ આવરણ, ઘટાદિકોમાં અજ્ઞાનકૃત સ્વભાવસિદ્ધ છે. અને ઘટાદિકોના અધિષ્ઠાનચેતનઆશ્રિત અજ્ઞાન, ચેતનને આચ્છાદિત કરીને, સ્વભાવથી આવૃત ઘટાદિકોને પણ આવૃત કરે છે. યદ્યપિ સ્વભાવથી આવૃત પદાર્થના આવરણમાં પ્રયોજન છે નહિ, તથાપિ આવરણકર્તા પદાર્થ, પ્રયોજનની અપેક્ષા વિના પણ નિરાવરણની પેઠે આવરણ સહિતમાં પણ આવરણ કરે છે; એ લોકમા પ્રસિદ્ધ છે. તે અજ્ઞાનથી આવૃત ઘટને વ્યાપ્ત જે થાય છે અંતઃકરણની આભાસ સહિત ઘટાકારવૃત્તિ, તેમાં વૃત્તિભાવ તો ઘટના આવરણને દૂર કરે છે, અને વૃત્તિમાં ( તે વૃત્તિ સાથે ) જે આભાસભાગ છે તે ઘટનો પ્રકાશ કરે છે. એ રીતિએ બહિરૂના પદાર્થ વિષે વૃત્તિ અને આભાસ એ બન્નેનો ઉપયોગ છે. ( તે વિષે ) દૃષ્ટાંત :

૧૯૦. જેમ અંધકારમાં કૂંડાથી મૃત્તિકા અથવા લોહનું પાત્ર ઢાંકી મૂક્યું હોય, ત્યા દંડે કરી કૂંડાને ફોડી પણ નાખે, પછી દીપક વિના તે નિરાવરણ પાત્રનો પણ પ્રકાશ થાય નહિ, કિંતુ દીપકે કરી પ્રકાશ થાય છે. તેમ અજ્ઞાને આવૃત જે ઘટ તે( ઘટ )ના આવરણને

---

૧૧૭. ન્યાયમતાનુસાર—ઇંદ્રિયના અર્થ સહ સંનિકર્ષથી ઊપજતું જે જ્ઞાન તે 'પ્રત્યક્ષજ્ઞાન' કહેવાય છે. વેદાંતમતાનુસાર, વિષયચૈતન્ય અભિન્ન પ્રમાણચૈતન્ય એ 'પ્રત્યક્ષજ્ઞાન' કહેવાય છે.

(અંતઃકરણનો) વૃત્તિ (ભાગ દંડની પેઠે) ભંગ પણ કરે છે, તથાપિ ઘટનો પ્રકાશ થાય નહિ. કેમ કે ઘટ તો સ્વરૂપે જડ છે અને વૃત્તિ પણ જડ છે, તેનું આવરણભંગ માત્ર પ્રયોજન છે; તેણે પ્રકાશ થાય નહિ. એથી ઘટનો પ્રકાશક આભાસ છે. નેત્રનો વિષય જે વસ્તુ છે, તેના પ્રત્યક્ષજ્ઞાનની એ રીતિ કહી. અને શ્રવણાદિકનો જે વિષય છે, તેના પ્રત્યક્ષની પણ રીતિ એમ જ જાણી લેવી.

વૃત્તિ અને ઘટ એ એક દેશમાં સ્થિત થવાથી ઘટનું જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે. અને અંતઃકરણની વૃત્તિ તો (અંતરમાં મનોમય) ઘટાકાર હોય અને ઘટના સંગે વૃત્તિનો સંબંધ ન હોય, કિંતુ અંતર જ વૃત્તિ હોય, તે ઘટનું પરોક્ષજ્ઞાન કહેવાય છે. 'આ ઘટ છે' એવો અપરોક્ષ (નામ પ્રત્યક્ષ) જ્ઞાનનો આકાર છે; અને 'ઘટ[૧૧૮] છે,' અથવા 'તે[૧૧૯] ઘટ છે' એવો પરોક્ષજ્ઞાનનો આકાર છે. યદ્યપિ સ્મૃતિજ્ઞાન પણ પરોક્ષજ્ઞાન જ છે, તથાપિ સ્મૃતિજ્ઞાન તો 'સંસ્કારજન્ય' છે; અને અનુમિતિ આદિ પરોક્ષજ્ઞાન 'પ્રમાણજન્ય' છે, એટલો ભેદ છે. પ્રમાણના પ્રસંગથી અમે પ્રમાણનિરૂપણ કરીએ છીએ.

## પ્રમાણનિરૂપણ[૧૨૦]

### ૧૯૧. પ્રત્યક્ષ પ્રમાણ

ચાર્વાક[૧૨૧] જે છે તે એક 'પ્રત્યક્ષપ્રમાણ'[૧૨૨] અંગીકાર કરે છે.

### ૧૯૨. અનુમાનપ્રમાણ

અને કણાદ[૧૨૩] અને સુગતમતના જે અનુસારી છે, તે બીજું 'અનુમાનપ્રમાણ' પણ અંગીકાર કરે છે; કેમ કે એક પ્રત્યક્ષ જ પ્રમાણ અંગીકાર કરે તો તૃપ્તિના અર્થીની ભોજન વિષે પ્રવૃત્તિ થશે નહિ. કેમ કે અભુક્ત

---

૧૧૮. શબ્દબોધથી જનિત અનુભવજ્ઞાનનુ રૂપ

૧૧૯. સ્મૃતિજ્ઞાનનું રૂપ, વા આકાર, વા અભિનય.

૧૨૦. પ્રમાજ્ઞાનનું કારણ; વા અનધિગતાર્થક–અનુભવ કારણતત્ત્વ; અથવા બોદ્ધૃદ્ધાવૃત્તિ વા વૃત્તીદ્ધબોધઃ એ 'પ્રમા' અને તેનુ કારણ એ 'પ્રમાણ.' તેનું 'નિરૂપણ' નામ લક્ષણાદિ પ્રકારે કરી જ્ઞાનઅનુકૂલ વચન

૧૨૧. નાસ્તિક મતવાળા દેહાત્મવાદી.

૧૨૨. ઇંદ્રિયના અર્થ સહ સંનિકર્ષથી ઉત્પન્ન થાય જે જ્ઞાન તે 'પ્રત્યક્ષ-પ્રમા,' તેનુ 'કરણ' નામ પ્રત્યક્ષપ્રમાનુ અસાધારણ સાધન જે નેત્રાદિક ઇંદ્રિય છે તે 'પ્રત્યક્ષપ્રમાણ.'

૧૨૩. વૈશેષિક શાસ્ત્રના કર્તા. જેને કણભુક્ પણ કહે છે.

ભોજન વિષે તૃપ્તિની હેતુતાનું, પ્રત્યક્ષપ્રમાણ જન્ય પ્રત્યક્ષજ્ઞાન છે નહિ. એથી (પૂર્વ) ભુક્તભોજનમાં અનુભવ જે કરી છે તૃપ્તિની હેતુતા, તે અભુક્તભોજનમા પણ અનુમાને કરી જાણીને, તૃપ્તિના અર્થીની ભોજનમાં પ્રવૃત્તિ હોવાથી, અનુમાનપ્રમાણ પણ અંગીકાર કર્યું જોઈએ. એ રીતિએ કણાદ અને સુગતમતના અનુસારી પ્રત્યક્ષ અને અનુમાન બે પ્રમાણ અંગીકાર કરે છે.

### ૧૯૩. શબ્દપ્રમાણ

અને સાંખ્યશાસ્ત્રના કર્તા જે કપિલ છે તેના મતના અનુસારી ત્રીજું 'શબ્દપ્રમાણ' પણ અંગીકાર કરે છે. કેમ કે જો પ્રત્યક્ષ અને અનુમાન બે જ પ્રમાણ અંગીકાર કરે તો દેશાંતર વિષે જેનો પિતા મરી ગયો હોય તેને કોઈ યથાર્થ વક્તા આવીને કહે: 'તારો પિતા મરી ગયો છે,' ત્યારે શ્રોતાને પિતાના મરણનો નિશ્ચય નહિ થવો જોઈએ. કેમ કે દેશાંતર વિષે સ્થિત પિતાના મરણનું જ્ઞાન પ્રત્યક્ષ અને અનુમાને કરીને બને નહિ. એ રીતિએ કપિલમતના અનુસારી પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ, એ ત્રણ પ્રમાણ અંગીકાર કરે છે.

### ૧૯૪. ઉપમાનપ્રમાણ

અને ન્યાયશાસ્ત્રના કર્તા જે ગૌતમ છે, તેના મતના અનુસારી ચતુર્થ પ્રમાણ 'ઉપમાન' પણ અંગીકાર કરે છે. કેમ કે પ્રત્યક્ષ આદિક ત્રણ જ પ્રમાણ અંગીકાર કરે તો, જે પુરુષે ગવય (બળદ જેવું પશુ, રોઝ) નહિ દીઠો હોય. અને વનવાસી પુરુષથી એવું સાંભળ્યુ હોય કે, 'ગોના સદૃશ ગવય હોય છે;' તે પુરુષ જો વનમાં ચાલ્યો જાય અને (ત્યાં) ગવયને દેખી લે, ત્યારે તેને વનવાસી પુરુષે કહેલુ જે, 'ગોના સદૃશ ગવય હોય છે' એ વાક્ય, તેના અર્થનું સ્મરણ થાય છે; તે સ્મૃતિથી અનંતર પુરુષને આવું જ્ઞાન થાય છે: 'આ પશુ ગવય છે,' એવું જ્ઞાન ન થવું જોઈએ. એથી એવા વિલક્ષણ જ્ઞાનનો હેતુ 'ઉપમાન પ્રમાણ' પણ અંગીકાર કરે છે.

### ૧૯૫. અર્થાપત્તિ પ્રમાણ નામ અનુક્તાર્થની સિદ્ધિ થાય છે જેથી તે પ્રમાણ

અને પૂર્વમીમાંસાનો એકદેશી જે ભટ્ટનો શિષ્ય પ્રભાકર છે, તે પંચમ 'અર્થાપત્તિ'(કાર્યથી કારણની કલ્પના)પ્રમાણ પણ અંગીકાર કરે છે. દિનમાં ભોજનત્યાગી પુરુષને સ્થૂલ દેખીને આવું જ્ઞાન થાય છે. 'આ પુરુષ રાત્રિએ ભોજન કરે છે.' ત્યાં રાત્રિભોજન વિના

દિનમાં ભોજનત્યાગીના વિષે સ્થૂલતા બને નહિ. એથી રાત્રિભોજન (ના જ્ઞાનનું) સ્થૂલતા–(જ્ઞાન) 'સંપાદક' છે, અને રાત્રિભોજન 'સંપાદ્ય' છે. સંપાદ્ય જે રાત્રિભોજન તેના જ્ઞાનનો હેતુ સ્થૂલતાનું જ્ઞાન તે 'અર્થાપત્તિપ્રમાણુ' કહેવાય છે.

### ૧૯૬. અનુપલબ્ધિ પ્રમાણુ

અને પૂર્વમીમાંસક જે ભટ્ટ છે તે છઠ્ઠું 'અનુપલબ્ધિ પ્રમાણુ' પણુ અંગીકાર કરે છે અને વેદાંતશાસ્ત્ર વિષે પણુ ષટ્ પ્રમાણુ અંગીકાર કર્યાં છે. અનુપલબ્ધિ પ્રમાણુનું પ્રયોજન આ છે. ગૃહાદિકમા ઘટાદિકોના અભાવનું જ્ઞાન થાય છે, ત્યાં જે પદાર્થની પ્રતીતિ નથી થતી, તેના અભાવનું જ્ઞાન થાય છે. (અપ્રતીતિને 'અનુપલબ્ધિ' કહે છે.) ઘટની જે અનુપલબ્ધિ નામ અપ્રતીતિ (ન જાણુવું), તેથી ઘટના અભાવ(નો) નિશ્ચય થાય છે. એમ પદાર્થના અભાવ નિશ્ચયનો હેતુ છે. પદાર્થની અપ્રતીતિ તેને 'અનુપલબ્ધિ પ્રમાણુ' કહે છે.

### ૧૯૭. પ્રમાજ્ઞાનનું લક્ષણુ

પ્રમાજ્ઞાન(યથાર્થ જ્ઞાન)નું જે કારણુ છે તે 'પ્રમાણુ' કહેવાય છે. [સ્મૃતિથી ભિન્ન જે અબાધિત (નામ વ્યવહારદશામાં જે બાધને પ્રાપ્ત ન થાય એવા) અર્થને વિષય કરવાવાળું જ્ઞાન છે તે 'પ્રમા' કહેવાય છે.] 'સ્મૃતિજ્ઞાન' જે છે તે 'પ્રમા' નથી, કેમ કે જે પ્રમાજ્ઞાન છે તે પ્રમાતાને આશ્રિત હોય છે. અને સ્મૃતિ પ્રમાતાને આશ્રિત નથી; કિંતુ સાક્ષીને આશ્રિત અંગીકાર કરી છે. અને ભ્રાંતિ જ્ઞાન અને સંશય(જ્ઞાન) પણુ સાક્ષીને આશ્રિત અંગીકાર કર્યાં છે. એ કારણુથી 'સ્મૃતિ,' 'ભ્રાંતિ' અને 'સંશય' એ ત્રણે જ્ઞાન, (બ્રહ્મના) આભાસ સહિત અવિદ્યાની વૃત્તિરૂપ છે, અંતઃકરણુની વૃત્તિરૂપ નહિ; એથી (એ ત્રણુ જ્ઞાન) પ્રમાતાને આશ્રિત નથી, કિંતુ સાક્ષીને આશ્રિત છે. જે અંતઃકરણુની વૃત્તિરૂપ જ્ઞાન હોય, તે પ્રમાતાને આશ્રિત હોય છે, અને તે જ 'પ્રમા' (કિંવા પ્રમાજ્ઞાન) કહેવાય છે. સ્મૃતિજ્ઞાન અંતઃકરણુની વૃત્તિ નથી, એથી પ્રમાતાને આશ્રિત નહિ, અને પ્રમા પણુ નહિ. એથી પ્રમાના લક્ષણુ વિષે 'સ્મૃતિથી ભિન્ન' કહેવુ જોઈએ. અબાધિત અર્થને વિષય કરવાવાળું (નામ ગ્રહણુ કરનાર જણુાવનાર) જ્ઞાન તો સ્મૃતિજ્ઞાન પણુ છે; પરંતુ સ્મૃતિજ્ઞાન 'સ્મૃતિથી ભિન્ન' નહિ. એથી અબાધિત અર્થને વિષય કરવાવાળું જે સ્મૃતિથી ભિન્ન જ્ઞાન છે તે 'પ્રમા' (યથાર્થ અનુભવ) કહેવાય છે.

એ લક્ષણુ વિષે કોઈ દોષ નથી.

### ૧૯૮. સ્મૃતિજ્ઞાન, ભ્રાંતિજ્ઞાન, સંશયજ્ઞાન

અને કોઈ સ્મૃતિજ્ઞાનને પણુ પ્રમારૂપ માને છે. તેમના મતમાં પ્રમાનાં લક્ષણુ વિષે 'સ્મૃતિથી ભિન્ન' એવું ન કહેવું. કિંતુ 'અબાધિત અર્થને વિષય કરવાવાળું જે જ્ઞાન છે તે પ્રમા (યથાર્થજ્ઞાન) કહેવાય છે' (એમ કહેવું.) ભ્રાંતિજ્ઞાન જે છે તે અબાધિત અર્થને વિષય નથી કરતું; કિંતુ બાધિત અર્થને વિષય કરે છે. એથી પ્રમાનુ લક્ષણુ ભ્રાંતિજ્ઞાનમાં નથી જતું. જેમના મતમાં સ્મૃતિજ્ઞાન વિષે પણુ પ્રમા-વ્યવહાર છે, તેમના મતમાં સ્મૃતિજ્ઞાન અંતઃકરણુની વૃત્તિ છે, અવિદ્યાની વૃત્તિ નહિ; અને સાક્ષીને આશ્રિત પણુ નહિ, કિંતુ પ્રમાતાને આશ્રિત છે; કેમ કે અંતઃકરણુની વૃત્તિનો આશ્રય પ્રમાતા જ બને છે, સાક્ષી બને નહિ. એ રીતિએ સ્મૃતિજ્ઞાન કોઈના મતમાં તો અંતઃકરણુની વૃત્તિ છે, એથી પ્રમારૂપ છે, અને કોઈના મતમાં અવિદ્યાની વૃત્તિ છે, એથી પ્રમારૂપ નથી. અને 'ભ્રાંતિજ્ઞાન' અને 'સંશયજ્ઞાન' એ બને સર્વના મતમા અવિદ્યાની વૃત્તિ છે; અને સાક્ષીને આશ્રિત છે; એમાં કોઈ વિવાદ નથી. અને વિચાર કરીને દેખીએ તો સ્મૃતિજ્ઞાન પણુ અવિદ્યાની વૃત્તિ છે અને સાક્ષીને આશ્રિત છે, પ્રમારૂપ નથી. કેમ કે જે વેદાતસંપ્રદાયના વેત્તા[૧૨૪] છે, તેમણે પ્રમાજ્ઞાન ષટ્ પ્રકારનુ કહ્યું છે. તે છ પ્રકારમા સ્મૃતિજ્ઞાન છે નહિ, એથી (તે) પ્રમા નહિ.

### ૧૯૯. ષટ્પ્રમા, કરણુ, કારણુ

અને મધુસૂદનસ્વામીએ 'સ્મૃતિજ્ઞાન' સાક્ષીને આશ્રિત જે કહ્યું છે. એક તો પ્રત્યક્ષપ્રમા[૧૨૫] છે. અને બીજી અનુમિતિપ્રમા[૧૨૬] છે, અને ત્રીજી ઉપમિતિપ્રમા[૧૨૭] છે, અને ચોથી શાબ્દીપ્રમા[૧૨૮] છે, અને પાંચમી અર્થાપત્તિપ્રમા[૧૨૯] છે, અને છઠ્ઠી અભાવપ્રમા[૧૩૦] (અનુપલબ્ધિપ્રમા) છે. એ ષટ્પ્રમા છે. અને પૂર્વે કહ્યા જે પ્રત્યક્ષાદિ 'ષટ્પ્રમાણુ' છે તે તેઓનાં ક્રમથી કરણુ[૧૩૧] છે. પ્રત્યક્ષપ્રમાનું જે

---

૧૨૪. વેદાંતપરિભાષાગ્રંથના કર્તા ધર્મરાજાધ્વરીન્દ્રાદિ વેદાંત જાણુનાર. ૧૨૫. પ્રત્યક્ષ પ્રમાણુજન્ય જ્ઞાન. ૧૨૬. અનુમાનપ્રમાણુજન્ય જ્ઞાન. ૧૨૭. ઉપમાનપ્રમાણુજન્ય જ્ઞાન. ૧૨૮. શબ્દપ્રમાણુજન્ય જ્ઞાન. ૧૨૯. અર્થાપત્તિપ્રમાણુજન્ય જ્ઞાન. ૧૩૦. અનુપલબ્ધિપ્રમાણુજન્ય જ્ઞાન. ૧૩૧. વ્યાપારભિન્નત્વે સતિ અસાધારણુકારણુત્વં.

કરણુ હોય તે ‘પ્રત્યક્ષપ્રમાણુ’ કહેવાય છે. અસાધારણુ કારણુ જે હોય તે કરણુ કહેવાય છે. જે સર્વ કાર્યનુ કારણુ હોય તે સાધારણુ કારણુ કહેવાય છે. જેમ ધર્મઅધર્માદિક, સર્વ કાર્યનાં કારણુ છે, એથી સાધારણુ કારણુ છે. સર્વ કાર્યનું કારણુ ન હોય, કિંતુ કોઈક કાર્યનું કારણુ હોય તે અસાધારણુ કારણુ કહેવાય છે. જેમ દંડ જે છે તે સર્વ કાર્યનું કારણુ નથી, કિંતુ ઘટાદિક જે કાર્યવિશેષ છે તેમનુ કારણુ છે; એથી દંડ ‘અસાધારણુ કારણુ’ કહેવાય છે અને ઘટનુ ‘કરણુ’ પણુ કહેવાય છે; તેમ પ્રત્યક્ષપ્રમાનાં, ઈશ્વર અને તેની ઇચ્છાથી આદિ લઈને (નવ[132] કારણો છે તે) તો, ‘સાધારણુ કારણુ’ છે; કેમકે ઈશ્વરાદિ લઈને સર્વ કાર્યનાં કારણુ છે. તેના વિના કોઈ કાર્ય થતું નથી; એથી ઈશ્વરાદિક ‘સાધારણુ કારણુ’ છે; અને નેત્રથી આદિ લઈને જે ઇંદ્રિય છે તે પ્રત્યક્ષપ્રમાનાં ‘અસાધારણુ કારણુ’ છે. એથી નેત્રાદિક જે ઇંદ્રિય છે તે પ્રત્યક્ષપ્રમાનાં ‘કરણુ’ છે. એ રીતિએ નેત્રાદિ જે ઇંદ્રિય છે તે પ્રત્યક્ષપ્રમાણુ કહેવાય છે.

૨૦૦. ચાર ચેતન :–પ્રમાતા, પ્રમાણુ, પ્રમિતિ વા પ્રમા, પ્રમેય

યદ્યપિ ઇંદ્રિયને, વેદાંતસિદ્ધાંત વિષે, પ્રમાજ્ઞાનની કારણુતા, કહેવું બને નહિ, કેમકે ચેતનના ચાર ભેદ છે: એક તો ‘પ્રમાતાચેતન’ છે; અને બીજું ‘પ્રમાણુચેતન’ છે; અને ત્રીજું ‘પ્રમિતિચેતન’ છે; (તેને જ ‘પ્રમાચેતન’ પણુ કહે છે.) અને ચોથું ‘પ્રમેયચેતન’ છે; (તેને જ ‘વિષયચેતન’ પણુ કહે છે.) એ રીતિએ પ્રમા નામ ચેતનનું છે; તે નિત્ય છે, ઇંદ્રિયજન્ય નથી. એથી ઇંદ્રિય તેનું (પ્રમાચેતનનું) કારણુ નથી, તથાપિ ચેતનમાં પ્રમાવ્યવહારની સંપાદક (સાધક) વૃત્તિ પણુ ‘પ્રમા’ કહેવાય છે, (અને તે પ્રમાવ્યવહાર-સંપાદકવૃત્તિરૂપ જે પ્રમા) તેનાં ઇંદ્રિય કરણુ છે.

દેહના મધ્યે જે અંતઃકરણુ તેણે કરીને અવચ્છિન્ન જે ચેતન તે પ્રમાતા કહેવાય છે, તે જ અંતઃકરણુ નેત્રાદિક ઇંદ્રિય દ્વારા નીકળીને જેટલે દૂર ઘટાદિક વિષય સ્થિત હોય એટલું લાંબું પરિણામ અંતઃકરણુનું થાય છે. અને આગળ વિષય જે ઘટાદિક છે તેઓની સાથે મળીને જેવો ઘટાદિકનો આકાર હોય તેવો જ અંતઃકરણુનો આકાર

૧૩૨. નવ સાધારણુ કારણુ—ઈશ્વર (૧) ઈશ્વરની ઇચ્છા (૨), ઈશ્વરનું જ્ઞાન (૩), ઈશ્વરનો પ્રયત્ન (૪), કાલ (૫), દિશા (૬), અદૃષ્ટ (૭), પ્રાગભાવ (૮), પ્રતિબંધકાભાવ (૯).

થાય છે, જેમ[133] કુંડ(જળાશય)માં ભર્યું જે જળ તે છિદ્ર દ્વારા નીકળીને, લાંબી નીકના આકારે થઈને, વાટિકાના કેદાર(ક્યારા)માં જાય છે; અને કેદારમાં જઈને જેવો કેદારનો આકાર હોય, તેવા આકારને તે જળ પ્રાપ્ત થાય છે: તેમ અંતઃકરણ પણ ઇંદ્રિયરૂપી છિદ્ર દ્વારા નીકળીને વિષયરૂપી કેદારમાં જાય છે; ત્યાં શરીરથી લઈને ઘટાદિક વિષય પર્યંત જે અંતઃકરણનું નીકના સમાન પરિણામ–તેને વૃત્તિજ્ઞાન કહે છે–તેણે કરીને અવચ્છિન્ન (આ સ્થળે વિશિષ્ટ) જે ચેતન તેને પ્રમાણચેતન કહે છે; અને વૃત્તિજ્ઞાનરૂપ જે અંતઃકરણનું પરિણામ તેને પ્રમાણ કહે છે. જેમ કેદાર વિષે જળ જઈને કેદારના સમાનાકાર થાય છે, તેમ ઘટાદિક જે વિષય છે તેઓમા વૃત્તિ જઈને ઘટાદિકના સમાન આકારને પ્રાપ્ત થાય છે, તેણે કરીને અવચ્છિન્ન જે ચેતન તે પ્રમાચેતન કહેવાય છે. જ્ઞાનના વિષય જે ઘટાદિક તેણે કરીને અવચ્છિન્ન જે ચેતન તે વિષયચેતન કહેવાય છે અને પ્રમેયચેતન પણ કહેવાય છે. એ વેદઅર્થના જાણવાવાળા જે આચાર્ય છે તેમની પરિભાષા[134] છે.

## ૨૦૧: અવચ્છેદવાદ

એમા આટલો ભેદ છે. જે અવચ્છેદવાદ અંગીકાર કરે છે તેઓના મતમાં તો અંતઃકરણવિશિષ્ટ જે ચેતન છે તે પ્રમાતા છે અને તે જ કર્તા–ભોક્તા છે અને અંતઃકરણઉપહિત (ચેતન) સાક્ષી છે. એક જ અતઃકરણ પ્રમાતાનું તો વિશેષણ છે અને સાક્ષી ઉપાધિ છે.

(વિશેષણ લક્ષણ)

સ્વરૂપ વિષે જેનો પ્રવેશ હોય એવુ જે વ્યાવર્તક વસ્તુ છે તે વિશેષણ કહેવાય છે. (અન્ય પદાર્થથી ભિન્નતા કરીને વસ્તુના સ્વરૂપને જે જણાવે તે વ્યાવર્તક કહેવાય છે. (અને) જેને ભિન્નતા કરીને જણાવે તે વ્યાવર્ત્ય કહેવાય છે.) જેમ 'નીલ ઘટ છે,' એ સ્થાનમા

૧૩૩. આ સ્થાનમાં કુંડનુ જલ, નીકનું જલ. કેદારનુ જલ અને કેદાર શબ્દ છે ત્યાં ત્યાં તેણે તેણે અવચ્છિન્ન (વિશિષ્ટ) આકાશનું પણ ગ્રહણ છે. તે આકાશ ચેતનસ્થાનીય છે.

૧૩૪. પરિત વ્યાપૃતા ભાષા. શાસ્ત્રકારની વિશિષ્ટ સંજ્ઞા. જેમ સુપ્રજ્વલિત દીપક કોઈ એક સ્થળમાં છતા સ્વપ્રભા દ્વારા સર્વ ગૃહને પ્રકાશે છે, તેમ કોઈ એક દેશસ્થ સંજ્ઞા સર્વ શાસ્ત્રને પ્રકાશે તે અથવા સ્વબુદ્ધિ જનન દ્વારા સર્વ શાસ્ત્રનો ઉપકારક સંકેત તે–'પરિભાષા.'

ઘટનું નીલતા વિશેષણ છે, કેમકે નીલ ઘટને વિષે નીલતાનો પ્રવેશ છે, અને પીતશ્વેતાદિકોથી ભિન્નતા કરીને જણાવે છે, એથી (નીલતા) વ્યાવર્ત્તક છે, એ રીતિએ નીલતા ઘટનું 'વિશેષણ' છે; અને ઘટ પરિછેદ્ય છે, કેમ કે પીતશ્વેતાદિકોથી ભિન્નતા નામ જુદું કરીને જણાવાય છે. જે ભિન્નતા કરીને જણાવાય છે તે પરિછેદ્ય કહેવાય છે, વ્યાવર્ત્ય કહેવાય છે (અને) વિશેષ્ય પણ કહેવાય છે. અને 'દંડી પુરુષ છે' એ સ્થાનમાં પણ પુરુષનું દંડ વિશેષણ છે. એ રીતિએ પ્રમાતાનું અંતઃકરણ વિશેષણ છે કેમ કે પ્રમાતાના સ્વરૂપ વિષે અંતઃકરણનો પ્રવેશ છે, અને પ્રમેયચેતનથી ભિન્નતા કરીને, પ્રમાતાના સ્વરૂપને જણાવે છે, એથી (અંતઃકરણ પ્રમાતાનું) 'વ્યાવર્તક' છે.

(ઉપાધિલક્ષણ, સાક્ષી અને પ્રમાતા)

જે વસ્તુનો સ્વરૂપ વિષે પ્રવેશ ન હોય, અને વ્યાવર્તક હોય, તે ઉપાધિ કહેવાય છે. જેમ નૈયાયિકના મતમા કર્ણશષ્કુલીથી અવચ્છિન્ન જે આકાશ છે તે 'શ્રોત્ર' કહેવાય છે એ સ્થાનમાં કર્ણશષ્કુલી શ્રોત્રની ઉપાધિ છે; કેમ કે શ્રોત્રના સ્વરૂપ વિષે (નામ અંતર્ આકાશ વિષે) તો કર્ણશષ્કુલીનો પ્રવેશ છે નહિ; અને બહિર્‌ના આકાશથી ભિન્નતા કરીને શ્રોત્રને જણાવે છે, એથી વ્યાવર્તક છે. અને 'ઘટાકાશ' જે છે તે મણ પરિમાણ અન્નને અવકાશ દે છે, એ સ્થાનમાં પણ આકાશનો ઘટ ઉપાધિ છે, કેમ કે મણ અન્નને અવકાશ દેવાવાળું જે આકાશ છે, તે(આકાશ)ના સ્વરૂપ વિષે તો ઘટનો પ્રવેશ છે નહિ. ઘટ પાર્થિવ (પૃથ્વીનું કાર્ય માટીનો) છે, તે(ઘટ)ના વિષે અવકાશ દેવો બને નહિ, એથી (ઘટાકાશના) સ્વરૂપમાં ઘટનો પ્રવેશ બને નહિ, અને વ્યાપક આકાશથી ભિન્નતા કરીને જણાવે છે. એથી મણ અન્નને અવકાશ દેવાવાળું જે આકાશ તેનો ઘટ ઉપાધિ છે. તેમ અંતઃકરણઉપહિત જે ચેતન છે, તે સાક્ષી છે. એ સ્થાનમાં અંતઃકરણ 'સાક્ષીનો ઉપાધિ' છે, કેમ કે સાક્ષીના સ્વરૂપ વિષે તો અંતકરણનો પ્રવેશ છે નહિ, અને 'પ્રમેયચેતનથી' સાક્ષીને ભિન્નતા કરીને જણાવે છે. એથી એક જ અંતઃકરણ સાક્ષીનો તો ઉપાધિ છે, અને પ્રમાતાનું વિશેષણ છે. એ રીતિએ અંતઃકરણઉપહિત જે ચેતન છે, તે તો સાક્ષી છે, અને અંતઃકરણવિશિષ્ટ (જે) ચેતન (છે, તે) પ્રમાતા છે, (જે ઉપાધિવાળું હોય તે 'ઉપહિત' કહેવાય છે, અને વિશેષણવાળું હોય તે 'વિશિષ્ટ' કહેવાય છે.) જે અંતઃકરણ વિશિષ્ટ

પ્રમાતા છે તે જ કર્તા–ભોક્તા, સુખી–દુઃખી સંસારી જીવ છે. એ અવચ્છેદવાદની રીતિ છે.

## ૨૦૨ : આભાસવાદ

અને આભાસવાદમાં આભાસ સહિત અંતઃકરણ જીવનું વિશેષણ છે અને આભાસ સહિત અંતઃકરણ સાક્ષીનો ઉપાધિ છે. એથી સાભાસ અંતઃકરણ વિશિષ્ટચેતન જીવ છે અને આભાસ અંતઃકરણ ઉપહિત ચેતન સાક્ષી છે. યદ્યપિ બન્ને પક્ષમાં વિશેષણ સહિત ચેતન જીવ છે તે જ સંસારી છે; તથાપિ વિશેષ્ય ભાગ જે ચેતન છે તેને વિષે તો જન્મમરણ આદિ લઈને સંસારનો સંભવ છે નહિ. એથી વિશેષણમાત્રમા (જે) સંસાર છે તે જ વિશિષ્ટ ચેતનમા પ્રતીત થાય છે, (૧) કહીંક તો વિશેષણના ધર્મનો વિશિષ્ટ(વિશેષણ સહિત વિશેષ્ય)માં વ્યવહાર થાય છે; અને (૨) કહીંક વિશેષ્યના ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર થાય છે; અને કહીંક (૩) વિશેષણ–વિશેષ્ય બન્નેના ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર થાય છે.

(૧) જેમ 'દંડે કરીને ઘટાકાશનો નાશ થાય છે.' એ સ્થાનમાં વિશેષણ જે ઘટ છે, તેનો દડે કરીને નાશ થાય છે. અને વિશેષ્ય જે આકાશ તેનો નાશ બને નહિ, તોપણ વિશિષ્ટ જે ઘટાકાશ છે તેનો નાશ પ્રતીત થાય છે. (એ રીતિએ વિશેષણના ધર્મનો વિશિષ્ટમા વ્યવહાર થાય છે.)

(૨) અને 'કુંડલી પુરુષ સૂવે છે.' એ સ્થાનમાં કુંડલ વિશેષણ છે અને પુરુષ વિશેષ્ય છે. વિશેષણ જે કુડલ છે તેના વિષે સૂવું બને નહિ. કિંતુ વિશેષ્ય જે પુરુષ છે તેના વિષે સૂવાનું છે. અને 'કુંડલ વિશિષ્ટ (=કુંડલી પુરુષ) સૂવે છે' એવો વિશિષ્ટમાં વ્યવહાર થાય છે. (એ રીતિએ વિશેષ્યના ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર થાય છે.)

(૩) અને 'શસ્ત્રી પુરુષ યુદ્ધમાં ગયો છે.' એ સ્થાનમાં વિશેષણ જે શસ્ત્ર અને વિશેષ્ય (જે) પુરુષ બન્ને યુદ્ધમાં ગયા છે, એથી (વિશેષણ અને વિશેષ્ય) બંનેના ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર થાય છે.

એ સ્થાનમાં અવચ્છેદવાદમાં તો (કેવળ) અંતઃકરણ વિશેષણ છે અને આભાસવાદમાં સાભાસ અંતઃકરણ વિશેષણ છે; અને બંને પક્ષમાં ચેતન 'વિશેષ્ય' છે. તેને વિષે તો જન્માદિ સંસાર બને નહિ, કિંતુ વિશેષણ અંતઃકરણ અથવા સાભાસઅંતઃકરણ, તેનો ધર્મ જે

જન્માદિક સંસાર, તેનો વિશિષ્ટચેતનમાં વ્યવહાર કરાય છે. (વ્યવહાર નામ પ્રતીતિ અને કથનનું છે.) એ રીતિએ આભાસવાદ અને અવચ્છેદવાદનો ભેદ છે.

૨૦૩: અધિકારીપરત્વે આભાસવાદની શ્રેષ્ઠતા

આભાસવાદમા તો અંતઃકરણ 'આભાસ સહિત' છે અને અવચ્છેદવાદમાં અંતઃકરણ 'આભાસરહિત' છે. બન્ને પક્ષમાં આભાસવાદ શ્રેષ્ઠ છે; કેમ કે ભાષ્યકારે (ઉપદેશસાહસ્રીમાં) આભાસવાદ અંગીકાર કર્યો છે. અને અવચ્છેદવાદમા વિદ્યારણ્યસ્વામીએ (પંચદશીમાં) દોષ પણ કહ્યો છે: જો આભાસરહિત અંતઃકરણઅવચ્છિન્નચેતનને પ્રમાતા માનીએ, તો ઘટઅવચ્છિન્નચેતન પણ પ્રમાતા થવું જોઈએ. કેમ કે જેમ અંતઃકરણ ભૂતોનુ કાર્ય છે તેમ ઘટ પણ ભૂતોનુ કાર્ય છે, અને જેમ અંતઃકરણ ચેતનનું 'અવચ્છેદક' નામ વ્યાવર્તક છે, તેમ ઘટ પણ ચેતનનો અવચ્છેદક છે; એથી અંતઃકરણવિશિષ્ટની પેઠે ઘટવિશિષ્ટ પણ પ્રમાતા થવો જોઈએ. અને અંતઃકરણમાં આભાસ અંગીકાર કર્યાથી એ દોષ (આવતો) નથી; કેમ કે અંતઃકરણ તો ભૂતોના સત્ત્વગુણનું કાર્ય છે એથી સ્વચ્છ છે; અને ઘટાદિક ભૂતોના તમોગુણનાં કાર્ય છે એથી સ્વચ્છ નથી. જે સ્વચ્છ પદાર્થ હોય તે જ આભાસને યોગ્ય હોય છે, મલિન પદાર્થ આભાસને યોગ્ય નથી. જેમ કાચ અને તેનું ઢાંકણું બન્ને પૃથ્વીનાં કાર્ય છે, પરંતુ કાચ તો સ્વચ્છ છે તેમા મુખનો આભાસ થાય છે. ઢાંકણું સ્વચ્છ નથી એથી તેમાં આભાસ થાય નહિ. તેમ સત્ત્વગુણનું કાર્ય હોવાથી અંતઃકરણ સ્વચ્છ છે, તેમાં ચેતનનો આભાસ થાય છે; શરીરાદિક અને ઘટાદિક તમોગુણનાં કાર્ય હોવાથી સ્વચ્છ નથી, તેઓમાં ચેતનનો આભાસ થાય નહિ.

૨૦૪: અંતઃકરણમાં દ્વિવિધ પ્રકાશ છે એથી તે જ પ્રમાતા છે.

એ રીતિએ અંતઃકરણમાં દ્વિવિધ પ્રકાશ છે. એક તો વ્યાપક ચેતનનો પ્રકાશ અને બીજો આભાસનો પ્રકાશ છે. શરીરાદિક અને ઘટાદિકોમાં એક વ્યાપક ચેતનનો પ્રકાશ તો છે, (પણ) બીજો આભાસનો પ્રકાશ નથી. એથી દ્વિવિધ પ્રકાશ સહિત અંતઃકરણવિશિષ્ટચેતન જ પ્રમાતા કહેવાય છે, એક પ્રકાશ સહિત જે ઘટાદિક તેઓએ કરીને સંયુક્ત ચેતન પ્રમાતા નહિ. જેઓના મતમાં અંતઃકરણમાં આભાસ નથી તેઓના મતમાં, ઘટાદિકોની પેઠે, અંતઃકરણમા પણ આભાસનો બીજો પ્રકાશ તો છે નહિ. વ્યાપક ચેતનનો જે એક પ્રકાશ અંતઃ-

કરણમાં છે તે જ વ્યાપકચેતનનો પ્રકાશ ઘટાદિકોમાં છે, એથી અંતઃકરણવિશિષ્ટની પેઠે ઘટવિશિષ્ટ વા શરીરવિશિષ્ટ વા ભિત્તિવિશિષ્ટચેતન પણ પ્રમાતા થવો જોઈએ. એ રીતિએ ઘટશરીરાદિકોથી અંતઃકરણમાં આ જ વિલક્ષણતા છે. અંતઃકરણ સત્ત્વગુણનું કાર્ય છે, એથી સ્વચ્છ હોવાથી ચેતનનો આભાસ ગ્રહણ કરવાને યોગ્ય છે; બીજા પદાર્થ સ્વચ્છ નથી, એથી આભાસ ગ્રહણ કરવાને યોગ્ય નથી. આભાસ ગ્રહણને યોગ્ય જે અંતઃકરણ તેણે કરીને સંયુક્ત ચેતન જ 'પ્રમાતા' કહેવાય છે. ઘટાદિક અને શરીરાદિક આભાસગ્રહણને યોગ્ય નથી, એથી તેઓએ કરીને વિશિષ્ટચેતન પ્રમાતા નથી. એ રીતિએ આભાસવાદ જ ઉત્તમ છે, અવચ્છેદવાદ નહિ.

### ૨૦૫: પ્રમાણ અને પ્રમા—ચેતન

જેમ અંતઃકરણ આભાસ સહિત છે, તેમ અંતઃકરણની વૃત્તિ પણ આભાસ સહિત જ હોય છે. સાભાસવૃત્તિવિશિષ્ટ ચેતન પ્રમાણચેતન કહેવાય છે.

અંતઃકરણની ઘટાદિવિષયાકાર જે વૃત્તિ તેમાં આરૂઢચેતનને પ્રમા અને યથાર્થજ્ઞાન કહે છે. તેનું સાધન જે ઇંદ્રિય તે પ્રમાણ કહેવાય છે. કેમ કે વિષયાકાર વૃત્તિમાં આરૂઢચેતનને પ્રમા (ચેતન) કહે છે, ત્યાં ચેતન યદ્યપિ સ્વરૂપે કરીને નિત્ય છે, એથી ઇંદ્રિયજન્યતાના અભાવથી, પ્રમાચેતનનુ સાધન ઇંદ્રિય નથી, તથાપિ નિરુપાધિક ચેતનમાં તો પ્રમાવ્યવહાર છે નહિ; કિંતુ વિષયાકારવૃત્તિ ઉપહિત ચેતનમાં પ્રમાવ્યવહાર થાય છે, એથી ચેતન વિષે પ્રમાશબ્દની પ્રવૃત્તિમાં વિષયાકારવૃત્તિ ઇંદ્રયજન્ય છે, ઇંદ્રિય તેનું સાધન છે. પ્રમાત્વની ઉપાધિ જે વૃત્તિ તે ઇંદ્રિયજન્ય હોવાથી, ઉપહિતા જે પ્રમા તે પણ ઇંદ્રિયજન્યા કહેવાય છે. એથી ઇંદ્રિય પ્રમાનું સાધન કહેવાય છે; પરંતુ અંતઃકરણનું સર્વ પરિણામ 'પ્રમા' નથી કહેવાતું, કિંતુ શરીરના અંતર જે અંતઃકરણ, તેનો વિષય ઘટાદિકો સુધી પરિણામ તેને પ્રમાણ કહે છે, (અને) વિષયથી (સાથે) મળીને વિષયના સમાન જે અંતઃકરણનું પરિણામ એટલાને 'પ્રમા'[૧૩૫] કહે છે. શરીરના અંતર જે અંતઃકરણ ત્યાંથી લઈ ને ઘટાદિક વિષય સુધી પહોંચ્યું જે અંતઃકરણનુ

---

૧૩૫. લોહની બરછીમાં લોહદંડ અને લોહફળ એમ બે ભાગ હોય છે; તેમ અંતઃકરણનું સર્વ પરિણામ બરછીરૂપ છે. તેમાં 'પ્રમાણ' એ દંડતુલ્ય છે, અને 'પ્રમા' એ ફળ જેવી છે.

પરિણામ તે જ પ્રમારૂપને ધારે છે; એથી પ્રમાનો, પ્રમાણરૂપ અંતઃકરણની વૃત્તિથી, અત્યંત ભેદ નથી. એ રીતિએ બહિરના પદાર્થનું પ્રત્યક્ષ જ્ઞાન જ્યાં થાય. ત્યાં અંતઃકરણની વૃત્તિ બહિર્ જઈને વિષય જે ઘટાદિક તેમના સમાનાકારરૂપને ધારે છે. અને શરીરના અંતર જે આત્મા. તેનું પ્રત્યક્ષ થાય, ત્યારે અંતઃકરણની વૃત્તિ બહિર્ જાય નહિ; કિંતુ શરીરના અંતર્ જ વૃત્તિ આત્માકાર થાય છે. તે વૃત્તિએ કરી આત્માને આશ્રિત આવરણ દૂર થાય છે, અને આત્મા પોતાના પ્રકાશે કરી તે વૃત્તિમાં પ્રકાશે છે. એ કારણથી વૃત્તિનો વિષય આત્માને કહ્યો છે. અને ચિદાભાસરૂપ જે વૃત્તિમાં ફળ, તે( ચિદાભાસ )નો વિષય આત્મા નથી. એ પ્રકારે સાક્ષીઆત્મા સ્વયંપ્રકાશરૂપ ભાન થાય છે એ સિદ્ધ થયું. ૧૧૬.

### તત્ત્વદૃષ્ટિરુવાચ

### ૧૦૬. (બ્રહ્મજ્ઞાન પ્રત્યક્ષ બને નહિ)

**इंद्रियके संबंध विनु, 'अहं ब्रह्म' यह ज्ञान ।**
**कैसै व्है प्रत्यक्ष प्रभु, मोकूं कहौ बखान ॥ ११७ ॥**

ઇંદ્રિયના સંબંધ વિણ. 'અહં બ્રહ્મ' એ જ્ઞાન;
કેમ થાય પ્રત્યક્ષ પ્રભુ? મુજને કહો સુજાન. ૧૧૭

'બ્રહ્મના અપરોક્ષજ્ઞાનથી સકલ અવિદ્યાજાળનો નાશ થાય છે, પરોક્ષજ્ઞાનથી ( થાય ) નહિ'. એ પૂર્વ કહ્યું તેના વિષે શંકા કરે છે. બ્રહ્મનું જ્ઞાન પ્રત્યક્ષ બને નહિ; કેમ કે ઇંદ્રિયજન્ય જ્ઞાન પ્રત્યક્ષ હોય છે. બ્રહ્મનું જ્ઞાન ઇંદ્રિયજન્ય બને નહિ. કેમ કે નેત્ર ઇંદ્રિયે રૂપવાનનું અથવા નીલાદિક રૂપનું જ્ઞાન થાય છે, એવું બ્રહ્મ નથી. એથી નેત્ર-ઇન્દ્રિયજન્ય જ્ઞાન બ્રહ્મનું બને નહિ.

### ૨૦૭. કેવા અભિપ્રાયથી રામકૃષ્ણાદિ પરમેશ્વર કહેવાય છે

રામકૃષ્ણાદિકોની જે મનુષ્યાકાર મૂર્તિ છે તે યદ્યપિ રૂપવતી છે, તથાપિ તે મૂર્તિ માયારચિતા છે, મિથ્યા છે, તે મૂર્તિ બ્રહ્મ નથી, અને પુરાણમાં રામકૃષ્ણાદિકોને બ્રહ્મરૂપતા કહી છે, તે તેમની શરીર-રૂપ મૂર્તિ બ્રહ્મરૂપ છે એ અભિપ્રાયથી નથી કહી, કિંતુ તેમના શરીરનું અધિષ્ઠાનચેતન બ્રહ્મ છે, એ અભિપ્રાયથી કહી છે. એ વિષે આવી શંકા થાય છે: 'સર્વ શરીરનું અધિષ્ઠાનચેતન બ્રહ્મ છે; એથી અધિષ્ઠાનચેતન અભિપ્રાયથી રામકૃષ્ણાદિકને બ્રહ્મરૂપતા કહી

હોય તો સર્વ શરીરનું અધિષ્ઠાનચેતન બ્રહ્મ હોવાથી, મનુષ્ય, પશુ, પક્ષી, આદિ સર્વ જ બ્રહ્મરૂપ છે. તેઓની સમાન જ રામકૃષ્ણાદિકો થશે, એથી રામકૃષ્ણાદિકોને અધિષ્ઠાચેતન બ્રહ્મ છે, એ અભિપ્રાયથી બ્રહ્મરૂપતા નથી કહી, કિંતુ તેઓને અન્ય જીવોથી વિશેષરૂપતાની સિદ્ધિ અર્થે, તેઓનું શરીર જ બ્રહ્મ છે એવું માનવું યોગ્ય છે.'

એ બને નહિ, કેમ કે શરીરનો બાધ કરીને તેમનાં શરીરોને બ્રહ્મરૂપતા માનીએ તો સર્વ શરીરોનો બાધ કરીને સર્વ જ શરીર બ્રહ્મરૂપ છે. અને બાધ કર્યા વિના તો અન્ય શરીરની પેઠે હસ્તપાદાદિક અવયવ સહિત રૂપવાન ક્રિયાવાન શરીરનો, નિરવયવ નિરૂપ અક્રિય બ્રહ્મ સહ અભેદ બને નહિ. એથી રામકૃષ્ણાદિકોનું શરીર બ્રહ્મ નહિ; પરંતુ એટલો ભેદ છે. જીવોનાં શરીર પુણ્યપાપને અધીન છે, ભૂતોનાં કાર્ય છે; અને જીવોને દેહાદિક અનાત્મપદાર્થો વિષે, અવિદ્યાબલથી અહંમમઅધ્યાસ છે: આચાર્યના ઉપદેશે તે અધ્યાસની નિવૃત્તિ થાય છે.

અને રામકૃષ્ણાદિકોનાં શરીર પોતાનાં પુણ્યપાપથી રચિત નથી, (અને) ભૂતોનાં કાર્ય નથી. કિંતુ જેવાં સૃષ્ટિના આદિમાં પ્રાણીઓનાં કર્મ ભોગ દેવાને સમ્મુખ થાય, ત્યારે આપ્તકામ ઈશ્વરમાં પણ પ્રાણીઓના કર્મ અનુસાર, 'હું જગતની ઉત્પત્તિ કરુ' એવો સંકલ્પ થાય છે. તે સંકલ્પથી જગતની ઉત્પત્તિરૂપ સૃષ્ટિ થાય છે. તેમ સૃષ્ટિથી અંતર પણ, 'હુ જગતનું પાલન કરું,' એવો ઈશ્વરનો સંકલ્પ થાય છે; તે સંકલ્પથી જગતનું પાલન થાય છે. [કર્મોના અનુસાર સુખદુઃખનો સંબંધ (કરી દેવો તે) પાલન કહેવાય છે.] તે પાલનસંકલ્પના મધ્યે, ઉપાસક પુરુષોની ઉપાસનાના બળથી, ઈશ્વરને આવો સંકલ્પ થાય છે: 'રામકૃષ્ણાદિક નામ સહિત મૂર્તિ સર્વને પ્રતીત થાય.' તે ઈશ્વરસંકલ્પથી, વિશેષનામરૂપરહિત ઈશ્વરમાં, રામકૃષ્ણાદિક નામ પીતાંબરધરાદિ શ્યામસુંદરવિગ્રહરૂપની ઉત્પત્તિ થાય છે. તે વિગ્રહ (દેહ) કર્મને અધીન નથી. યદ્યપિ રામકૃષ્ણાદિ વિગ્રહથી સાધુ અને દુષ્ટોને ક્રમથી સુખદુઃખ થાય છે. જે જેનાં સુખદુઃખનો હેતુ હોય તે તેનાં પુણ્યપાપથી રચિત હોય છે, એથી પુણ્યપાપ અધીન કહેવાય છે. એ રીતિએ અવતારોનાં શરીર, સાધુ પુરુષોને સુખનો હેતુ હોવાથી, સાધુ પુરુષોના પુણ્યસમુદાયથી રચિત છે. તેમ અસુરાદિક અસાધુ પુરુષોને દુઃખનો હેતુ હોવાથી, તેમનાં (અસાધુ પુરુષનાં) પાપથી રચિત છે. એથી 'અવતારોનાં શરીર પુણ્યપાપને અધીન નહિ,' એ

કહેવું નહિ સંભવે. તથાપિ જેમ જીવે પૂર્વશરીરમાં કર્યાં છે, તેમનું ફળ–સુખદુઃખ–ઉત્તરશરીરમાં તે જીવને થાય છે. ત્યાં શરીરઅભિમાની જીવના પૂર્વ શરીરના પોતાનાં પુણ્યપાપને અધીન ઉત્તરશરીર કહેવાય છે; તેમ રામકૃષ્ણાદિકનાં શરીર, યદ્યપિ સાધુ–અસાધુ પુરુષોનાં પુણ્ય-પાપને અધીન છે, અને તેઓને સુખદુઃખનો હેતુ છે, પરંતુ રામ-કૃષ્ણાદિકોનાં, (પોતાનાં) પુણ્યપાપથી રચિત અવતારશરીર નથી. અને તેઓને પોતાના શરીરથી સુખનો તથા દુઃખનો ભોગ થાય નહિ. એથી રામકૃષ્ણાદિકોનાં શરીર પોતાનાં પુણ્યપાપને અધીન નથી, એ સંભવે છે.

તેમ ભૂતોના પરિણામ પણ રામકૃષ્ણાદિક શરીર નથી; કિંતુ ચેતન આશ્રિત માયાનું પરિણામ છે. જો પંચીકૃતભૂતોનાં પરિણામ હોય તો કૃષ્ણશરીર વિષે રજ્જુકૃત બંધનાદિકોનો અભાવ શાસ્ત્રમાં કહ્યો છે, તે અસંગત થશે. યદ્યપિ પંચભૂતરચિત સિદ્ધયોગીશરીરમાં પણ બંધનાદિક થાય નહિ, તથાપિ યોગીશરીરમાં (યોગસિદ્ધ થવાથી) પ્રથમ બંધનાદિકોનો સંભવ હોય છે. પછી યોગાભ્યાસરૂપ પુરુષાર્થથી બંધનદાહાદિકોની યોગ્યતા નાશ થાય છે. કૃષ્ણાદિકોનાં શરીરમાં યોગીની પેઠે કંઈ પુરુષાર્થે કરી બંધનાદિકોનો અભાવ નથી. કિંતુ તેઓનાં શરીર સહજ જ બંધનાદિ યોગ્ય નથી. એથી ભૂતોના પરિણામ નથી; અને માણ્ડૂક્યભાષ્યની[૧૩૬] ટીકામાં આનંદગિરિએ રામાદિકશરીર ભૂતોના પરિણામ કહ્યા છે, તે સ્થૂલદષ્ટિએ અન્ય શરીરના સમાન તે શરીર પ્રતીત થાય છે, એ અભિપ્રાયથી કહ્યાં છે. કેમ કે ભાષ્યકારે ગીતાભાષ્યમાં આ કહ્યું છે: 'જીવોના ઉપર અનુગ્રહ કરીને શરીર-ધારીની પેઠે 'માયાના બળથી પરમાત્મા કૃષ્ણરૂપ પ્રતીત થાય છે. તે જન્માદિકરહિત છે. વસુદેવ દ્વારા દેવકીથી તેનો જન્મ પણ 'માયાથી પ્રતીત થાય છે.' એ રીતિએ ભાષ્યકારે કૃષ્ણશરીર માયાનું કાર્ય કહ્યું છે. એથી (પંચ)ભૂતોથી અવતાર શરીરની ઉત્પત્તિ નથી; કિંતુ તેઓનાં શરીરોનું ઉપાદાનકારણ સાક્ષાત્ માયા છે.

૧૩૬. એ નામનું એક ઉપનિષદ છે. તેના ઉપર શંકરના પરમગુરુ ગૌડ-પાદાચાર્યની જે કારિકાઓ છે, તે ઉપર શંકરનું ભાષ્ય છે. તે ભાષ્યની ટીકામાં એ ઉપનિષદ સંબંધમાં આ વાક્ય પ્રચલિત છે:

माण्डूक्यमेकमेवालं मुमुक्षूणां हिताप्तये ।
तथाप्यसिद्धं चेत् ज्ञानं दशोपनिषद पठ ॥

અન્ય જીવોને દેહાદિકોમાં આત્મભ્રાંતિ છે. રામકૃષ્ણાદિકોને નથી; કેમકે જીવનો ઉપાધિ,–અવિદ્યા, મલિનસત્ત્વગુણવતી છે, રામકૃષ્ણાદિકોનો ઉપાધિ,–માયા, શુદ્ધસત્ત્વગુણવતી છે; એથી જીવોને અવિદ્યાકૃત ભ્રાંતિ અને રામકૃષ્ણાદિકોને માયાકૃત સર્વજ્ઞતા હોય છે. જીવોને અજ્ઞાનકૃત આવરણ અને ભ્રાંતિના નાશનિમિત્ત, આચાર્ય દ્વારા મહાવાક્યના ઉપદેશજન્ય જ્ઞાનની અપેક્ષા છે. તેમ રામકૃષ્ણાદિકોને આવરણ અને ભ્રાંતિ નથી, એથી ઉપદેશજન્ય જ્ઞાનની અપેક્ષા નથી. કિંતુ જીવને અંતઃકરણની વૃત્તિરૂપ ( ઉપદેશજન્ય ) જ્ઞાનની પેઠે ઈશ્વરને માયાની વૃત્તિરૂપ આત્માનું જ્ઞાન તો ઉપદેશાદિ વિના પણ હોય છે, પરંતુ તે જ્ઞાનથી કશું પ્રયોજન તેમને (રામાદિકોને) સિદ્ધ થતું નથી; કેમ કે જીવોને ઘટાદિકના જ્ઞાનથી, આવરણભંગ અને વિષય જે ઘટાદિક તેઓને પ્રકાશ થાય છે. અને બ્રહ્મરૂપે આત્માનું જ્ઞાન જે જીવોને થાય છે, ત્યાં જ્ઞાનનો વિષય જે આત્મા તેનો આવરણભંગ તો જ્ઞાનથી થાય છે, અને આત્મા (રૂપ) વિષય સ્વયંપ્રકાશ છે. એથી આત્મજ્ઞાને કરી વિષયનો પ્રકાશ થાય નહિ. તેમ ઈશ્વરને માયાની વૃત્તિરૂપ જે ‘અહં બ્રહ્માસ્મિ’ એવું જ્ઞાન, તે(જ્ઞાન)નો વિષય ઈશ્વરનો આત્મા, તે આવરણરહિત સ્વયંપ્રકાશ છે; એથી આવરણભંગ વા વિષયનો પ્રકાશ ઈશ્વરના જ્ઞાનનું પ્રયોજન નથી. જેમ જીવન્મુક્ત વિદ્વાનને, નિરાવરણ આત્માને વિષય કરવાવાળી અંતઃકરણની ‘અહં બ્રહ્માસ્મિ’ એવી વૃત્તિ, આવરણભંગાદિક પ્રયોજનરહિતા હોય છે, તેમ ઈશ્વરને પણ આવરણભંગાદિક પ્રયોજન વિના માયાની વૃત્તિરૂપ ‘અહં બ્રહ્માસ્મિ’ એવું જ્ઞાન, ઉપદેશાદિક વિના હોય છે.

એ રીતિએ રામકૃષ્ણાદિકોને જીવોથી વિલક્ષણતા(રૂપ) ઈશ્વરતા હોય છે, તોપણ તેઓનું શરીર માયારચિત છે એથી બ્રહ્મ નથી, કિંતુ મિથ્યા છે. માયાએ ઉત્પન્ન કર્યું જે અવતારનું શરીર તે હસ્તપાદાદિક અવયવ સહિત અને રૂપ સહિત કર્યું છે; એથી નેત્રઇંદ્રિયનો[૧૩૭] વિષય તેઓનું શરીર હોય છે. બ્રહ્મને નેત્રઇંદ્રિય વિષય કરે નહિ.

૨૦૮. તેમ ત્વચાઇંદ્રિય પણ સ્પર્શને અને સ્પર્શના આશ્રયને વિષય કરે છે. બ્રહ્મ સ્પર્શ નથી અને સ્પર્શનો આશ્રય નથી, એથી

૧૩૭. નેત્ર અને ત્વચા એ બે ઇંદ્રિયોમાં, ગુણ અને ગુણી એ ઉભયના ગ્રહણનું સામર્થ્ય છે. શ્રોત્ર, રસના, અને ઘ્રાણ એ ત્રણ ઇંદ્રિયોમાં, કેવળ ગુણના ગ્રહણનું સામર્થ્ય છે; ગુણીના ગ્રહણનું સામર્થ્ય નથી.

ત્વચાઇંદ્રિયનો વિષય નથી.

૨૦૯. રસનાઇંદ્રિયે રસનું જ્ઞાન, ઘ્રાણે ગંધનું જ્ઞાન, શ્રોત્રે શબ્દનું જ્ઞાન થાય છે. રસ-ગંધ-શબ્દથી બ્રહ્મ વિલક્ષણ છે; એથી રસનાએ, ઘ્રાણે, અને શ્રોત્રે કરી બ્રહ્મનું જ્ઞાન થાય નહિ.

૨૧૦. એને કર્મઇંદ્રિય જ્ઞાનનાં સાધન નથી, કિંતુ વચનાદિક ક્રિયાનાં સાધન છે; એથી તેઓએ કરી તો કશાનું જ્ઞાન થાય નહિ.

એ રીતિએ કોઇ ઇંદ્રિય વડે બ્રહ્મનું જ્ઞાન બને નહિ. ઇંદ્રિય વડે જે જ્ઞાન, તે જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે. (પ્રત્યક્ષનેજ અપરોક્ષ કહે છે.) એથી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન બને નહિ, કિંતુ શબ્દે કરી બ્રહ્મનું જ્ઞાન થાય છે. જે શબ્દે કરી જ્ઞાન હોય તે પરોક્ષ હોય છે, એથી બ્રહ્મનું જ્ઞાન પણ પરોક્ષજ થાય છે. (એ પ્રમાણે તત્ત્વદૃષ્ટિની શંકા છે.)

## શ્રીગુરુરુવાચ

### ૨૧૧: ગત અંક ૨૦૬થી ૨૧૦ પર્યંતની શંકાનું સમાધાન

### પ્રત્યક્ષજ્ઞાનને ઇંદ્રિયજન્યતાનો અનિયમ

दुहो

**इंद्रिय बिन प्रत्यक्ष नहि, सिष यह नियम न जान।**
**बिन इंद्रिय प्रत्यक्ष व्है, जैसे सुख दुःख ज्ञान ॥११८॥**

ઇંદ્રિય વિન પ્રત્યક્ષ નહિ, શિષ્ય ! એ નિયમ ન જાણ;
વિનેન્દ્રિય પ્રત્યક્ષ છે, જેમ દુ:ખસુખ જ્ઞાન. ૧૧૮

'ઇંદ્રિયસંબંધ વિના પ્રત્યક્ષજ્ઞાન થાય નહિ;' એ નિયમ નથી કેમ કે જેમ સુખનું અને દુઃખનું જ્ઞાન થાય તે કોઇ ઇંદ્રિયે કરી થાય નહિ, (તેમ છતાં) તે સુખદુઃખનું જ્ઞાન પણ પ્રત્યક્ષ હોય છે. એથી ઇંદ્રિય સંબંધે કરી જે જ્ઞાન થાય તેજ પ્રત્યક્ષ જ્ઞાન થાય, એ નિયમ નથી. કિંતુ વિષયસંગ વૃત્તિનો સંબંધ થઇને વિષયાકારવૃત્તિ જ્યાં થાય ત્યાં પ્રત્યક્ષજ્ઞાન[૧૩૮] કહેવાય છે. વિષયસંગ વૃત્તિનો તે સંબધ

૧૩૮. પ્રત્યક્ષજ્ઞાન કિંવા અપરોક્ષજ્ઞાનનુ લક્ષણ આ પ્રમાણે કહેવાય છે: અનધિગતઅબાધિતવર્તમાનયોગ્યવિષયચૈતન્યઅભિન્ન પ્રમાણચૈતન્ય.

નિરુક્તવિષયચૈતન્યભિન્ન પ્રમાણચૈતન્ય એ પરોક્ષજ્ઞાન કહેવાય છે.

'વિષયચેતનનો વૃત્તિચેતનસહ અભેદ,' એ વિશેષણ પ્રત્યક્ષજ્ઞાનનુ વ્યાવર્તક-લક્ષણ છે. તે અભેદ ક્યાંક ઇંદ્રિયદ્વારા (૧) હોય છે, ક્યાંક શબ્દે કરી (૨) હોય છે. અને ક્યાંક ઇંદ્રિય-શબ્દ-રૂપ બાહ્યનિમિત્ત વિના પણ અંતઃકરણની કેવળ-વૃત્તિ દ્વારા (૩) હોય છે. ચેતનનો સ્વરૂપે કરીને તો ક્યાંય ભેદ છે જ નહિ.

ક્યાંક ઇંદ્રિય દ્વારા થાય છે; અને ક્યાંક શબ્દે કરી થાય છે. જેમ 'દશમો તું છું' (જુઓ પૃષ્ઠ ૧૯, ટિપ્પણી ૨૯) એ શબ્દે કરી દશમો જે પોતે તે સાથે અંતઃકરણની વૃત્તિનો સંબંધ થઈને દશમાકાર વૃત્તિ થાય છે; એથી શબ્દજન્ય પણ દશમાનું નામ પ્રત્યક્ષ થાય છે.

તેમ પ્રમાતા વિષે સુખદુઃખ થાય, ત્યારે સુખાકાર દુઃખાકાર અંતઃકરણની વૃત્તિ થાય, (તથા) તે વૃત્તિ સાથે સુખદુઃખનો સંબંધ થાય છે, એથી સુખદુઃખનું જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે. પૂર્વ ઉત્પન્ન સુખદુઃખ નષ્ટ થયા પછી જ્યાં પુરુષને સાંભરી આવે, ત્યાં સુખાકાર–દુઃખાકાર અંતઃકરણની વૃત્તિ તો થાય છે, પરંતુ નષ્ટ થયેલાં સુખદુઃખ સાથે વૃત્તિનો સંબંધ નથી; એથી તે જ્ઞાન સ્મૃતિરૂપ છે, પ્રત્યક્ષરૂપ નથી. યદ્યપિ અંતઃકરણના ધર્મ સુખદુઃખ સાક્ષીભાસ્ય છે, તથાપિ સુખાકાર–દુઃખાકાર અંતઃકરણની વૃત્તિ દ્વારા સાક્ષી સુખદુઃખનો પ્રકાશ કરે છે. જે સાક્ષીભાસ્ય પદાર્થ છે તેમને પણ સાક્ષી વૃત્તિની અપેક્ષાથી જ પ્રકાશે છે. જેમ શુક્તિરજત સાક્ષીભાસ્ય છે, ત્યાં અવિદ્યાની વૃત્તિની અપેક્ષા કરીને સાક્ષી રજતને પ્રકાશે છે. પરંતુ સુખદુઃખના પ્રકાશમાં અંતઃકરણની વૃત્તિ સાક્ષીની સહાયિકા છે અને મિથ્યા રજતાદિકના પ્રકાશમા અવિદ્યાની વૃત્તિ (સાક્ષીની) સહાયિકા છે.

એ રીતિએ સાક્ષીભાસ્ય પદાર્થના જ્ઞાનમાં પણ વૃત્તિની અપેક્ષા છે. તે વૃત્તિ જ્યાં ઇંદ્રિયાદિક બાહ્ય સાધનથી થાય, (ત્યાં) તે(વૃત્તિ)નો વિષય સાક્ષીભાસ્ય નથી કહેવાતો. સુખદુઃખને વિષય કરવાવાળી વૃત્તિમાં બાહ્યેન્દ્રિયાદિક હેતુ નથી; કિંતુ જ્યારે સુખાદિક ઉત્પન્ન થાય, તે જ કાળમા અન્ય સાધનની અપેક્ષા વિના, સુખાકાર–દુઃખાકાર અંતઃકરણ-

---

કિંતુ વિષય અને વૃત્તિરૂપ ઉપાધિએ કરેલ ભેદ છે, તે ઉપાધિ જ્યારે ભિન્ન દેશમા સ્થિત હોય, ત્યારે તે ઉપાધિમત્ ચેતનનો ભેદ કહેવાય છે. જ્યારે વિષયાકારવૃત્તિ થાય ત્યારે ઉભયઉપાધિ–વિષયરૂપઉપાધિ–અને વૃત્તિરૂપઉપાધિ–એકદેશ વિષે સ્થિત થાય છે, એથી તે ઉપાધિમત્ વિષયચેતન અને વૃત્તિચેતનનો અભેદ કહેવાય છે. તે 'વિષયચેતનસહ વૃત્તિચેતનનો અભેદ,' એ જ પ્રત્યક્ષજ્ઞાન કહેવાય છે. એને અપરોક્ષજ્ઞાન અને સાક્ષાત્કાર પણ કહે છે. એ પ્રત્યક્ષજ્ઞાનનું લક્ષણ–ઇંદ્રિય દ્વારા (૧) ઇંદ્રિયજન્ય બાહ્ય ઘટાદિકોના પ્રત્યક્ષ જ્ઞાન વિષે, અને શબ્દદ્વારા (૨) મહાવાક્યજન્ય બ્રહ્મના પ્રત્યક્ષ જ્ઞાન વિષે, અને ઇંદ્રિય–શબ્દ–રૂપ બાહ્યનિમિત્ત વિના (૩) અંતર્ ઊપજતા સુખદુઃખના પ્રત્યક્ષ જ્ઞાન વિષે અનુગત છે; અને અવિદ્યાની વૃત્તિરૂપ જીવના રજ્જુસર્પાદિકના જ્ઞાન વિષે અને વિદ્યા કિંવા માયાની વૃત્તિરૂપ ઈશ્વરના જ્ઞાન વિષે પણ અનુગત છે. પં. પી. પુ.

ની વૃત્તિ થાય છે, તે વૃત્તિમાં આરૂઢ સાક્ષી સુખદુઃખને પ્રકાશે છે, એથી સુખદુઃખ સાક્ષીભાસ્ય કહેવાય છે.

૨૧૨. અને બાહ્ય જે ઘટાદિક છે તેમની સાથે અંતઃકરણની વૃત્તિનો સંબંધ નેત્રાદિક ઇંદ્રિય દ્વારા થાય છે; એથી ઘટાદિક સાક્ષીભાસ્ય નથી.

(બ્રહ્મનું જ્ઞાન પ્રત્યક્ષ સંભવે છે)

તેમ બ્રહ્માકાર[૧૩૯] અંતઃકરણની વૃત્તિ થાય છે, તે અંતઃકરણની વૃત્તિ બહિર્ જતી નથી, કિંતુ શરીરના અંતર જ થાય છે. તે વૃત્તિ સાથે બ્રહ્મનો સંબંધ છે; એથી બ્રહ્મનું જ્ઞાન પણ સુખદુઃખના જ્ઞાનની પેઠે પ્રત્યક્ષરૂપ છે. પરંતુ સુખાકાર–દુઃખાકાર વૃત્તિમાં બાહ્ય (પ્રમાણરૂપ) સાધનની અપેક્ષા નથી; એથી સુખદુઃખ સાક્ષીભાસ્ય છે અને બ્રહ્માકાર જે અંતઃકરણની વૃત્તિ, તેમાં તો ગુરુ દ્વારા વેદવચનનો શ્રોત્ર સાથે સંબંધ (રૂપ) બાહ્ય સાધન જોઈએ છીએ; એથી બ્રહ્મ સાક્ષીભાસ્ય[૧૪૦] નથી. એ રીતિએ જ્યાં વિષય સાથે વૃત્તિનો સંબંધ થાય ત્યાં પ્રત્યક્ષજ્ઞાન કહેવાય છે. 'અહં બ્રહ્માસ્મિ' એ વૃત્તિનો, વિષય જે

---

૧૩૯. જેમ ચક્ષુ વિષે સૂર્યની અભેદતા છે. તે અભેદતા અંગુલિ આદિરૂપ સ્વલ્પ આવરણે કરી આચ્છાદિત થયે, બ્રહ્માણ્ડવર્તી સૂર્યનો પ્રકાશ દેખાતો નથી. અને તે આવરણ નિવૃત્ત થયે ચક્ષુગત અંતઃકરણની વૃત્તિએ બ્રહ્માણ્ડવર્તી સૂર્યનો પ્રકાશ દેખાય છે; તેમ સાક્ષી આત્મા વિષે બ્રહ્મની અભેદતા છે. તે અભેદતા અંતઃકારણગત અજ્ઞાનાંશરૂપ સ્વલ્પ આવરણે કરી આચ્છાદિત થયે, સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્મ પ્રત્યક્ષ ભાસતું નથી. જ્યારે શરીરની અંતર્ ઊપજી બ્રહ્મ–આત્માની અભેદતાના આકારવૃત્તિએ કરી ઉક્ત આવરણભંગ થાય, ત્યારે ગૃહગત આકાશના અસંગતાદિકના જ્ઞાને કરી મહાકાશના અસંગતાદિકના જ્ઞાનની પેઠે, સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્મનું સ્વપ્રકાશતાએ કરીને ભાન થાય છે. પં. પી. પુ.

૧૪૦. જેમ બ્રહ્મ સાક્ષીભાસ્ય નહિ, તેમ બ્રહ્મ, ચિદાભાસ સહિત અંતઃકરણની વૃત્તિરૂપ પ્રમાતાનો પણ, વિષય નહિ. અન્ય દીપકની અપેક્ષાએ રહિત કેવળ ચક્ષુના વિષય દીપકની પેઠે, અંતઃકરણની 'અહં બ્રહ્માસ્મિ' એ આકારવતી કેવળ વૃત્તિનો વિષય બ્રહ્મ છે. એથી બ્રહ્મ પ્રમાતાભાસ્ય પણ નથી. કિંતુ પોતાના પ્રકાશમાં અન્ય પ્રકાશની અપેક્ષાએ રહિત સર્વનું પ્રકાશક એવું સ્વયં પ્રકાશરૂપ બ્રહ્મ છે. વૃત્તિ પણ, જેમ ક્ષાર, વસ્ત્રના મળને દૂર કરે છે, તેની પેઠે, બ્રહ્મપરનું આવરણ ભગ્ન કરે છે–તે જ વૃત્તિનું વિષય કરવું છે: વૃત્તિનું અન્ય પ્રકારનું વિષય કરવુ નથી. અને 'અહં બ્રહ્માસ્મિ' એવી વૃત્તિરૂપ તત્ત્વજ્ઞાનને બાહ્ય–સાધનની અપેક્ષા વિના સાક્ષી પ્રકાશે છે. એથી તત્ત્વજ્ઞાન સાક્ષીભાસ્ય છે.

બ્રહ્મ, તે સાથે સંબંધ છે; એથી બ્રહ્મનું જ્ઞાન પ્રત્યક્ષ સંભવે છે.

(પ્રત્યક્ષ–પરોક્ષ જ્ઞાન)

અને જ્યા ધૂમને દેખીને અગ્નિનું જ્ઞાન થાય છે, ત્યાં ધૂમનું જ્ઞાન તો પ્રત્યક્ષ છે, પણ અગ્નિનું જ્ઞાન પ્રત્યક્ષ નથી કેમ કે નેત્ર દ્વારા અંતઃકરણની વૃત્તિનો ધૂમ સાથે સંબંધ છે, એથી ધૂમનું જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે; અને અનુમાનથી, અંતઃકરણની વૃત્તિ શરીરના અંતર્ અગ્નિના આકારને ગ્રહણ કરવાવાળી તો થઈ, પરંતુ અગ્નિ સાથે વૃત્તિનો સબંધ નથી; એથી અગ્નિનું જ્ઞાન પ્રત્યક્ષ નથી. એ રીતિએ જ્યાં વૃત્તિ સાથે વિષયનો સંબંધ થાય, ત્યાં 'પ્રત્યક્ષ' જ્ઞાન કહેવાય છે. જ્યાં વૃત્તિ સાથે વિષયનો સંબંધ હોય નહિ, વિષય બહિર્ દૂર હોય, અથવા ભૂત વા ભવિષ્યત્ હોય અને અનુમાને અથવા શબ્દે વિષયાકારવૃત્તિ અંતર્ થાય, તે જ્ઞાન 'પરોક્ષ' કહેવાય છે. ઇંદ્રિયજન્ય જ્ઞાન જ પ્રત્યક્ષ હોય છે એ નિયમ નથી. જેમ સુખદુઃખનું જ્ઞાન ઇંદ્રિયજન્ય નથી અને પ્રત્યક્ષ છે; તેમ દશમ પુરુષનું જ્ઞાન શબ્દજન્ય છે તોપણ પ્રત્યક્ષ હોય છે. એ રીતિએ ગુરુ દ્વારા શ્રવણ કર્યો જે મહાવાક્યરૂપ વેદ શબ્દ, તે(શબ્દ)થી ઉત્પન્ન થયુ બ્રહ્મજ્ઞાન પણ પ્રત્યક્ષ જ સંભવે છે. ૧૧૮

(બ્રહ્માત્મૈકત્વ ઉપદેશે તત્ત્વદષ્ટિના ભેદભ્રમનો અંત)

दुहा

गुरुको अस उपदेश सुनि, तत्त्वदृष्टि बुद्धिमंत ।
ब्रह्मरूप लखि आतमा, कियो भेद भ्रम अंत ॥ ११९ ॥
अहं ब्रह्म या वृत्तिमें, निरावरन व्है भान ।
दादू आदिरूप सो, यों हम लियो पिछान ॥ १२० ॥

ગુરુનો એ ઉપદેશ સુણી, તત્ત્વદૃષ્ટિ ધીમંત;
આત્મા જાણી બ્રહ્મરૂપ, કર્યો ભેદભ્રમ અંત. ૧૧૯
'અહં બ્રહ્મ' એ વૃત્તિમાં, નિરાવરણ છે ભાન;
દાદુ આદિરૂપ તે, એમ લીધુ અમે પિછાની. ૧૨૦

इति श्रीविचारसागरे उत्तमाधिकायुपदेशनिरूपणं नाम चतुर्थस्तरंग समाप्त.

## પંચમ તરંગ

# શ્રીગુરુવેદાદિવ્યાવહારિકપ્રતિપાદન મધ્યમાધિકારિસાધનનિરૂપણ

### ૨૧૩: અદ્વૈતમત વિષે અદૃષ્ટિની શંકા

પૂર્વ તરંગમાં એમ કહ્યું કે, 'ગુરુમુખ દ્વારા શ્રવણ કર્યા વેદવાક્યથી અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.' તેને સાંભળીને અદૃષ્ટિ નામ દ્વિતીય શિષ્ય આ શંકા કરે છે: વેદગુરુ સત્ય હોય તો અદ્વૈતની હાનિ, અસત્ય હોય તો તેમનાથી પુરુષાર્થની પ્રાપ્તિ બને નહિ. બંને રીતિએ વેદગુરુથી અદ્વૈતજ્ઞાન બને નહિ.

चोपाई

वेद रु गुरु जो मिथ्या कहिये, तिनतैं भवदुख नस्यो न चहिये ।
जैसे मिथ्या मरुथलको जल, प्यास नासको नहि तामैं बल ॥ १ ॥
सत्यवेद गुरु कहैं तु द्वैत, भयो गयो सिद्धांत अद्वैत ।
यों शंकरमत पेखि अशुद्धा, तज्यो सकल मध्वादि प्रबुद्धा ॥ २ ॥
यह शंका भगवान मुहिं उपजै, उत्तर देहु दयाल न कृपिजै ।
गुरु बोले शिषकी सुनि बानी, शंकरको मत परम प्रमानी ॥ ३ ॥
च्यारियार मध्वादिक जे हैं, वेद विरुद्ध कहत सब ते हैं ।
यामैं व्यासवचन सुनि लीजै, शंकरमतहि प्रमान करी जै ॥ ४ ॥

વેદ ગુરુ જો મિથ્યા કહિયે, તેથી ભવદુખ નાશું ન જોઈયે;
જેમ જ મિથ્યા મરુસ્થળનું જલ, તૃષાનાશનુ તેમાં નહિ બલ. ૧
સત્ય વેદગુરુ કહે તો દ્વૈત થાય, જાય સિદ્ધાંત અદ્વૈત;
એમ જોઈ શંકરમત અશુદ્ધ, ત્યજો સકલ મધ્વાદિ પ્રબુદ્ધ. ૨
એ શંકા ભગવન્ મમ ઊપજે. દો ઉત્તર દયાળુ વિણ ખીજે;

### ૨૧૪: ગુરુનો ઉત્તર—શંકરમતની પ્રમાણતા

ગુરુ બોલ્યા શિષ્યની સુણી વાણી. શંકરનું મત પરમ પ્રમાણિ. ૩
ચાર મિત્ર[૧૪૧] મધ્વાદિક જે છે, વેદવિરુદ્ધ કહે સર્વે તે છે;
એમાં વ્યાસ-વચન સુણી લઈયે, શંકરમત જ પ્રમાણુ કરિયે. ૪

---

૧૪૧. રામાનુજ, મધ્વ, નિંબાર્ક અને વલ્લભ.

(વ્યાસનારાયણનાં વચન)

कलिमें वेद अर्थ बहु करि है, श्रीशंकरशिव तब अवतरि है।
जैनबुद्धमत मूल उखारै, गंगातें प्रभु मूर्ति निकारै ॥५॥
जैसें भानु उदय उजियारो, दूरि करे जगमें अंधियारो।
सब वस्तुहि ज्योंकि त्यों भासै, संशय और विपर्यय नाशै ॥६॥
वेद अर्थ में त्यों अज्ञाना, नहीं है श्रीशंकर व्याख्याना।
करि है ते उपदेश यथारथ, नाशहि संशय अरु अयथारथ ॥७॥
और जु वेद अर्थकूं करिहैं, ते शठ वृथा परिश्रम धरिहैं।
यों पुरानमें व्यास कही है, शकंरमतमें मान यही है ॥८॥
मध्वादिकको मत न प्रमानी, यह हम व्यासवचनतें जानी।
और प्रमान कहूं सो सुनिये, वाल्मीकिऋपि मुख्य जु गिनिये ॥९॥
तिन मुनि कियो ग्रंथ वासिष्ठा, तामैं मत अद्वैत स्पष्टा।
श्रीशंकर अद्वैत हि मान्यो, तिनको मत यह हेतु प्रमान्यो ॥१०॥
वाल्मीकिरिषि वचन विरुद्धं, भेदवाद लखि सकल अशुद्धं ॥११॥

'કલિમા વેદઅર્થ બહુ કરશે, શ્રીશંકર શિવ તદાવતરશે;
જૈનબુદ્ધમત મૂલ ઉખાડશે, ગંગાથી પ્રભુમૂર્તિ કાઢશે. ૫
જેમ જગતમાં સૂર્યપ્રકાશ, અંધકારનો કરે જ નાશ;
સર્વ વસ્તુ જ્યમત્યમ ભાસે, સંશય અને વિપર્યય નાસે. ૬
વેદઅર્થમા તેમ અજ્ઞાન, દૂર કરે શંકર–વ્યાખ્યાન;
કરશે તે ઉપદેશ યથાર્થ, નાસે સંશય ને અયથાર્થ.[૧૪૨] ૭
વેદઅર્થ બીજા જે કરશે, તે શઠ વૃથા પરિશ્રમ ધરશે.'
એમ વ્યાસ પુરાણે કે છે, પ્રમાણ શંકરમતમાં એ છે. ૮
મધ્વાદિકનો મત ન પ્રમાણ્યો, એ અમ વ્યાસવચનથી જાણ્યું.
અન્ય પ્રમાણ કહું તે સુણિયે, વાલ્મીકિ ઋષિ મુખ્ય જે ગણિયે. ૯
તે મુનિકૃત ગ્રંથ વાસિષ્ઠ, તેમાં મત અદ્વૈત સ્પષ્ટ;
શંકરે અદ્વૈત વખાણ્યો, તેનું મત એ હેતુ પ્રમાણ્યો. ૧૦
વાલ્મીકિઋષિ વચનવિરુદ્ધ, ભેદવાદ લખ સકલ અશુદ્ધ. ૧૧

## ૨૧૫ : ભેદવાદની અપ્રમાણતા

સર્વ પ્રકરણનો ભાવ આ છે: વ્યાસભગવાને પુરાણમાં આ કહ્યું છે: 'જ્યારે કલિમાં વેદના અર્થ (લોક) નાના પ્રકારે કરશે ત્યારે

૧૪૨. અયથાર્થ=ભ્રાંતિ.

કૃપાળુ શિવ, શ્રીશંકર નામ ધરીને અવતાર લઈને, બદ્રિનાથની મૂર્તિનો દેવનદીમાંથી ઉદ્ધાર, સ્વસ્થાનમાં સ્થાપન, જૈનબુદ્ધમતખંડન અને વેદનું યથાર્થ વ્યાખ્યાન કરશે. (વાયુ–કૂર્માદિપુરાણગત[૧૪૩]) એ વ્યાસવચનથી શ્રીશંકરમત પ્રમાણ છે; અને મધ્વાદિકોનો ભેદમત અપ્રમાણ છે અને ઉપનિષદ, ગીતા, સૂત્ર, એ ત્રણ જે વેદાંતનાં પ્રસ્થાન (ઉપદેશના ઉપાય) છે, તેમનાં યદ્યપિ મધ્વાદિકે કોઈ રીતિએ ખેંચીને સ્વસ્વ મતને અનુસાર વ્યાખ્યાન કર્યાં છે, તથાપિ વ્યાસવચનથી શ્રી-શંકરકૃત વ્યાખ્યાન જ યથાર્થ છે. અને આદિકવિ સર્વજ્ઞ વાલ્મીકિ ઋષિએ ઉત્તરરામાયણ (યોગ) વાસિષ્ઠ નામે ગ્રંથ કર્યો છે, ત્યાં અદ્વૈત મતમાં પ્રધાન જે દૃષ્ટિસૃષ્ટિવાદ[૧૪૪] છે, તે અનેક ઇતિહાસોથી પ્રતિપાદન કર્યો છે. એથી વાલ્મીકિવચન અનુસાર અદ્વૈતમત પ્રમાણ છે; અને વાલ્મીકિવચન વિરુદ્ધ ભેદમત અપ્રમાણ છે. એ રીતિએ સર્વજ્ઞ ઋષિમુનિવચનવિરોધથી ભેદવાદ અપ્રમાણ કહ્યો, અને યુક્તિથી પણ ભેદવાદ વિરુદ્ધ છે, એ ખંડન(ખંડખાદ્ય[૧૪૫]) આદિક ગ્રંથમાં શ્રીહર્ષાદિકે પ્રતિપાદન કર્યું છે. યુક્તિ કઠિન છે એથી ભેદમતખંડનની યુક્તિ લખી નથી.

૨૧૬. અને ઋષિમુનિવચનથી વિરુદ્ધ ભેદમતમાં જૈનમતની પેઠે અપ્રમાણતા નિશ્ચય થયાથી, યુક્તિથી ખડનની આસ્તિક અધિકારીને અપેક્ષા પણ નથી એ કહે છે:

**कियो ग्रंथ श्रीहर्ष जु खंडन, खंडनभेद एकतामंडन ।**
**लिख्यो तहां यह बहु विस्तारा, भेदवाद नहि युक्ति सहारा ॥ १२ ॥**
**और भेद धिकार जु ग्रंथा, तहां भेद खंडनको पंथा ।**
**कठिन दुरुहतर्क है ते अति, नहीं पैठहि शिष तिनमैं ते मति ॥ १३ ॥**

---

૧૪૩. (શંકરાચાર્ય વિષે વ્યાસનું ભવિષ્યકથન)

कलौ रुद्रो महादेवो लोकानामीश्वर पर ।
करिष्यत्यवतारं स्वं शंकरो नीललोहित. ॥
श्रौतस्मार्तप्रतिष्ठार्थं भक्ताना हितकाम्यया ।
उपदेक्ष्यति तत्ज्ञानं शिष्याणा ब्रह्मसमितं ॥
सर्ववेदान्तसार च धर्मान्वेदनिदर्शनान् ।

૧૪૪. દૃષ્ટિસમયે સૃષ્ટિ. વા દૃષ્ટિ એ જ સૃષ્ટિ.

૧૪૫. એને 'ન્યાયખંડનખંડખાદ્ય' પણ કહે છે. નૈષધીયચરિતના કર્તા હરીના પુત્ર શ્રીહર્ષ કવિ એના કર્તા છે.

याते कही न ने तुहि उक्ति, करै जु भेदही खंडनयुक्ति।
अप्रमान मतभेद लख्यो जब, खंडनमें युक्ति न चहियत तब ॥ १४॥

શ્રીહર્ષે 'ખંડન' નામે જે ગ્રંથ કર્યો છે તેમાં ભેદનું ખંડન અને એકતાનું મંડન કર્યું છે. તે(ગ્રંથ)માં બહુ વિસ્તારથી લખ્યુ છે કે, 'ભેદવાદ યુક્તિ સહન કરી શકતો નથી.' (૧૨) બીજો 'ભેદધિક્કાર'[૧૪૬] નામે જે ગ્રંથ છે તેમાં ભેદખંડનનો માર્ગ છે. (પણ તેમાંના) તે તર્કો (મીમાંસારૂપ વિચાર) અતિ કઠિન દુરુહ (દુઃખે કરી કલ્પના–પરીક્ષા–થાય એવો) છે. હે શિષ્ય! તેઓમાં તારી મતિ પ્રવેશ કરી શકશે નહિ; (૧૩) એથી જે યુક્તિએ ભેદને ખંડન કરે છે તે ઉક્તિ, (કથન) તને કહી નથી. જ્યારે ભેદમત અપ્રમાણ જાણ્યો ત્યારે ખંડનમાં યુક્તિની અપેક્ષા પણ નથી. (૧૪)

भेदप्रतीति महा दुःखदाता, यमकठमैं यह टेरत ताता।
याते भेदवाद चित त्यागहु, इक अद्वैतवाद अनुरागहु ॥ १५॥

વેદવચનથી પણ ભેદમત વિરુદ્ધ છે એ કહે છે. કઠોપનિષદમાં યમરાજા (નચિકેતા પ્રતિ) પોકારી કહે છે, 'હે તાત! 'ભેદપ્રતીતિ મહાદુઃખદાત્રી છે, એથી ચિત્તથી ભેદવાદનો ત્યાગ કર અને એક અદ્વૈતવાદપ્રતિ અનુરાગ રાખ.' (૧૫)

ચોપાઈ

जो द्वितीयकूं मतिमैं धारै, भय ताकूं यह वेद पुकारै।
ज्ञेय ध्येय मोतैं कछु ओरा, लखै सुपशु यह वेदढंढोरा ॥ १६॥
शिष्य यातैं मध्वादिक बानी, सुनी सुबिसरहू अति दुःख दानी।
द्वैतवचन तव हियमैं जौलौं, व्है साक्षात् अद्वैत न तौलौं ॥ १७॥

'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति' इति श्रुतेः। [જે (પુરુષ) ઇહાં (પરમાત્મા વિષે) નાના (ભેદ) પેઠે દેખે છે તે મૃત્યુથી મૃત્યુ પામે છે.]

'द्वितीयाद्वै भयं भवति' 'अन्योसावन्योहमस्मीति न स वेद यथा पशुरेव स देवानाम्' इति द्वे श्रुती।

જે (પોતાની) મતિમા 'દ્વિતીયને ધારે તેને તેથી ભય થાય

---

૧૪૬. ગીર્વાણેન્દ્રસરસ્વતિ અને જગન્નાથાશ્રમના શિષ્ય અને નારાયણાશ્રમના ગુરુ નૃસિંહાશ્રમકૃત એ 'ભેદધિક્કાર' ગ્રંથ છે. તેઓએ અદ્વૈતદીપિકા, તત્ત્વવિવેક, વેદાંતવિવેક આદિ બહુ ગ્રંથ રચ્યા છે.

છે,' એમ વેદ પોકારે છે. 'જ્ઞેય અને ધ્યેય એ અન્ય છે. હું અન્ય છું એમ જાણે,' તે દેવોના પશુ જ જેવો છે. તે કંઈ 'જાણતો નથી' એમ વેદનો ઢંઢેરો છે. (૧૬) એથી હે શિષ્ય! અતિ દુઃખદાતા મધ્વાદિકની વાણી તેં સાંભળી હોય તે વિસારી મૂક. તારા હૃદયમાં જ્યાં લગી દ્વૈતવચન હશે, ત્યાં લગી અદ્વૈતનો સાક્ષાત્કાર નહિ થાય. (૧૭)

द्वैत वचनको स्मरन जु होवै, है साक्षात् तु ताहि बिगोवै ।
पूर्वस्मृति साक्षात् विनाशत, सुन इक अस तुहि कथा प्रकाशत ॥१८॥

૨૧૭. દ્વૈતવચનનું જો સ્મરણ થાય તો સાક્ષાત્ થાય તેમાં પણ સંશય ઉત્પન્ન થાય છે; (કારણ કે) પૂર્વસ્મૃતિ સાક્ષાત્ વિનાશે છે. તે વિષે એક આવી કથા પ્રકાશું છું તે સાંભળ. (૧૮)

राजाको इक भर्छू मंत्री, राजकाज सब ताके तंत्री ।
और मुसाहिब मंत्री जेते, करैं ईरषा तासूं तेते ॥ १९ ॥
करि न सकत भर्छूकी हाना, महाराज निजनिज प्रिय जाना ।
तब सब मिलि यह रच्यो उपाया, धारी दौर दंगा मचवाया ॥२०॥
सो सुनि राज हि करि कचहरी, लिये बुलाय मुसाहिब जहरी ।
तिनसूं कह्यो वेग चढि जावहु, दौरत धारि सु धूम नसावहु ॥ २१ ॥
तब सब मिलि उत्तर यह दीना, सदा एक भर्छूहि तुम चीना ।
मरनलिए अब हमहिं पठावतु, भर्छूकूं कहु क्योंन चढावतु ? ॥ २२ ॥
तब बोल्यो भर्छू-कर जोरी, महाराज सुनु बिनती मोरी ।
आज्ञा होय मोहि अब रौरी, मारुं सकल धारि जो दौरी ॥ २३ ॥
तब भर्छूकूं बोल्यो राजा, तुम चढि जाहु समारहु काजा ।
ते जातहि भर्छू सब मारे, बनिक कृषिवल किये सुखारे ॥ २४ ॥
भर्छू विजय सुन्यो तिन जबहीं, राजापैं भाष्यो यह तबहीं ।
'भर्छू मर्यौ न सुधर्यौ काजा,' मिथ्या वचन सुनतही राजा ॥ २५ ॥
और प्रधान मुसाहिब कीनो, छत्र रु पीनस पंखा दीनो ।
बंदोबस्त तिन कीने अपनहू, सुनै न राजा भर्छू (ही) सुपनहू ॥ २६ ॥

(ભર્છુની વાર્તા)

ભર્છું નામે એક રાજાનો મંત્રી હતો. સર્વ રાજકાર્ય તે ભર્છુંને તંત્ર (અધીન) હતું, તેથી અન્ય જેટલા અમાત્યમંત્રીઓ હતા તેટલા

તેની સાથે ઈર્ષા કરતા; (૧૯) (પણ) ભર્છુંની કશી હાનિ કરી શકતા નહિ. (કારણ કે) મહારાજે પોતાના જીવ સમાન પ્રિય તેને જાણ્યો હતો. પછી સર્વે મળીને આ ઉપાય રચ્યો. દોડધાડ નંખાવી દંગો મચાડાવ્યો. (૨૦) એ વાત સાંભળી રાજાએ પોતાની સભા ભરી સર્વ ઉગ્ર અમાત્યોને બોલાવી લીધા અને તેમને કહ્યું કે, 'વેગથી ચઢી જાઓ અને ધાડદંગાને નસાડો.' (૨૧) ત્યારે સર્વેએ મળીને આ ઉત્તર આપ્યો કે, 'તમે તો સદા ભર્છુંને જ જાણ્યો છે. અને મરવા સારુ હવે અમને મોકલો છો. ભર્છુંને કેમ નથી કૈં ચઢાવતા?' (૨૨) (એ સાંભળી) પછી ભર્છું કર જોડી બોલ્યો કે, 'હે મહારાજ! મારી વિનંતી સાંભળીએ. મહારાજાની આજ્ઞા હોય તો હું દોડી સકળ ધાડને મારું.' (૨૩) ત્યારે રાજા ભર્છું પ્રતિ બોલ્યો કે, 'તમે ચઢી જાઓ, કાર્ય સમારો.' ભર્છુંએ જતાં જ તે સર્વને માર્યા. અને વણિક અને કૃષીવલ(ખેડૂત)ને સુખી કર્યા. (૨૪) તેઓએ (પેલા બીજા અદેખા મંત્રીઓએ) ભર્છુંનો વિજય જ્યારે સાંભળ્યો ત્યારે (બીજો પ્રપંચ રચ્યો અને) રાજા પ્રતિ આ કહ્યું, 'ભર્છું માર્યો ગયો અને કાર્ય સુધર્યું નહિ.' એ મિથ્યા વચન સાંભળતાં જ (૨૫) રાજાએ તેને સ્થાનકે બીજો અમાત્ય-પ્રધાન કર્યો. અને તેને છત્ર, સુખપાલ, પખાદિ દીધાં. પછી પેલા બીજા મંત્રીઓએ પોતામાં એવી યુક્તિ કરી કે રાજા સ્વપ્નમા પણ ભર્છુંને સાંભળે નહિ. (૨૬)

**सब वृत्तांत भर्छू तब सुनिके, रूप तपस्वि धर्यो यह गुनिके।**
**राजापै मुनि जान न दे हैं, गये द्वारलग प्रानहु ले हैं॥२७॥**

ત્યારે ભર્છુંએ સર્વ વૃત્તાંત સાભળી અને આવું ગણીને કે, '(પેલા લોકો) હવે રાજા પ્રતિ મને જવા દેશે નહિ; દ્વાર લગી ગયે તો મારા પ્રાણ જ લેશે,' -તેણે તપસ્વીનું રૂપ ધર્યું. (૨૭) (અને વિચાર કરવા માંડ્યો કે :-) ૨૭

**अबलग सबहि पदारथ भोगे, देह रु इंद्रिय रहे अरोगे।**
**तिय जो चारि चतुर्पद सोहत, चार फूल फल खग मनमोहत॥२८॥**

આજ લગી સર્વ પદાર્થ ભોગવ્યા, દેહ અને ઇંદ્રિય નીરોગી રહ્યાં, સુંદર તરુણી[147] જે ચાર ચતુષ્પાદ; ચાર પુષ્પ, ચાર ફલ અને

૧૪૭. અહીંથી સ્ત્રીનાં અંગોના વર્ણનરૂપ આરોપ કર્યા છે તે દોષદષ્ટિરૂપ અપવાદ અર્થ છે........એથી સ્ત્રીના અંગની ઉપમામા તાત્પર્ય નથી. કિંતુ તેવી ઉપમા દેવાવાળા વિષયલંપટ જનોના ઉપહાસમાં તાત્પર્ય છે. સર્વ કાવ્ય-

ચાર પક્ષીથી સોહામણી થઈને મનને મોહમાં નાખે છે.[૧૪૮] (૨૮)

ગ્રંથનો પણ એ જ અભિપ્રાય છે. પં. પી. પુ.

૧૪૮. અંક ૨૯–૩૦–૩૧–૩૨ના દુહા મૂળમાંથી ટીપમાં નાંખ્યા છે. કામશાસ્ત્રમાં સ્ત્રીના શરીરના અવયવોને ચાર પશુ, ચાર ફૂલ, ચાર ફળ અને ચાર પક્ષીની ઉપમા આપેલી છે તે.

चार चतुष्पदनां नाम : दुहो

करि करउरु मृगखुरुपुरज, केहरिसी कटि मान ।
लोचन चपल तरंगसे. वरनै परमसुजान ॥ २९ ॥

કરિકર ઉરુ, મૃગખુરી પુરજ, કેસરી સમ કટિ માન;
લોચન ચપલ કુરંગસમ, વર્ણે પરમ સુજાણ. ૨૯

હાથીની સૂંઢ જેવી સાથળ–જાંગ, મૃગની ખરી જેવું ગુહ્યસ્થાન, સિંહની કેડ જેવી પાતળી કમર અને હરણની આંખ જેવાં ચંચલ નેત્ર, એ રીતિએ ચારપગાં પ્રાણીનાં ચાર વાનાં સહિત સુંદર સ્ત્રી.

चार फूलनां नाम : दुहो

कमलवदन अलसीकुसुम, चिबुक चिह्न मतिधाम ।
तिलप्रसूनसी नासिका, चंपकतनु अभिराम ॥ ३० ॥

કમલવદન, અલસીકુસુમ ચિબુક ચિહ્ન મતિધામ;
તિલપ્રસૂનસમ નાસિકા, ચંપક તનુ અભિરામ. ૩૦

કમળના જેવું મુખ; અળસીના ફૂલ જેવું–બુદ્ધિના ધામ જેવી હડપચી ઉપર ઘનશ્યામ છૂંદણું; તલના ફૂલ જેવી નાસિકા; અને ચંપાના ફૂલ જેવું સુંદર શરીર, એવાં ચાર ફૂલ જેની પાસે છે; એવી સ્ત્રી.

चार फळनां नाम : दुहो

बिंब अधर दारिमदसन, उरज बिल्वसे धीर ।
कोहरसी एडी कहत, कोविद मति गंभीर ॥ ३१ ॥

બિંબ અધર, દાડિમ દશન. ઉરજ બિલ્વસમ ધીર;
કોહર સમ એડી કહત. કોવિદ મતિ ગંભીર. ૩૧

પાકા ઘિલોડા જેવો નીચેનો હોઠ. દાડિમના બીજ જેવા દંત. બીલાના જેવા કઠિન અને સ્થિર સ્તન, કોહર (સલગમનાં લાલ કંદ) જેવી એડી. એ રીતિએ ચાર ફળવાળી સ્ત્રી.

चार पक्षीना नाम : दुहो

है मरालसी मंदगति, कंठ कपोत सुढार ।
पिककी बानी अति मधुर, मयरपुच्छ सम बार ॥ ३२ ॥

મરાલસમ છે મંદ ગતિ, કપોતકંઠ [illegible]
કોકિલ-વાણી અતિ મધુર, મયૂરપુચ્છ સમ [illegible] ૩૨

चोपाई

गंग पयोनिधि कबहूं न त्यागत, जाते रसिक सुमन अनुरागत ।
विधि तिलोत्तमा अपर बनाई, हन्यो सुंद जिन सो न सुहाई ॥ ३३ ॥
मिहिंदी जावक करपदरागा, तिनको मैं किय निमिष न त्यागा ।
और भोग तिनके उपकरना, भोगें सबैं निकट भौ मरना ॥ ३४ ॥

૨૧૮. જેમ સાગર ગંગાનો કદી પણ ત્યાગ કરતો નથી, તેમ જે સ્ત્રીથી રસિક( પુરુષ )નું મન અનુરાગે છે એવી અને વળી બ્રહ્માએ જાણે અપર તિલોત્તમા[149] જ (જેણે સુંદને હણ્યો તેથી તે શ્રેષ્ઠ નહિ) બનાવી હોય એવી, (અતિ સુંદર સ્ત્રી). (૩૩) જેના હાથપગનો રંગ મેંદી અને જપાપુષ્પ જેવો છે, તેનો મેં નિમિષ ત્યાગ કર્યો નથી. તે સ્ત્રીભોગના ઉપકરણ–બીજા સર્વ ભોગ ભોગવ્યા છે. મરણ નિકટ આવ્યું છે. (૩૪) અરે ! મારા જેવો જગતમાં મૂઢ કોણ છે ?

अहो मूढको मम सम जगमैं, भौ लंपट अवलग मैं भगमैं ।
गीलो मलिन मूत्रतैं निसिदिन, स्रवत मांसमय रुधिर जु छतविन ॥३५
चर्म लपेट्यो मांस मलीना, उपरि वार अशुद्ध अलीना ।
इनमें कौंन पदारथ सुंदर, अति अपवित्र ग्लानिको मंदिर ॥ ३६ ॥

હંસના જેવી મંદગતિ, કપોત (હોલા વા કબૂતર) ના જેવો કંઠનો આકાર કોયલના જેવી બહુ મધુર વાણી અને મોરના પીછાં જેવા વાળ, એ રીતે ચાર પક્ષી જેની પાસે છે એવી

૧૪૯ સ્વર્ગની મુખ્ય અપ્સરામાંની એક અપ્સરા. તે વિષે એવી કથા છે કે ‘ સુંદ અને ઉપસુંદ નામે બે દૈત્ય નિસુન્દના પુત્ર હતા. તેને બ્રહ્માનું એવું વરદાન હતું કે, તેઓનામાં અન્યોન્ય વિરોધ પેશી તેઓ પરસ્પર લડે ત્યારે જ મરે. બીજા કોઈથી મરે નહિ. તેઓને પરસ્પર પરમ સ્નેહ હતો. તેઓ સંપથી મહાબલવાન થયા અને ઇંદ્રને ઇંદ્રાસન ઉપરથી ઉઠાડી મૂક્યો અને દેવોને સંતાપવા લાગ્યા. તેથી દેવો બ્રહ્મા પાસે આવ્યા અને તે દૈત્યોનો નાશ કરવા ઉપાય યોજવા પ્રાર્થના કરી. તેથી બ્રહ્માએ તિલતિલ જેવા રત્નની એક અતિ સુંદર સ્ત્રી ઘડી અને તેનું નામ ‘ તિલોત્તમા ’ પાડ્યું. પછી જ્યાં સુંદઉપસુંદ રહેતા હતા ત્યાં તે સ્ત્રીને મોકલી. એને જોતા જ બન્ને ભાઈઓ દોડી આવ્યા અને એકેકો હાથ ઝાલ્યો. પછી તે સ્ત્રીને લેવા બંનેએ પરસ્પર યુદ્ધ કર્યું. તે એટલે સુધી કે બન્ને જણ પરસ્પરના પ્રહારથી મરણ પામ્યા. એ તિલોત્તમા સુંદઉપસુંદના મરણમાં નિમિત્ત થઈ હત્યારી ગણાઈ એટલે તે શ્રેષ્ઠ નહિ. પણ પોતાની સ્ત્રી તેવી નહિ એથી તિલોત્તમાથી પણ શ્રેષ્ઠ, એવો અભિપ્રાય છે. સ્ત્રીમાં મોહિત થયેથી વિવેક જઈ મહાબલવાનોમાં કુસંપ થઈ મરણ થાય છે.

तियकी जंघ जघन्य सदाही, रंभा करिकर उपमित जाही ।
आर्द्र भूतको मनु पतनारो, रुधिरमांसत्वकअस्थिपसारो ॥ ३७ ॥
लगत जु नीके स्थूलनितंबा, तिनके मध्य मलिन मलबंबा ।
तट ताके ते अति दुर्गंधा, व्है आसक्त तहां सो अंधा ॥ ३८ ॥

હું આજસુધી ભગમાં લંપટ થયો. ( અરે એ ધિક્કારવા યોગ્ય છે ! ) મલિન માસ ઉપર ચામડું લપેટેલું અને ઉપર અલિન્ ( વીંછીના દંશવાળા ) વાળ એવું, અશુદ્ધ અને નિશદિન અંદર મૂત્રથી ગંદું અને ભીનું રહેનાર અને જેમાંથી ક્ષત વિના માંસમય રુધિર સ્રવે છે એવું, અતિ અપવિત્ર અને ગ્લાનિનું સ્થાન, એમાં કયો પદાર્થ સુંદર છે? (૩૫–૩૬) જેને કેળના સ્તંભ અને હાથીની સૂંઢની ઉપમા આપે છે તે સ્રીની જાંઘ તો સદા નિંદિત જ છે, અને હાડકાં, માંસ, લોહી, અને ચામડીનો પસારો અને મૂત્રનો પચપચો ખાળ ન હોય, તેવી છે. સ્થૂલ નિતંબ ( ધગડા ) જે સારા લાગે છે તેના મધ્યમાં તો મળનો મલિન નળ ( ગુદ ) રહ્યો છે, જેના તટે અતિ દુર્ગંધ રહે છે. અરે ! ત્યાં જે આસક્ત થાય તે અંધ છે. (૩૭–૩૮)

अधर जो थूकलारसे भीजत, तजि ग्लानि निज मुखमैं दीजत ।
दृष्टमदा नारिमदिरा भजि, शुद्ध अशुद्ध विवेक दियो तजि ॥३९॥
कहत नारिके अंग जु नीके, करत विचार लगत यों फीके ।
कपट कूटको आकर नारी, मैं जानी अब तजन विचारी ॥४०॥

થૂંક અને લાળથી ભીના થતા અધરને ગ્લાનિ તજી પોતાના મુખમા દે છે. દૃષ્ટમદા ( જેને દેખતાં જ મદ ચઢી જાય એવી ) નારીરૂપ મદિરાને સેવીને શુદ્ધ–અશુદ્ધનો વિવેક તજી દીધો. (૩૯) (ધિક્કાર છે.) નારીનાં જે અંગ સારા કહે છે, ( તે તો, ) વિચાર કરતા એવાં ફીકાં લાગે છે. મેં હવે નારીને કૂડકપટની ખાણ જાણી અને તજવા વિચારી છે. (૪૦)

कलाकंद दधि पायस पेरा, तंदुलघृत व्यंजन बहुतेरा ।
और विविध भोजन जे कीने, तिन सबके रसना रस लीने ॥४१॥
अबलौं भई न तृप्ति जु याकूं, याते वृथा पोपिना ताकूं ।
क्षुधाविनाशहि वनफल कंदा, व्है क्यों पराधीन यह बंदा ॥ ४२ ॥

गुहा महल बन बाग घनेरा, क्यों राजाको व्है हूं चेरा।
सैज शिला अरु निज भ्रुज तकिया, निर्झर जल कर पात्र न रुकिया ॥४३
बैठी इकंत होय सुछंदा, लहिये भर्छ परमानंदा।
बिन एकांत न आनंद कबहूं मिलै अब्धिलौं पृथ्वी सबहूं ॥४४॥

૨૧૯. કલાકંદ (બરફી), પેંડા, કંદ, દુગ્ધપાક, દહીં, તંદુલ, બહુ પ્રકારનાં વ્યંજન (શાકાદિ), ઘૃત અને બીજાં વિવિધ ભોજન જે કર્યાં તે સર્વના રસ જીભે લીધા છે; (૪૧) પણ હજી સુધી એ (શરીર)ને તૃપ્તિ થઈ નહિ, એથી તેને પોષવું વૃથા છે. વનનાં ફલકંદ ક્ષુધાનો નાશ કરે છે. (એમ છતાં) આ જીવ પરાધીન કેમ થાય છે! (૪૨) ગુફારૂપી મહાલય અને વનરૂપી બાગ ઘણા છે, તો રાજાનો ચેલો (ચાકર) શા સારુ હું થાઉં! શિલારૂપી સેજ છે, અને પોતાના ભુજરૂપી ઓશીકું છે. કરરૂપી પાત્રમાં નિર્મળ નિર્ઝરોનાં જળ છે, જે કોઈ રોકે નહિ. (૪૩) હે ભર્છું! એકાંતમાં જ બેસીને સ્વચ્છંદ થઈને પરમાનંદને લઈએ. સમુદ્ર પર્યંત સર્વ જ પૃથ્વી મળે (તોપણ) એકાંત વિના આનંદ કદી પણ છે નહિ. (૪૪)

दुहो

पृथ्वीपति निरोगयुव, दृढस्थूल बलवंत।
विद्यायुत तिहि भूपमैं, मानुषसुखको अंत ॥ ४५ ॥

૨૨૦ (સર્વને એકાંતમાં જ સુખ છે.) પૃથ્વીપતિ, નીરોગી, યુવા, દૃઢ અને બળવાન સ્થૂલ(શરીર), વિદ્વાન, એવો જે રાજા હોય તેમાં મનુષ્યસુખનો અંત છે (અંત આવ્યો એમ ગણાય છે). ૪૫

चोपाई

जे मानव गंधर्व कहावत, ता नृपते शतगुन सुख पावत।
होतदेव गंधर्व जु औरा, तिनकें तहँ सौगुन सुख ब्यौरा ॥ ४६ ॥
सुख गंधर्व देवको जो है, ताते शतगुन पितरनको है।
पुनि अजान देवमैं तिनतैं, सौगुन कर्मदेवमैं जिनतैं ॥ ४७॥
मुख्यदेव जे हैं पुनि तिनतैं, कर्मदेवतैं सौगुन जिनजैं।
जो त्रिलोकपति इंद्र कहीजै, तामैं पुनि सौगुन गिनि लीजै ॥ ४८॥
सब देवनको गुरु बृहस्पति, लहै इंद्रतैं शतगुन सुखगति।
जाको नाम प्रजापति भाषत, गुरुतैं सुख सौगुन सौ राखत ॥ ४९॥

ताहूतैं सौगुन ब्रह्महि सुख, लहैं न रंजक सो कबहू दुख।
इतनैं या क्रमतैं सुख पावत, तैत्तिरीयश्रुति या समुझावत ॥ ५० ॥

અને જે માનવગંધર્વ કહેવાય છે તે ઉપર કહેલા રાજાથી સોગણું સુખ પામે છે. અન્ય જે દેવગંધર્વ હોય છે, તેને માનવગંધર્વથી સોગણું સુખ વધારે છે. (૪૬) દેવગંધર્વનું જે સુખ છે તેથી પિતૃલોકનું (સુખ) સોગણું છે. વળી તે પિતૃલોકથી આજાન(સ્વર્ગજાત)દેવમાં સોગણું સુખ છે. આજાનદેવથી કર્મદેવમાં સોગણું સુખ છે. (૪૭) તેમાં વળી જે મુખ્યદેવ[૧૫૦] છે તેઓમાં કર્મદેવથી સોગણું (સુખ) છે. અને જે ત્રિલોકપતિ ઇંદ્ર કહેવાય છે તેમાં (તે મુખ્યદેવથી) પણ સોગણું (સુખ) ગણી લ્યો. (૪૮) સર્વ દેવના ગુરુ બૃહસ્પતિ છે તે ઇંદ્રથી સોગણા સુખની ગતિને લે છે. જેનું નામ પ્રજાપતિ કહે છે તે બૃહસ્પતિથી સોગણું સુખ રાખે છે. (૪૯) તેના કરતાં પણ બ્રહ્મનું સુખ સોગણું છે તે લેશ પણ દુઃખ કદી લેતા નથી. એટલા એ ક્રમથી સુખને પામે છે. એમ તૈત્તિરીય શ્રુતિ સમજાવે છે. (૫૦)

सोरठो

राजातैं ब्रह्मांत, कह्यो जु सुख सगरो लहै।
रहत सदा एकांत, कामदग्ध जाको न हिय ॥ ५१ ॥

રાજાથી બ્રહ્માંત કહ્યું, જે સુખ તે સકલ લે;
રહે સદા એકાંત, કામદગ્ધ જેનું ન હૃદય ૫૧

૨૨૧ : યુવતીસંગદુઃખવર્ણન

ह्वै एकांतदेशमें अस सुख, युवती पुत्र धन संग सदा दुःख।
युवती कुरूप कुबोलनि जाके, सदा शोक हिय ह्वै यह ताके ॥ ५२ ॥
प्रभु पुरिषपंडा यह रंडा, दिय मुहि कौन पापको दंडा।
बोलत बैन न्याल कागनिके, भेड भैसि न्योरी नागनिके ॥ ५३ ॥
भूत भावती उठनिको है, बोल खरीको सुनि खर मोहै।
रैनि जु ऊंचे स्वरहि उचारत, स्यार हजारन सुनत पुकारत ॥५४॥
निरपराध तिय बिन वैरागा, तजत म बनत पाप जिय लागा।
रहत दुखि यां निसिदिन पिय मन, तिय कुबोल सुनि लखि कुरूप तन ॥

१५०. મુખ્ય દેવ એકત્રીશ (૩૧) છે. તેમાં ૧૧ રુદ્ર, ૧૨ આદિત્ય, ૮ વસુ. તેમાં ઇંદ્ર અને પ્રજાપતિ મળી ૩૩ દેવ થાય છે

**कामिनि है जु सुरूप सुवानी, सो कुरूपते सैं दुखदानी।**
**चमकचामकी पियहि पियारी, अर्थ धर्म नसि मोक्ष बिगारी ॥५६॥**
**मीठे बैन जहरयुत लड्डुवा, खाय गमाय बुद्धि भड्डुवा।**
**और कछू सुपनहु नहि देखै, कामअंध इक कामिनि लेखै ॥५७॥**

એકાંત દેશમાં એવું સુખ છે. યુવતી, પુત્ર, ધનના સંગથી સદા દુઃખ છે. જેની સ્ત્રી કુરૂપ અને કુવચની હોય છે તેને હૃદયે સદા આ શોક થાય છે: (૫૨) હે પ્રભુ! પુરીષનો પિંડ આ રંડા, એ મને કયા પાપનો દંડ દીધો છે. સર્પિણી, કાગડી, ઓકડી, ભેંશ, નોલી અને નાગણીના (૫૩) ભૂતભાવતી (ચુડેલ) ઊંટણીના જેવા તો બોલો બોલે છે. ગધેડીનું બોલવું સાંભળી ગધેડા મોહે છે. શિયાળી જે ઊંચા સ્વરને રાત્રે ઉચ્ચારે છે તે સાંભળી હજારો શિયાળવાં પોકારે છે. (૫૪) (પ્રાણીને ગમતી સ્ત્રીનું બોલવું પ્રિય છે.) નિરપરાધિની સ્ત્રીને તજવી એ વિરાગ વિના બનતું નથી તેથી (પૂર્વજન્મમાં કરેલાં) પાપનું (સ્ત્રીરૂપ ફળ) જીવને લાધ્યું છે–આવ્યુ છે. સ્ત્રીના કુબોલ સાંભળીને અને કુરૂપ તનુ જોઈને નિશદિન પ્રિયનું મન દુખિત રહે છે. (૫૫) જે કામિની સુરૂપ અને સુવાણીવાળી છે, તે વળી કુરૂપ સ્ત્રીથી (અધિક) દુઃખદાત્રી છે. ચમકતી ચામડીની તે પ્રિયને પ્રિયા છે; તેથી તેના ધર્મ અને અર્થનો નાશ કરનારી અને મોક્ષને બિગાડનારી છે. (૫૬) સ્ત્રીનાં મીઠાં વેણુ છે તે ઝેરવાળા લાડુ જેવાં છે, તેને ખાઈ બુદ્ધિને ગુમાવી ભડવો થાય છે, અને તે કામથી અંધ થઈ એક કામિની વિના બીજું સ્વપ્નમાં પણ દેખતો નથી. (૫૭)

૨૨૨: યુવતીસંગ ધર્મનો બગાડ કરનાર છે

**धन कछु मिलै जु बाहिर घरमैं, सो सब खरचै कामिनि घरमैं।**
**भूषन वस्त्र ताहि पहिरावै, गुरु पितु मात न यादिहु आवै ॥ ५८ ॥**
**पायस पान मिठाई मेवा, देय भक्तितैं तिय निजदेवा।**
**नेह–नाथ–नाथ्यो नहि छूटै, तियकिसान पियबैल हि कूटै ॥५९॥**

જે કંઈ ધન બહિરૂથી કે ઘરમાથી મળે છે, તે સર્વ કામિનીને સારુ ખરચે છે. તેને ભૂષણવસ્ત્ર પહેરાવે છે પણ ગુરુ, પિતા, માતા તો તેને સાંભરતાં પણ નથી. (૫૮) દૂધપાક, મીઠાઈ, મેવા, પાન, નિજ-દેવ (જે તે સ્ત્રી) તેને ભક્તિથી દે છે. સ્ત્રી છે તે ખેડૂત જેવી છે અને તેનો પ્રિય બળદ જેવો છે. તે નાથને સ્નેહરૂપી નાથે સ્ત્રીએ

નાથ્યો છે, તે છૂટી શકતો નથી તેને કૂટચા જ કરે છે. (૫૯)

ज्यां सूवा पिंजरेमैं बंधुवा, सिख्यो बोलत शुद्ध अशुद्ध वा ।
तैसै जो कछु नारि सिखावत, सो गुरु मातपितु ही सुनावत ॥ ६० ॥
जैसैं मोर मोरनी आगे, नाचि रिझाय आप अनुरागे ।
तैसे विविध वेष करि तियको, मन रिझाय रीझत मन पियको ॥६१
जब दुहूनको मन अनुराग्यो, तवहि मदन मदिरा मद जाग्यो ।
भये बावरे बसनहु त्यागे, अति उन्मत घूरन पुनि लागे ॥ ६२ ॥
प्रेतरूप धरि नग्न अमंगल, फिरि फिरि भिरत मेष मन दंगल ।
ज्यां लोटत मद्य पि मतवारो, गिनत मलीन गलीन न नारो ॥ ६३
त्यां नरनारि मदन मदअंधे, अतिगलीन अंगनमें बंधे ।
करत मदन मद भ्रम जे मनकूं, है अचरज सुनि त्यागी जनकूं ॥ ६४
नशै मदनमदते मति नरकी, लखत न ऊंच नीच परघर की ।
तियहुँ बावरी मदन बनाई, क्रिया दुखद जिहि है सुखदाई ॥६५॥
प्रबल काम मदिरा मद जागै, तव द्विज–तिय धानक ते लागै ।
पिये मदन मदिरा नरनारी, ऐसैं करत अनंत खुवारी ॥ ६६ ॥
कामदोष यों नरहिं विगोवत, सोई प्रकट सुंदरी तिय जोवत ।
याते अतिसुरूप तिय दुःखदा, ताको त्याग कहत मुनि सुखदा ॥ ६७
जो सुरूप तियमैं अनुरागत, विषसम दुःखद पेखि नहि भागत ।
उभय लोककी करत सुहानि, मुनिजन गन गुन साख वखानी ॥ ६८

૨૨૩. જેમ પિંજરામાં રાખેલો પોપટ શુદ્ધ–અશુદ્ધ જે શીખવ્યું હોય તે બોલે છે, તેમ (પેલો ધણી) જે કંઈ તે નારી શીખવે છે તે જ (પોતાનાં) માતાપિતા અને ગુરુને સંભળાવે છે. (૬૦) જેમ મોર મોરલી આગળ નાચી રિઝાવીને પોતે અનુરાગે છે તેમ વિવિધ વેષે કરી સ્રીનું મન રિઝાવીને પ્રિયનું મન રીઝે છે. (૬૧) જ્યારે બંનેનું મન અનુરાગવાળું થાય છે ત્યારે મદનરૂપ મદિરાનો મદ જાગે છે. પછી બાવરા થઈ વસ્રનો ત્યાગ કરે છે. અને અતિ ઉન્મત્ત થઈ વળી ધૂણવા લાગે છે. (૬૨) નગ્ન અમંગલ પ્રેતરૂપ ધરી (બાથ) ભીડી ફરી ભીડે છે. જાણે બે ઘેટાનું દંગલ (લડવુ થતું) હોય. જેમ કોઈ મતવાલો દારૂડિયો ગંદકી, મલિનતા કે ખાલ ગણ્યા વિના ગને

ત્યા આળોટયાં કરે છે. (૯૩) તેમ નરનારી મદનના મદથી અંધ થઈને અતિ મલિન અંગમાં બંધાય છે. મનને મદનમદ જે ભ્રમ કરે છે, તે સાભળી ત્યાગી જનને આશ્ચર્ય થાય છે. (૯૪) મદનના મદથી નરની બુદ્ધિ નાશ પામે છે, (તેથી તે સ્ત્રી) ઉચ્ચ છે કે નીચ છે; ઘરની છે કે પરની છે, એ કઈ જોતો નથી. સ્ત્રીને પણ મદને બાવરી બાવરી બનાવી છે. (તેથી) જે ક્રિયા દુઃખદા છે તે સુખદા થાય છે. (૯૫) પ્રબલ કામની મદિરાથી મદ જાગે છે ત્યારે દ્વિજની સ્ત્રી ધાનક (વાઘરી–કોળી) સાથે લાગે છે. નર નારી મદનરૂપી મદિરા પીએ છે (તેથી) એવી અનંત ખુઆરી કરે છે. (૯૬) કામરૂપ દોષ એ રીતિએ નરને વગોવે છે તે સુંદર સ્ત્રીને જોયાથી પ્રકટે છે. એથી અતિ સ્વરૂપવતી સ્ત્રી દુઃખદાત્રી છે, એથી તેના ત્યાગને મુનિ સુખદાતા કહે છે. (૯૭) જે સુરૂપા સ્ત્રીમાં અનુરાગ કરે છે અને તેને વિષસમ દુઃખદા છે એવું દેખી ભાગતા નથી; તેઓ ઉભય લોકની બહુ હાનિ કરે છે. એમ મુનિજનના ગણ પ્રમાણ વખાણી, ગણે છે.[૧૫૧] (૯૮)

દુહો

અહિવિષ તનુ કાટે ચઢૈં, યહિ ચિતવત, ચઢી જાત;
જ્ઞાન ધ્યાન પુનિ પ્રાણ હું, લેત મૂલ યુત ખાત.

૨૨૪. (યુવતીસંગથી બિંદુનો નાશ)

जो नानाविध भोजन खावै, रस ताकौ फल बिंदु उपावै।
जीवन बिंदु अधीन सबनको, नशत शोक बिंदु हुते मनको ॥६९॥
व्है जब जनको मन मलवासी, करत शोक अति धरत उदासी।
रुधिर निवास धरत मन जबहूं, चंचल अधिक रजोगुन तबहूं ॥७०॥
जब मन करत बिंदुमें वासा, तबही शोक चंचलता नासा।
पुनि आपहि बलवत जन जाने, व्है प्रसन्न शम कारज ठानै ॥७१॥
बिंदु अधिक होवे जा जनमें, सुंदरकांति रूप ता तनमें।
बिंदु हुको तनमें उजियारो, नशै बिंदु तन मन हतियारो ॥७२॥
जाको बिंदु न कबहु नाशै, बलि न पलित तिहि तन परकाशै।
योगी करत खेचरी मुद्रा, तातें बिंदु राखि व्है भद्रा ॥७३॥

૧૫૧. दोषेण तीव्रो विषयः कृष्णसर्पविषादपि।
विषं निहन्ति भोक्तारं द्रष्टारं चक्षुषाप्ययं ॥ ७९ ॥
વિવેકચૂડામણિ

अष्टसिद्धि जे धारत योगी, बिंदु खसै हारत ते भोगी ।
अस अति उत्तम बिंदु जु जगमें, तिहिं तिय छीनि लेत निज भगमें ॥७४
ज्यां किसान वेलनमें ऊपहि, पीरत लेत निचीरि पियूपहि ।
बारवार वेलनमें धारहि, व्हे असार दथ्या तव जारहि ॥ ७५ ॥
त्यांतियमींचि भुजन में पीकूं, भरत योनि घट खीचि अमीकूं ।
पुनिपुनि करत क्रिया नित तौलौं, शेप बिंदुको बिंदु न जौलौं ॥७६॥
कियो असार नारि नरदेहा, खीच फुलेल फूल ज्यांखेहा ।
भौ अकाम सब ताहि जरावै, सूके वैन मुरार लगावै ॥ ७७ ॥

(મનુષ્ય) જે નાનાવિધ ભોજન ખાય છે તેનો રસ ફળરૂપ બિંદુ (વીર્ય) ને ઉપજાવે છે. સર્વનું જીવન બિંદુને અધીન છે. મનનો શોક બિંદુએ નાશ પામે છે. (૬૯) જ્યારે જનનું મન મલવાસી થાય છે ત્યારે શોક કરે છે અને અતિઉદાસીનતા (મૂઢતા) ધરે છે. જ્યારે મન રૂધિરમાં નિવાસ ધરે છે ત્યારે ચંચળ થઈ અધિક રજોગુણ ધારે છે. (૭૦) પણ જ્યારે મન બિંદુમાં વાસ કરે છે ત્યારે શોક અને ચંચળતા નાસે છે; (એટલુ જ નહિ પણ) પોતાને જ બળવાન જન જાણે છે અને પ્રસન્ન થઈ શુભ કાર્ય કરે છે. (૭૧) જે જનમાં અધિક બિંદુ હોય છે તેના તનુમા સુંદર કાંતિ અને રૂપ હોય છે. શરીરમાં બિંદુનું જ અજવાળું છે. બિદુનો નાશ થતાં શરીર હત્યારા જેવું થાય છે. (૭૨) જેના બિંદુનો કદી પણ નાશ થતો નથી, તેના શરીરમાં વળિયાં (પડતાં નથી) અને પળિયાં પ્રકાશતાં નથી. ચોગી ખેચરી [૧૫૨]–મુદ્રા કરે છે તેથી બિંદુને રક્ષીને ભદ્ર થાય છે. (૭૩) ચોગીઓ જે અષ્ટસિદ્ધિ [૧૫૩] ધારણ કરે છે તે (ચોગી) બિંદુ ખસેથી ભોગી થઈ હારે છે. જગતમાં એવુ અતિ

१५२. कपालकुहरे जिह्वा प्रतिष्ठा विपरीतगा ।
भ्रुवोरन्तर्गता दृष्टिर्मुद्रा भवति खेचरी ॥
चित्त चरति खे यस्मात् जिह्वा चरति खे गता
तेनैषा खेचरी नाम मुद्रा सिद्धैर्निषेविता ॥
यावद्बिंदुः स्थिरो देहे तावन्मृत्युभयं कुत ।
यावद्बद्धा च सा मुद्रा तावद्बिंदुर्न गच्छति ॥

१५३. अणिमा लघिमा प्राप्तिः प्राकाम्यं महिमा तथा ।
ईशित्वं च वशित्वं च तथा कामावसायिता ॥

ઉત્તમ જે બિંદુ છે, તેને સ્ત્રી પોતાના ભાગમાં છિનાવી લે છે. (૭૪) જેમ ખેડૂત શેલડીને વારંવાર કોલમાં ઘાલી પીલે છે અને તેના રસને નીચોવી લે છે અને પછી (તે શેલડીનો) પુલો અસાર (કૂચા) થાય ત્યારે તેને બાળે છે. (૭૫) તેમ સ્ત્રી પ્રિયને બાથમાં પીસીને, તેના અમીરસને ખેંચી લઈ પોતાના....રૂપ ઘટને ભરે છે. અને જ્યાંસુધી તેના અંગમાં બિંદુનું પણ બિંદુ શેષ રહે ત્યાં સુધી (સ્ત્રી) એવી ક્રિયા વારંવાર નિત્ય કર્યા કરે છે. (૭૬) ફૂલમાંથી ફુલેલ ખેંચી જેમ ફૂચા રાખે છે તેમ નારી નરનો દેહ (ફૂચા જેવો) અસાર કરી નાખીને પછી તે અકામ શવ થાય ત્યારે તેને, અલાત (બળતાં) ખોયણાંના જેવા સૂકા બોલથી બાળે છે. (૭૭)

ह्वै जु सुरूप जोर धन भारी, ता नरपैं नारी बलिहारी।
करि सुरूप धन बलको अंता, कहत ताहि तूं काको कंता ॥७८॥
तिहि पुनि मिलन चहै जु अनारी, कर धरपैं धरतहु दे गारी।
नाक चढाय आंखिहु मोरै, जाय न पति सेजहुके धोरै ॥७९॥
कोटिवज्र संघात जु करिये, सबको सार खींचि इक धरिये।
तियके हिय सम सो न कठोरा, ऋषि-मुनि-गन यह देत ढंढोरा ८०
करत गुमान हठत तिय ज्यां ज्यां, चिपठत शठ मति जन मन त्यां त्यां।
कबहुक ताको वांछित करिके, मरन अंत छोडत न पकरिके ॥८१
पढ्यो पुरान वेद स्मृति गीता, तर्कनिपुन पुनि किनहु न जीता।
करत अधीन ताहि तिय ऐसैं, बाजीगर बंदरकूं जैसैं ॥८२॥
सब कछु मन भावत करवावत, पढै-पसुहि भलभांति नचावत।
उक्ति युक्ति सब तबही बिसरै, जब पंडित पढि तियपैं ढिसरै ॥८३
जब कबहु सुमिरत यह वेदा, तब तियमें मानत कछु खेदा।
तिहिं त्यागनकी इच्छा धारै, पुनि तिय नैंन सैन सर सारै ॥८४॥
जहरकटाक्ष नैनसर बोरै, तानि कमान भौंह जुग जोरै।
मारत सारत हिय सब जनको, विज्ञहूं बचत न धन शठ गनको ॥८५
भयो न तियमैं तीव्रविरागा, यां मतिमंद करत पुनि रागा।
करत विविध आज्ञा ज्यां चाकर, हुकम करै बैठी मनु ठाकर ॥८६॥
जे नरनारी नयनसर वींधे, तितके हिके होत नहि सीधे।
भलो बूरो सुखदुख सब विसरत, ते कैसैं भवदुखतें निसरत ॥८७॥

**नारि बुरी वेश्या अरु परकी, तीजी नरक निसानी घरकी ।**
**तजत चिवेकी तिहूं मैं नेहा, करै नेह तिह शठमुख खेहा ॥८८॥**

જે સુરૂપવાન, બળવાન અને ધનવાન હોય છે તે નરના ઉપર નારી બલિહારી થાય છે, અને તેનાં રૂપ, ધન અને બળનો અંત કરી પછી તેને કહે છે કે તું કોનો કાન્ત! (૭૮) (એમ છતા પણ) વળી જે અનાડી તેને ફરી મળવા ચહાય છે, તેને ધડ ઉપર હાથ મૂકતાં જ (રાંડ) ગાળો દે છે, નાક ચઢાવીને આંખ મરડે છે, જેથી પતિ સહેજ પાસે જાય જ નહિ. (૭૯) કોટિ વજ્રનો સંઘાત કરાય અને તે સર્વનો સાર ખેંચી એકઠો મુકાય, તે પણ સ્ત્રીના હૈયા જેવું કઠોર નથી,–એવો ઋષિમુનિના ગણ ઢંઢેરો પીટી દે છે. (૮૦) જેમ જેમ સ્ત્રી ગુમાન કરે છે અને હઠે છે તેમ તેમ શઠમતિ જનનું મન (વધારે વધારે) ચોંટે છે. કોઈક વાર તેનુ વાંછિત કરીને તેને પકડીને મરણ સુધી છોડતી નથી. (૮૧) શ્રુતિ, સ્મૃતિ, ગીતા ને પુરાણ ભણેલો, તર્કમાં નિપુણ અને વળી કોઈએ જિતાયલો નહિ એવા નરને પણ, જેમ બાજીગર વાનરને અધીન કરે છે તેમ, નારી અધીન કરે છે. (૮૨) (તેની પાસે) સર્વ કંઈ મનભાવતું કરાવે છે, અને એ ભણેલા પશુને ભલી ભાતે નચાવે છે. જ્યારે પંડિત પઢીને સ્ત્રી પ્રતિ જાય ત્યારે ઉક્તિ (બોલવું) અને યુક્તિ એ સર્વ જ વિસરે છે. (૮૩) જ્યારે કદા વેદ(નામ વિદ્યા)ને એ સંભારે છે ત્યારે કંઈક સ્ત્રીમા ખેદ માને છે; અને તેનો ત્યાગ કરવાની ઇચ્છાને ધારે છે; (પણ તેને) ફરી સ્ત્રીનાં નયનની સેનરૂપી શર (બાણ) શારે છે. (૮૪) નયનકટાક્ષરૂપી બહુ ઝેરી શર, ભ્રૂકુટીયુગલરૂપી કમાનને જોડી તાણીને તે પર ચઢાવી સ્ત્રી મારે છે. તે સર્વ જનનાં હૃદય શારે છે. તેમાંથી વિદ્વાન પણ બચતા નથી, તો શઠગણની ગણતરી જ શી? (૮૫) સ્ત્રીમાં તીવ્ર વિરાગ થયો નથી (એથી) એમ મતિમંદ (લોક) ફરીથી તેમાં રાગ કરે છે. જેમ ચાકર ઉપર હુકમ કરે તેમ ઠાકુર પેઠે બેઠેલી (પતિ પર) વિવિધ આજ્ઞા કરે છે. (૮૬) નારીના નયનશરે જે નર વિંધાયા છે તેનાં હૃદય સીધાં હોતાં નથી. સારાસાર, સુખદુઃખ, સર્વ તે વીસરી જાય છે, તો તે ભવદુઃખમાથી કેમ નીસરે! (૮૭) નારી વેશ્યા હો, પરકીયા હો, તે બૂરી છે. ત્રીજી ઘરની (સ્વકીયા) પણ નરકનિશાની છે. વિવેકી (જન) ત્રણેમાં સ્નેહ ત્યજે છે. જે સ્નેહ કરે તે શઠના મોં ઉપર ધૂળ (પડો.) (૮૮)

दुहो

अर्थ धर्म अरु मोक्षको नारि बिगारत एन।
सब अनर्थको मूल लखि, तजै ताहि व्है चैन ॥८९॥

અર્થ, ધર્મ ને મોક્ષને, નારી બિગાડે એન;
જાણી સર્વ અનર્થ-મૂલ, થાય ત્યજે તે, ચેન. ૮૯

૨૨૫ (પુત્રઆસક્તિમાં દુઃખ)

पुत्र सदा दुःख देत यों, बिन प्राप्ति दुःख एक।
गर्भसमय दुःख जन्म दुःख, मरै तु दुःख अनेक ॥९०॥

चौपाई

गर्भ धरत जौलौं नहि नारी, दुःख दंपति मन तौलौं भारी।
व्है जु गर्भ यह चिंत न नाशै, पुत्री होय कि पुत्र प्रकाशै ॥९१॥
गर्भ गिरनके हेतु अनंता, तिनते डरत करत अति चिंता।
व्है जु पूत नवमास बिहानै, जननी जनक अधिक दुख सानै ॥९२॥
नवग्रहमें इक द्वै नहि बिगरै, अस जनको न जन्म जग-सगरै।
बिगरै ग्रहकी निसिदिन चिंता, करत मातपितु बैठि इकंता ॥९३॥
सिसु उदास ह्वै जब तजि चोवा, तब दोउ मिलि लागत रोबा।
यां चिंतत कछु गये महीनें, दांत पूतके निकसे झीनें ॥९४॥
भरत बाल बहु निकसत दंता, तब यह चिंता दुःख तिय कंता।
जिये दूबरो दुःखतें बारो, देखि चुराहै धरत उतारो ॥९५॥
म्लेच्छ चमार चूहरे कोरी, तिनतें झरवावत द्विज धोरी।
सइयद ख्वाजा पीर फकीरा, धोकत जोरत हाथ अधीरा ॥ ९६ ॥
जाकूं हिंदु कबहु नहि मानै, पुत्रहेतु तिहि इष्ट पिछानै।
भैरो भूत मनावत नाना, धरत शिवाबल भूमिमसाना ॥ ९७ ॥
थानकको डमरु घरि बाजै, कर जोरत पूजत नहि लाजै।
और यंत्र तावीज घनेरे, लिखि मढवाय पूत-गर गेरे ॥ ९८ ॥
निजकूलमैं इक अच्युतपूजा, किनहु न सुपनहु सुमर्यों दूजा।
सो कुल नेम पूतहित त्याग्यो, व्यभिचारन ज्यों जहँतहँ लाग्यो ॥
होत शीतलाको जब निकसन, नसत मातपितु मनको बिकसन।
स्नान क्रिया तजि रहत मलीना, परमदेव गदहाकूं कीना ॥१००॥

मोरि बाग बकसहु सिसुमोरा, गदहा मातु चराउं तोरा।
यां कहि चना गोदमें धारैं, बिनती करि गदहाकूं चारैं॥ १०१॥
अस अनंतदुःखतैं सिसु पारन, युवा होत लौं और हजारन।
उमर पूतकी ह्वै जो थोरी, मरि हैं करहु उपाय करोरी॥ १०२॥
मरैं मातपित कूटहि माथा, मानि आपकूं दीन अनाथा।
हाय हाय करि निशिदिन रोवैं, करि धिकधिक निज जन्म बिगोवैं॥१०३
पूत मरनको दुःख है जैसो, लखत सपूत अपूत न तैसो।
जो जीवैं तौ होतहि तरुना, लगत नारिके पोपन भरना॥ १०४॥
जिन अनेकयत्ननि प्रतिपारौ, तिनकूं जल प्यावन है भारौं।
रजनि-सैंजपं सिखवैं नारी, तव पितमात देहु मुहि गारी॥ १०५॥
व्है सपुत तौ प्रातहि उठिके, नवैं दूरतैं माथ न गठिके।
चहैं मातपित आवैं नेरे, पूत न सन्मुख आंखिहु हेरै॥ १०६॥
व्है कपूत तौ उठतहि प्राता, वचन गारिसम वकि असुहाता।
जुदो होय ले सब घरको धन, दे पितमातहि इक तिनको तन॥१०७
फेरि संभारत कबहु न तिनकूं, पोपत सबदिन तिय-निज-तनकूं।
देखि लेत पितमात उसासा, या विधि पुत्र सदा दुखरासा॥१०८॥

दोहा

करि विचार यों देखियें, पुत्र सदा दुःखरूप।
सुख चाहत जे पूततैं, ते मूढनके भूप॥ १०९॥

પુત્ર સદા આમ દુઃખ દે છે: તેની પ્રાપ્તિ નહિ એ (પ્રથમ) એક દુઃખ, ગર્ભસમય દુઃખ, જન્મતાં દુઃખ, અને મરે તો અનેક દુઃખ (૯૦) જ્યાં લગી નારી ગર્ભને ધારે નહિ ત્યાં લગી દંપતી(વરવધૂ)ના મનમાં ભારે દુઃખ થાય છે. જો ગર્ભ રહે તોપણ એ ચિંતા (દુઃખ) નાસતી નથી. પુત્ર કે પુત્રી થશે (એ ચિંતા) પ્રકાશે છે.(૯૧) ગર્ભ ગરવાના અનન્ત હેતુઓ તેઓથી ડરીને અતિ ચિંતા કરે છે. જો નવ માસ વીતી ગયે પુત્ર થાય તો જનનીજનક અધિક દુઃખે ભરાય છે. (૯૨) સકળ જગતમાં કોઈ જનનો એવો જન્મ નથી કે, જેમાં નવગ્રહમાંથી એક બે બગડ્યા હોય નહિ. તે બગડેલા ગ્રહની નિશિદિન ચિંતા, માતાપિતા એકાંતમાં બેસી કર્યા કરે છે. (૯૩) ધાવવું

તજીને જ્યારે શિશુ (બાળક) ઉદાસ થાય છે, ત્યારે બન્ને મળીને રોવા લાગે છે. એમ ચિંતા કરતાં કરતાં કેટલાક માસ જાય છે એટલે પુત્રના ઝીણા દાંત નીકળે છે. (૯૪) ત્યારે દાંત નીકળતાં બહુ બાળકો મરી જાય છે–એવુ ચિંતાદુઃખ સ્ત્રીપુરુષને થાય છે. એ દુઃખમાંથી દુર્બળ બાળક જીવે (તે સારુ) ચકલું જોઈ ઉતાર મૂકે છે. (૯૫) મ્લેચ્છ, ચમાર, ચંડાલ અને કોળી એવાની પાસે, ધીરી દ્વિજ (હોય તે પણ) પીંછી (ઊજળી) નંખાવે છે, અને સૈયદ ખ્વાજા (ખોજા), પીર અને ફકીરો પાસે નમે છે અને અધીરા થઈને હાથ જોડે છે. (૯૬) જેને આર્ય લોક (હિંદુ) કદા માને નહિ, તેને પુત્ર સારુ ઇષ્ટ જાણે છે. નાના ભૂત ભૈરવને મનાવે છે અને શ્મશાનભૂમિમાં શિવાબલિ (શિયાળને બલિદાન) ધરે છે. (૯૭) ઘરમાં વાઘરીનાં (ભૂવાનાં) ડાકલાં વાગે છે અને (તેને) હાથ જોડતાં અને પૂજતાં લાજતા નથી. બીજાં બહુ તાવીજ અને યંત્ર લખી મઢાવીને પુત્રને ગળે ઘાલે છે. (૯૮) નિજ કુળમાં એક અચ્યુત(ઈશ્વર)ની પૂજા છે. કોણે પણ બીજાને સ્વપ્નમાં સંભારેલા નહિ, તે કુલનો નિયમ, પુત્રહિત સારુ ત્યાગે છે અને વ્યભિચારિણીની પેઠે, જહી તહીં લાગે છે. (૯૯) જ્યારે શીતળાનું નીકળવું થાય છે ત્યારે માતાપિતાના મનનું વિકસવું નાસે છે. સ્નાનક્રિયા તજીને (તેઓએ) મલિન રહેતાં પરમદેવ ગધેડાને કર્યો છે. (૧૦૦) અને વાગ(છોરડા)ને મરડીને કહે છે કે 'હે માતા (ગધેડી)! મારો શિશુ મને બક્ષજે અને હું તારા 'ગધેડાને ચરાવું છું.' એમ કહી ખોળામાં ચણા ધરી વિનતિ કરી ગધેડાને ચારે છે. (૧૦૧) એવાં અનંત દુઃખથી શિશુનું પાલન થાય છે; અને બીજાં હજારો (દુઃખ) તે ચુવાન થાય ત્યાં લગી વેઠવાં પડે છે, પણ જો પુત્રનું વય થોડું હોય છે તો, કરોડો ઉપાય કરો પણ તે મરે છે જ. (૧૦૨) અને તે મરતાં માતાપિતા પોતાને અનાથ–દીન માનીને માથાં કૂટે છે અને હાયહાય કહી નિશદિન રોયાં કરે છે તથા ધિક્ધિક્ કહી પોતાના જન્મને વગોવે છે. (૧૦૩) પુત્રમરણનું દુઃખ છે તે જેવું પુત્રવાળાં જાણે છે તેવું અપુત્ર જાણતા નથી. જો (પુત્ર) જીવે તો તે તરુણ થતાં જ નારીનું ભરણપોષણ કરવા લાગે છે. (૧૦૪) જેઓએ અનેક યત્નોએ કરીને પ્રતિપાળ્યો તેઓને તો જળ પાવું પણ ભારે પડે છે. રાત્રે પલંગ પર નારી શીખવે જે તારાં માતાપિતા મને ગાળો દે છે.

(૧૦૫) (તે સાંભળી) જો સુપુત્ર હોય તો પ્રાતઃકાળમાં ઊઠીને મસ્તકને નમાવી દૂરથી માબાપને નમે છે. માતાપિતા ઇચ્છે છે કે (પુત્ર) પાસે આવે (પણ) પુત્ર આંખથી સન્મુખ હેરતો નથી. (૧૦૬) કુપુત્ર હોય તો પ્રાતઃકાળમાં ઊઠતાં જ ગાળોના જેવાં અસહ્ય વચન બકી ઘરનું સર્વ ધન લઈ જુદો થાય છે. માબાપને તેમનું શરીર જ એકલું દે છે. (૧૦૭) પછી તેઓને કદા સંભારતો પણ નથી. પોતાના અને સ્ત્રીના શરીરનું સર્વ દિન પોષણ કરે છે. એવું જોઈ માબાપ નિઃશ્વાસ મૂકે છે. એ પ્રકારે પુત્ર સદા દુઃખનો ઢગલો છે. (૧૦૮) વિચાર કરી દેખીએ (તો એમ) પુત્ર સદા દુઃખરૂપ છે. પુત્રથી જે સુખ ચહાય છે તે મૂઢોના રાજા છે. (૧૦૯)

૨૨૬. (ધનઆસક્તિમાં દુઃખ)

दुहो

तजि तिय पूत जु धन चहै, ताके मुखमें धूर ।
धन जोरन रक्षा करन, खरच नास दुःखमूर ॥ ११० ॥

સ્ત્રી પુત્ર ત્યજી જે ધન ચહે, તેના મુખમાં ધૂલ;
ધનજોડન, રક્ષાકરણ, ખરચ, નાશ, દુઃખમૂલ[૧૫૪] ૧૧૦

चोपाई

जो चाहै माया बहु जोरी, करै अनर्थ सुलाख करोरी ।
जातिधर्म कुलधर्म सु त्यागै, जो धनकूं जोरन जन लागै ॥ १११ ॥
बिना भाग तदपि न धन जुरि हैं, जुरै तु रक्षा करि करि मरि हैं ।
खरचत धन घटि ह यह चिंता, नासै निशिदिन ताप अनंता ॥११२

જે બહુ માયા (ધન) જોડવાને ઇચ્છે છે તે લાખો અને ક્રોડો અનર્થ કરે છે. જે જન ધનને જોડવા લાગે છે, તે જાતિના ધર્મ અને કુલના ધર્મનો પણ ત્યાગ કરે છે. (૧૧૧) તદપિ ભાગ્ય વિના ધન એકઠું થતું નથી. (કદાપિ) એકઠું થયુ તો તેની રક્ષા કરી કરીને મરે છે. ખરચતાં ધન ઘટી જશે એ ચિંતા થાય છે, અને નાશ થયેથી નિશદિન અનંત તાપ થાય છે. (૧૧૨)

એમ ધન મનને સદા દુઃખ કરે છે. તે(ધન)ને જે ચહાય છે તે જનને ધિક્ ધિક્ છે.

---

૧૫૪. अर्थानामर्जने दुःखं तथैव परिपालने ।
नाशे दुःखं व्यये दुःख धिगर्थं च पुनः पुनः ॥ १ ॥

सदा करत यां दुःख धन मनकूं, चहै ताहि धिक धिक तिहि जनकूं।
युवति पूत धन लखि दुःखदाता, तज्यो भर्छू ममताको नाता ॥११३

(એ પ્રમાણે) સ્ત્રી, પુત્ર, અને ધન, એઓને દુઃખદાતા જાણીને ભર્છુએ (તેમના ઉપરથી) મમતાનો નાતો ત્યજ્યો. (૧૧૩)

પછી ભર્છુ એકાંત વનમાં ગયો અને ચિત્તને શાંત કર્યું.

कुंडलिया छंद

भर्छू वन एकांत में, गयो कियो चित शांत।
भयो नयो दीवान तिन, सुन्यो सकल वृत्तांत।
सुन्यो सकल वृत्तांत, चिंत यह उपजी ताके।
जो नृप जीवत सुनै, मिलै वा काहू नाके॥
तौ झूठे हम होहि, भूप दे सबकूं दंडा।
यातैं अब मिलि कहौ, भर्छू भो प्रेत प्रचंडा॥ ११४॥

दोहा

करि सलाह यह परस्पर, गये कचहरी बीच।
सबहि कहिं यह भूपतैं, भर्छू प्रेत भो नीच॥ ११५॥
राख लगाये देहमें, मिलै जाहि बतरात।
तिहिं मारत सो नरबचत, जो तिहिं देखि परात॥ ११६॥

૨૨૭. (હવે પેલા રાજા પાસે) જે નવો મંત્રી થયો તેણે એ સર્વ વૃત્તાંત સાંભળ્યો. તેને આ ચિંતા ઊપજી. જો ભર્છુ જીવે છે (એ વાર્તા) રાજા સાભળશે અથવા કોઈ નાકે એ મળી જશે તો અમે જૂઠા ઠરીશું, અને રાજા સર્વને દંડ દેશે. એથી હવે (સર્વે) મળીને કહો કે, 'ભર્છુ પ્રચંડ પ્રેત થયો છે.' (૧૧૪) એ સલાહ પરસ્પર કરીને, (સર્વે) રાજસભામાં ગયા; અને સર્વેએ મળીને રાજાને કહ્યું કે, 'ભર્છુ નીચ પ્રેત થયો છે.' (૧૧૫) દેહ પર રાખ લગાવે છે, અને જેને મળે તેને વાત કરે છે અને પછી મારે છે. અને તે જ નર બચે છે જે તેને દેખી પલી (નાસી) જાય છે. (૧૧૬)

सुनि भूपहुं निश्चय कियो, भर्छू मरी भो प्रेत।
सांचझूठ भूप न लखत, ह्वै जु प्रमाद अचेत॥ ११७॥
कछु दिन बीते भूप तब मारन गयो शिकार।
पैठ्यो गिरि वनसघनमें, जहँ मृगराज हजार॥

तपत तहां इक तरुतरे, भर्छु निजदीवान।
पेखि ताहि माज्यो उलटि, मानि प्रत दुःखदान॥ ११८॥

इन्दव छंद

भर्छु मर्यो रु–परेत भयो यह, वाक्य असत्यहु सत्य पिछाना।
देखि लियो निज आखिन जीवत, तोहु परेत हु मानि भगाना॥११९

(એ વાત) સાંભળી રાજાએ પ્રમાદી અને અચેત થઈને સાચજૂઠ જાણ્યા વિના, એવા નિશ્ચય કર્યો કે, 'ભર્છું મરીને પ્રેત થયો છે.' (૧૧૭) કેટલાક દિવસ વીતી ગયા પછી રાજા શિકાર કરવા ગયા. ત્યા એક સઘન ગિરિવનમા જ્યાં હજારો મૃગરાજ (સિંહ) હતા ત્યાં પેઠો. (૧૧૮) ત્યાં પોતાનો મત્રી ભર્છું એક તરુતળે તપ કરતો હતો તેને દેખી દુઃખદાતા પ્રેત માનીને રાજા ઊલટો ભાગ્યો. (૧૧૯)

वंचकतें सुनि द्वैत तथा मति, मैं विसवास करैं जु अंजाना।
ब्रह्म अद्वैत लखै परतच्छहु, तोहु न ताहिं हिये ह्वराना॥ १२०॥

૨૨૮. જેમ 'ભર્છું મૂઓ અને પ્રેત થયો છે,' એ અસત્ય વાક્યને સત્ય જાણ્યુ તેથી પોતાની આખે (રાજાએ ભર્છુંને) જીવતો દેખી લીધો તોપણ (તેને) પ્રેત માની ભાગ્યો; તેમ જે અજાણ (લોક) વંચકથી (ઠગ લોકથી) દ્વૈતને સાંભળીને મતિમા વિશ્વાસ કરે છે, તે અદ્વૈત બ્રહ્મને પ્રત્યક્ષ જાણે તોપણ તેના (ઠગાઈ ગયેલા ભોળાના) હૃદયમા તે ઠસતું નથી. (૧૨૦)

दोहा

भेदवचन विश्वास करि, सुनत जु कोउ अजान।
सो जन दुःख भुगतै सदा, ह्वै न ब्रह्मको ज्ञान॥ १२१॥
यातैं सुनै जु भेदके, वचन लखे सु असत्य।
तबही ताकूं ज्ञान ह्वै, महावाक्य तैं सत्य॥ १२२॥

જે કોઈ અજાણ્યા, ભેદવચન ઉપર વિશ્વાસ કરીને સાંભળે છે, તે જન સદા દુઃખ ભોગવે છે, અને (તેમને) બ્રહ્મનું જ્ઞાન થતું નથી. (૧૨૧) એથી ભેદના વચન સાભળે તો (તેને) અસત્ય જાણે ત્યારે તેને મહાવાકયથી સત્ય જ્ઞાન થાય. (૧૨૨)

चोपाई

शिष तैं सुनी जु भेदकहानी, जानि झूठ ते नरकनिशानी।
तिनके कहनहार सब झूठे, पुरुषारथ सुखतें शठ रुठे॥ १२३॥

तिनको संग न कबहूं कीजै, ह्वै जो संग न वचन सुनीजै ।
जो कहूं सुनै तु सुनतही त्यागहु, म्लेछ जैन वच सम लखि भागहु ॥

હે શિષ્ય! તેં જે ભેદની કહાણીઓ સાંભળી હોય તેને નરકની નિશાની અને જૂઠી જાણ. તેઓના કહેનારા પણ સર્વ પુરુષાર્થસુખથી રૂઠેલા એવા શઠ અને જૂઠા છે. (૧૨૩) તેઓનો સંગ કદાપિયે ન કરવો, જો સગ થાય તો (તેમનાં જૂઠાં) વચન સાંભળવાં નહિ, (જો જૂઠાં વચન) સાંભળવામાં આવે તો સાંભળતાં જ ત્યજવાં અને મ્લેચ્છ અને જૈન વચન સમ જાણીને તેથી ભાગવું. (૧૨૪)

૨૨૯. (મિથ્યા દુઃખ મિથ્યાએ જ છેદાય)

जो मिथ्या ह्वै दसिक वेदा, कैसें करही भवदुख छेदा ।
याको अब उत्तर सुनि लीजै, मिथ्यादुःख मिथ्यातें छीजै ॥१२५॥

(હે શિષ્ય! તારી શંકા હતી કે) 'જો દૈશિક (ગુરુ) અને વેદ મિથ્યા હોય તો, તેઓ કેમ કરી ભવદુખનો છેદ કરી શકે?' એનો હવે ઉત્તર (તુ) સાંભળી લે. મિથ્યા દુઃખ છે તે મિથ્યાથી જ છેદાય છે. (૧૨૫)

(એ વિષે દૃષ્ટાંત, એક રાજાનું સ્વપ્ન)

चोपाई

वेद रु गुरु सत्य जो होवै, तौ मिथ्या भवदुःख नहि खोवैं ।
यामैं इक दृष्टांत सुनाउं, जातें तव संदेह नसाऊं ॥ १२६ ॥

વેદ ગુરુ સત્ય જ જો હોય, તો મિથ્યા ભવદુખ ન ખોય;
એમાં એક દૃષ્ટાંત સુણાવુ, જેથી તુજ સદેહ નસાવું. ૧૨૬

सुरपति इंद्र स्वर्गमें जैसो, प्रबलप्रताप भूप इक ऐसो ।
भीम समान शूर बहुतेरे, तिनके चहुंधा डेरे गेरे ॥ १२७ ॥

સુરપતિ ઇંદ્ર સ્વર્ગમાં જેવો, પ્રબલ પ્રતાપ એક ભૂપ એવો;
ભીમ સમાન શૂર બહુ નિત્યે, ચાર પાસ તેની રહે પ્રીતે ૧૨૭

योधा ले निजनिज हथियारन, खरै रहे तिहिं द्वार हजारन ।
अंदिर मंदिर ड्योढी ठाढे, लिये खडग कोसनते काढे ॥ १२८ ॥

યોદ્ધા લઈ નિજ નિજ હથિયારો, ખડા રહે તે દ્વાર હજારો;
મંદિર અંતર્, દોઢી, ઊભા, લઈ ખડગોને કોશથી કાઢી સહિ. ૧૨૮

ऊंचो महल अटारी जामैं, फूलसेज सोवै नृप तामैं ।
पंछी हू पौंचन नहि पावै, तहां और कैसे चलि जावै ॥ १२९ ॥

ઉચ્ચ મહાલય અટરી જેમાં, ફૂલ સેજ સૂએ નૃપ તેમાં;
પક્ષી પોચવાને પામે નહિ. અન્ય કેમ ચાલી જાયે તહિ? ૧૨૯

तहां भूप देख्यो अस सुपना, पकर्यों पैर गीदरी अपना ।
भूप छुडायो चाहत निज पग, तजत न गीदरि पकरिजु पगरग ॥१३०॥

આવું સ્વપ્ન ત્યા દીઠું નૃપે, પકડ્યો સ્વપગ શિયાળે ઝડપે;
ઇચ્છે ભૂપ છોડાવા નિજ પગ, શિયાળ ન મૂકે પકડી પગરગ. ૧૩૦

तब राजा यां खरो पुकारै, है को अस जो गीदरि मारै ।
जोधा जो ठाढे निजद्वारा, तिन रंचकहु न दियो संहारा ॥ १३१ ॥

તહા ઊભો નૃપ એમ પુકારે, છે કો એવો શિયાળ મારે;
ઊભા યોદ્ધા જે નિજદ્વારે, સહાય તેણે ન દીધી ત્યારે. ૧૩૧

तब नृप दंड लियो निज करमें, आपहि मार्यों स्यारनि शिरमें ।
लगत दंड भो ताको अंता, तब निसरे पगरग तें दंता ॥ १३२ ॥

નૃપે દંડ લીધો નિજ કરમાં, પોતે માર્યો શિયાળ શિરમાં;
દંડ લાગી થયો તેનો અંત જ. પગરગથી નિ સર્યાં તવ દંત જ. ૧૩૨

दांत लगे गाढें नृप पगमें, यां लंगरात सु चालत मगमें ।
तब चाल्यो ले लाठी करमैं, पहुच्यो घावरियाके घरमैं ॥ १३३ ॥

લાગ્યા ગાઢ દંત નૃપપગમાં, ચાલે લંગડતો મારગમાં;
તવ ચાલ્યો લઈ લાકડી કરમાં, પહોચ્યો ઘાવૈદ્યતણા ઘરમાં ૧૩૩

ताहि कह्यो फोहा अस दीजै, घाव पावको तुरत भरीजै ।
घावरिया नृपतें यह भाख्यो, फोहा नहि तयार धरी राख्यो ॥१३४॥

તેને કહ્યું મલમ દ્યો એવો, પગ-ઘા તુરત ભરાએ તેવો;
કહ્યું આ નૃપને ઘાવૈદ્યે તહીં, ઘરમાં મલમ તૈયાર જ છે નહિ ૧૩૪

जो तूं दे पैसा इक मोकूं, तौ तयार करि देहूं तोकूं ।
तब उलट्यो नृप लाठी टेका, नहीं देनकुं कौडिहु एका ॥ १३५ ॥

જો તુ દે એક પૈસો મજને, તો તૈયાર કરી દેઉ તજને;
તવ પલટ્યો નૃપ લાકડી ટેકે, નહિ દેવાને કોડી જ એકે. ૧૩૫

लाग्यो सोच करन टरि घरते, बूझे बात कौन बिन जरते ।
जो मैं होत धनी बडभागा, आवत घर घावरिया भागा ॥ १३६ ॥

તે ઘરથી ટળી શોક કરે છે, કોણ ધન વિના વાત બુઝે છે!
જો બહુભાગી ને ધની હુ હત, ઘાવૈદ્ય જ દોડ્યો ઘર આવત. ૧૩૬

मोहि निकंमा जानि कंगाला, घरते तुरत रोग ज्यों टाला ।
याहीकूं कछु दोष न दीजे, बिनस्वारथको किहि न पतीजै ॥ १३७ ॥

મને નકામો રંક જાણી ત્યમ, ટળ્યો ઘરથી તુરત રોગ જ્યમ;
દોષ કશો નવ દેવો એને, પ્રીતિ સ્વાર્થ વિના છે કેને? ૧૩૭

मातपिता बांधव सुत नारी, करत प्यार स्वारथतैं भारी ।
जो नहि स्वारथ सिद्धि पावै, तो इनकूं देख्यो हु न भावै ॥ १३८ ॥

માતપિતા બાંધવ સુત નારી, કરે પ્રીતિ સ્વારથથી ભારી;
જો સ્વાર્થ સિદ્ધિ નહિ પામે, જોવું એમને ગમે ન સામે. ૧૩૮

जा बिन घरी एक नहि रहते, दुःख अपार बिगुरे सब लहते ।
जब देखै आयो घर पौरी, घरके मिलत भाजि भरी कौरी ॥ १३९ ॥

જે વિના ઘડી એક ન રહે, અપાર દુઃખ વિરહે સઉ લહે;
ગૃહ-પદ પર આવ્યો દેખીને, ગૃહનાં ધાઈ મળે ભેટીને. ૧૩૯

विधि अधीन कोढी सो चोवै, सब अंगनिमें पानी चोवै ।
अरु जरि परीं आंगुरी जाके, भिनभिनात मुख माखी ताके ॥ १४० ॥

વિધિ અધીન તે પતિયો થાય, સૌ અંગે પાણી ચૂતુ જાય;
આંગળીઓ જેની ખરી પડતી, તેને મુખ માખી બણબણતી. ૧૪૦

कहत ताहि ते घरके प्यारे, मर पापी अब तौ हतियारे ।
जेहिं देखत अंखियां न अघानी, तेहिं लखि ग्लानि वमनज्यों आनी ॥

તેને કહે ગૃહનાં તે પ્યારાં, અવે તુ મર પાપી હત્યારા;
નેત્ર ન તૃપ્ત થતા જોઈ જેને, ગ્લાનિ વમનવત્ દેખી તેને. ૧૪૧

जो तिय हिय लागत पति प्यारो, किय न चहत पल उरते न्यारो ।
ताकी पवन बचायो लौरै, भिरै जु वसन तु नाक सकोरै ॥ १४२ ॥

જે પતિ પ્રિય લાગતો હૃદયથી. પળ ન ચાહતી દૂર કરવા ઉરથી,
તેનો પવન બચવા ચાંપે લૂગડુ નાક દે સમીપ જાયે. ૧૪૨

जिहिं पितुमात गोदमें लेते, सचुकृत तिहिं करते कछु देते ।
मिलत भ्रात जौ भरि भुज कोरी, सो बतरात बीच दै डोरी ॥ १४३ ॥

માતપિતા જે ખોળે લેતાં, સંકોચે કરથી કંઈ દેતાં;
મળતા ભુજ ભેટી જે ભ્રાતો, કરે પટાંતર રાખી વાતો. ૧૪૩

ऐसे जग स्वारथको सारो, बिन स्वारथको काको प्यारो ।
मुहिं स्वारथ योग्य न विधि कीनो, यातैं इन फोहा नहि दीनो ॥ १४४ ॥

એમ સ્વાર્થનું જગત સહુ સહિ, સ્વાર્થ વિના કોઈ કોઈનું પ્રિય નહિ;
વિધિએ સ્વાર્થ યોગ્ય નવ કીધો, એથી એણે મલમ ન દીધો. ૧૪૪

**यों चिंतत इक मुनि तिहिं भेट्यो, तिन दै जरी घाव दुःख मेटयो ।**
**निद्रातें जाग्यो नृप जबहीं, घाव दरद मुनि नाशे तबहीं ॥ १४५ ॥**

એ ચિંતતાં મળ્યો મુનિ એક, દઈ જડી મટાડયુ ઘાદુ ખ છેક;
નિદ્રાથી નૃપ જાગ્યો જ્યારે, ઘાદુ ખ. મુનિ, નાસ્યાં ત્યારે. ૧૪૫

**शिष यह तुहि दृष्टांत प्रकाश्यो, लिखि मिथ्यातैं मिथ्या नाश्यो ।**
**मिथ्या दुःख देख्यो जब राजा, साचसमाज न किय कछु काजा ॥१४६॥**

શિષ્ય ! એ જ દૃષ્ટાંત પ્રકાસ્યું, લખ્ય, મિથ્યાથી મિથ્યા નાસ્યુ;
રાજાએ દીઠું મિથ્યા દુઃખ, સાચ સમાજે ન કર્યું કંઈ સુખ. ૧૪૬

૨૩૦. સર્વ પ્રકરણનો અર્થ સ્પષ્ટ (છે); ભાવ આ છે: સંસારરૂપ દુઃખ મિથ્યા છે; એથી તેને દૂર કરવાનાં સાધન–વેદગુરુ–મિથ્યા જ જોઈએ. મિથ્યાના નાશમાં સત્ય સાધનની અપેક્ષા નથી. અને સત્ય સાધન હોય તો તેઓથી મિથ્યાનો નાશ થાય નહિ. જેમ રાજાની સમીપ મિથ્યા શિયાળ સ્વપ્નમાં પહોચી (તે) કોઈ સત્ય યોદ્ધાથી રોકાઈ નહિ, અને રાજાએ પોકાર્યું ત્યારે કોઈથી પણ (તે શિયાળ) મરી નહિ. અને રાજાની પાસે અનેક સાચા શસ્ત્રો મૂકયાં હતાં; તોપણ (તે કામમા આવ્યાં નહિ અને) મિથ્યા દંડે મરી. અને રાજાને મિથ્યા ઘા થયો ત્યારે કોઈ વૈદ્ય કે પાટો બાંધનાર સાચો મળ્યો નહિ. મિથ્યા પાટો બાંધનાર પાસે ગયો તેણે પૈસો માગ્યો, તો અનંત સાચા ખજાના ધર્યા જ રહ્યા. એક પૈસો પણ રાજાને મળ્યો નહિ, કોઈ પણ સત્ય સાધન રાજાના દુઃખનો નાશ કરવામા સમર્થ થયુ નહિ; કિંતુ મિથ્યા મુનિએ મિથ્યા જડી(બૂટી) દઈ ને મિથ્યા દુઃખનો નાશ કર્યો. એવી રીતિનાં સ્વપ્ન સર્વને અનુભવસિદ્ધ છે. જાગ્રત પદાર્થનો સ્વપ્નમાં કોઈને કદા પણ ઉપયોગ થતો નથી, તેમ મિથ્યા જે સંસારદુઃખ તેનો નાશ (ચેતનની અપેક્ષાથી) મિથ્યા વેદ ગુરુથી થાય છે. સાચા વેદગુરુ અપેક્ષિત નથી.

૨૩૧. 'જેમ મરુસ્થલ(ઝાંઝવા)નાં મિથ્યા જળથી તૃષાનો નાશ થાય નહિ; તેમ મિથ્યા વેદગુરુથી સંસારદુઃખનો નાશ થાય નહિ; અને મિથ્યા વેદગુરુ માનીને સંસારદુઃખનો તેઓનાથી નાશ અંગીકાર કરશો. તો મરુભૂમિના જળથી પણ તૃષાનો નાશ થવો જોઈએ.' એ શંકા શિષ્યે કરી હતી તેનું સમાધાન:

चोपाई

**यद्यपि मिथ्या मरुथलपानी, ताते किन्हु न प्यास बुझानी ।**
**तदपि विषम दृष्टांत सु तेरो, सत्ताभेद दुहनमैं हेरो ॥ १४७ ॥**

યદ્યપિ મિથ્યા મરુસ્થલપાણી, તેથી તૃષા મટાડી ન જાણી;
તદપિ તવ દૃષ્ટાંત વિષમ છે, જો એમાં સત્તાભેદ જ છે. ૧૪૭

યદ્યપિ મિથ્યા જે મરુભૂમિનું પાણી તેથી કોઈએ તૃષા મટાડી નથી, અને મિથ્યા ગુરુવેદથી દુઃખના નાશની પેઠે, મિથ્યા જલથી તૃષાનો નાશ થવો જોઈએ, અને તૃષાનો નાશ થતો નથી; તેમ મિથ્યા ગુરુવેદથી સંસારનો નાશ બને નહિ. 'તદપિ,' નામ તોપણ, તારું દૃષ્ટાંત વિષમ છે; કેમકે 'એમાં' નામ મરુસ્થળના જલમાં અને તૃષા એ એમાં, સત્તાનો ભેદ છે, તે જુઓ. ૧૪૭

## ૨૩૨. ત્રિવિધા સત્તા=વિદ્યમાનતા

चोपाई

**समसत्ता भवदुःख गुरुवेदा, यों गुरु वेद करत भवछेदा ।**
**आपसमैं समसत्ता जिनकी, लखि साधकबाधकता तिनकी ॥ १४८ ॥**

સમસત્તા,[૧૫૫] ભવદુઃખ, ગુરુ વેદ, ઇમિ ગુરુ વેદ કરે ભવછેદ;
આપસમાં સમસત્તા જેની, લખ્ય સાધકબાધકતા તેની. ૧૪૮

---

૧૫૫. અહીંયા આ શંકા છે 'સમસત્તાવાળા પદાર્થ જ પરસ્પર સાધક-બાધક છે,' એ નિયમ ઘટિત છે નહિ. કિંતુ વિષમસત્તાવાળા પદાર્થો પણ કહિંક પરસ્પર સાધકબાધક હોય છે. કેમકે સર્વત્ર આરોપની અધિષ્ઠાનથી વિષમસત્તા છે, તે(આરોપ)ની સાધકતા (કારણતા) અધિષ્ઠાનમાં છે, જેમ કલ્પિતરજતનું અધિષ્ઠાન શુક્તિ છે. તે(શુક્તિ)ની વ્યાવહારિક સત્તા છે, રજતની પ્રતિભાસ-સત્તા છે. તે પ્રતિભાસ-સત્તાવાળા રજતની સાધકતા (કારણતા) શુક્તિમાં છે; કિંવા જગતનું અધિષ્ઠાન બ્રહ્મ છે, તેની પરમાર્થ સત્તા છે, અને જગતની વ્યાવ-હારિક સત્તા છે તે વ્યાવહારિક સત્તાવાળા જગતની સાધકતા બ્રહ્મમાં છે. એથી વિષમ સત્તાવાળું પણ સાધક હોય છે. અને અંતઃકરણની વૃત્તિરૂપ શુક્તિના યથાર્થ જ્ઞાને કરી જ્ઞાન સહિત રજતનો બાધ થાય છે. ત્યાં જ્ઞાન સહિત રજતની પ્રતિભાસ-સત્તા છે, અને શુક્તિના જ્ઞાનની વ્યાવહારિક સત્તા છે; એથી વિષમ સત્તાવાળું પણ બાધક હોય છે. તેથી 'વિષમ સત્તાવાળા પદાર્થ પરસ્પરમાં સાધક-બાધક હોય નહિ,' એ નિયમ અસંગત છે.

એ(શંકા)નું આ સમાધાન છે. કેવળ (શુદ્ધ) શુક્તિ કિંવા બ્રહ્મ, ક્રમથી, રજતની કિંવા જગતની કલ્પનાનાં અધિષ્ઠાન (=વિવર્તિઉપાદાન કારણ) છે નહિ.

બાધ્યતા અને બાધકતાની 'સમસત્તા' નામ એકસત્તા છે: એથી શુક્તિરજતથી જગત્નો ભેદ થાય છે: જેમની પરસ્પરમાં સમસત્તા હોય છે, તેઓની પરસ્પરમાં સાધકતા અને બાધકતા હોય છે. જેમ મૃત્તિકા અને ઘટની સમસત્તા છે, તેથી મૃત્તિકા ઘટની સાધિકા છે: અગ્નિ અને ઘટની સમસત્તા છે તેથી અગ્નિ ઘટનો બાધક છે. [સાધક નામ કારક, અને બાધક નામ નાશક] મરુસ્થળના જલની અને તૃષાની સમસત્તા નથી; તેથી મરુસ્થળનું જલ તૃષાનું બાધક નથી. એ સ્થાનમાં આ રહસ્ય છે: ચેતનમાં પરમાર્થસત્તા છે, અને ચેતનથી ભિન્ન જે મિથ્યા પદાર્થ, તેમાં બે પ્રકારની સત્તા છે: એક તો વ્યવહારસત્તા છે અને બીજી પ્રતિભાસસત્તા છે.

૨૩૩. (વ્યાવહારિક સત્તા[૧૫૯])

જે પદાર્થનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થાય નહિ, કિંતુ બ્રહ્મજ્ઞાનથી જ બાધ થાય, તે પદાર્થમાં વ્યવહારસત્તા કહેવાય છે. તે વ્યવહારસત્તા ઈશ્વરસૃષ્ટિમાં છે; કેમકે દેહઇંદ્રિયાદિ પ્રપંચ જે ઈશ્વરસૃષ્ટિ, તેનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થાય નહિ. બ્રહ્મજ્ઞાનથી જ બાધ થાય છે. યદ્યપિ ઈશ્વરસૃષ્ટિના પદાર્થોનો બ્રહ્મજ્ઞાન વિના નાશ તો થાય છે પણ ખરો;

કિંતુ તૂલાવિદ્યા સહિત શુક્તિ રજતનું અધિષ્ઠાન છે; અને મૂલાવિદ્યા સહિત બ્રહ્મચેતન જગતનું અધિષ્ઠાન છે. કહીંક 'વિશેષણના ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર થાય છે,' એ નિયમથી પ્રાતિભાસિક તૂલાવિદ્યા સહિત શુક્તિ 'પ્રાતિભાસિક' કહેવાય છે; અને વ્યાવહારિક મૂલવિદ્યા સહિત બ્રહ્મચેતન પણ વ્યાવહારિક કહેવાય છે. યદ્યપિ અહીંયા અવિદ્યા 'ઉપાધિ' છે, વિશેષણ નથી; તથાપિ અવિવેકી જનોની દૃષ્ટિએ વિશેષણની પેઠે પ્રતીત થાય છે, એથી 'વિશેષણ' કહેવાય છે. એથી જ તે અવિદ્યાના ધર્મ પ્રાતિભાસિકતા અને વ્યાવહારિકતા (તેમનો) પોતાના વિશેષ્ય (આશ્રય જે) શુક્તિ અને બ્રહ્મ તેમા વ્યવહાર થાય છે. એથી અહીયા વિષમ-સત્તાવાળું સાધક નથી પણ સમ સત્તાવાળું જ સાધક છે.

અને પંચપાદિકાકારની રીતિએ મૂલ અવિદ્યાથી ભિન્ન તૂલ—અવિદ્યા નથી, એથી તેની નિવૃત્તિ (બાધ) શુક્તિના જ્ઞાને કરી થાય નહિ; કિંતુ બ્રહ્મજ્ઞાને કરી થાય છે. પરંતુ વ્યાવહારિક અંતઃકરણની વૃત્તિરૂપ શુક્તિના યથાર્થ જ્ઞાને કરી શુક્તિનિષ્ઠ મુલાવિદ્યાનો તિરસ્કાર થાય છે. (બાધ નથી થતો) તેથી તેનાં કાર્ય જ્ઞાન સહિત રજતનો પણ તિરસ્કાર થાય છે; એથી અહીયાં વિષમ સત્તાવાળું બાધકનથી એ (મૂલગ્રંથમાંના) પ્રસંગાનુસારી સમાધાન છે. પં. પી પુ.

૧૫૯. જાગ્રતના ઘટાદિપદાર્થની વ્યાવહારિક સત્તા ગણાય છે, અને તેનો બાધ તત્ત્વજ્ઞાને કરી થાય છે.

પરંતુ બ્રહ્મજ્ઞાન વિના બાધ થાય નહિ. [અપરોક્ષ મિથ્યા–નિશ્ચયનું નામ બાધ છે.] તે અપરોક્ષ મિથ્યા–નિશ્ચય ઈશ્વરસૃષ્ટિના પદાર્થોમાં બ્રહ્મજ્ઞાનથી પ્રથમ (પૂર્વ) કોઈને થાય નહિ, બ્રહ્મજ્ઞાનથી અનંતર જ થાય છે. એથી (શુદ્ધ ચેતનને આચ્છાદન કરનારી) મૂળ(કારણ)-અવિદ્યાના કાર્ય જે જાગ્રતના પદાર્થ–ઈશ્વરસૃષ્ટિ–તેમાં વ્યવહારસત્તા છે. જન્મ, મરણ, બંધ, મોક્ષ આદિક વ્યવહારને સિદ્ધ કરવાવાળી જે સત્તા નામ હોવું (વિદ્યમાનતા), તે વ્યવહારસત્તા કહેવાય છે.

૨૩૪. (પ્રાતિભાસિક સત્તા[૧૫૭])

અને બ્રહ્મજ્ઞાન વિના જ જેઓનો બાધ થાય તે પદાર્થોમાં પ્રતિભાસસત્તા કહેવાય છે. જેમ બ્રહ્મજ્ઞાન વિના જ શુક્તિ, રજ્જુ, મરુસ્થલ આદિકોના જ્ઞાનથી રૂપું, સર્પ, જળ આદિકોનો બાધ થાય છે. તેમાં પ્રતિભાસસત્તા છે. ['પ્રતિભાસ' નામ પ્રતીતિ માત્ર, જે 'સત્તા' નામ થવું (વિદ્યમાનતા), તે પ્રતિભાસસત્તા કહેવાય છે.] (શુક્તિ આદિ જડ પદાર્થ ઉપહિતચેતનને આચ્છાદન કરનારી) મૂલા-અવિદ્યાનાં કાર્ય, રૂપા આદિક પદાર્થોનું પ્રતીત માત્ર જ હોવું (વિદ્યમાનતા) છે, એથી તેઓની પ્રતિભાસસત્તા છે.

૨૩૫. (પારમાર્થિક સત્તા[૧૫૮])

જેનો ત્રણ કાળમા બાધ થાય નહિ, તેની પરમાર્થ–સત્તા કહેવાય છે. ચેતનનો બાધ કદી થાય નહિ. એથી પરમાર્થસત્તા ચેતનની છે.

૨૩૬. (વેદગુરુ અને સંસારદુઃખની સમાન સત્તા હોવાથી દુઃખનો નાશ થાય છે.)

એ રીતિએ વેદગુરુ અને સંસારદુઃખ, એઓની એક વ્યવહારસત્તા હોવાથી પરસ્પરમા સમસત્તા છે, એથી મિથ્યા વેદગુરુથી મિથ્યા ભવદુઃખનો નાશ બને છે, અને ક્ષુધાપિપાસા પ્રાણોના ધર્મ છે; પ્રાણ અને તેઓના ધર્મોનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થાય નહિ. એથી પિપાસાની વ્યવહારસત્તા છે. મરુસ્થળના જળનો બ્રહ્મજ્ઞાન વિના

૧૫૭ શુક્તિરજતાદિની પ્રાતિભાસિકસત્તા ગણાય છે અને તેનો બાધ તેઓના અધિષ્ઠાનના સાક્ષાત્કારે કરી થાય છે.

૧૫૮. બ્રહ્મની પારમાર્થિકસત્તા છે અને તેનો બાધ ત્રિકાલમાં કદાપિ થતો જ નથી.

જ, મરુસ્થળના જ્ઞાનથી બાધ હોવાથી મરુસ્થળના જળની પ્રાતિભાસિકસત્તા છે. એથી પિપાસા અને મરુસ્થળની સમસત્તા નહિ હોવાથી, તે જળથી પિપાસાનો નાશ થાય નહિ. એ પ્રકારે દાર્ષ્ટાંત વિશે બાધક વેદગુરુ અને બાધ્ય સંસારદુ:ખ, તેઓની સત્તા એક છે. અને દૃષ્ટાંત વિષે જળ અને પિપાસાની સત્તાનો ભેદ છે, એથી દૃષ્ટાંત વિષમ નામ દાર્ષ્ટાંતના સમ નથી. ૧૪૮

## ૨૩૭ : શંકા

(બાધમાં પૂર્વોક્ત સત્તાભેદ શા હેતુથી રાખ્યો છે.)

चोपाई

**ब्रह्मभिन्न मिथ्या सब भाखौ, तिनको भेद हेतु किहि राखौ ।**
**उपज्यो यह मोकूं संदेहा, प्रभुताको अब कीजै छेहा ।। १४९ ।।**

બ્રહ્મભિન્ન મિથ્યા સૌ ભાખો, તેનો ભેદ શા કારણ રાખો ?
ઊપજ્યો એ મજને સંદેહ, પ્રભુ કરો અબ છેદન તેહ. ૧૪૯

હે પ્રભુ! બ્રહ્મથી ભિન્ન સર્વને આપ મિથ્યા કહો છો, તે મિથ્યા પદાર્થમાં શુક્તિરૂપ, રજ્જુસર્પ, મરુસ્થળજળ આદિકોનો બ્રહ્મજ્ઞાન વિના જ બાધ, અને સંસારદુ:ખનો બ્રહ્મજ્ઞાનથી અનંતર બાધ, એ ભેદ કયા હેતુથી રાખો છો? ૧૪૯

## ૨૩૮ : ઉત્તર

(જેના અજ્ઞાનથી જે ઊપજે છે તેના જ્ઞાનથી
તેનો બાધ થાય છે.)

चोपाई

**सकल अविद्या कारज मिथ्या, शिष तामैं रंचकहु न तथ्या ।**
**जा अज्ञानसें उपजत जोई, ताके ज्ञान बाध तिहि होई ।। १५० ।।**

સકલ અવિદ્યાકાર્ય જ મિથ્યા, શિષ્ય નહિ તેમા કંઈ તથ્યા;
જે અજ્ઞાનથી ઊપજે જેહ, થાય બાધ તે જ્ઞાને તેહ. ૧૫૦

હે શિષ્ય! યદ્યપિ બ્રહ્મથી ભિન્ન સકળ અવિદ્યાનુ કાર્ય છે તેથી મિથ્યા છે, તેમાં કિંચિત્ પણ 'તથ્યા' નામ સત્ય નથી; પરંતુ જેના અજ્ઞાનથી જે ઊપજે છે, તેના જ્ઞાનથી તેનો બાધ થાય છે. શુક્તિ, રજ્જુ, મરુસ્થળ, આદિકોના અજ્ઞાનથી, રૂપું, સર્પ, જળ. આદિ ઊપજે છે; તેઓનો બાધ શુક્તિ, રજ્જુ, મરુસ્થળ આદિકોના જ્ઞાનથી થાય છે; અને બ્રહ્મના અજ્ઞાનથી જે જન્મમરણાદિક સંસારદુ:ખ ઊપજે છે, તેનો બાધ બ્રહ્મજ્ઞાનથી થાય છે. ૧૫૦

## ૨૩૯: શિષ્ય ઉવાચ

(સંસાર કયા ક્રમથી ઊપજે છે?)

दुहो

भगवन ब्रह्म अज्ञानतें, जो उपजै संसार।
सो किहिं क्रमते होत है, कहौ मोहि निरधार ॥ १५१ ॥

ભગવન ! બ્રહ્મ-જ્ઞાનથી, જે ઊપજે સંસાર;
કયા ક્રમેથી થાય તે, કહો મને નિર્ધાર. ૧૫૧

અર્થ સ્પષ્ટ છે. ૧૫૧

## ૨૪૦: શ્રી ગુરુરુવાચ

(જગતની ઉત્પત્તિના ક્રમનો અનિયમ)

चोपाई

जैसें स्वप्न होत बिन क्रमतें, त्यां मिथ्या जग भासत भ्रमतें।
जो ताको क्रम जान्यो लौरै, सो मरुथलजल वसन निचोरै ॥१५२॥

થાય સ્વપ્ન જ્યમ વિનાક્રમથી, ત્યમ મિથ્યા જગ ભાસે ભ્રમથી;
જાણ્યો ઇચ્છે તેનો ક્રમ જે, વસન નિચોવે મરુસ્થલ-જલ તે. ૧૫૨

અર્થ સ્પષ્ટ છે. ૧૫૨

दुहो

उपनिषदनमें बहुत विधि, जगउत्पत्ति प्रकार।
अभिप्राय तिनको यही, चेतनभिन्न असार ॥ १५३ ॥

ઉપનિષદોમા બહુ વિધે, જગતઉત્પત્તિ પ્રકાર;
અભિપ્રાય તેનો જ આ, 'ચેતન ભિન્ન અસાર. ૧૫૩

યદ્યપિ ઉપનિષદોમાં જગતની ઉત્પત્તિ અનેક પ્રકારે કહી છે. છાન્દોગ્ય(ઉપનિષદ)માં તો, 'સતરૂપ પરમાત્માથી અગ્નિ, જળ, પૃથ્વી, ક્રમથી ઊપજે છે,' એ કહ્યું છે. અને તૈત્તિરીયમાં આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી ક્રમથી થાય છે, એ રીતિએ પંચભૂતની ઉત્પત્તિ કહી છે. અને કહીક સર્વની પરમેશ્વર ઉત્પત્તિ કરે છે, એ રીતે ક્રમ વિના પણ ઉત્પત્તિ કહી છે. એમ જગતની ઉત્પત્તિ વેદમાં અનેક પ્રકારે કહી છે. ત્યાં વેદનો આવો અભિપ્રાય છે: જગત મિથ્યા છે. જો જગત કંઈ પદાર્થ હોત તો તેની ઉત્પત્તિ અનેક પ્રકારે વેદ કહેત નહિ. અનેક પ્રકારે જગતની ઉત્પત્તિ કહી છે, તેથી જગતની ઉત્પત્તિ પ્રતિપાદનમાં વેદનો અભિપ્રાય નથી, કિંતુ અદ્વૈત બ્રહ્મ લક્ષા-

વવાને, જગતનો નિષેધ કરવા અર્થે, મિથ્યા જગતનો કોઈ રીતિએ આરોપ કર્યો છે. દૃષ્ટાંત: જેમ વિનોદના નિમિત્ત ઉડાવવા સારુ દારૂનો હસ્તી બનાવે છે, તેનાં કાનપૂછડું વાંકાંચૂંકાં હોય છે તો સીધાં કરવા સારુ યત્ન નથી કરતા; તેમ અદ્વૈતજ્ઞાનના નિમિત્ત પ્રપંચને નિષેધવા સારુ પ્રપંચનો આરોપ કર્યો છે. એથી વેદે, પ્રપંચનો ઉત્પત્તિ–ક્રમ, એકરૂપ કહેવામાં યત્ન નથી કર્યો. પ્રપંચની ઉત્પત્તિ વેદે એકરૂપ નથી કહી, એથી આ જણાય છે: વેદનો અભિપ્રાય પ્રપંચનિષેધનમાં છે; તેની ઉત્પત્તિમાં અભિપ્રાય નથી.

૨૪૧. અને સૂત્રકાર (વ્યાસનારાયણ) ભાષ્યકારે (શંકરે) બ્રહ્મસૂત્રના દ્વિતીય અધ્યાયમાં ઉત્પત્તિ કહેવાવાળાં શ્રુતિવચનનો વિરોધ દૂર કરીને જે એકરૂપે, તૈત્તિરીય શ્રુતિ અનુસાર ઉત્પત્તિમાં સર્વ ઉપનિષદોનો અભિપ્રાય કહ્યો છે, તે મંદ જિજ્ઞાસુને નિમિત્ત કહ્યો છે. ઉત્પત્તિવાકયોના પૂર્વે કહેલા અભિપ્રાયને જે નથી જાણતા, તે મંદ જિજ્ઞાસુને ઉપનિષદોમાં નાના પ્રકારે જગતની ઉત્પત્તિ દેખીને, પરસ્પરમાં ઉપનિષદોનો વિરોધ છે, એ ભ્રાંતિ થઈ જવાની. તેને દૂર કરવાને સર્વ ઉપનિષદોમાં એકરૂપે કરી જગતની ઉત્પત્તિ(ના) પ્રતિપાદનનો પ્રકાર (સૂત્રકાર અને ભાષ્યકારે) કહ્યો છે. અને જેને બ્રહ્મવિચારે કરી યથાર્થ જ્ઞાન ન હોય, તેને લયચિન્તનના[૧૫૯] નિમિત્ત પણ ઉત્પત્તિક્રમ કહ્યો છે. જે ક્રમથી ઉત્પત્તિ કહી છે, તેથી વિપરીત ક્રમથી લયચિંતન કરે, તે લયચિંતનથી અદ્વૈતમા બુદ્ધિ સ્થિતા થાય છે. તે લયચિંતનનો પ્રકાર પંચીકરણમા વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે કહ્યો છે. આ ગ્રંથ ઉત્તમ જિજ્ઞાસુના નિમિત્ત છે. એથી જગતની ઉત્પત્તિ અને લયનો પ્રકાર નથી લખ્યો. અને (આ) સાગરરૂપ છે. એથી સંક્ષેપે દેખાડે છે. શુદ્ધ બ્રહ્મથી જગતની ઉત્પત્તિ થાય નહિ; કેમકે શુદ્ધ બ્રહ્મ અસંગ છે અને અક્રિય છે; કિંતુ માયાવિશિષ્ટ જે ઈશ્વર તેથી જગતની ઉત્પત્તિ થાય છે. એથી માયા અને ઈશ્વરનું સ્વરૂપ પ્રતિપાદન કરે છે. ૧૫૩

## ૨૪૨: માયા અને ઈશ્વરનું સ્વરૂપ

कवित

**जीवईस भेदहीन चेतनस्वरूप मांहि।**
**माया सो अनादि एक शांत ताहि मानिये ॥**

૧૫૯. કાર્યકારણના અભેદનું અનુસધાન કરવું.

सत औ असततें विलक्षन स्वरूप ताके।
ताहिको अविद्या औ अज्ञान हु वखानिये ॥
चेतनसामान्य न विरोधी ताको साधक है।
वृत्तिमैं आरूढ वा विरोधी वृत्ति जानिये ॥
मायामें आभास अधिष्ठान अरु मायामिल।
ईस सरवज्ञ जग हेतु पहिचानिये ॥ १५४ ॥

જીવ ઇશ ભેદહીન, ચેતન સ્વરૂપમાંહી,
માયા. તે અનાદિ, એક સાંત તેને માનિયે;
સત્ અને અસતથી વિલક્ષણ સ્વરૂપ તેનાં
તેને જ અવિદ્યા અને અજ્ઞાન જ વખાણિયે.
સામાન્ય ચેતન ન વિરોધી તેનું સાધક છે.
વૃત્તિમાં આરૂઢ વા વિરોધી વૃત્તિ જાણિયે;
માયામા આભાસ, અધિષ્ઠાન, અને માયા મળી,
ઇશ સર્વજ્ઞ જગતહેતુ જ પિછાણિયે. ૧૫૪

માયાનું સ્વરૂપ

જીવ–ઈશ્વર–ભેદરહિત જે શુદ્ધચેતન તેને આશ્રિતા માયા છે. તે માયા અનાદિ નામ આદિરહિત છે. [ આદિ નામ ઉત્પત્તિનું છે. ] જો માયાની ઉત્પત્તિ અંગીકાર કરીએ તો, માયાના કાર્યપ્રપંચથી તો, પુત્રથી પિતાની (ઉત્પત્તિની) પેઠે માયાની ઉત્પત્તિ બને નહિ; ચેતનથી જ માયાની ઉત્પત્તિ માનવી પડશે. ત્યાં જીવભાવ અને ઈશ્વરભાવ તો માયાનાં કાર્ય છે; માયાની સિદ્ધિ થયા વિના જીવ ઇશ્વરનું સ્વરૂપ અસિદ્ધ છે. એથી જીવચેતનથી વા ઈશ્વરચેતનથી માયાની ઉત્પત્તિ કહેવી અસંભવ છે. અને શુદ્ધચેતન અસંગ છે, અક્રિય છે. નિર્વિકાર છે; તેથી માયાની ઉત્પત્તિ માને, (તે) વિકારી થશે. અને શુદ્ધ ચેતનથી માયાની ઉત્પત્તિ થાય તો મોક્ષદશા વિષે માયા પુનઃ ઊપજશે; એથી મોક્ષનિમિત્ત સાધન નિષ્ફળ થશે. એ રીતિએ માયા ઉત્પત્તિરહિતા છે, એથી અનાદિ છે અને એક છે, (અને) 'સાન્ત' નામ અંતવાળી છે; (કારણ) જ્ઞાને કરી માયાનો અંત થાય છે.

અને ( માયા ) સત્અસત્થી વિલક્ષણા છે. [ જેનો ત્રિકાલમાં બાધ થાય નહિ તે સત કહેવાય છે. એવું ચેતન છે. ] માયાનો જ્ઞાનથી બાધ થાય છે એથી સત્થી ( તે ) વિલક્ષણ છે. [ જેની ત્રિકાલમાં

પ્રતીતિ થાય નહિ તે શશશૃંગ, વંધ્યાપુત્ર, આકાશકુસુમ, આદિક અસત્ કહેવાય છે. જે જ્ઞાનમાં પૂર્વે માયા અને તે(માયા)નું કાર્ય પ્રતીત થાય છે, જાગ્રત વિષે 'હું અજ્ઞાની છું, બ્રહ્મને નથી જાણતો.' એ રીતિએ માયા પ્રતીત થાય છે. અને સ્વપ્ન વિષે જે નાના પદાર્થ પ્રતીત થાય છે, તેઓનું ઉપાદાનકારણ માયા છે. અને સુષુપ્તિથી અનંતર અજ્ઞાનની આ રીતિએ સ્મૃતિ થાય છે. 'હું સુખે સૂતો હતો, કશું પણ જાણતો ન હતો.' તે સ્મૃતિ અજ્ઞાતવસ્તુની થાય નહિ એથી સુષુપ્તિમાં અજ્ઞાનનું ભાન થાય છે. તે અજ્ઞાન અને માયા એક જ છે, તેઓના ભેદ નથી. આ પ્રકારે ત્રણે અવસ્થા વિષે માયાની પ્રતીતિ થાય છે: એથી અસતથી વિલક્ષણ છે. એ રીતિએ સતઅસતથી વિલક્ષણ જે માયા તેનું કાર્ય પણ સત–અસતથી વિલક્ષણ છે. [સત્–અસત્થી વિલક્ષણને જ અદ્વૈતમતમાં મિથ્યા કહે છે. અને અનિર્વચનીય પણ કહે છે.] એથી માયા અને તેના કાર્યથી દ્વૈતની સિદ્ધિ થાય નહિ. કેમકે જેમ ચેતન સતરૂપ છે. તેમ માયા અને તેનું કાર્ય સતરૂપ હોય તો દ્વૈત થાય; તે માયા અને તેનું કાર્ય સત્–અસતથી વિલક્ષણ હોવાથી મિથ્યા છે. મિથ્યા પદાર્થથી દ્વૈત થાય નહિ. જેમ સ્વપ્નના પદાર્થ મિથ્યા છે, તેઓથી દ્વૈત થાય નહિ.

૨૪૩. (સ્વાશ્રય સ્વવિષય અજ્ઞાન)

જીવઈશ્વરવિભાગરહિત શુદ્ધ બ્રહ્મને આશ્રિતા માયા છે, અને તે શુદ્ધ બ્રહ્મને જ આચ્છાદન કરે છે. જેમ ગૃહને આશ્રિત અંધકાર ગૃહને આચ્છાદન કરે છે. એ પક્ષને સ્વાશ્રયસ્વવિષયપક્ષ કહે છે. 'સ્વ' નામ શુદ્ધ બ્રહ્મ જ, 'આશ્રય,' અને 'સ્વ' નામ શુદ્ધ બ્રહ્મ જ, 'વિષય,' નામ માયાથી આચ્છાદિત છે. (અર્થ આ,–ઢંકાયલું છે.) સંક્ષેપ-શારીરક, (પંચપાદિકા) વિવરણ, વેદાંતમુક્તાવલિ, અદ્વૈત-સિદ્ધિ, અદ્વૈતદીપિકા, આદિક ગ્રંથકારોએ સ્વાશ્રયસ્વવિષય જ અજ્ઞાન અંગીકાર કર્યું છે.

૨૪૪. (અન્યાશ્રય અન્યવિષય અજ્ઞાન)

અને વાચસ્પતિનો આ મત છે: અજ્ઞાન જીવને આશ્રિત છે, અને બ્રહ્મને વિષય કરે છે (નામ ઢાંકે છે). 'હુ અજ્ઞાની બ્રહ્મને નથી જાણતો,' એ પ્રતીતિથી, 'હું' શબ્દનો અર્થ જીવ, 'અજ્ઞાની' કહેવાથી અજ્ઞાનનું 'આશ્રયભાન' (તે જીવને) થાય છે, અને 'બ્રહ્મને નથી જાણતો' એથી અજ્ઞાનનો વિષય બ્રહ્મ પ્રતીત થાય છે.

એ રીતિએ અજ્ઞાન, જીવને આશ્રિત અને બ્રહ્મને વિષય નામ આચ્છાદન કરે[૧૬૦] છે. તે અજ્ઞાન એક નહિ, કિંતુ અનંત છે. કેમકે જો એક અજ્ઞાન માને તો, એક અજ્ઞાનની, એકના જ્ઞાનથી, નિવૃત્તિ થવાથી, અન્યોને અજ્ઞાન અને તેનું કાર્ય સંસાર પ્રતીત નહિ થવો જોઈએ. જો એમ કહે કે, આજ સુધી કોઈને જ્ઞાન થયું નથી, તો આગળ પણ કોઈને જ્ઞાન નહિ થાય; એથી શ્રવણાદિ સાધન નિષ્ફળ થશે. એથી અનંત જીવોને આશ્રિત અજ્ઞાન અનંત છે. અનંત જીવોનાં અનંત અજ્ઞાનકલ્પિત, ઈશ્વર અનંત અને બ્રહ્માંડ અનંત છે. જે જીવને જ્ઞાન થાય તેનું અજ્ઞાન, ઈશ્વર અને બ્રહ્માંડ(એ ત્રણે)ની નિવૃત્તિ થાય છે. જેને જ્ઞાન નહિ થાય તેને બંધ રહે છે. એ વાચસ્પતિનો મત છે, તે સમીચીન નથી. કેમકે :–

૨૪૫. (અજ્ઞાન એક છે.)

'ઈશ્વર જીવના અજ્ઞાનથી કલ્પિત છે' એ કહેવું શ્રુતિ, સ્મૃતિ, પુરાણથી વિરુદ્ધ છે. ઈશ્વર અનંત અને જીવજીવમાં સૃષ્ટિનો ભેદ એ પણ વિરુદ્ધ છે, એથી નાના અજ્ઞાન માનવાં એ અસંગત છે. અને નાના અજ્ઞાન માનીને ઈશ્વર અને સૃષ્ટિ એક માનીએ તો બને નહિ. કેમકે, જીવ, ઈશ્વર, પ્રપંચ (સૃષ્ટિ) અજ્ઞાનકલ્પિત છે. અનંત અજ્ઞાન માન્યેથી, એક એક અજ્ઞાનકલ્પિત જીવની પેઠે ઈશ્વર અને પ્રપંચ પણ અનત જ થશે. એથી જ વાચસ્પતિએ અનંત ઈશ્વર અને અનંત સૃષ્ટિ કહી છે. એથી અજ્ઞાન એક છે, એ મત સમીચીન છે.

૨૪૬. (સ્વાશ્રય સ્વવિષય અજ્ઞાન છે.)

તે એક[૧૬૧] અજ્ઞાન પણ જીવને આશ્રિત નથી, કિંતુ શુદ્ધ

---

૧૬૦. જેમ અંગૂઠા વડે આંખને ઢાંકીએ એટલે કશું દેખાતુ નથી. તે અગૂઠો આંખ પાસે છે અને આંખને આશ્રિત છે અને આકાશને વિષય કરે છે નામ 'ઢાંકે છે'–દેખાવા દેતો નથી, તેમ અજ્ઞાન જીવની પાસે છે અને તેને આશ્રિત છે, અને બ્રહ્મને વિષય કરે છે–બ્રહ્મને ઢાંકે છે.

૧૬૧. 'અજ્ઞાન એક છે,' એનો આ અભિપ્રાય છે· જેમ અંશીરૂપ અંધકાર એક છે તેના અંશરૂપ નાના અધકાર પ્રતિગૃહ વિષે સ્થિત છે· (તેમાંથી) જે ગૃહમા દીપક થાય તે ગૃહનો અશરૂપ અંધકાર નાશ થાય છે· તેમ અશી (રૂપ) અજ્ઞાન એક છે, તેના અંશરૂપ નાના અજ્ઞાન પ્રતિઅતકરણ દેશમાં ગત સાક્ષીચેતન વિષે સ્થિત છે; (તેમાથી) જે અંત.કરણ દેશમા જ્ઞાન થાય તે અંત.કરણ દેશગત અજ્ઞાન અશનો નાશ થાય છે, એથી એકને જ્ઞાન થાય

બ્રહ્મને આશ્રિત છે. કેમકે જીવભાવ અજ્ઞાનનું કાર્ય છે. તે અજ્ઞાન સ્વતંત્ર કદી પણ રહે નહિ. એથી નિરાશ્રય અજ્ઞાનથી તો જીવભાવ બને નહિ. પ્રથમ કોઈને આશ્રિત અજ્ઞાન હોય, ત્યારે અજ્ઞાનનું કાર્ય જીવભાવ થાય. જીવત્વની પેઠે ઈશ્વરતા પણ અજ્ઞાન(માયા)નું કાર્ય છે. તે (ઈશ્વર)ને આશ્રિત પણ અજ્ઞાન નથી, કિંતુ શુદ્ધબ્રહ્મને આશ્રિત અનાદિ અજ્ઞાન છે. અનાદિ જે ચેતન અને અજ્ઞાન તેઓનો સબધ પણ અમાદિ છે. ચેતન–અજ્ઞાનના અનાદિ સંબંધથી, જીવભાવ-ઈશ્વરભાવ પણ અનાદિ છે. પરંતુ જીવભાવ અને ઈશ્વરભાવ અજ્ઞાનને અધીન છે, એથી (તે) અજ્ઞાનનું કાર્ય કહેવાય છે. યદ્યપિ 'હું અજ્ઞાની છું,' એ રીતિએ જીવને આશ્રિત અજ્ઞાન પ્રતીત થાય છે; તથાપિ શુદ્ધબ્રહ્મને આશ્રિત જે અજ્ઞાન તેનું જીવને 'હું અજ્ઞાની છું,' એ અભિમાન થાય છે. અને જીવ અજ્ઞાનનું કાર્ય છે, એથી અજ્ઞાનનો અધિષ્ઠાનરૂપ આશ્રય, જીવ બને નહિ. કિંતુ શુદ્ધબ્રહ્મ જ અજ્ઞાનનું અધિષ્ઠાનરૂપ આશ્રય છે. શુદ્ધબ્રહ્મ અધિષ્ઠાનને આશ્રિત જે અજ્ઞાન, તે (અજ્ઞાન) તે બ્રહ્મને જ આચ્છાદન કરે છે. ત્યાર પછી 'હું અજ્ઞાની છું,' એ રીતિએ અજ્ઞાનનો અભિમાનીરૂપ આશ્રય જીવ થાય છે. એ પ્રકારે સ્વાશ્રયસ્વવિષય અજ્ઞાન છે.

૨૪૭. તે અજ્ઞાન યદ્યપિ એક છે અને જ્ઞાનથી નિવૃત્ત થાય છે, પરંતુ જે અંતઃકરણમાં અજ્ઞાન હોય, તે અંતઃકરણઅવચ્છિન્ન ચેતનમાં સ્થિત જે અજ્ઞાનનો અંશ તેની નિવૃત્તિ જ્ઞાનથી થાય છે, તે જ મુક્ત થાય છે. જે અંતઃકરણમાં જ્ઞાન ન હોય, ત્યાં અજ્ઞાનનો અંશ રહે છે, અને બંધ રહે છે. એ રીતિએ એક અજ્ઞાન પક્ષમાં બંધ–મોક્ષ વ્યવહાર બને છે. અને કોઈને વાચસ્પતિની રીતિએ નાના અજ્ઞાનવાદ જ બુદ્ધિમાં પ્રવેશ હોય તો, તે પણ અદ્વૈત જ્ઞાનનો ઉપાય છે. તેના ખંડનમાં કંઈ આગ્રહ નથી. જે રીતિએ જિજ્ઞાસુને અદ્વૈતબોધ થાય તે રીતિએ બુદ્ધની સ્થિતિ કરે. શુદ્ધબ્રહ્મને આશ્રિત જે માયા તેને અવિદ્યા અને અજ્ઞાન કહે છે. (અચિંત્યશક્તિ અને યુક્તિને સહન

---

તેથી સર્વને અજ્ઞાન તત્કાર્યની નિવૃત્તિ દ્વારા, મુક્તિ પ્રતીત થાય નહિ. એ રીતિએ એક અજ્ઞાનને અંગીકાર કરે પણ બંધમોક્ષની વ્યવસ્થા બને છે. અને 'જીવના અજ્ઞાને કલ્પિત ઈશ્વર અનન્ત છે અને જીવજીવમાં સૃષ્ટિનો ભેદ છે.' એ શ્રુતિ-સ્મૃતિપુરાણથી વિરુદ્ધ પક્ષનો અંગીકાર કરવો પણ નથી પડતો. પં. પી પુ.

ન કરે એથી માયા[૧૬૨] કહે છે.) વિદ્યાથી નાશ થાય છે એથી અવિદ્યા કહે છે. સ્વરૂપનું આચ્છાદન કરે છે એથી અજ્ઞાન કહે છે. જે ચેતનને આશ્રિત (એ માયા) છે તે સામાન્યચેતન[૧૬૩] તેનું વિરોધી નથી; કિંતુ સામાન્ય ચેતન માયાનું સાધક છે; (અને) સત્તા સ્ફુરણ દે છે. અને વૃત્તિમાં 'આરૂઢ' નામ સ્થિત જે ચેતન અથવા ચેતન સહિત વૃત્તિ તેની (અજ્ઞાનની) વિરોધિની જાણીએ. કવિતના ત્રણ પાદથી માયાનું સ્વરૂપ કહ્યું.

## ૨૪૮: ઈશ્વરનું સ્વરૂપ

'માયામાં આભાસ' ઇત્યાદિ (ગત ૨૪૨ના અંકમાંના કવિતના) ચતુર્થ પાદથી ઈશ્વરનું સ્વરૂપ કહે છે: શુદ્ધસત્ત્વગુણસહિત માયા (૧), માયાનું અધિષ્ઠાન ચેતન (૨) (અને) માયામાં આભાસ (૩) એ ત્રણ મળવાથી તે ઈશ્વર કહેવાય છે. તે ઈશ્વર સર્વજ્ઞ છે; તે જ જગતનો 'હેતુ' નામ કારણ છે.

### (ઉપાદાન અને નિમિત્ત એ બે પ્રકારનાં કારણ)

કારણ બે પ્રકારનાં હોય છે: એક તો ઉપાદાનકારણ હોય છે. અને એક નિમિત્તકારણ હોય છે. જેનો કાર્યના સ્વરૂપમાં પ્રવેશ હોય અને જે વિના કાર્યની સ્થિતિ હોય નહિ, તે ઉપાદાન-કારણ.[૧૬૪] કહેવાય છે. જેમ મૃત્તિકા ઘટનું ઉપાદાનકારણ છે: ઘટના સ્વરૂપમાં તે(મૃત્તિકા)નો પ્રવેશ છે; અને મૃત્તિકા વિના ઘટની સ્થિતિ નથી.

જેનો સ્વરૂપમાં પ્રવેશ નથી, કિંતુ ભિન્ન સ્થિત હોઈને કાર્યને

---

૧૬૨. अव्यक्तनाम्नी परमेशशक्तिरनाद्यविद्या त्रिगुणात्मिका परा ।
कार्यानुमेया सुधियैव माया यया जगत्सर्वमिदं प्रसूयते ॥ १९० ॥
વિ. ચૂ.

૧૬૩. જેમ સામાન્ય અગ્નિ જળ અને પૃથ્વીનાં સર્વ કાર્યોમાં ગુપ્ત રહેલો છે, તે સામાન્ય અગ્નિ અંધકારનો વિરોધી વા નાશક નથી. પરંતુ સંઘર્ષણ દ્વારા વિશેષરૂપે થવાથી તે અગ્નિ અંધકારનો વિરોધી વા નાશક છે. તેમ સામાન્ય ચેતન માયાનું વિરોધી નથી, પરંતુ જ્ઞાને કરી પ્રકટિત વૃત્તિઆરૂઢ વિશેષ ચેતન માયાનું વિરોધક—બાધક છે.

૧૬૪. ઉપાદાન કારણને નૈયાયિકો સમવાયિકારણ કહે છે. કાર્યઅભિન્ન-કારણ, કાર્યાન્વિતકારણ, કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ ત્રણેનું જે કારણ (નામકાર્યથી નિયત અવ્યવહિત પૂર્વવૃત્તિ) તે 'ઉપાદાનકારણ કહેવાય' છે.

કરે અને જેના નાશથી કાર્ય બગડે નહિ, તે નિમિત્ત[૧૬૫]–કારણ કહેવાય છે. જેમ કુંભકાર દંડ, ચક્ર આદિક ઘટનાં નિમિત્તકારણ છે. ઘટના સ્વરૂપમાં તેઓનો પ્રવેશ નથી, ઘટથી 'ભિન્ન' નામ કિનારે સ્થિત હોઈને ઘટની ઉત્પત્તિ કરે છે અને ઉત્પત્તિ થયા પછી કુંભકાર, દંડ, ચક્ર આદિકોના નાશથી ઘટ બગડે નહિ, એ રીતિએ ઉપાદાન અને નિમિત્ત બે પ્રકારનાં કારણ હોય છે.

૨૪૯. અને જગતનુ ઉપાદાન અને નિમિત્ત બન્ને પ્રકારથી ઈશ્વર જ કારણ છે. જેમ એક જ ઊર્ણનાભિ (કરોળિયો) જાળાનુ ઉપાદાન[૧૬૬] અને નિમિત્તકારણ છે. અને જો આમ કહીએ કે, ઊર્ણનાભિનું જડ–શરીર જાળાંનું ઉપાદાન–કારણ, અને ઊર્ણનાભિના શરીરમાં જે ચેતન-ભાગ તે નિમિત્ત–કારણ છે; એથી એક ઈશ્વરને નિમિત્ત–કારણ અને ઉપાદાનકારણ માનવામાં કંઈ (ઉક્ત) દૃષ્ટાંત (નું સાદૃશ્ય) નથી. (એ શંકા થાય) તો ઊર્ણનાભિ પેઠે, ઈશ્વરનું શરીર (જે) જડમાયા, (તે) જગતનું ઉપાદાન–કારણ, અને ચેતનભાગ નિમિત્તકારણ (એમ ગણવું). એ રીતિએ એક જ ઈશ્વર, જગતનું ઉપાદાન અને નિમિત્તકારણ છે. તેમાં ઊર્ણનાભિ (કરોળિયા)નું દૃષ્ટાંત અને મુખ્ય દૃષ્ટાંત સ્વપ્ન[૧૬૭] છે.

---

૧૬૫. કાર્યની ઉત્પત્તિમાત્રમાં જે કારણ તે 'નિમિત્તકારણ' કહેવાય છે. નિમિત્તકારણ અનેક પ્રકારનાં હોય છે

૧૬૬. उपादानं प्रपंचस्य मृद्भाण्डस्येव कथ्यते ।
अज्ञानं चेति वेदान्तैस्तस्मिन्नष्टे क्व विश्वता ॥ ९४ ॥

અપરોક્ષાનુભૂતિ

મૃત્તિકાના પાત્રનું મૃત્તિકા (ઉપાદાનકારણ) છે. તેમ આ પ્રપંચનું અજ્ઞાન (માયા) અને (તેમાનો ચેતનભાગ ઈશ્વર) ઉપાદાન (કારણ) છે, એમ વેદાંતો (ઉપનિષદો) વડે કહેવાય છે. તે અજ્ઞાન નષ્ટ થતા વિશ્વતા (પ્રપંચ=દ્વૈત–જગત–ઈશ્વર=ભાવ) ક્યાં!

એનો આ ભાવ છે: કેવળ ચેતનભાગ નિર્વિકાર છે (તેમાં કારણના ભેદ નહિ) તેથી તે જગતનું કારણ બને નહિ કેવળ માયા પણ જડ હોવાથી જગતનું કારણ બને નહિ, તેથી ઉભય (માયા અને ચેતન અર્થાત ઈશ્વર) મળીને જ જગતનું કારણ થાય છે. 'त्याहृतं [illegible]' એમ શ્રુતિ છે.

જ્યાં બ્રહ્મ પ્રપંચનુ ઉપાદાન કારણ કહેવાય છે. ત્યાં પૂર્વ [illegible] ત્યાગ વિના અનન્યાંતરગામિ લક્ષણ છે તેનું. એવું '[illegible] ઉપાદાન–કારણ' [illegible]

૧૬૭. સ્વપ્ન થાય છે, ત્યારે જે પ્રપંચની ઉત્પત્તિ થાય છે. તેનું [illegible] કારણ અને નિમિત્તકારણ એક જે [illegible]

જે સમયે જીવોનાં કર્મ ફળ દેવાને સન્મુખ હોય નહિ ત્યારે પ્રલય થાય છે. અને (જે સમય) જીવોનાં કર્મ, ફળ દેવાને સન્મુખ હોય ત્યારે સૃષ્ટિ થાય છે. એ રીતિએ જીવકર્મને અધીન સૃષ્ટિ છે એથી.

૨૫૦. (જીવનું સ્વરૂપ)

दुहो

**मलिनसत्त्व अज्ञानमें, जो चेतनआभास।**
**अधिष्ठान युत जीव सो, करत कर्म फल आस॥ १५५॥**

મલિનસત્ત્વ અજ્ઞાનમા જે ચેતન–આભાસ,
અધિષ્ઠાનયુત જીવ તે. કરે કર્મ–ફલ–આશ. ૧૫૫

(જે) રજોગુણ–તમોગુણને દાબી લે તે 'શુદ્ધ સત્ત્વગુણ' કહેવાય છે. અને (જે) રજોગુણ–તમોગુણથી પોતે દબાય તે 'મલિન સત્ત્વગુણ' કહેવાય છે. તે (૧) મલિન–સત્ત્વગુણસહિત અજ્ઞાનના અંશમાં જે ચેતનનો આભાસ, અને (૨) અજ્ઞાન અને (૩) તેનું અધિષ્ઠાન કૂટસ્થ, એ ત્રણે મળે ત્યારે જીવ કહેવાય છે. તે જીવ કર્મ કરે છે અને ફળની આશા કરે છે. ૧૫૫

૨૫૧. (ઈશ્વરમાં વૈષમ્ય–નૈર્ઘૃણ્ય–દોષ છે નહિ.)

તે જીવનાં કર્મને અનુસાર ઉચ્ચનીચભોગનિમિત્ત ઈશ્વર સૃષ્ટિ રચે છે. એથી ઈશ્વરમા વિષમદૃષ્ટિ અને ક્રૂરતા નથી. અને જો આમ કહીએ: સર્વથી પ્રથમ સૃષ્ટિથી પૂર્વકર્મ ન હતાં અને પ્રથમ સૃષ્ટિમાં ઊંચ–નીચ–શરીર અને ભોગ ઈશ્વરે રચ્યાં છે; એથી ઈશ્વર વિષમ–દૃષ્ટિ છે. તે બને નહિ, કેમકે સંસાર (પ્રવાહરૂપે) અનાદિ છે. ઉત્તર-ઉત્તર સૃષ્ટિમાં પૂર્વપૂર્વસૃષ્ટિનાં કર્મ હેતુ છે. સર્વથી પ્રથમ કોઈ સૃષ્ટિ નથી, એથી ઈશ્વરમાં દોષ નથી.

૨૫૨. (જગતની ઉત્પત્તિ)

कवित

**जीवनके पूर्व सृष्टि कर्म अनुसार ईस।**
**इच्छा होय जीव भोग जग उपजाईये॥**

ચેતન જીવ પોતે છે. તેમ આ વ્યાવહારિક 'જગતનું' ઉપાદાન અને નિમિત્ત-કારણ કિંવા 'અભિન્નનિમિત્તઉપાદાનકારણ–શુદ્ધસત્ત્વગુણમાયાઉપહિત' સાક્ષિ-ચેતન–ઈશ્વર છે.

नभ वायु तेज जल भूमि भूत रचे तहां ।
शब्द स्पर्श रूप रस गंध गुन गाईये ॥
सत्त्व अंश पंचनको मेलि उपजत सत्त्व ।
रजोगुन अंश मिलि प्रान त्यां उपाईये ॥
एक एक भूत सत्वअंस ज्ञान इंद्रि रचै ।
कर्मइद्रि रजोगुन अंश तें लगाईये ॥ १५६ ॥

જીવોનાં પૂર્વસૃષ્ટિનાં કર્મ અનુસાર, ઈશ–
ઈચ્છા થાય,–'જીવભોગ જગત ઉપજાવિયે'
નભ, વાયુ, તેજ, જલ, ભૂમિ, ભૂત રચ્યાં તહાં,
શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ગુણ ગાઈયે;
સત્ત્વઅંશ પાંચતણો મળી ઊપજે છે સત્ત્વ,[1]
રજોગુણ અંશ મળી પ્રાણ તેમ જાણિયે;
એક એક ભૂત સત્ત્વઅંશ જ્ઞાનેન્દ્રિય રચે,
કર્મેંદ્રિય રજોગુણ અંશથી પ્રમાણિયે. ૧૫૬

જ્યારે જીવોનાં કર્મ, ભોગ દેવાથી ઉદાસીન થાય, ત્યારે પ્રલય થાય છે. પ્રલયમાં સર્વ પદાર્થોના સંસ્કાર માયામા રહે છે. એથી જીવોનાં કર્મ પણ જે બાકી રહ્યાં હતાં; તે સૂક્ષ્મ થઈને માયામાં રહે છે. જ્યારે કર્મ, ભોગ દેવાને સન્મુખ થાય છે, ત્યારે ઈશ્વરને આ ઈચ્છા થાય છે: 'જીવોના ભોગનિમિત્ત જગત ઉપજાવિયે.'

૨૫૩. (પંચમહાભૂત, સૂક્ષ્મસૃષ્ટિનિરૂપણ)

ઈશ્વરની એવી ઇચ્છાથી માયા તમોગુણપ્રધાન થાય છે. તે તમોગુણપ્રધાનમાયાથી આકાશ, વાયુ, તેજ, જલ, ભૂમિ એ પંચભૂત રચ્યાં જાય છે. તે (પંચ) ભૂતોમાં ક્રમથી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ પાંચ ગુણ થાય છે. માયાથી શબ્દ સહિત આકાશની ઉત્પત્તિ, અને આકાશથી વાયુની ઉત્પત્તિ. વાયુ આકાશનું કાર્ય છે, એથી આકાશનો શબ્દગુણ વાયુમાં હોય છે, અને પોતાનો સ્પર્શ (ગુણ) હોય છે. વાયુથી તેજની ઉત્પત્તિ અને તેજમા આકાશનો શબ્દ અને વાયુનો સ્પર્શ હોય છે તથા પોતાનો રૂપ (ગુણ) હોય છે. તેજથી જળની ઉત્પત્તિ. આકાશનો શબ્દ, વાયુનો સ્પર્શ અને તેજનું રૂપ જળમાં હોય છે, તથા પોતાનો રસ (ગુણ) હોય છે. જલથી પૃથ્વીની

1. સ્પંતઃકરણ.

ઉત્પત્તિ અને આકાશનો શબ્દ, વાયુનો સ્પર્શ, તેજનું રૂપ, અને જલનો રસ પૃથ્વીમાં હોય છે, પોતાનો ગંધ (ગુણ) હોય છે. આકાશમાં પ્રતિધ્વનિરૂપ શબ્દ છે. વાયુમાં, શીશીશબ્દ અને ઉષ્ણ-શીત-કઠિનથી વિલક્ષણ સ્પર્શ છે. અગ્નિરૂપ તેજમાં, ભુક્ભુક્શબ્દ, અને ઉષ્ણ સ્પર્શ, અને પ્રકાશરૂપ છે. જલમા, ચુલ્ચુલ્શબ્દ, શીત સ્પર્શ, શુક્લ રૂપ, અને મધુર રસ છે. (અને પૃથ્વીના સંબંધથી ક્ષાર તથા કટુ જલ પ્રતીત થાય છે, (પરંતુ) જલનો રસ મધુર જ છે તે મધુરતા, હરીતકીનું (હરડે) આદિક ભક્ષણ કરીને જલપાન કર્યાથી, પ્રકટ થાય છે.) પૃથ્વીમાં કટ્કટ્શબ્દ; ઉષ્ણશીતથી વિલક્ષણ કઠિન સ્પર્શ છે; શ્વેત, નીલ, પીત, રક્ત, હરિત આદિ રૂપ છે; મધુર, આમ્લ, ક્ષાર, કટુ, કષાય, તિક્ત રસ છે; અને સુગધ અને દુર્ગંધ બે પ્રકારનો ગંધ છે. એ રીતિએ આકાશમાં એક, વાયુમાં બે, તેજમાં ત્રણ, જલમાં ચાર, પૃથ્વીમાં પાંચ ગુણ છે. તેઓમાં એક એક (ગુણ) પોતાનો છે અને અધિક કારણના (ગુણ) છે. અને સર્વનું મૂળ કારણ ઈશ્વર છે, તેમાં માયા અને ચેતન બે ભાગ છે. સર્વ ભૂતમાં મિથ્યાત્વ માયાનું છે અને સત્તાસ્ફૂર્તિ ચેતનનાં છે. કવિતના બે પાદનો એ અર્થ છે.

### ૨૫૪. (અંતઃકરણ)

પંચભૂતનો સત્ત્વગુણ અશ મળીને, 'સત્ત્વ' નામ અંતઃકરણને ઉપજાવે છે. અતઃકરણ જ્ઞાનનો હેતુ છે; અને જ્ઞાનની ઉત્પત્તિ સત્ત્વ ગુણથી અંગીકાર કરી છે, એથી અંતઃકરણ ભૂતોના સત્ત્વગુણનું કાર્ય છે. અને પંચભૂતોનાં કાર્ય-પંચજ્ઞાનઇંદ્રિય-તે સર્વનું (અંતઃકરણ) સહાયક છે, એથી પચભૂતોના મળેલા સત્ત્વગુણથી અંતઃકરણની ઉત્પત્તિ કહી છે. દેહની 'અંતર્' નામ (અભ્યંતર્) ભીતર છે, અને 'કરણ' નામ જ્ઞાનનુ સાધન છે, એથી અંતઃકરણ કહેવાય છે. અને ભૂતોના સત્ત્વગુણનું કાર્ય છે, એથી અંતઃકરણનું 'સત્ત્વ' પણ નામ છે.

### (અંતઃકરણની ચાર વૃત્તિઓ)

અંતઃકરણનું જે પરિણામ તેને 'વૃત્તિ'[૧૬૮] કહે છે. તે અંતઃકરણ ની વૃત્તિ ચાર છે. પદાર્થના સાર અસાર સ્વરૂપને નિશ્ચય કરવાવાળી

૧૬૮. વૃત્તિનું યથાર્થ લક્ષણ આ છે: 'અસ્તિ' વ્યવહારનો હેતુ જે-(સુષુપ્તિમાં) અવિદ્યાનો અને (જાગ્રતસ્વપ્નમા) અંત કરણનુ-પરિણામ, તે વૃત્તિ.

(નિશ્ચયાત્મિકા) વૃત્તિ 'બુદ્ધિ' કહેવાય છે; સંકલ્પવિકલ્પ (આત્મ) વૃત્તિ 'મન' કહેવાય છે; ચિંતા (પરાપર અનુસંધાન આત્મિકા) વૃત્તિ 'ચિત્ત' કહેવાય છે; 'અહં' (હું) એવી અભિમાન (આત્મિકા) વૃત્તિ 'અહંકાર' કહેવાય છે.

૨૫૫. (પચપ્રાણ)

પંચભૂતોના મળેલા રજોગુણ અંશથી પ્રાણની ઉત્પત્તિ થાય છે. તે પ્રાણ, ક્રિયાભેદથી અને સ્થાન ભેદથી, પાંચ પ્રકારના છે. જેનું હૃદયસ્થાન અને ક્ષુધાપિપાસા (ખાવાપીવાની ઈચ્છારૂપ) ક્રિયા (છે), તે 'પ્રાણ' કહેવાય છે. અને જેનું ગુદસ્થાન અને મૂત્રમળ અધોનયન (નીચે આણવારૂપ) ક્રિયા તે અપાન (કહેવાય છે.) જેનું નાભિસ્થાન અને ભુક્તપીત (ખાધેલાંપીધેલાં) અન્નજળને પાચનયોગ્ય (જે) સમ કરે તે સમાન. જેનું કંઠસ્થાન અને શ્વાસક્રિયા તે ઉદાન, જેનું સર્વ શરીરસ્થાન, રસમેલનક્રિયા તે વ્યાન. (એ) પ્રકારે પંચપ્રાણ છે અને કહીં નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય (એ) પંચ (ઉપ) પ્રાણ અધિક કહ્યા છે. તેઓની ઉદ્ગાર, નિમેષ, છીંક, જૂંભ અને મૃત શરીરને ફુલાવવું, એ ક્રમથી, ક્રિયા કહી છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ, એ પાંચેના રજોગુણ અંશથી એક એકની (ઉપપ્રાણની) ક્રમથી ઉત્પત્તિ કહી છે. અને અપાન, સમાન, પ્રાણ, ઉદાન, અને વ્યાન, તેઓની પણ પૃથ્વી આદિક એક એકના રજોગુણ અંશથી ઉત્પત્તિ કહી છે; સર્વના મળેલા રજોગુણઅંશથી નહિ. પરંતુ અદ્વૈતસિદ્ધાંતમાં એ પ્રક્રિયા નથી; કેમકે પચદશી વિષે વિદ્યારણ્યસ્વામીએ તથા પંચીકરણ વિષે (સુરેશ્વરાચાર્ય) વાર્તિકકારે સૂક્ષ્મ શરીરમાં અને પંચકોશોમાં, નાગ, કૂર્મ આદિકોનું ગ્રહણ કર્યું નથી; અને તેઓએ અપાનાદિ પચપ્રાણની ઉત્પત્તિ પણ, ભૂતોના મળેલા રજોગુણઅંશથી કહી છે. એથી એક એકના રજોગુણઅંશથી આપાનાદિની ઉત્પત્તિકથન અસંગત (છે), અને સૂક્ષ્મ શરીરમાં, નાગ, કૂર્મ આદિકોનું ગ્રહણ (પણ) અસગત (છે); પંચપ્રાણનું જ સૂક્ષ્મ શરીરમાં ગ્રહણ છે. પ્રાણ વિક્ષેપ(પ્રેરણ)રૂપ છે, અને વિક્ષેપસ્વભાવ રજોગુણનો છે. એથી ભૂતોના રજોગુણઅશથી પ્રાણની ઉત્પત્તિ કહી છે. એ તૃતીય પાદનો અર્થ છે.

૨૫૬. (પંચજ્ઞાનેદ્રિય)

એક એક ભૂતનો સત્વગુણઅંશ, પંચજ્ઞાનઇંદ્રિય રચે છે; અને

એક એકનો રજોગુણઅંશ એક એક કર્મઇંદ્રિય રચે છે. આકાશના સત્ત્વગુણ(અંશ)થી શ્રોત્ર, વાયુના સત્ત્વગુણઅંશથી ત્વક્, તેજના સત્ત્વગુણઅંશથી નેત્ર, જલના સત્ત્વગુણઅંશથી રસના, અને પૃથ્વીના સત્ત્વગુણઅંશથી ઘ્રાણ થાય છે. એ પંચઇંદ્રિય જ્ઞાનનાં સાધન છે, એથી જ્ઞાનેંદ્રિય કહેવાય છે. અને જ્ઞાન સત્ત્વગુણથી થાય છે, એથી ભૂતોના સત્ત્વગુણથી (જ્ઞાનેંદ્રિયની) ઉત્પત્તિ કહી છે. શ્રોત્રેંદ્રિય આકાશના ગુણને ગ્રહણ કરે છે, એથી શ્રોત્રેંદ્રિયની આકાશથી ઉત્પત્તિ કહી. તેમ જે ભૂતના ગુણને જે ઇંદ્રિય ગ્રહણ કરે, તે ભૂતથી તે ઇંદ્રિયની ઉત્પત્તિ કહી છે.

(પંચકર્મેંદ્રિય)

આકાશના રજોગુણઅંશથી વાક્ઇંદ્રિયની ઉત્પત્તિ, વાયુના રજોગુણ-અંશથી પાણીની, તેજના રજોગુણઅંશથી પાદની, જલના રજોગુણ-અંશથી ઉપસ્થની, અને પૃથ્વીના રજોગુણઅંશથી ગુદાની ઉત્પત્તિ થાય છે. [સ્ત્રીના અને પુરુષના ગુહ્યસ્થાનમાં જે વિષયાનંદનું સાધન ઇંદ્રિય તે 'ઉપસ્થ' કહેવાય છે.] 'કર્મ' નામ ક્રિયાનું છે. (ઉપરનાં) એ પાંચ ઇંદ્રિયો ક્રિયાનાં સાધન છે; એથી કર્મેંદ્રિય કહેવાય છે. ક્રિયા રજોગુણથી થાય છે; એથી ભૂતોના રજોગુણઅંશથી તેમની ઉત્પત્તિ કહી છે. ૨૫૬

૨૫૭. (આત્મ–અનાત્મવિવેક)

सवैया वृत्त

भूत अपंची कृत औ कारज, इतनी सूक्ष्मसृष्टि पिछान ।
पंचीकृत भूतनतें उपज्यो, स्थूलपसारो सारो मान ॥
कारन सूक्ष्मस्थूलदेह अरु, पंचकोस इनहीमें जान ।
करि विवेक लखि आतम न्यारो, मुंज इषीकातें ज्यां भान ॥१५७॥

ભૂત અપચીકૃત અને તેનું કાર્ય સૂક્ષ્મસૃષ્ટિ એ જાણ;
પંચીકૃત ભૂતોથી ઉપજ્યો સ્થૂલ પ્રસારો સર્વે માન.
કારણ–સૂક્ષ્મ–સ્થૂલ–દેહ, અને પંચકોશ એમાં પરમાણ;
કરી વિવેક, લખ્ય આત્મા ભિન્ન જ મુંજ ઇષીકાથી* જ્યમ લાણ.

અપંચીકૃત ભૂત અને તેમનું કાર્ય,–અંતઃકરણ, પ્રાણ, જ્ઞાનેંદ્રિય,

* આસપાસ વિંટાયલા તૃણ–છાલ–થી મુંજના–સરકટના સળિયાને જુદો કરે તેમ.

કર્મેંદ્રિય એટલી સૂક્ષ્મસૃષ્ટિ કહેવાય છે. સૂક્ષ્મસૃષ્ટિનું જ્ઞાન ઇંદ્રિયથી થાય નહિ. નેત્રનાસિકાદિક ગોલક તો ઇંદ્રિયોના વિષય છે. પરંતુ તે ગોલકોમાં સ્થિત જે ઇંદ્રિય, તે કોઈ ઇંદ્રિયોના વિષય નથી. સૂક્ષ્મ-સૃષ્ટિની ઉત્પત્તિથી અનંતર, ઈશ્વરની ઇચ્છાથી, સ્થૂલસૃષ્ટિના નિમિત્ત (અપંચીકૃત) ભૂતોનું પંચાકરણ થયું હતું.

### ૨૫૮. (પંચીકરણ અને તેના બે પ્રકાર)

પંચીકરણ બે પ્રકારે કહ્યું છે. (એક તો) એક એક ભૂતના બે બે ભાગ સમ થઈને એક એક ભાગના ચાર ચાર ભાગ થયા. પાચ ભૂતોના અર્ધ અર્ધ ભાગ પૃથક્, જેમના તેમ રહ્યા છે, અને અર્ધ અર્ધ ભાગના જે ચારચાર ભાગ તે પૃથક્ રહ્યા. મોટા અર્ધ ભાગોમા (બાકીના ચાર) પોતપોતાના ભાગને છોડીને મળવાથી સર્વ ભૂતોમાં અર્ધ ભાગ પોતાનો, અને અર્ધ ભાગ પોતાથી ઇતર ચારે ભૂતોનો (ચોથો ચોથો ભાગ) મળીને પંચીકરણ કહેવાય[૧૬૯] છે. અને બીજો પ્રકાર આ છે: એક એક ભૂતના બે બે ભાગ થયા તે સમ નહિ; કિંતુ (એકેક ભૂતના પાંચભાગે કરી) એક ભાગ ચાર અંશનો (મોટો)

---

૧૬૯. ધારો કે: પંચભૂતોને સ્થાને, ચાળીસ રૂપિયાભારના એક શેર ચોખા, એક શેર ઘઉં, એક શેર દાળ, એક શેર મગ, અને એક શેર બાજરી, એવા પંચધાન્ય છે. તેની પાચ ઢગલીઓ કરી. ઉપર કહ્યા પ્રમાણે તે પ્રત્યેકના બે બે સમભાગ કર્યા, તો વીશ વીશ રૂપિયાભારના બે અર્ધા શેર ચોખા. બે અર્ધા શેર ઘઉં; બે અર્ધા શેર દાળ, બે અર્ધા શેર મગ. અને બે અર્ધા શેર બાજરી, એવી દસ ઢગલીઓ થઈ. તેમાથી પ્રત્યેક ધાન્યની વીશ રૂપિયાભારની અર્ધા શેરની એકેકી ઢગલીઓ એમની એમ રાખી; તે પાંચ આખી રહી. બાકીની વીશ રૂપિયાભારના અર્ધા અર્ધા શેરની પાંચ ઢગલીઓ રહી. તે પ્રત્યેકના ચાર ચાર ભાગ કર્યા, એટલે એકેકી પાંચ રૂપિયાભારના નવટાંકની ઢગલી પ્રત્યેક ધાન્યની ચાર ચાર ઢગલીઓ થઈ. કુલ ૨૦ ઢગલીઓ નવટાંક નવટાંકની થઈ. અને ચોખાની જે પ્રથમ જુદી રાખેલી વીસ રૂપિઆભારના અર્ધા શેરની ઢગલી છે તે, અને તેમાં નવટાંક ઘઉં, નવટાંક દાળ, નવટાંક મગ, અને નવટાંક બાજરી એ રીતે ચારે વાના નવટાંક નવટાંક મેળવતા એ ચારે મળી વીસ રૂપિયાભાર અર્ધો શેર થયું. તે એકઠું કરીએ એટલે કુલ ચાળીસ રૂપિયાભાર [illegible] એ પ્રમાણે બીજા ધાન્યમાં અનુક્રમે કરવું. એ રીતિથી જે [illegible] તે પંચીકરણ કહેવાય છે. મોળ ભાગ કરી [illegible]
(૮+૮)=(૮+[૪×૨]);=૧૬.

અને એક ભાગ પાંચમા (એક) અંશનો (નાનો) એ રીતિએ અધિક ન્યૂન બે ભાગ થયા. તેઓમાંથી સર્વ (ભૂતોના) અધિક ભાગ જેવાના તેવા પૃથક્ સ્થિત રહે; અને પંચભૂતોના ન્યૂન જે પચભાગ તેઓના એક એક ભાગના પાંચ પાંચ ભાગ કરીને, પૃથક્ સ્થિત અધિક પચ ભાગોમાં (ન્યૂન ભાગનો પાંચમો પાંચમો) એક એક ભાગ મળીને પંચીકરણ થાય છે.

પ્રથમ પક્ષમાં એક ભાગના ચારે ભાગ, પૃથક્ રહેલા અર્ધા અર્ધા ભાગોમાં પોતાના ભાગને છોડીને મળે. અને બીજા પક્ષમાં ન્યૂન ભાગના પાંચ ભાગ, પૃથક્ રહેલા અધિક પંચ ભાગોમાં પોતાના ભાગ સહિત(માં), મળે. અને પ્રથમ પક્ષમાં પંચીકૃત ભૂતોમાં, પોતાનો અર્ધ અંશ, અને અર્ધ અંશ અન્યોનો (જે ચાર ભૂતો રહ્યા તેનો ચોથો ચોથો ભાગ મળીને થયેલો અર્ધ ભાગ); બીજા પક્ષમાં પંચીકરણ કરેથી પોતાના એકવીશ (અંશ) અને અન્ય (ભૂત)ના ચાર અંશ.

અને બીજા પક્ષની સુગમ રીતિ આ છે: એક એક ભૂતના પચીશ પચીશ ભાગ હોય. (તેમાંથી) એકવીશ એકવીશ ભાગ અને ચાર ચાર ભાગ પૃથક્ થયા. ચાર ચાર ભાગોમાંથી એક એક ભાગ પોતાના એકવીશ ભાગને છોડી (અન્યના) એકવીશ એકવીશ ભાગમાં મળે. (એમ કરવાથી ચારે ભૂતના ચાર ભાગ પેલા પોતાના એકવીશ ભાગમાં મળવાથી કુલ પચીશ પચીસ પૂરા થાય.) એ રીતિએ બે પ્રકારનું પચીકરણ કહ્યું છે. એક એક ભૂતમાં પાંચ પાંચ ભૂતને મેળવીને જે કરવુ તેનુ નામ પચીકરણ છે. જે ભૂતોનું પંચીકરણ કર્યું છે તેઓને પંચીકૃત (ભૂત) કહે છે.

૨૫૯. (સ્થૂળસૃષ્ટિ, ચૌદ લોક)

તે પચીકૃત ભૂતોથી, ઇંદ્રિયોના વિષય જે સ્થૂળબ્રહ્માંડ તે થતું હવું. તે બ્રહ્માંડના અંતર્ ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક, એ સપ્તભુવન ઉપરનાં થતાં હતાં. અને અતલ, સુતલ, પાતાલ, વિતલ, રસાતલ, તલાતલ, મહાતલ, એ સાત લોક નીચેના થતા હવા. તે ચતુર્દશ લોકોમાં જીવોના ભોગયોગ્ય અન્નાદિક; અને ભોગનાં સ્થાન,–દેવ મનુષ્ય પશુ આદિ સ્થૂળશરીર થતાં હવા. સંક્ષેપથી સૃષ્ટિનું એ નિરૂપણ કર્યું. અને માયાનાં કાર્યનું વિસ્તારથી નિરૂપણ કરતા, કોટિ બ્રહ્માના વયથી પણ, માયાકૃતપદાર્થ-

નિરૂપણનો અંત થાય નહિ. એ વાલ્મીકિએ અનેક ઇતિહાસે કરી (યોગ)વાસિષ્ઠમાં નિરૂપણ કર્યું છે. સવૈયાના એ પાદનો એ અર્થ છે.

### ૨૬૦. (શરીરત્રય)

(સવૈયાના) તૃતીયપાદનો અર્થ આ છે: 'એમાં' નામ માયા અને તેનાં કાર્યમાં, ત્રણ શરીર અને પચકોશ છે. શુદ્ધસત્ત્વગુણ સહિત માયા ઈશ્વરનું કારણ શરીર છે; અને મલિનસત્ત્વગુણ સહિત અવિદ્યા અંશ જીવનું કારણ શરીર છે. (તે કારણ શરીરથી) ઉત્તર શરીરના આરંભક, પંચસૂક્ષ્મભૂત (છે; અને તે પંચસૂક્ષ્મભૂતનાં કાર્ય—) મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, પંચપ્રાણ: પંચજ્ઞાનેંદ્રિય; અને પચકર્મેંદ્રિય; (એ સર્વ મળી) જીવનું સૂક્ષ્મ શરીર છે. અને સર્વ જીવોનાં સૂક્ષ્મ શરીર જ મળીને ઈશ્વરનું સૂક્ષ્મ શરીર છે. સંપૂર્ણ સ્થૂલ બ્રહ્માણ્ડ ઈશ્વરનું સ્થૂળ શરીર છે. અને જીવોનાં વ્યષ્ટિ સ્થૂળ શરીર (તો) પ્રસિદ્ધ છે.

### (પંચકોશ)

એ ત્રણે શરીરોમાં જ પંચકોશ છે. કારણશરીરને આનંદમય-કોશ કહે છે. વિજ્ઞાનમય, મનોમય અને પ્રાણમય એ ત્રણ કોશ સૂક્ષ્મશરીરમાં છે. [પંચજ્ઞાનેંદ્રિય અને નિશ્ચયરૂપ અંતઃકરણની વૃત્તિ (જે) બુદ્ધિ તે વિજ્ઞાનમયકોશ કહેવાય છે. પંચજ્ઞાનેંદ્રિય અને સંકલ્પ-વિકલ્પરૂપ અંતઃકરણની વૃત્તિ (જે) મન તે મનોમયકોશ કહેવાય છે. પંચપ્રાણ અને પંચકર્મેંદ્રિય પ્રાણમય કોશ છે.] સ્થૂળશરીરને અન્ન-મયકોશ કહે છે. એ રીતિએ ત્રણ શરીરમાં જ પંચકોશ છે. ઈશ્વરના[૧૭૦]

---

૧૭૦. ઇશ્વરશરીરના પંચકોશ. સમષ્ટિ અજ્ઞાનરૂપિણી માયા ઈશ્વરનુ કારણ શરીર છે, તે ઈશ્વરનો આનન્દમયકોશ છે અને જીવોના સૂક્ષ્મશરીરની સમષ્ટિ જે હિરણ્યગર્ભ તે ઈશ્વરનું સૂક્ષ્મ શરીર છે, તેમાં વિજ્ઞાનમય, અને મનોમય અને પ્રાણમય. એ ત્રણ કોશ આ પ્રમાણે છે; શ્રોત્રાદિક જ્ઞાનેદ્રિયની અધિષ્ઠાત્રી દેવતા દિક્‌પાલ, વાયુ, સૂર્ય. વરુણ, અને અશ્વિનીકુમાર. એ પાંચ ઈશ્વરનાં જ્ઞાનેન્દ્રિય અને સમષ્ટિબુદ્ધિમય મહતત્ત્વરૂપ વા સર્વે બુદ્ધિઓનો અભિમાની બ્રહ્મારૂપ ઈશ્વરની બુદ્ધિ. એ મળીને ઈશ્વરનો વિજ્ઞાનમયકોશ કહેવાય છે. અને ઈશ્વરનાં પૂર્વોક્ત જ્ઞાનેન્દ્રિય, અને સમષ્ટિમનરૂપ અહંકારમય, વા સર્વેનાં મનોનો અભિમાની ચંદ્રમારૂપ ઈશ્વરનું મન, એ મળીને, ઈશ્વરનો મનોમયકોશ કહેવાય છે. અને વાણી આદિ કર્મેન્દ્રિયની અધિષ્ઠાત્રી દેવતા—અગ્નિ. ઇંદ્ર, ઉપેન્દ્ર પ્રજાપતિ અને યમ (મૃત્યુ) એ પાંચ ઈશ્વરનાં કર્મેન્દ્રિય, અને સમષ્ટિપ્રાણ વા વાયુના અભિ-માની દેવતારૂપ ઈશ્વરના પ્રાણ. એ મળીને ઈશ્વરનો પ્રાણમયકોશ કહેવાય છે. અને સમષ્ટિ સ્થૂળસૃષ્ટિરૂપ વિરાટ એ ઈશ્વરનું સ્થૂળશરીર છે. તે ઈશ્વરને

શરીરમાં ઈશ્વરના કોશ, અને જીવના શરીરમાં જીવના કોશ છે. કોશ નામ મ્યાનનું છે. (તલવારના) મ્યાનની પેઠે પંચકોશ આત્માના સ્વરૂપને આચ્છાદન કરે છે; એથી અન્નમયાદિક 'કોશ' કહેવાય છે. અનેક મંદમતિ પુરુષ પંચકોશમાં જે અનાત્મપદાર્થ છે, તેમાંના કોઈ એકને આત્મા માનીને, મુખ્ય–સાક્ષીઆત્મસ્વરૂપથી વિમુખ જ રહે છે. એથી અન્નમયાદિક (કોશ) આત્મસ્વરૂપને આચ્છાદન કરે છે.

૨૯૧. (વિરોચનમતવાળા સ્થૂળશરીરને આત્મા માને છે)

ત્યાં કેટલાક પામર વિરોચનમતના અનુસારી સ્થૂળશરીરરૂપ અન્નમયકોશને જ આત્મા કહે છે અને આ યુક્તિ કહે છે: જેમા અહંબુદ્ધિ હોય તે આત્મા છે. તે અહંબુદ્ધિ સ્થૂળશરીરમાં હોય છે. 'હું મનુષ્ય છું. હું બ્રાહ્મણ છું' એવી પ્રતીતિ સર્વને થાય છે; અને તે મનુષ્યપણું, બ્રાહ્મણપણું, સ્થૂળશરીરમાં જ છે. એથી સ્થૂળશરીર જ અહંબુદ્ધિનો વિષય હોવાથી આત્મા છે. કિંવા જેમાં મુખ્યપ્રીતિ હોય તે આત્મા છે. સ્ત્રી, પુત્ર, ધન, પશુ, આદિ સ્થૂળશરીરના ઉપકારક હોય તો, તેમાં પ્રીતિ હોય છે; અને સ્થૂળશરીરનાં ઉપકારક હોય નહિ તો પ્રીતિ થાય નહિ. જેના નિમિત્ત અન્યપદાર્થમાં પ્રીતિ થાય તે સ્થૂળશરીરમા જ મુખ્ય પ્રીતિ છે એથી સ્થૂળશરીર જ આત્મા છે. તે–(સ્થૂળશરીર)નું વસ્ત્ર, ભૂષણ, અંજન, મંજન, અને નાનાવિધ ભોજને કરી, શૃંગાર, પોષણ જ પરમ પુરુષાર્થ છે. એ અસુરસ્વામી વિરોચનનો સિદ્ધાંત છે.

૨૯૨. (કોઈ સ્થૂળ શરીરને નહિ પણ ઇંદ્રિયોને જ આત્મા માને છે)

અન્ય કોઈ આમ કહે છે: સ્થૂળ શરીર જ આત્મા નથી કિંતુ સ્થૂળ શરીરમાં જેના હોવાથી જીવનવ્યવહાર થાય છે અને જેના ન હોવાથી મરણવ્યવહાર થાય છે તે આત્મા સ્થૂળ શરીરથી ભિન્ન છે. જીવનમરણ ઇંદ્રિયોને અધીન છે. જેટલા કાળ સુધી શરીરમાં ઇંદ્રિય

---

મયકોશ છે.

જેમ જીવના શરીરમા જે જીવના કોશો છે, તે જીવની દૃષ્ટિએ જીવનુ નિજરૂપ જે પ્રત્યગાત્મા તેના આચ્છાદક છે; તેમ ઈશ્વરના શરીરોમાં જે ઈશ્વરના કોશો છે, તે, ઈશ્વરની દૃષ્ટિએ ઈશ્વરનું નિજરૂપ જે બ્રહ્મ તેના આચ્છાદક નહિ, કિંતુ જીવની દૃષ્ટિએ બ્રહ્માના આચ્છાદક છે. એથી જીવને જેમ વ્યષ્ટિપંચકોશોથી પ્રત્યગાત્માનું વિવેચન કર્તવ્ય છે, તેમ સમષ્ટિપંચકોશોથી બ્રહ્મનું વિવેચન પણ જીવને જ કર્તવ્ય છે. ઈશ્વરને આવરણના અભાવથી નિત્યમુક્ત હોવાને લીધે કરી કંઈ પણ કર્તવ્ય છે નહિ.

પં. પી. પુ.

હોય તેટલા કાળ સુધી જીવન છે. અને કોઈ ઇંદ્રિય ન હોય ત્યારે મરણ કહેવાય છે. અને 'હું દેખું છું, હું સાંભળું છું, હું બોલું છું,' એ રીતિએ અહંબુદ્ધિ પણ ઇંદ્રિયમાં હોય છે. એથી ઇંદ્રિય જ આત્મા છે.

૨૬૩. (કોઈ ઇંદ્રિયોને નહિ પણ પ્રાણને જ આત્મા માને છે.)

અને હિરણ્યગર્ભના ઉપાસી પ્રાણને આત્મા કહે છે. તેમાં યુક્તિ કહે છે કે, જ્યારે મરણસમયે મૂર્ચ્છા થાય છે ત્યારે તેનાં સંબંધી પુત્રાદિક, પ્રાણ શેષ હોય તો જીવન (છે એમ) જાણે છે, અને પ્રાણ શેષ ન હોય તો મરણ જાણે છે. કિંવા શરીરમાં નેત્રઇંદ્રિય ન હોય તો અંધશરીર રહે છે, શ્રોત્ર વિના બધિર રહે છે; વાક્ વિના મૂક રહે છે, એમ જો ઇંદ્રિય ન હોય તેના વ્યાપાર વિના પણ શરીર સ્થિત જ રહે છે: અને પ્રાણ વિના તે જ ક્ષણમાં શ્મશાન સમાન અમંગળ ભયંકર થઈને પડી જાય છે. અને 'હું દેખુ છુ, સાંભળુ છું,' એ પ્રતીતિએ પણ ઇંદ્રિયોથી ભિન્ન જ આત્મા સિદ્ધ થાય છે, કેમ કે 'નેત્રસ્વરૂપ હું દેખું છું, શ્રવણસ્વરૂપ હુ સાભળું છું,' જો એવી પ્રતીતિ થાય તો ઇંદ્રિયરૂપ આત્મા સિદ્ધ થાય. કિંતુ 'હું નેત્રવાળો દેખું છું, શ્રોત્રવાળો હું સાંભળું છું,' એવી પ્રતીતિ થાય છે. એથી ઇંદ્રિયથી ભિન્ન જ આત્મા છે. અને સુષુપ્તિમાં સર્વ ઇંદ્રિયનો અભાવ છે, તોપણ પ્રાણના હોવાથી જીવનવ્યવહાર થાય છે, એથી જીવન-મરણ પણ ઇંદ્રિયોને અધીન નથી. કિંતુ સ્થૂળ શરીર અને પ્રાણના વિયોગને મરણ કહે છે. એથી જીવન-મરણ પ્રાણને જ અધીન છે. તે (પ્રાણ) જ આત્મા છે.

૨૬૪. (કોઈ પ્રાણને નહિ પણ મનને આત્મા માને છે.)

અન્ય કોઈ આવું કહે છે: પ્રાણ જડ છે, એથી ઘટની પેઠે અનાત્મા છે અને બંધમોક્ષ મનને અધીન છે. વિષયમાં આસક્ત જે મન, તે બંધનનો હેતુ છે. વિષયવાસનારહિત મન મોક્ષનો હેતુ છે. અને મનના સંબંધથી જ ઇંદ્રિય જ્ઞાનનો હેતુ છે, મનના સંબંધ વિના ઇંદ્રિયથી જ્ઞાન થાય નહિ. એથી સર્વ વ્યવહારનો હેતુ મન છે તે (મન) જ આત્મા છે.

૨૬૫. (ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધ મનને નહિ પણ બુદ્ધિને આત્મા માને છે.)

અને ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધ આ કહે છે: મનનો વ્યાપાર બુદ્ધિને અધીન છે; કેમ કે બુદ્ધિનો જ આકાર મન થાય છે, એથી

ક્ષણિકવિજ્ઞાનરૂપ બુદ્ધિ જ આત્મા છે, મન નહિ. આ તેમનો અભિપ્રાય છે: સંપૂર્ણ પદાર્થ, વિજ્ઞાનનો જ આકાર છે; તે વિજ્ઞાન પ્રકાશરૂપ છે. અને ક્ષણ ક્ષણમાં વિજ્ઞાનનાં ઉત્પત્તિનાશ થાય છે. પૂર્વવિજ્ઞાનના સમાન અન્ય વિજ્ઞાનની ઉત્પત્તિ થયેથી પૂર્વવિજ્ઞાનનો નાશ થાય છે. તેમ તૃતીય વિજ્ઞાનની ઉત્પત્તિ અને દ્વિતીય વિજ્ઞાનનો નાશ, ચતુર્થ-(વિજ્ઞાન)ની ઉત્પત્તિ અને તૃતીય(વિજ્ઞાન)નો નાશ થાય છે. એ રીતિએ નદીના પ્રવાહની પેઠે વિજ્ઞાનની ધારા બની રહે છે. તે વિજ્ઞાનની ધારા બે પ્રકારની છે: એક તો આલયવિજ્ઞાનધારા છે, અને બીજી પ્રવૃત્તિવિજ્ઞાનધારા છે. 'અહં અહં' (હું હું) એવી વિજ્ઞાન-ધારાને 'આલયવિજ્ઞાનધારા' કહે છે. તેને જ બુદ્ધિ કહે છે. 'આ ઘટ છે, આ શરીર છે,' એવી વિજ્ઞાનધારાને 'પ્રવૃત્તિવિજ્ઞાનધારા' કહે છે. આલયવિજ્ઞાનધારાથી પ્રવૃત્તિવિજ્ઞાનધારાની ઉત્પત્તિ થાય છે. મનનું સ્વરૂપ પણ પ્રવૃત્તિવિજ્ઞાનધારામાં છે; એથી આલયવિજ્ઞાનધારારૂપ બુદ્ધિનું (મન) કાર્ય છે; તે બુદ્ધિ જ આત્મા છે. આલયવિજ્ઞાનધારાવિષે પ્રવૃત્તિવિજ્ઞાનધારાના બાધચિંતનથી નિર્વિશેષક્ષણિકવિજ્ઞાનધારાની સ્થિતિ જ તેમના મતમા મોક્ષ છે. એ રીતિએ વિજ્ઞાનવાદી બુદ્ધિને જ ક્ષણિકરૂપ અને સ્વયપ્રકાશરૂપ કલ્પના કરીને આત્મા કહે છે.

૨૯૬. (ભટ્ટમત પ્રમાણે બુદ્ધિ નહિ પણ આનંદમય કોશ તે આત્મા મનાય છે.)

અને પૂર્વમીમાંસાનો વાર્તિકકાર ભટ્ટ આ કહે છે: વિદ્યુતની પેઠે ક્ષણિકરૂપ આત્મા નહિ, કિંતુ સ્થિરસ્વરૂપ આત્મા, જડસ્વરૂપ અને ચેતનરૂપ છે. તેનો અભિપ્રાય આ છે: સુષુપ્તિથી જાગીને પુરુષ આ કહે છે: 'હું જડ થઈને સૂતો હતો.' એથી આત્મા જડરૂપ છે; અને જાગેલાને સ્મૃતિ થાય છે, અજ્ઞાતની સ્મૃતિ થાય નહિ. આત્મ-સ્વરૂપથી ભિન્ન જ્ઞાનનાં અન્ય સાધન સુષુપ્તિમાં નથી, એથી સુષુપ્તિમાં સ્મૃતિનો હેતુ જ્ઞાન છે; તે આત્માનું સ્વરૂપ જ છે. એ રીતિએ ખદ્યોત(આગિયા)ની પેઠે આત્મા પ્રકાશ અને અપ્રકાશરૂપ છે:— જ્ઞાનરૂપ છે એથી પ્રકાશરૂપ, અને જડ છે એથી અપ્રકાશરૂપ છે. તે પ્રકાશરૂપ અને અપ્રકાશરૂપ આનંદમયકોશ છે; કેમ કે સુષુપ્તિમાં ચેતન-ના આભાસ સહિત જે અજ્ઞાન તેને આનંદમયકોશ કહે છે. ત્યાં આભાસ તો પ્રકાશરૂપ અને અજ્ઞાન અપ્રકાશરૂપ છે એથી ભટ્ટના મતમાં આનંદમયકોશ જ આત્મા છે.

૨૬૭ઃ શૂન્યવાદી માધ્યમિકબૌદ્ધ શૂન્યને જ આત્મા માને છે

અને શૂન્યવાદી બોદ્ધ આ કહે છેઃ આત્મા નિરંશ છે, એથી એક આત્માને પ્રકાશરૂપ અને અપ્રકાશરૂપ કહેવો બને નહિ. અને ખદ્યોતનો એક અંશ પ્રકાશરૂપ છે એને બીજો અંશ અપ્રકાશરૂપ છે. તેની પેઠે અંશરહિત આત્મા વિષે ઉભયરૂપ કહેવું અસંગત છે. એથી ઉભયરૂપની સિદ્ધિ સારુ આત્મા અંશ સહિત જ માનવો પડશે. જે અંશ વાળા પદાર્થ ઘટાદિ છે તે ઉત્પત્તિ અને નાશવાળા હોય છે; તેમ આત્મા પણ અંશ સહિત હોવાથી ઉત્પત્તિનાશવાળો જ માનવો પડશે. જે ઉત્પત્તિનાશવાળો પદાર્થ હોય તે ઉત્પત્તિથી પૂર્વે અને નાશથી અનંતર અસત્ હોય છે. જે આદિઅંતમાં અસત્ હોય તે મધ્યમા પણ સત્ હોય નહિઃ કિંતુ મધ્યમાં પણ અસત્ જ હોય છે. એથી આત્મા અસત્રૂપ છે. તેમ આત્માથી ભિન્ન પણ સંપૂર્ણ પદાર્થ ઉત્પત્તિનાશવાળા છે, એથી અસત્રૂપ છે. એ રીતિએ આત્મા અને અનાત્મા સમગ્ર વસ્તુ અસત્રૂપ હોવાથી શૂન્ય જ પરમતત્ત્વ છે, એ શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધનો મત છે.

તે પણ અજ્ઞાનરૂપ આનંદમયકોશને પ્રતિપાદન કરે છે; કેમ કે અજ્ઞાન ત્રણ રૂપથી પ્રતીત થાય છે. અદ્વૈતશાસ્ત્રના સસ્કારરહિત જે મૂઢ, તેઓને તો જગતરૂપ પરિણામને પ્રાપ્ત અજ્ઞાન, સત્ય પ્રતીત થાય છે અને અદ્વૈતશાસ્ત્ર અનુસાર યુક્તિનિપુણ પંડિતોને સત્અસત્થી વિલક્ષણ અનિર્વચનીયરૂપ અજ્ઞાન અને તેનુ કાર્ય જગત, પ્રતીત થાય છે. જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત જે જીવન્મુક્તવિદ્વાન તેઓને કાર્ય સહિત અજ્ઞાન તુચ્છરૂપ પ્રતીત થાય છે. તુચ્છ, અસત્ અને શૂન્ય, એ ત્રણે શબ્દ એક જ અર્થને કહે છે. એ રીતે જીવમુક્તને તુચ્છરૂપ જે પ્રતીત થાય અજ્ઞાન, તેને વિષે મોહિત શૂન્યવાદી પરમપુરુષાર્થને નથી જાણુતા; કિંતુ તુચ્છરૂપ આનંદમયકોશને જ આત્મા કહે છે.

૨૬૮. ( પૂર્વમીમાંસક પ્રભાકર અને નૈયાયિક, શૂન્યને નહિ પણ, આનંદમયકોશને આત્મા માને છે )

અને પૂર્વમીમાંસાનો એકદેશી પ્રભાકર અને નૈયાયિક આ કહે છેઃ આત્મા શૂન્યરૂપ નહિ. કેમ કે જે શૂન્યરૂપ આત્મા માને છે તેને આ પૂછે છેઃ શૂન્યરૂપનો તેં અનુભવ કર્યો છે, 'અથવા નહિ ?' જો આમ કહેઃ 'શૂન્યરૂપનો અનુભવ નથી 'કર્યો,' તો શૂન્ય છે નહિ, એમ સિદ્ધ થયું. અને જો કહે કે, 'શૂન્યનો અનુભવ કર્યો છે,' તો

જેણે શૂન્યનો અનુભવ કર્યો છે, તે (અનુભવ કરનાર) આત્મા શૂન્યથી વિલક્ષણ સિદ્ધ થાય છે. એ રીતિએ શૂન્યથી વિલક્ષણ આત્મા છે. તે વિષે મનના સંયોગથી જ્ઞાન થાય છે. તે જ્ઞાનગુણથી આત્મા ચેતન કહેવાય છે. અને સ્વરૂપથી આત્મા જડ છે. તેમ (વળી જેમના મનમા) સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, આદિક ગુણ આત્મા વિષે છે; તેઓના મતમાં પણ આનંદમયકોશ જ આત્મા છે. અને વિજ્ઞાનમયકોશમા જે બુદ્ધિ છે, તે આત્માને જ્ઞાનગુણ કહે છે; કેમ કે આનંદમયકોશમાં ચેતન ગૂઢ (ગુપ્ત) છે (તે) વિવેકહીનને પ્રતીત થાય નહિ. અને પ્રભાકર તથા નૈયાયિક આત્માને સુષુપ્તિમાં જ્ઞાનહીન માનીને સ્વરૂપથી જડ કહે છે. એથી ગૂઢ (છે) ચેતન (જેમાં એવા) આનંદમયકોશમાં જ તેઓને (નયાયિકાદિકોને) આત્મભ્રાન્તિ છે, અને આત્મસ્વરૂપ નિત્યજ્ઞાનને તો જીવ(આત્મા)માં માનતા નથી, કિંતુ અનિત્યજ્ઞાન (જીવાત્મામા) માને છે. તે અનિત્યજ્ઞાન સિદ્ધાતમા અતઃકરણની વૃત્તિ (જે) બુદ્ધિ (તે) રૂપ છે. એ રીતિએ પ્રભાકર–નૈયાયિકમતમા આનંદમયકોશ આત્મા છે; અને બુદ્ધિ તેનો ગુણ છે. તેઓનો મત પણ સમીચીન નથી. કેમકે–

૨૬૯. (ઉપરના મતો સંબંધમાં વિચાર)

જ્ઞાનથી ભિન્ન જે જડવસ્તુ ઘટાદિ છે તે અનિત્ય છે. તેમ આત્મા પણ જ્ઞાનસ્વરૂપ ન હોય તો ઘટાદિકની પેઠે જડ હોવાથી અનિત્ય થશે. જો આત્મા અનિત્ય હોય તો મોક્ષને અર્થે સાધન નિષ્ફળ થશે. એ રીતિએ વેદાંતવાક્યમાં વિશ્વાસહીન અનેક બહિર્મુખ પંચકોશમાં જ કોઈ પદાર્થને આત્મા માને છે; અને મુખ્ય આત્મસ્વરૂપ સાક્ષીને જાણતા નથી એથી અન્નમયાદિક આત્માના આચ્છાદક હોવાથી કોશ કહેવાય છે.

(ઈશ્વરનું સ્વરૂપ)

જેમ જીવના પંચકોશ, જીવનું યથાર્થ સ્વરૂપ સાક્ષીને આચ્છાદન કરે છે. તેમ ઈશ્વરના સમષ્ટિપંચકોશ ઈશ્વરના યથાર્થ સ્વરૂપને (જીવોની દૃષ્ટિથી) આચ્છાદન કરે છે; કેમ કે ઈશ્વરનું યથાર્થ સ્વરૂપ તો તત્પદનુ લક્ષ્ય છે, તેને ત્યાગીને, કોઈ તો માયારૂપ આનંદમયકોશવિશિષ્ટ જે અંતર્યામી તત્પદનુ વાચ્ય, તેને જ પરમતત્ત્વ કહે છે; તેમ હિરણ્યગર્ભ, વૈશ્વાનર, વિષ્ણુ, બ્રહ્મા, શિવ, ગણેશ, દેવી, સૂર્ય આદિથી લઈને, અસિ, કોદાળી, પીપળો, આકડો, વાંસ પર્યંત પદાર્થોમાં (એ જ)

પરમાત્મા (છે એવી) ભ્રાન્તિ કરે છે. યદ્યપિ સર્વ પદાર્થોમાં લક્ષ્યભાગ પરમાત્માથી ભિન્ન નથી; તથાપિ તે તે ઉપાધિ સહિતને જે પરમાત્મા માને છે. તે તેને ભ્રાન્તિ છે: એ રીતિએ પંચકોશથી આવૃત જે જીવઈશ્વરનું પરમાર્થ સ્વરૂપ, તેથી વિમુખ થઈને દેહાદિકોમાં આત્મભ્રાન્તિ કરીને પુણ્યપાપકર્મ કરે છે અને અંતર્યામીઆદિથી લઈને વાંસપર્યંતને ઈશ્વરરૂપ માનીને આરાધન કરીને સુખ ઇચ્છે છે. જેવી ઉપાધિનું આરાધન કરે છે. તે અનુસાર જ તેઓને ફળ થાય છે. કેમ કે કારણસૂક્ષ્મ–સ્થૂળ–પ્રપચ સર્વે ઈશ્વરના ત્રણ શરીરના અંતર્ભૂત છે. તેમાં ઉપાસના અનુસાર ફળ પણ સર્વથી જ થાય છે: પરંતુ બ્રહ્મજ્ઞાન વિના મોક્ષ થાય નહિ. જો મોક્ષની ઇચ્છા હોય તો વિવેકથી જીવઈશ્વરના સ્વરૂપને પાંચકોશોથી પૃથક્ કરે. દૃષ્ટાંત: જેમ મુંજ અને ઇષિકા નામ તુલ [મુંજ જાતના સરકટની શલાકા (સળીઓ) અને મુંજનાં તૃણ] મળ્યા હોય છે, તેઓને (શલાકા ઉપરનાં પાત્રાંને) તોડીને (મધ્યની તુલથી વીંટાયલી શલાકાને) પૃથ્ કરે છે; તેમ વિવેકથી જીવઈશ્વરના સ્વરૂપને પંચકોષથી પૃથક જાણે એ (ઉપરના) સવૈયાનો અર્થ છે. ૧૫૭

૨૭૦. (તે પંચકોશથી આત્મવિવેકનો પ્રકાર)

सवैयो

स्थूलदेहको भान न होवै, स्वप्नमांहि लखि आतमज्ञान ।
सूक्ष्मज्ञान सुषुप्ति समैं नहि, सुख स्वरूप ह्वै आतम भान ॥
भासै भये समाधि अवस्था, निरावरन आतम न अज्ञान ।
ऐसे तीनि देह व्यभिचारी, आतम अनुगत न्यारो जान ॥१५८॥

સ્થૂલદેહનુ ભાન ન થાયે, સ્વપ્નમાહી છે આત્મજ્ઞાન;
સુષુપ્તિસમયે સૂક્ષ્મજ્ઞાન નહિ, સુખસ્વરૂપ છે આત્મ જ ભાન.
ભાસે, થયે સમાધિ અવસ્થા, નિરાવરણ આત્મા, ન અજ્ઞાન,
એમ દેહ ત્રણ છે વ્યાભિચારી, આત્મા અનુગત ભિન્ન જ જાણ ૧૫૮

સ્વપ્ન–અવસ્થામાં જ સ્થૂળદેહનું ભાન થાય નહિ અને આત્માનું 'ભાન' થાય છે. તેમ સુષુપ્તિ અવસ્થામાં સૂક્ષ્મશરીરનુ જ્ઞાન થતું નથી, અને સુખસ્વરૂપ, આત્મા સ્વયંપ્રકાશરૂપથી 'ભાન' નામ પ્રતીત થાય છે. (જો) સુખનું જ્ઞાન સુષુપ્તિમાં ન હોય તો 'હું સુખે સૂતો હતો,' એવી સ્મૃતિ જાગીને ન થવી જોઈએ. (પણ તે થાય છે) એથી સુખનું જ્ઞાન સુષુપ્તિમાં થાય છે. તે સુખ વિષયજન્ય તો સુષુપ્તિમાં છે

નહિ, કિંતુ આત્મસ્વરૂપ જ છે. તે આત્મા સ્વયંપ્રકાશ છે. એથી સુખરૂપ આત્મા સ્વયંપ્રકાશરૂપે સુષુપ્તિમાં ભાસે છે અને નિદિધ્યાસનનું ફળ નિર્વિકલ્પ સમાધિ અવસ્થામાં, 'નિરાવરણ' નામ અજ્ઞાનકૃત આવરણરહિત આત્મા ભાસે છે. અને 'ન અજ્ઞાન' નામ કારણશરીર અજ્ઞાન નથી ભાસતું. એમ (સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ) ત્રણે દેહ 'વ્યભિચારી' છે, (નામ) એક અવસ્થાને છોડીને બીજી અવસ્થામાં ભાસે નહિ; (પરંતુ) આત્મા 'અનુગત' છે (નામ) સર્વ અવસ્થામાં ભાસે છે, એથી વ્યાપક છે. એ વિવેકથી ત્રણે શરીરથી આત્માને ભિન્ન જાણ. સ્થૂળશરીર તો અન્નમયકોશ છે: કારણશરીર આનંદમયકોશ છે: અને સૂક્ષ્મશરીરમાં, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય, એ ત્રણે કોશ છે, એથી ત્રણે શરીરના વિવેકથી પંચકોશનો જ વિવેક થાય છે. જેમ જીવનું સ્વરૂપ પંચકોશોથી પૃથક્ છે, તેમ ઈશ્વરનુ સ્વરૂપ પણ સમષ્ટિ પંચકોશોથી પૃથક્ છે અને ચતુર્થ તરંગમાં ચતુર્વિધ આકાશના દૃષ્ટાંતથી, જીવઈશ્વરના લક્ષ્યસ્વરૂપનો વિવેક, વિસ્તારથી કરી આવ્યા છીએ. અને ઉત્તતરંગમાં, અસ્તિ–ભાતિ–પ્રિયરૂપના નિરૂપણમાં, તથા મહાવાક્યોના અર્થનિરૂપણમાં, આત્માનું પરમાર્થસ્વરૂપ પ્રતિપાદન કરીશું, એથી અહીંયાં સંક્ષેપથી જ આત્મવિવેક કહ્યો છે. ૧૫૮

૨૭૧. એ રીતિએ પંચકોશોથી આત્માને ભિન્ન જાણ્યાથી પણ કૃતકૃત્ય થવાતુ નથી; કિંતુ જીવ–બ્રહ્મના અભેદનિશ્ચય અર્થે ફરી પણ વિચારકર્તવ્ય રહે છે. એથી કર્તવ્યના અભાવરૂપ કૃતકૃત્યતાની સિદ્ધિ સારુ મહાવાક્યનો અર્થ ઉપદેશ કરે છે.

(મહાવાક્યના અર્થનો ઉપદેશ, આત્માનુ સ્વરૂપ)

सवैयो

पंचकोसतें आतम न्यारो, जानि सु जानहु ब्रह्मस्वरूप ।
तातें भिन्न जु दीखै सुनिये, सो मानहु मिथ्या भ्रमकूप ।
मिथ्या अधिष्ठान न बिगारे, स्वप्नभिख न दरिद्री भूप ॥
सब कछु कर्त्ता तऊ अकर्त्ता, तव अस अद्भुत रूप अनूप ॥१५९॥

પંચકોશથી આત્મા ભિન્ન જ જાણી જાણ તે બ્રહ્મસ્વરૂપ,
તેથી ભિન્ન જે દેખાય સુણાય જ, તે માનો મિથ્યા ભ્રમકૂપ,
મિથ્યા ન અધિષ્ઠાન બિગાડે, સ્વપ્નભીખે ન દરિદ્રી ભૂપ,
સહુ કંઈ કર્તા તથાપ્યકર્તા* તુજ અદ્ભુત રૂપ એવું અનુપ. ૧૫૯

* તથાપિ અકર્તા સર્વ કંઈ કર્તા હોવા છતા પણ અકર્તા.

હે શિષ્ય! પંચકોશથી આત્માને ભિન્ન જાણીને પછી 'તે' નામ તે આત્મા બ્રહ્મસ્વરૂપ છે; એ જાણો.

(શંકા)

૨૭૨. એને વિષે આવી શકા થાય છે: આત્મા પુણ્યપાપ કરે છે, તેથી સ્વર્ગ, નરક અને મૃત્યુલોકમાં નાના પ્રકારનાં સુખ-દુઃખ ભોગવે છે, તેની બ્રહ્મસંગે એકતા બને નહિ.

(એ શંકાનું સમાધાન)

૨૭૩. (શરીરઅધ્યાસે કર્તા અને સ્વરૂપે અકર્તા આત્માનો બ્રહ્મસંગે અભેદ છે.)

'તેથી ભિન્ન જે દેખાય' ઇત્યાદિ (સવૈયાનાં) ત્રણ પાદોથી કહે છે. તે બ્રહ્મરૂપ આત્માથી ભિન્ન જે દેખાય છે, અને સ્વર્ગ, નરક, પુણ્ય, પાપ, શાસ્ત્રે કરી સંભળાય છે, તે સંપૂર્ણ મિથ્યા ભ્રમ છે એમ માનો. અને મિથ્યા વસ્તુ અધિષ્ઠાનને બગાડે નહિ. જેમ સ્વપ્નની મિથ્યા 'ભીખ' નામ ભિક્ષા માગવાથી ભૂપ (રાજા) દરિદ્રી થતો નથી; અને મરુસ્થળના મિથ્યા જળથી ભૂમિ ભીની થાય નહિ. (અને) મિથ્યા સર્પથી રજ્જુ વિષ સહિત થાય નહિ. એથી 'સહુ કંઈ કર્તા' નામ સંપૂર્ણ મિથ્યા શુભ-અશુભ ક્રિયાનો કર્તા છે, તોપણ 'અકર્તા' નામ પરમાર્થથી કર્તા નથી. એવું તારુ અદ્ભુત (નામ) આશ્ચર્યરૂપ, 'અનુપમ' નામ ઉપમારહિત છે. એનો ભાવ આ છે: બ્રહ્મ સાથે અભિન્ન તારા સ્વરૂપ વિષે, સ્થૂળ-સૂક્ષ્મ શરીર અને તેઓની શુભ-અશુભ ક્રિયા અને તેનુ ફળ-જન્મ-મરણ, સ્વર્ગ-નરક, સુખ-દુઃખ, સંપૂર્ણ અવિદ્યાએ કલ્પિત છે. તે કલ્પિત સામગ્રીએ તારો બ્રહ્મભાવ બગડતો નથી. એથી જ્ઞાનથી પ્રથમ પણ આત્મા બ્રહ્મસ્વરૂપ જ છે, તેને વિષે ત્રણે કાળમાં શરીર અને તેના ધર્મોનો સંબંધ નથી; કિંતુ આત્મા સદા જ નિત્યમુક્ત છે. તેનો બ્રહ્મથી કદી પણ ભેદ નથી. ૧૫૯

૨૭૪. જો આમ કહે: આત્મા સદા જ નિત્યમુક્ત બ્રહ્મસ્વરૂપ હોય તો શ્રવણાદિ જ્ઞાનના સાધન નિષ્ફળ થશે. તેનું સમાધાન.

(જીવન્મુક્તની દૃષ્ટિ)

इन्द्रविजय अथवा मत्तगयद वृत्त

नाहि खपुष्पसमान प्रपंच तु, ईस कहा करता जु कहावै।
साक्ष्य नहीं इम साक्षीस्वरूप न, दृश्य नहीं दृक काहि जनावै॥

**बंधहु होई तु मोक्ष बनै अरु, होय 'अज्ञान तु ज्ञान नसावै।**
**जानि यही करतव्य तजै सब, निश्चल होतहि निश्चल पावै ॥ १६० ॥**

જો, ન, ખપુષ્પ સમાન પ્રપંચ જ, તો ઈશ ક્યાં કર્તા જ કહાવે?
સાક્ષ્ય નહિ, ઇમ સાક્ષીસ્વરૂપ ન, દશ્ય નહિ દક્ કોને જણાવે?
બંધ જ હોય તો મોક્ષ બને, વળી હોય અજ્ઞાન તો જ્ઞાનથી શામે;
જાણી જ એ કરતવ્ય તજે સઉ, નિશ્ચલ થતાં જ નિશ્ચલ પામે. ૧૬૦

જીવન્મુક્ત વિદ્વાનની દૃષ્ટિમાં અજ્ઞાન અને તેનું કાર્ય તુચ્છ છે. તે જીવન્મુક્તનો નિશ્ચય બતાવે છે. હે શિષ્ય! આ પ્રપંચ 'ખપુષ્પ સમાન' નામ આકાશના ફૂલની પેઠે છે નહિ; એથી તેનો કર્તા ઈશ્વર પણ છે નહિ. સાક્ષીનો વિષય અજ્ઞાનાદિક 'સાક્ષ્ય' કહેવાય છે. તે 'સાક્ષ્ય' નથી એથી સાક્ષી પણ નથી. તેમ દશ્યનો પ્રકાશક 'દક્' કહેવાય છે અને પ્રકાશવા યોગ્ય દેહાદિક 'દશ્ય' કહેવાય છે. તે દેહાદિક દશ્ય છે નહિ, એથી દક્ પણ નથી. યદ્યપિ કેવળ કૂટસ્થ-ચેતનને સાક્ષી અને દક્ કહે છે; તેનો (સ્વરૂપે કરી) નિષેધ બને નહિ. તથાપિ સાક્ષ્યની અપેક્ષાએ 'સાક્ષી' નામ (છે), અને દશ્યની અપેક્ષાથી 'દક્' નામ છે. સાક્ષ્ય અને દશ્યનો અભાવ છે. એથી સાક્ષી અને દક્ (એ) 'નામ'નો નિષેધ કરે છે; 'સ્વરૂપ'નો નહિ. અને બંધ હોય તો બંધની નિવૃત્તિરૂપ મોક્ષ હોય; (પણ) બંધ જ હોય નહિ તેથી મોક્ષ પણ નહિ. અને અજ્ઞાન હોય તો તેનો જ્ઞાનથી નાશ થાય. અજ્ઞાન છે નહિ એથી તેનું નાશક જ્ઞાન પણ નથી. એમ જાણીને 'કર્તવ્ય તજે' નામ 'મારે એ કરવા યોગ્ય છે' એ બુદ્ધિને ત્યાગે; કેમ કે આ લોક તથા પરલોક તો તુચ્છ છે; તેઓના નિમિત્ત કંઈ કર્તવ્ય નથી. આત્મામાં બંધ નથી તેથી મોક્ષને નિમિત્ત પણ કર્તવ્ય નથી, એ રીતિએ આત્માને નિત્યમુક્તબ્રહ્મરૂપ જાણીને જ્યારે નિશ્ચલ થાય, સર્વ કર્તવ્ય ત્યાગે; ત્યારે 'નિશ્ચલ' નામ અક્રિય બ્રહ્મસ્વરૂપ વિદેહમોક્ષને પ્રાપ્ત થાય. એનો અભિપ્રાય આ છે:

યદ્યપિ આત્મા જ્ઞાનથી પ્રથમ પણ નિત્યમુક્ત બ્રહ્મસ્વરૂપ જ છે; પરંતુ જ્ઞાનથી પૂર્વે આત્માને કર્તા ભોક્તા મિથ્યા માનીને, સુખપ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ અર્થે અનેક સાધન કરે છે, તેથી ક્લેશને જ પ્રાપ્ત થાય છે. જો ઉત્તમ આચાર્ય મળે તો તે વેદાંતવાક્યોનો ઉપદેશ કરે છે. તે વેદાંતવાક્યોના શ્રવણથી આવું જ્ઞાન થાય છે: 'હું કર્તા-ભોક્તા નહિ, કિંતુ હું 'બ્રહ્મસ્વરૂપ છું' એથી મારે કિંચિત્ પણ

કર્તવ્ય નથી.' એવું જાણવું જ શ્રવણાદિકોનું ફળ છે અને બ્રહ્મની પ્રાપ્તિ વેદાંતશ્રવણનું ફળ નથી; કારણ કે બ્રહ્મ પોતાનુ સ્વરૂપ છે, એથી નિત્યપ્રાપ્ત છે. ૧૬૦

૨૭૫. (ગોપ્ય તત્ત્વનો ઉપદેશ)

दुहो

यही चिह्न अज्ञानको, जो मानै कर्त्तव्य ।
सोई ज्ञानी सुघरनर, नहि जाकूं भवितव्य ॥ १६१ ॥

એ જ ચિહ્ન અજ્ઞાનનું, જે માને કર્તવ્ય;
તે જ જ્ઞાની સુઘડ નર, નહિ જેને ભવિતવ્ય. ૧૬૧

જે કર્તવ્ય માને તે અજ્ઞાનનુ ચિહ્ન છે; અને 'જેને ભવિતવ્ય નહિ' નામ જે અન્યરૂપ થવા નથી ચાહતો તે નર જ્ઞાની કહેવાય છે. ૧૬૧

૨૭૬. (इन्द्रविजय वृत्त)

एक अखंडित ब्रह्म असंग, अजन्य अदृश्य अरूप अनामैं ।
मूलअज्ञान न सूक्ष्मस्थूल, समष्टि न व्यष्टिपनो नहि तामैं ॥
ईस न सूत्र विराट न प्राज्ञ न, तैजस विस्वस्वरूप न जामैं ।
भोग न योग न बंध न मोक्ष, नहि कछु वामैं रहै सब वामैं ॥१६२॥

એક અખંડિત, બ્રહ્મ, અસગ, અજન્મ, અદૃશ્ય, અરૂપ, અનામી;
મૂલ અજ્ઞાન ન, સૂક્ષ્મ ન, સ્થૂલ ન, વ્યષ્ટિ સમષ્ટિ ન, (અંતર્યામી;)
ઈશ ન, સૂત્ર વિરાટ ન, પ્રાજ્ઞ ન, તૈજસ વિશ્વસ્વરૂપ ન જેમાં; ભોગ
ન, જોગ ન બંધ ન મોક્ષ, ન કાંઈ તહિ બલી છે સહુ તેમાં. ૧૬૨

जाग्रतमें जु प्रपंच प्रभासत, सो सब बुद्धि विलास बन्यो है ।
ज्यां सुपनेमहिं भोग्य न भोग, तऊ इक चित्र विचित्र जन्यो है ॥
लीन सुषुपतिमें मति होतहि, भेद भगै इक रूप सुन्यो है ।
बुद्धि रच्यो जु मनोरथमात्र सु, निश्चल बुद्धि प्रकाश भन्यो है ॥१६३॥

જાગ્રતમાંહી પ્રપંચ પ્રભાસત, તે સઉ બુદ્ધિવિલાસ બન્યો છે;
સ્વપ્ન વિષે જ્યમ ભોગ્ય ન. ભોગન, તોપણ ચિત્ર વિચત્ર જણ્યો છે.
લીન સુષુપ્તિ વિષે મતિ થાય જ. ભેદ મટચે. રૂપ એક સુણ્યો છે;
બુદ્ધિરચિત મનોરથ માત્ર જ, નિશ્ચલ બુદ્ધિપ્રકાશ[1] ભણ્યો છે. ૧૬૩

---

૧. નિશ્ચળ નામ બ્રહ્મ તેને શાસ્ત્રમાં બુદ્ધિનું 'પ્રકાશક' કહ્યું છે.

सवैया वृत्त[१७१]

**जाके हिये ज्ञान उजियारो, तम अंधियारो खरो विनाश ।**
**सदा असंग एकरस आतम, ब्रह्मरूप सो स्वयंप्रकाश ॥**

જેને હૃદયે જ્ઞાન પ્રકાશે તમ અંધારું થાય વિનાશ,
સદા અસંગ એક રસ, આત્મા બ્રહ્મરૂપ તે સ્વયંપ્રકાશ.

**ना कछु भयो न है नहि व्है हैं, जगत मनोरथ मात्र विलास ।**
**ताकी प्राप्ति निवृत्ति न चाहत, ज्यां ज्ञानी के कोउ न आस ॥१६४॥**

ના કંઈ થયુ, ન છે, નહિ થાશે; જગત મનોરથ માત્ર વિલાસ;
તેની પ્રાપ્તિ નિવૃત્તિ ન જોઈએ. જેમ જ્ઞાનીને કોઈ ન આશ. ૧૬૪

---

૧૭૧ શ્રીમદ્ ભગવતગીતાના પાંચમા અધ્યાયના ૭થી ૯ પર્યન્ત શ્લોકોનો અભિપ્રાય લઈને ગ્રંથકર્તાએ એ યુગલ સવૈયા લખ્યા છે. તે મૂળ શ્લોક:

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रिय ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥

(કર્મરૂપયોગે વા બ્રહ્મનિષ્ઠારૂપ સંન્યાસ)યોગે જે યુક્ત છે, (અને તેણે કરી) શુદ્ધ (રાગદ્વેષરહિત) છે આત્મા (અંતઃકરણ) જેનો, (અને તેણે કરી) જીત્યાં છે (=વિષયની ગ્રહણતાથી વિમુખતાને પ્રાપ્ત કર્યાં છે) બન્ને પ્રકારના ઇંદ્રિય જેણે, (અને એણે કરીને જીત્યો છે આત્મા નામ બાહ્યવાસનારૂપ સ્વભાવ જેણે તેથી બ્રહ્માથી આદિ લઈને સ્તંબપર્યન્ત) સર્વ ભૂતોના આત્મભૂત (સ્વરૂપભૂત) થયો છે (પ્રત્યગ્ રૂપ) આત્મા જેનો, [એવા સર્વાત્મભાવને પ્રાપ્ત થયો જે બ્રહ્મવિત્તમ છે તે શરીરની યાત્રા (નિર્વાહ) અર્થ વિધિ–અવિધિપૂર્વક] કંઈ કર્મ કરે છતાં પણ (તે પુણ્ય વા અપુણ્યરૂપ કર્મે કરી) લેપાતો નથી; કર્મ વિષે અકર્મતાની દૃષ્ટિએ તે સંબંધને પામતો નથી.

× × ×

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन् शृण्वन् स्पृशन् जिघ्रन्नश्नन् गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥ ९ ॥

(આત્માના સ્વભાવને જાણનાર જે બ્રહ્મવિત્) તત્ત્વવિત્ (તે પોતાની કૂટસ્થતા અસંગતા અને અંતર્ બહિર્ પૂર્ણતાના દર્શનરૂપ પ્રજ્ઞાએ) યુક્ત થઈ (બહિર્) દેખતો. સાંભળતો, સ્પર્શતો, સૂંઘતો, ખાતો, ચાલતો, સૂતો શ્વાસ લેતો–મૂકતો. બોલતો, મળ ત્યાગતો, લેતો, આપતો, ઉન્મેષનિમેષને કરતો છતો પણ, ઇંદ્રિયો જ ઇંદ્રિયોના અર્થ જે શબ્દસ્પર્શાદિ વિષયો તેમાં વર્તે છે, એમ (અને પોતે દ્રષ્ટા. શ્રોતા, કર્તા, ભોક્તા નથી એવા લક્ષણવતી વૃત્તિને સર્વદા) ધરતો છતો હું (સાક્ષી) કિંચિત્ પણ કરતો જ નથી, એમ માને છે.

देखै सुनै न सुनै न देखै, सब रस ग्रहे रु लेत न स्वाद ॥
सूंघि परशि परशै न न सूंघे, बैन न बोलै करै विवाद ।
ग्रहि न ग्रह मल तजे न त्यागे, चल नहीं अरु धावत पाद ।
भोगै युवति सदा संन्यासी, शिप लखि यह अद्भुत संवाद ॥१६५॥

દેખે, સુણે, ન દેખે, ન સુણે, સઉ રસ ગ્રહે, ન લે વળી સ્વાદ;
સુંઘી, સ્પર્શી, સ્પર્શે ન, ન સૂંઘે, વચન ન બોલે, કરે વિવાદ,
ગ્રહી, ન ગ્રહે, મલ ત્યજે, ન ત્યાગે, ચાલે નહિ, વળી ધાવે પાદ,
યુવતી ભોગવે, સંન્યાસી સદા, શિષ્ય! જાણ અદ્‌ભુત સંવાદ ૧૬૫

( એનો અભિપ્રાય કહે છે. )

निजविपयनमें इंद्रिय वर्ते, तिनते मेरो नाहि संग ।
मैं इंद्रिय नहि मम इंद्रिय नहि, मैं साक्षी कूटस्थ असंग ।
त्यागहु विपय कि भोगहु इंद्रिय, मोकूं लगै न रंचक रंग ।
यह निश्चय ज्ञानिको जातें, कर्त्ता दीखै करै न अंग ॥ १६६ ॥

નિજ વિષયોમાં ઇંદ્રિય વર્તે, તેઓથી નહિ મારો સંગ;
હું ઇંદ્રિય નહિ, મારું ન ઇંદ્રિય, હું સાક્ષી કૂટસ્થ અસંગ,
ઇંદ્રિ વિષય ભોગવે ત્યાગે, લાગે મને ન કિંચિત્ રંગ;
એ નિશ્ચય જ્ઞાનીનો, જેથી કર્તા ભાસે કરે ન અંગ ! ૧૬૬

હે અંગ! નામ હે પ્રિય! અન્ય અર્થ સ્પષ્ટ છે. ૧૬૬

૨૭૭. એ રીતિએ આચાર્યે શિષ્યને ગોપ્ય તત્ત્વનો ઉપદેશ કર્યો; તોપણ શિષ્યનું મુખ અત્યંત પ્રસન્ન ન દેખીને આવું જાણ્યું: શિષ્ય કૃતાર્થ નથી થયો. જો કૃતાર્થ ( થયો ) હોત તો તેનું મુખ પ્રસન્ન હોત. એથી પુનઃ સ્થૂળ રીતિએ ઉપદેશ કરવાને—

લયચિંતન કહે છે:

सवैया वृत्त

माटीको कारज घट जैसे, माटी ताके बाहिर मांहि ।
जलतें फेन तरंग बुदबुदा, उपजत जलते जुदे सु नाहि ॥
ऐसे जो जाको ह कारज, कारनरूप पिछानहु ताहि ।
कारन ईस सकलको 'सो मैं,' लयचिंतन जानहु विध याहि ॥१६७॥

કાર્ય માટીનુ છે ઘટ તેમાં માટી બાહ્ય અને અંતર્ જેમ;
જલથી ફેન તરંગ બુદ્‌બુદા ઊપજે જલથી જુદા ન એમ,

જે જેનુ કાર્ય જ છે તે તો કારણરૂપ પિછાનો તેમ;
કારણ ઈશ સકલનું તે હુ લયચિંતન જાણો વિધ એમ. ૧૬૭

જેમ માટીના કાર્યની બહિર્ અંતર માટી છે, એથી માટીનાં સર્વ કાર્ય માટી સ્વરૂપ જ છે; ફેન આદિ જલનાં કાર્ય જલસ્વરૂપ જ છે, એમ જે જેનું કાર્ય છે, તે તે કારણસ્વરૂપથી ભિન્ન નથી. કિંતુ કાર્ય કારણ જ સ્વરૂપ છે. અને સકળ પ્રપંચનુ મૂળ કારણ ઈશ્વર છે, એથી સર્વ કાર્યપ્રપચ ઈશ્વરરૂપથી ભિન્ન નથી; કિંતુ સર્વ પ્રપંચનું સ્વરૂપ ઈશ્વર જ છે તે ઈશ્વર હુ છું. એ રીતિએ લયચિંતન (નામ કાર્યને કારણરૂપ) જાણી તું (એનુ ધ્યાન) કર.

૨૭૮. લયચિંતનનો સક્ષેપથી આવો ક્રમ છે: સ્થૂળ બ્રહ્માંડ સર્વ પંચીકૃત ભૂતોનુ કાર્ય છે. ત્યાં જે પૃથ્વીનું કાર્ય તે પૃથ્વીસ્વરૂપ અને જળનું કાર્ય (તે) જળસ્વરૂપ, એ રીતિએ જે ભૂતોનું જે કાર્ય તે તેનું જ સ્વરૂપ છે. એ રીતિએ સર્વ સ્થૂળબ્રહ્માંડ પંચીકૃતભૂતસ્વરૂપ છે. તેમ પંચીકૃતભૂત પણ અપંચીકૃતભૂતોનાં કાર્ય છે. એથી અપંચીકૃત(ભૂત) સ્વરૂપ જ પંચીકૃતભૂત છે, ભિન્ન નથી. અને અંતઃકરણ આદિ સૂક્ષ્મસૃષ્ટિ પણ અપંચીકૃતભૂતોનું કાર્ય હોવાથી, અપંચીકૃતભૂતસ્વરૂપ છે. તેમાં અંતઃકરણ સર્વ ભૂતોના સત્ત્વગુણનું કાર્ય છે, એથી સત્ત્વગુણસ્વરૂપ છે. અને ભૂતોના રજોગુણઅંશનુ કાર્ય પ્રાણ રજોગુણસ્વરૂપ છે. ગુદાઇંદ્રિય પૃથ્વીના રજોગુણઅશનું કાર્ય, તે પૃથ્વીના રજોગુણસ્વરૂપ; ઘ્રાણઇંદ્રિય પૃથ્વીના સત્ત્વગુણનું કાર્ય, તે સત્ત્વગુણસ્વરૂપ, એમ રસના અને ઉપસ્થ જળના સત્ત્વગુણ–રજોગુણસ્વરૂપ; નેત્ર અને પાદ તેજના સત્ત્વગુણ–રજોગુણસ્વરૂપ; ત્વક્ અને પાણી વાયુના સત્ત્વગુણ–રજોગુણસ્વરૂપ; શ્રોત્ર અને વાક્ આકાશના સત્ત્વગુણ–રજોગુણસ્વરૂપે; એ રીતિએ સર્વ સૂક્ષ્મ-સૃષ્ટિ અપંચીકૃતભૂત સ્વરૂપ છે.

૨૭૯. એ ચિંતન કરીને અપંચીકૃતભૂતોનું પણ લયચિંતન કરે. પૃથ્વી જળનું કાર્ય છે, એથી જળસ્વરૂપ છે. જળ તેજનુ કાર્ય છે (એથી) તેજસ્વરૂપ છે. તેજ વાયુનું કાર્ય હોવાથી વાયુસ્વરૂપ છે (અને) વાયુ આકાશનુ કાર્ય (હોવાથી) આકાશસ્વરૂપ છે. તમો-ગુણપ્રધાનપ્રકૃતિનું કાર્ય આકાશ પ્રકૃતિસ્વરૂપ છે.

(કારણ સહિત માયાનાં જુદાં જુદાં નામ)

અને માયાની અવસ્થાવિશેષ જ પ્રકૃતિ છે, એથી પ્રકૃતિ માયા-સ્વરૂપ છે. એક (જ) વસ્તુનાં પ્રધાન, પ્રકૃતિ, માયા, અવિદ્યા, અજ્ઞાન;

એ નામ છે. સર્વ કાર્યને પોતાનામાં લીન કરીને પ્રલયમાં સ્થિત ઉદાસીનસ્વરૂપને પ્રધાન કહે છે. અને સૃષ્ટિના ઉપાદાન યોગ્ય તમોગુણપ્રધાનસ્વરૂપને પ્રકૃતિ કહે છે. જેમ દેશકાલાદિ સામગ્રી વિના દુર્ઘટ પદાર્થની ઇંદ્રજાળે કરી ઉત્પત્તિ થાય છે, ત્યાં ઇંદ્રજાળને માયા કહે છે; તેમ અસંગ અદ્વિતીય બ્રહ્મમાં ઇચ્છાદિક દુર્ઘટ છે, તેને કરે છે એથી માયા કહે છે. સ્વરૂપને આચ્છાદન કરે છે એથી અજ્ઞાન કહે છે. બ્રહ્મવિદ્યાએ નાશ થાય છે એથી અવિદ્યા કહે છે. અને સ્વતંત્ર કદી પણ રહે નહિ, કિંતુ ચેતનને આશ્રિત જ રહે છે એથી શક્તિ પણ કહે છે. એ રીતિએ પ્રકૃતિ આદિક પ્રધાનના જ ભેદ છે. જેમ એથી પ્રધાનરૂપ છે. તે પ્રધાન, બ્રહ્મચેતનની શક્તિ છે. જેમ પુરુષમા સામર્થ્યરૂપ શક્તિ પુરુષથી ભિન્ન નથી. તેમ ચેતનમાં પ્રધાનરૂપ[૧૭૨] શક્તિ બ્રહ્મચેતનથી ભિન્ન નથી. એ પ્રકારે સર્વ અનાત્મપદાર્થોનો બ્રહ્મ વિષે લયચિંતન કરીને 'તે અદ્વય બ્રહ્મ હું છું' એ ચિંતન કરે.

(ધ્યાન[૧૭૩] અને જ્ઞાનનો ભેદ)

૨૮૦. જેને મહાવાક્યવિચાર કર્યાથી પણ બુદ્ધિની મંદતાદિક કોઈ પ્રતિબંધકથી[૧૭૪] અપરોક્ષ જ્ઞાન થાય નહિ, તેને એ લયચિંતન-

---

૧૭૨. યદ્યપિ બ્રહ્મની શક્તિ બ્રહ્મથી ભિન્ન કહીએ તો અદ્વૈત શ્રુતિથી વિરુદ્ધ થશે; અને અભિન્ન કહીએ તો તેને બ્રહ્મરૂપ હોવાથી બ્રહ્મ સાથે અભિન્નતાનું શક્તિનામે કરી કથન વ્યર્થ થશે. એથી શક્તિનો બ્રહ્મની સાથે ભેદ–અભેદ બન્ને કહેવું થશે. અને ભેદઅભેદ બે ધર્મ તમઃ–પ્રકાશની પેઠે એક આશ્રય વિષે રહે નહિ; પરંતુ શક્તિનો બ્રહ્મની સાથે,–રજ્જુ સાથે સર્પના સબંધની પેઠે,–કલ્પિત ભેદ અને વાસ્તવ અભેદરૂપ અનિર્વચનીય તાદાત્મ્ય સબંધ છે. તેથી શક્તિનો પોતાના શક્ત (આશ્રય)થી વાસ્તવભેદના અભાવથી અને કાંઈ પ્રમાણે કરી ભિન્ન પ્રતીતિના અભાવથી તે શક્તિ બ્રહ્મથી ભિન્ન નહિ, કિંતુ જેમ કલ્પિત સર્પ પરમાર્થે રજ્જુરૂપ છે, તેમ શક્તિ પરમાર્થે બ્રહ્મરૂપા જ છે. પ. પી પુ.

૧૭૩. આત્મદર્શન વિષે અનેક ઉપાયો છે. સાધારણ રીતિએ શબ્દાદિ વિષયથી શ્રોત્રાદિ ઇંદ્રિયોનો મન વિષે ઉપસંહાર કરીને, તે મનનો પ્રત્યક્ ચેતયિતા વિષે ઉપસંહાર કરીને–લય કરીને એકાગ્રતાએ જે (ધ્યેયતત્ત્વનુ) ચિંતન તે 'ધ્યાન,' અથવા (ધ્યેય વિષે) તૈલધારાવત્ સતત અવિચ્છિન્ન પ્રત્યય (વૃત્તિ) એ 'ધ્યાન.' બ્રહ્મ અને આત્માનું એકત્વ અનુભવવું એ 'જ્ઞાન.'

૧૭૪. આત્મવિચારમાં ત્રિવિધ પ્રતિબંધ કહ્યા છે:

पुनः पुनर्विचारेऽपि त्रिविधप्रतिबंधतः ।
न वेत्ति तत्त्वमित्येतद्वार्तिके सम्यगीरितम् ॥ ३८ ॥

पंचदशी–ध्यानदीप ९

રૂપ ધ્યાન કહ્યું છે. ધ્યાન અને જ્ઞાનનો આટલો ભેદ છે: જ્ઞાન તો પ્રમાણ અને પ્રમેયને અધીન છે, વિધિ (અજ્ઞાતાર્થજ્ઞાપક વેદભાગ અથવા પુરુષપ્રેરક શાસ્ત્રવચન) અને પુરુષની ઇચ્છાને અધીન નથી. અને ધ્યાન, વિધિને અને પુરુષની ઇચ્છા અને વિશ્વાસ તથા હઠને અધીન છે. જેમ પ્રત્યક્ષજ્ઞાનમાં પ્રમાણ નેત્ર અને પ્રમેય ઘટાદિક, ત્યાં નેત્રનો અને ઘટનો સંબંધ થયાથી પુરુષની ઇચ્છા વિના પણ ઘટનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. ભાદ્રપદ શુદ્ધ ચતુર્થીને દિને ચંદ્રદર્શનનો નિષેધ છે, વિધિ નથી. અને પુરુષને આ ઇચ્છા હોય છે: 'મને આજ ચંદ્ર દર્શન ન થાય.' તોપણ કોઈ રીતિએ નેત્ર(રૂપ) પ્રમાણનો જો ચંદ્ર-(રૂપ) પ્રમેય સાથે સંબંધ થઈ જાય તો ચંદ્રનું પ્રત્યક્ષ જ્ઞાન અવશ્ય જ થાય છે. એ રીતિએ પ્રમાણ-પ્રમેયને અધીન જ્ઞાન છે; વિધિ અને ઇચ્છાને અધીન નથી. અને શાલિગ્રામ વિષ્ણુરૂપ છે એ ધ્યાન કરે, તેને ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે, ત્યાં શાસ્ત્ર પ્રમાણે કરી વિષ્ણુને તો ચતુર્ભુજ મૂર્તિ, શંખ, ચક્ર, ગદા, પદ્મ, લક્ષ્મી સહિત જાણે છે, અને નેત્ર પ્રમાણે કરી શાલિગ્રામને શિલા જાણે છે: તથાપિ વિધિ, વિશ્વાસ, (અને) ઇચ્છાથી શાલિગ્રામ વિષ્ણુ છે એ ધ્યાન થાય છે. પરંતુ તે ધ્યાન નાના પ્રકારનું છે. કયહીં તો અન્ય વસ્તુનું અન્ય રૂપથી ધ્યાન, જેમ શાલિગ્રામનું વિષ્ણુરૂપથી ધ્યાન—એને 'પ્રતીક ધ્યાન' કહે છે અને વૈકુંઠલોકવાસી વિષ્ણુનું શંખચક્રાદિક સહિત ચતુર્ભુજમૂર્તિરૂપે ધ્યાન છે, ત્યાં અન્યનું અન્ય રૂપથી ધ્યાન નથી, કિંતુ ધ્યેયરૂપ અનુસાર એ ધ્યાન છે. વૈકુંઠવાસી વિષ્ણુનું સ્વરૂપ પ્રત્યક્ષ તો છે નહિ, કેવળ શાસ્ત્રે કરી જણાય છે. અને શાસ્ત્રે શંખચક્રાદિક સહિત જ વિષ્ણુનું સ્વરૂપ કહ્યું છે, એથી ધ્યેયસ્વરૂપ અનુસાર જ એ ધ્યાન છે. વિધિ-વિશ્વાસ ઇચ્છા વિના ધ્યાન ધ્યાય નહિ. 'આ ઉપાસના કરે,' એવું પુરુષનું

બહુવાર (તત્ત્વને) વિચારવા છતાં પણ ત્રિવિધ પ્રતિબંધ(ના બલ)થી તત્ત્વને નથી જાણતો (સાક્ષાત્કાર નથી થતો), એમ વાર્તિકમાં સારી રીતિએ કહ્યું છે. કાર્યને અનુકૂળ કોઈ ધર્મનો વિઘટક-બગાડનાર નિવારનાર-તેને 'પ્રતિબંધ' કહે છે. પ્રારબ્ધે કરી પ્રાપ્ત થયેલા પ્રતિબંધ ત્રણ પ્રકારના છે: ભૂત, ભાવિ ને વર્તમાન. પ્રસ્તુત કાર્ય જે જ્ઞાન તેને અનુકૂળ ધર્મ-શ્રવણ-મનન-નિદિધ્યાસન વિષે યોગ્યત્વ તેને જે બગાડે તેને 'પ્રતિબંધ' કહે છે. પૂર્વે અનુભવેલા વિષયે અવશે કરી પુનઃ પુનઃ સ્મરણ તે 'ભૂતપ્રતિબંધ.' ફલાભિસંધિકૃત પ્રારબ્ધશેષ, બ્રહ્મલોકેચ્છા તે 'ભાવિપ્રતિબંધ.' વિષયાસક્તિ, પ્રજ્ઞા(બુદ્ધિ)માંદ્ય, કુતર્ક, વિપર્યય, દુરાગ્રહ, એ ચતુર્વિધ 'વર્તમાનપ્રતિબંધ' છે.

પ્રેરક વચન, તે વિધિ કહેવાય છે. તે વચનમાં શ્રદ્ધા, વિશ્વાસ કહેવાય છે, અને અંતઃકરણની કામનારૂપ રજોગુણની વૃત્તિ, તે ઇચ્છા કહેવાય છે. એ ત્રણ ધ્યાનના હેતુ છે; જ્ઞાનના નથી. અને ધ્યાન હઠે કરી થાય છે; જ્ઞાનમાં હઠની અપેક્ષા નથી. કેમ કે નિરંતર ધ્યેયાકાર ચિત્તની વૃત્તિને ધ્યાન કહે છે; ત્યાં વૃત્તિમાં વિક્ષેપ હોય તો હઠે કરી વૃત્તિની સ્થિતિ કરે, અને જ્ઞાનરૂપ અંતઃકરણની વૃત્તિએ તત્કાલ આવરણભંગ થયેથી, વૃત્તિની સ્થિતિનો ઉપયોગ નથી, એથી (જ્ઞાન વિષે) હઠની અપેક્ષા નથી.

## (અહંગ્રહ–ઉપાસના)

વૈકુંઠવાસી ચતુર્ભુજ વિષ્ણુના ધ્યાનની પેઠે, 'હું બ્રહ્મ છુ.' એ ધ્યાન પણ ધ્યેય અનુસાર છે. પ્રતીક (ધ્યાંન–ધ્યાન) નહિ, પરંતુ એ અહંગ્રહધ્યાન છે. (ધ્યેયસ્વરૂપનું પોતા–સાથે અભેદ કરીને ચિંતન અહંગ્રહધ્યાન કહેવાય છે.) જે પુરુષને અપરોક્ષજ્ઞાન ન થાય અને વેદની આજ્ઞારૂપ વિધિમાં વિશ્વાસ કરીને હઠે કરી નિરંતર હું બ્રહ્મ છું એ વૃત્તિની સ્થિતિરૂપ 'અહંગ્રહધ્યાન' કરે, તેને પણ જ્ઞાન પ્રાપ્ત થઈને મોક્ષની પ્રાપ્તિ થાય[૧૭૫] છે. ૧૬૭

---

૧૭૫. बाष्प धूमतया बुद्ध्वा तत्रागारानुमानत ।
वह्निर्यदृच्छया लब्धः स संवादिभ्रमो मतः ॥ ७ ॥
पंचदशी–ध्यानदीप ९

યદ્યપિ સાધનચતુષ્ટયસંપન્ન, સમ્યક્‌-શ્રવણમનનનિદિધ્યાસનના અનુષ્ઠાન-વાળા અધિકારીને 'તત્ ત્વં' પદના અર્થના વિવેચનપૂર્વક મહાવાક્યનો અર્થ (બ્રહ્મ–આત્માની એકતા) તેના અપરોક્ષ જ્ઞાને કરી બ્રહ્મભાવ–લક્ષણ મોક્ષ થાય છે, એવો વેદાંતશાસ્ત્ર વિષે પ્રતિપાદિત સિદ્ધાંત છે. તથાપિ કોઈ બુદ્ધિમાંદ્યાદિ પ્રતિબંધે કરી વાક્યાર્થવિષયા અપરોક્ષ પ્રમિતિ (યથાર્થ અનુભવજ્ઞાન) ઉત્પન્ન ન થતાં, ત્યા મોક્ષફલક-ઉપાસના દ્વારા તે પ્રમિતિને ઉત્પન્ન કરવા બ્રહ્મતત્ત્વની ઉપાસનાએ પણ (જ્ઞાન થઈ) મોક્ષ થાય છે. એ માર્ગ દર્શાવે છે. તે વિષે 'સંવાદિભ્રમ'નુ દૃષ્ટાંત આપે છે:

(કોઈક પ્રદેશમાં સ્થિત) બાષ્પ(બાફ)ને ધૂમત્વ (ધુમાડાપણું) માનીને તેના મૂલપ્રદેશમાં અંગાર(અગ્નિ)ના અનુમાનથી દૈવગતિએ વહ્નિ(અગ્નિ) મળે છે. ત્યારે બાષ્પવિષય ધૂમજ્ઞાનને 'સંવાદિભ્રમ' મનાય છે.

એ દૃષ્ટાંતની દાર્ષ્ટાન્ત વિષે યોજના આવી છે: જેમ બાષ્પને ધૂમ ગણી જ્યાં ધૂમ હોય ત્યા અગ્નિ હોય: એ અનુમાનથી અગ્નિ લેવા ગયેલા પુરુષને, બાષ્પ એ ધુમ ન હતો તેથી મિથ્યાજ્ઞાન હતું, તોપણ તે દ્વારા અગ્નિની પ્રાપ્તિ-

૨૮૧. ( પ્રણવનું અહંગ્રહધ્યાન )

અન્ય રીતિએ અહંગ્રહઉપાસના કહે છે.

सवैया वृत्त

ध्यान अहंग्रह प्रनवरूपको, कह्यो सुरेश्वर श्रुति अनुसार ।
अक्षर प्रनव ब्रह्म मम रूप सु, यां अनुलव निज मति गतिधार ॥
ध्यानसमान आन नहि याके, पंचीकरन प्रकार विचार ।
जो यह करत उपासन सो मुनि, तुरित नसै संसारअपार ॥१६८॥

ધ્યાન અહંગ્રહ પ્રણવરૂપનુ કહ્યું, સુરેશ્વર શ્રુતિઅનુસાર;
અક્ષરપ્રણવ બ્રહ્મ મમરૂપ તે, એમ અનુલવ નિજમતિગતિ ધાર;
એના સમાન અન્ય ધ્યાન નહિ; પંચીકરણપ્રકાર વિચાર;
જે મુનિ કરે ઉપાસન એ તે નાશે દ્રુત[1] સંસાર અપાર. ૧૬૮

હે શિષ્ય! 'પ્રણવરૂપ' નામ ૐકારસ્વરૂપનું અહંગ્રહ ધ્યાન, માંડૂક્ય પ્રશ્ન આદિક શ્રુતિ અનુસાર સુરેશ્વરાચાર્યે કહ્યું છે, તે તું કર. તેનો સંક્ષેપથી પ્રકાર આ છે: પ્રણવઅક્ષર બ્રહ્મસ્વરૂપ છે, 'તે પ્રણવરૂપ બ્રહ્મ હું છું.' એ રીતિએ 'અનુલવ' નામ ક્ષણમાત્ર અંતરાય-રહિત નિજમતિની 'ગતિ' નામ વૃત્તિ ધાર–સ્થિત કર. એના સમાન અન્ય ધ્યાન છે નહિ. અને એ ધ્યાનનો પ્રકાર નામ વિશેષ રીતિ સુરેશ્વર-કૃત પંચીકરણ નામના ગ્રંથે કરી વિચાર. ચતુર્થ પાદ સ્પષ્ટ છે.

૨૮૨. (પ્રણવ–ૐઉપાસનાની રીતિ)

યદ્યપિ પ્રણવઉપાસના બહુ ઉપનિષદોમાં છે; તથાપિ (કારિકા સહિત) માંડૂક્યઉપનિષદમાં વિશેષ છે, તેના વ્યાખ્યાનમાં ભાષ્યકાર અને આનંદગિરિએ તેની રીતિ સ્પષ્ટ લખી છે. તેજ રીતિ વાર્તિકકારે (સુરેશ્વરાચાર્યે) પંચીકરણમાં લખી છે. તથાપિ તે ગ્રંથના વિચારોમાં જેમની બુદ્ધિ સમર્થ છે નહિ, તેમને અર્થે પ્રણવઉપાસનાની રીતિ અમે લખીએ છીએ. બે પ્રકારે પ્રણવનું ચિંતન ઉપનિષદમાં કહ્યું છે: એક તો પરબ્રહ્મરૂપે પ્રણવનું ચિંતન કહ્યું છે; અને બીજું અપરબ્રહ્મરૂપે કહ્યું છે. (નિર્ગુણબ્રહ્મને પરબ્રહ્મ કહે છે; અને સગુણબ્રહ્મને અપરબ્રહ્મ કહે છે.) પરબ્રહ્મરૂપે પ્રણવનું ચિંતન કરે તે મોક્ષને પ્રાપ્ત થાય છે.

રૂપ ફળ દૈવગતિએ થાય છે, તેમ 'અહંગ્રહધ્યાન'થી બ્રહ્માત્મૈક્યજ્ઞાન થઈ મોક્ષ થાય છે.

૧. ત્વરિત, ઝટિતિ વિનાવિલંબે.

અને અપરબ્રહ્મરૂપથી પ્રણવનું ચિંતન કરે તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. એમ નિર્ગુણ–સગુણ ભેદથી પ્રણવઉપાસના બે પ્રકારની છે.

૨૮૩. (નિર્ગુણરૂપ પ્રણવઉપાસના)

તેમાં નિર્ગુણ ઉપાસનાની રીતિ લખીએ છીએ, સગુણની નહિ. કેમ કે જેને બ્રહ્મલોકની કામના હોય તેને નિર્ગુણ ઉપાસનાથી પણ (બ્રહ્મલોકની) કામનારૂપ પ્રતિબંધકથી, જ્ઞાન દ્વારા તત્કાળ મોક્ષ થાય નહિ, કિંતુ બ્રહ્મલોકની જ પ્રાપ્તિ થાય છે. ત્યાં હિરણ્યગર્ભના સમાન ભોગોને ભોગવીને જ્ઞાન થાય ત્યારે મોક્ષ થાય. અને જેને બ્રહ્મલોકની કામના નહિ હોય તેને આ લોકમાં જ જ્ઞાન થઈને મોક્ષ થાય છે. એ રીતિએ સગુણઉપાસનાનું ફળ પણ નિર્ગુણ ઉપાસનાને અંતર્ભૂત છે. એથી નિર્ગુણ ઉપાસનાનો પ્રકાર કહીએ છીએ. જે કંઈ કારણકાર્યવસ્તુ છે તે ૐકારસ્વરૂપ છે; એથી સર્વરૂપ ૐકાર છે. સર્વ પદાર્થોમાં નામ અને રૂપ બે ભાગ છે. ત્યાં રૂપભાગ પોતપોતાના નામભાગથી જુદો નથી, કિંતુ નામસ્વરૂપ જ રૂપભાગ છે. કેમકે પદાર્થનું 'રૂપ' નામ આકાર, તેનું નામથી નિરૂપણ કરીને ગ્રહણ વા ત્યાગ થાય છે; નામ જાણ્યા વિના કેવળ આકારથી વ્યવહાર સિદ્ધ થાય નહિ, એથી નામ જ સાર છે. અને આકારનો નાશ થયેથી પણ નામ શેષ રહે છે. જેમ ઘટનો નાશ થયેથી મૃત્તિકા શેષ રહે છે, ત્યાં ઘટ મૃત્તિકાથી પૃથક્ વસ્તુ નથી, મૃત્તિકાસ્વરૂપ છે; તેમ આકારનો નાશ થયેથી મૃત્તિકાની પેઠે શેષ રહે જે નામ, તેથી આકાર પૃથક્ નથી. નામસ્વરૂપ જ આકાર છે. કિંવા જેમ ઘટશરાવાદિકોમાં મૃત્તિકા અનુગત છે, અને ઘટશરાવાદિક પરસ્પર વ્યભિચારી છે; એથી ઘટશરાવાદિક મિથ્યા, તેઓમાં અનુગત મૃત્તિકા સત્ય છે; તેમ ઘટઆકાર અનેક છે તે સર્વનું 'ઘટ' એ બે અક્ષર(નું) નામ એક છે; તે આકાર પરસ્પર વ્યભિચારી, અને સર્વ ઘટના આકારમાં નામ એક અનુગત છે; એથી મિથ્યા આકાર સત્ય નામથી પૃથક્ નથી. એ રીતિએ સર્વ પદાર્થોના આકાર પોતપોતાનાં નામથી ભિન્ન નથી, કિંતુ નામસ્વરૂપ જ આકાર છે. તે સર્વ નામ ૐકારથી ભિન્ન નથી, કિંતુ ૐકારસ્વરૂપ જ નામ છે. કેમકે વાચક શબ્દને નામ કહે છે, અને લોકવેદના સર્વ શબ્દ ૐકારથી ઉત્પન્ન થયા છે, એ શ્રુતિમાં પ્રસિદ્ધ છે. સંપૂર્ણ કાર્ય, કારણસ્વરૂપ હોય છે, એથી ૐકારનાં કાર્ય જે વાચક શબ્દરૂપ નામ તે ૐકારસ્વરૂપ છે. એ રીતિએ રૂપભાગ જે પદાર્થોનો આકાર તે તો

નામસ્વરૂપ છે, અને સર્વ નામ ૐકારસ્વરૂપ છે. એથી સર્વસ્વરૂપ ૐકાર છે.

૨૮૪. (ૐકાર અને બ્રહ્મનો અભેદ)

જેમ સર્વસ્વરૂપ ૐકાર છે, તેમ સર્વસ્વરૂપ બ્રહ્મ છે; એથી ૐકાર બ્રહ્મરૂપ છે. કિંવા ૐકાર બ્રહ્મનો વાચક છે, બ્રહ્મ વાચ્ય છે. વાચ્યનો અને વાચકનો અભેદ હોય છે. એથી પણ ૐકાર બ્રહ્મરૂપ છે. અને વિચારદૃષ્ટિથી ૐ (ઓં) અક્ષરબ્રહ્મ વિષે અધ્યસ્ત છે, બ્રહ્મ તેનું અધિષ્ઠાન છે. અધ્યસ્તનું સ્વરૂપ અધિષ્ઠાનથી અન્ય હોય નહિ; એથી પણ ૐકાર બ્રહ્મસ્વરૂપ છે. એથી ૐકારને બ્રહ્મરૂપે કરીને ચિંતન કરે.

૨૮૫. (બ્રહ્મ અને જીવના ચાર ચાર પાદ)

બ્રહ્મરૂપ ૐકારને આત્મા સાથે પણ અભેદ ચિંતન કરે. કેમ કે આત્માનો બ્રહ્મ સાથે મુખ્ય (સ્વરૂપે) અભેદ છે. અને બ્રહ્મને ચાર પાદ છે. તેમ આત્માને પણ ચાર પાદ છે, ('પાદ' નામ ભાગનું છે. તેને જ અંશ પણ કહે છે.) વિરાટ, હિરણ્યગર્ભ, ઈશ્વર અને તત્પદનું લક્ષ્ય ઈશ્વર સાક્ષી, એ ચાર પાદ બ્રહ્મના છે. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, અને ત્વંપદનું લક્ષ્ય જીવસાક્ષી, એ ચાર પાદ આત્માના છે. જીવસાક્ષીને જે તુરીય (પણ) કહે છે.

(વિરાટ અને વિશ્વના સાત અંગ)

સમષ્ટિસ્થૂલપ્રપંચ સહિત ચેતન વિરાટ કહેવાય છે. વ્યષ્ટિસ્થૂલ-અભિમાની વિશ્વ કહેવાય છે. વિરાટની અને વિશ્વની ઉપાધિ સ્થૂળ છે, એથી વિરાટરૂપ જ વિશ્વ છે, વિરાટથી ભિન્ન નથી. વિરાટરૂપ વિશ્વનાં સાત અંગ છે, સ્વર્ગલોક મૂર્દ્ધા છે, સૂર્ય નેત્ર છે, વાયુ પ્રાણ છે, આકાશ ધડ (કબંધ) છે; સમુદ્રાદિરૂપ જલ મૂત્રસ્થાન છે. પૃથિવી પાદ છે, જે અગ્નિમાં હોમ કરીએ તે અગ્નિ મુખ છે; એ સાત અંગ વિરાટરૂપ વિશ્વના માંડૂક્યમાં કહ્યાં છે. યદ્યપિ સ્વર્ગલોકાદિક વિશ્વનાં અંગ બને નહિ, તથાપિ વિરાટનાં અંગ છે. તે વિરાટ સાથે વિશ્વનો અભેદ છે. એથી વિશ્વનાં અંગ કહ્યાં છે.

(વિરાટરૂપ વિશ્વનાં મુખ)

તેમ વિરાટ(રૂપ) વિશ્વના ઓગણીસ મુખ છે: પંચપ્રાણ, પંચકર્મઇંદ્રિય, પંચજ્ઞાનઇંદ્રિય, ચાર અંતઃકરણ, એ ઓગણીશ, મુખની પેઠે, ભોગનાં સાધન છે, એથી મુખ કહેવાય છે. એ ઓગણીસથી,

સ્થૂળશબ્દાદિકોને, બાહ્યવૃત્તિ કરીને, જાગ્રત અવસ્થા વિષે ભોગવે છે, એથી વિરાટરૂપ વિશ્વ સ્થૂલનો ભોક્તા, અને બાહ્યવૃત્તિ (બહિ:પ્રજ્ઞ) કહેવાય છે, અને જાગ્રત અવસ્થાવાળો કહેવાય છે.

૨૮૬. પ્રાણાદિક ઓગણીશ જે ભોગનાં સાધન છે, તેઓમાં શ્રોત્રાદિક (દશ) ઇંદ્રિય, અને અંતઃકરણ ચાર, એ ચતુર્દશ પોતપોતાના વિષય અને પોતપોતાના દેવતાની સહાય ચાહે છે. દેવતા (અને) વિષયની મદદ વિના કેવલ એમનાથી (ઇંદ્રિયો અને અંતઃકરણ મળી ચતુર્દશથી) ભોગ થાય નહિ. એથી પંચપ્રાણ અને ચતુર્દશત્રિપુટી (ઇંદ્રિયો અંતઃકરણાદિ ૧૪+તેમના વિષય ૧૪+તેમની દેવતા ૧૪ એમ કરી=૪૨ વિરાટરૂપ વિશ્વનાં સુખ કહેવાય છે. (ત્રણના સમુદાયનુ નામ ત્રિપુટી છે.)

(ઇંદ્રિય, વિષય અને દેવતાની ચતુર્દશ ત્રિપુટી)

તે ત્રિપુટી આ રીતિએ કહી છે: શ્રોત્રઇંદ્રિય અધ્યાત્મ છે, અને તેનો વિષય શબ્દ અધિભૂત છે, દિશાની અભિમાનિની દેવતા અધિદૈવ છે. (આ પ્રકરણમા ક્રિયાશક્તિવાળા અને જ્ઞાનશક્તિવાળા ઇંદ્રિય અને અંતઃકરણ અધ્યાત્મ કહેવાય છે; તેમના વિષયો અધિભૂત કહેવાય છે; અને તેમની સહાયક દેવતા અધિદૈવ કહેવાય છે.)

ત્વચાઇંદ્રિય અધ્યાત્મ છે, તેનો વિષય સ્પર્શ અધિભૂત છે અને વાયુતત્ત્વની અભિમાનિની દેવતા અધિદૈવ છે. નેત્રઇંદ્રિય અધ્યાત્મ છે, રૂપ અધિભૂત છે, સૂર્ય અધિદૈવ છે. રસનાઇંદ્રિય અધ્યાત્મ છે. રસ અધિભૂત છે, વરુણ અધિદૈવ છે. ઘ્રાણઇંદ્રિય અધ્યાત્મ છે. ગંધ અધિભૂત છે, અશ્વિનીકુમાર અધિદૈવ છે. [અને વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે પૃથિવીની અભિમાનિની દેવતા ઘ્રાણની અધિદૈવ કહી છે, તે પણ અને છે; કેમકે પૃથિવીથી ઘ્રાણની ઉત્પત્તિ છે એથી પૃથિવી (દેવતા) અધિદૈવ કહી છે: અને સૂર્યની વડવાની (ઘોડારૂપ થયેલી સ્ત્રીની) નાસિકાથી અશ્વિનીકુમારની ઉત્પત્તિ કહી છે. એથી નાસિકાના અધિદૈવ અહીં અશ્વિનીકુમાર જ કહે છે.] વાક્ઇંદ્રિય અધ્યાત્મ છે વક્તવ્ય અધિભૂત છે, અગ્નિદેવતા અધિદૈવ છે. હસ્તઇંદ્રિય અધ્યાત્મ છે પદાર્થનું ગ્રહણ અધિભૂત છે, ઇંદ્ર અધિદૈવ છે. પાદ ઇંદ્રિય અધ્યાત્મ છે ગમન અધિભૂત છે, અને વિષ્ણુ અધિદૈવ છે ગુદ(ગોલકમાં સ્થિત જે છે) ઇંદ્રિય અધ્યાત્મ. મલત્યાગ અધિભૂત. યમ અધિદૈવ છે. ઉપસ્થઇંદ્રિય અધ્યાત્મ, ગ્રામ્યધર્મના (મૈથુનક્રિયારૂપ પશુધર્મના) આનંદ અધિ-

અધિભૂત, પ્રજાપતિ અધિદૈવ છે. મન અધ્યાત્મ છે, મનનો વિષય (મતવ્ય) અધિભૂત છે, ચંદ્રમા અધિદૈવ છે. બુદ્ધિ અધ્યાત્મ છે, બોદ્ધવ્ય અધિભૂત છે, બૃહસ્પતિ અધિદૈવ છે. (જ્ઞાનનો વિષય બોદ્ધવ્ય કહેવાય છે.) અહંકાર અધ્યાત્મ છે, અહંકારનો વિષય અધિભૂત છે, રુદ્ર અધિદૈવ છે. ચિત્ત અધ્યાત્મ છે, ચિંતનનો વિષય અધિભૂત છે, ક્ષેત્રજ્ઞ જે સાક્ષી તે અધિદૈવ છે. એ ચતુર્દશ ત્રિપુટી અને પંચપ્રાણુ એ ઓગણીસ વિરાટરૂપ વિશ્વનાં મુખ છે.

૨૮૭. (વિશ્વ વિરાટ અને ૐકારની 'અ' માત્રાનું અભેદચિંતન)

જેમ વિરાટ સાથે વિશ્વનો અભેદ છે, તેમ ૐકારની પ્રથમ માત્રા જે અકાર; તેનો પણ વિરાટરૂપ વિશ્વ સાથે અભેદ છે. કેમકે બ્રહ્મના ચારે પાદમા પ્રથમ પાદ વિરાટ છે, અને આત્માના ચાર પાદમાં પ્રથમ વિશ્વ છે; તેમ ૐકારની ચાર માત્રારૂપ (ચાર) પાદમાં પ્રથમ પાદ અકાર છે. એથી 'પ્રથમતા' ધર્મ એ ત્રણેમાં સમાન હોવાથી વિશ્વ, વિરાટ (અને) અકાર, એમનો અભેદ ચિતન કરે.

૨૮૮. જે સાત અંગ અને ઓગણીસ મુખ વિશ્વનાં કહ્યાં તે જ સાત અગ અને ઓગણીસ મુખ તૈજસનાં પણ જાણવાને યોગ્ય છે. પરતુ આટલો ભેદ છે: વિશ્વનાં જે અંગ અને મુખ છે, તે તો ઈશ્વરરચિત છે; અને તૈજસનાં જે ઈન્દ્રિય, વિષય અને દેવતારૂપ ત્રિપુટી અને મૂર્ધ્વાદિક અંગ તે મનોમય છે. તૈજસનો ભોગ સૂક્ષ્મ છે. યદ્યપિ ભોગ નામ સુખ અથવા દુઃખના જ્ઞાનનું છે, તેને વિષે સ્થૂળતા અને સૂક્ષ્મતા કહેવી બને નહિ; તથાપિ બાહ્ય જે શબ્દાદિ વિષય છે, તેઓના સંબંધથી, જે સુખ અથવા દુઃખનો સાક્ષાત્કાર તેને સ્થૂળ (ભોગ) કહેવાય છે: અને માનસ જે શબ્દાદિ તેઓના સંબધથી જે ભોગ થાય તે સૂક્ષ્મ (ભોગ) કહેવાય છે. એ જ કારણ-થી વિશ્વને સ્થૂળનો ભોક્તા શ્રુતિ વિષે કહ્યો છે: અને તૈજસને સૂક્ષ્મ-નો ભોક્તા કહ્યો છે. કેમકે તૈજસના ભોગ્ય જે શબ્દાદિક છે તે તો માનસ છે એથી સૂક્ષ્મ છે. અને તેઓની અપેક્ષા કરીને, વિશ્વના ભોગ્ય, બાહ્ય શબ્દાદિક છે તે સ્થૂળ છે અને વિશ્વ બહિઃપ્રજ્ઞ છે, તૈજસ અંતઃપ્રજ્ઞ છે. કેમકે જે વિશ્વની અંતઃકરણની વૃત્તિરૂપ પ્રજ્ઞા છે, તે બહિર્ જાય છે, અને તૈજસની નથી જતી.

૨૮૯. (તૈજસ, હિરણ્યગર્ભ અને ૐકારની 'ઉ' માત્રાનું અભેદચિંતન)

જેમ વિશ્વનો અને વિરાટનો અભેદ છે, તેમ તૈજસને પણ હિર

ણ્યગર્ભરૂપ જાણે. કેમ કે તૈજસની સૂક્ષ્મ ઉપાધિ છે, અને હિરણ્યગર્ભની પણ સૂક્ષ્મ જ છે, એથી બંનેની એકતા જાણે. તૈજસ હિરણ્યગર્ભની એકતા જાણીને ૐકારની દ્વિતીયમાત્રા ઉકાર સાથે તેમના અભેદનુ ચિંતન કરે. કેમકે આત્માના ચાર પાદમાં દ્વિતીય પાદ તૈજસ છે, બ્રહ્મના પાદમાં હિરણ્યગર્ભ બીજો પાદ છે, ૐકારની માત્રામા દ્વિતીય માત્રા ઉકાર છે. 'દ્વિતીયતા' ત્રણેમાં સમાનધર્મ છે, એથી ત્રણેની એકતા ચિંતન કરે.

૨૯૦. (પ્રાજ્ઞ, ઈશ્વર અને ૐકારની 'મ' માત્રાનુ અભેદચિંતન)

અને પ્રાજ્ઞને ઈશ્વરરૂપ જાણે. કેમ કે પ્રાજ્ઞની કારણ-ઉપાધિ છે. અને ઈશ્વરની પણ કારણઉપાધિ છે. ઈશ્વર અને પ્રાજ્ઞ પાદોમાં તૃતીય છે. ૐકારની તૃતીયમાત્રા મકાર છે. 'ત્રીજાપણુ' ત્રણેમાં સમાનધર્મ છે, એથી ત્રણેની એકતા જાણે. અને એ પ્રાજ્ઞ પ્રજ્ઞાનઘન છે. કેમ કે જાગ્રત અને સ્વપ્નનાં જેટલાં જ્ઞાન છે તે સુષુપ્તિ વિષે 'ઘન' નામ એક અવિદ્યારૂપ થઈ જાય છે, એથી પ્રાજ્ઞઘન કહેવાય છે; અને આનંદભુક્ પણ એ પ્રાજ્ઞ શ્રુતિમાં કહ્યો છે. કેમ કે અવિદ્યાએ આવૃત જે આનંદ છે, તેને એ પ્રાજ્ઞ ભોગવે છે; એથી આનંદભુક્ કહેવાય છે.

જેમ તૈજસ અને વિશ્વના ભોગ ત્રિપુટીએ થાય છે, તેમ પ્રાજ્ઞના ભોગની પણ ત્રિપુટી કહેવાય છે. ચેતનના પ્રતિબિંબ સહિત જે અવિદ્યાની વૃત્તિ છે તે અધ્યાત્મ છે. અજ્ઞાને આવૃત જે સ્વરૂપ આનંદ તે અધિભૂત છે, અને ઈશ્વર અધિદૈવ છે. એ રીતિએ વિશ્વ તો બહિઃપ્રજ્ઞ છે, તૈજસ અંતઃપ્રજ્ઞ છે, અને પ્રાજ્ઞ પ્રધાનઘન છે.

૨૯૧. (ઉપાધિકૃત જ ભેદ, વાસ્તવ એકતા)

એવો જે ત્રણેનો ભેદ છે તે ઉપાધિએ કરીને છે. વિશ્વના સ્થૂલ, સૂક્ષ્મ અને અજ્ઞાન, (એ) ત્રણ ઉપાધિ છે. અને તૈજસના, સૂક્ષ્મ અને અજ્ઞાન એ બે ઉપાધિ છે. અને પ્રાજ્ઞના એક અજ્ઞાન ઉપાધિ છે. એ રીતિએ ઉપાધિની ન્યૂનતા-અધિકતાએ ત્રણનો ભેદ છે. પરમાર્થે કરીને સ્વરૂપે ભેદ નથી.

વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, એ ત્રણે વિષે અનુગત જે ચેતન છે, તે પરમાર્થે કરી ત્રણ ઉપાધિના સંબંધથી રહિત છે. ત્રણે ઉપાધિનું અધિષ્ઠાન તુરીય છે. તે બહિઃપ્રજ્ઞ નથી, અને અંતઃપ્રજ્ઞ નથી, અને પ્રજ્ઞાનઘન પણ નથી; કર્મઇંદ્રિયનો અને જ્ઞાનઇંદ્રિયનો વિષય નહિ; અને બુદ્ધિનો વિષય નહિ; કોઈ શબ્દનો વિષય નહિ, એવો જે તુરીય છે,

તેને પરમાત્માનો ચતુર્થ પાદ, ઈશ્વરસાક્ષી, શુદ્ધબ્રહ્મરૂપ જાણે.

૨૯૨. ( પરમાર્થ અને અપરમાર્થ એવા આત્માનાં અને ૐકારનાં બે સ્વરૂપનું અભેદચિંતન )

એ રીતિએ બે પ્રકારનું આત્માનું સ્વરૂપ કહ્યું. એક તો પરમાર્થરૂપ છે અને એક અપરમાર્થરૂપ છે. ત્રણ પાદ તો અપરમાર્થરૂપ છે; અને એક પાદ,–તુરીય, પરમાર્થરૂપ છે. જેમ આત્માનાં બે સ્વરૂપ છે, તેમ ૐકારનાં પણ બે સ્વરૂપ છે. અકાર, ઉકાર અને મકાર, એ ત્રણ માત્રારૂપ જે વર્ણ છે, તે તો અપરમાર્થરૂપ છે; અને ત્રણે માત્રા વિષે વ્યાપક, અસ્તિભાતિપ્રિયરૂપ જે અધિષ્ઠાનચેતન છે, તે પરમાર્થરૂપ છે. જે ૐકારનું પરમાર્થરૂપ છે તેને શ્રુતિ વિષે 'અમાત્ર' શબ્દેકરીને કહ્યું છે. કેમ કે તે પરમાર્થસ્વરૂપ વિષે 'માત્રા' વિભાગ છે નહિ, એથી 'અમાત્ર' કહેવાય છે. એ રીતિએ બે સ્વરૂપવાળો જે ૐકાર છે, તેનો બે સ્વરૂપવાળા આત્માની સંગે અભેદ જાણે.

વ્યષ્ટિ અને સમષ્ટિ જે સ્થૂલપ્રપંચ, તે સહિત વિશ્વ અને વિરાટનો અકાર સાથે અભેદ જાણે. આત્માના જે પાદ છે તેઓના વિષે 'વિશ્વ આદિ' છે; અને ૐકારની માત્રા વિષે 'અ'કાર આદિ છે; એથી બેને એક જાણે. સૂક્ષ્મપ્રપંચ સહિત જે હિરણ્યગર્ભરૂપ તૈજસ છે, તેને ઉકારરૂપ જાણે. તૈજસ પણ બીજો છે અને ઉકાર પણ બીજો છે, એથી બેને એક જાણે. કારણ ઉપાધિ સહિત જે ઈશ્વરરૂપ પ્રાજ્ઞ છે, તેને મકારરૂપ જાણે. જેમ ઈશ્વરરૂપ પ્રાજ્ઞ ત્રીજો છે તેમ મકાર પણ ત્રીજો છે, એથી ઈશ્વરરૂપ પ્રાજ્ઞ અને મકારને એક જાણે. (એ) ત્રણે વિષે અનુગત (વ્યાપેલો) જે પરમાર્થરૂપ તુરીય છે તેને, ૐકાર વર્ણની ત્રણ માત્રા વિષે અનુગત જે ૐકારનું પરમાર્થરૂપ 'અમાત્ર' છે, તે સાથે અભિન્ન જાણે. જેમ વિશ્વાદિક વિષે તુરીય અનુગત છે, તેમ અકારાદિક ત્રણે માત્રા વિષે અમાત્ર અનુગત છે; એથી ૐકારના અમાત્રરૂપને અને તુરીયને એક જાણે. એ રીતિએ આત્માના પાદ અને ૐકારની જે માત્રા છે તેઓની એકતા જાણીને લયચિંતન કરે.

૨૯૩. (લયચિંતન અને ૐકારનું નિર્ગુણ ઉપાસન)

તે લયચિંતન કહેવાય છે. વિશ્વરૂપ જે અકાર છે તે તૈજસરૂપ ઉકારથી ભિન્ન નથી, કિંતુ ઉકારરૂપ છે. એવું જે ચિંતન કરવું તે આ સ્થાનમાં 'લય' કહેવાય છે. એવું જ અન્ય માત્રા વિષે પણ જાણી લેવુ. અને જે ઉકાર વિષે અકારનો લય કર્યો છે તે તૈજસરૂપ ઉકારનો,

પ્રાજ્ઞરૂપ જે મકાર છે તેને વિષે લય કરે. અને પ્રાજ્ઞરૂપ જે મકાર છે, તેને તુરીયરૂપ જે ૐકારનું પરમાર્થરૂપ અમાત્ર છે, તેના વિષે લીન કરે. કેમ કે સ્થૂળની ઉત્પત્તિ અને લય સૂક્ષ્મ વિષે થાય છે. એથી વિશ્વરૂપ જે અકાર છે તેનો તૈજસરૂપ ઉકારમાં લય બને છે. અને સૂક્ષ્મની ઉત્પત્તિ અને લય કારણમાં થાય છે. એથી તૈજસરૂપ જે ઉકાર છે, તેનું કારણ પ્રાજ્ઞરૂપ જે મકાર છે, તેને વિષે લય બને છે. આ સ્થાન વિષે વિશ્વ આદિકોના ગ્રહણથી સમષ્ટિ જે વિરાટ આદિક છે તેઓનું અને પોતપોતાની જે ત્રિપુટી છે તેઓ સર્વનું ગ્રહણ જાણવું. જે પ્રાજ્ઞરૂપ મકાર વિષે ઉકાર લય કર્યો છે, તે મકારને તુરીયરૂપ જે ૐકારનું પરમાર્થ રૂપ અમાત્ર છે, તેને વિષે લીન કરે. કેમ કે ૐકારના પરમાર્થસ્વરૂપનો તુરીય સાથે અભેદ છે, તે તુરીય બ્રહ્મરૂપ છે. અને શુદ્ધ(બ્રહ્મ)વિષે ઈશ્વર પ્રાજ્ઞ બન્ને કલ્પિત છે. 'જે જેને વિષે કલ્પિત હોય છે, તે તેનું સ્વરૂપ હોય છે.' એથી ઈશ્વર સહિત પ્રાજ્ઞરૂપ જે મકાર તેનો લય (શુદ્ધ બ્રહ્મમાં) બને છે. એ રીતિએ જે ૐકારના પરમાર્થસ્વરૂપ અમાત્ર વિષે સર્વનો લય કર્યો છે 'તે હું છું' (સોઽહં અથવા સોઽહમસ્મિ) એવુ, એકાગ્રચિત્ત થઈ ને ચિંતન કરે. સ્થાવર-જંગમરૂપ અને અસંગ, અદ્વય, અસંસારી, નિત્યમુક્ત, નિર્ભય, બ્રહ્મરૂપ ૐકારનું પરમાર્થસ્વરૂપ 'તે હું છુ' એવું ચિંતન કર્યાથી જ્ઞાન ઉદય થાય છે; એથી જ્ઞાન દ્વારા મુક્તિરૂપ ફળનું દેવાવાળું એ ૐકારનુ નિર્ગુણ ઉપાસન છે, તે સર્વથી ઉત્તમ છે.

૨૯૪. (ૐકારચિંતનમાં કેવળ પરમહંસનો અધિકાર)

જે પૂર્વરીતિએ ૐકારના સ્વરૂપને જાણે છે તે મુનિ છે; જે નથી જાણતો તે મુનિ નથી. કેમ કે 'મુનિ' નામ મનન કરવાવાળાનું છે. એ ૐકારનું ચિંતનમનનરૂપ છે. જેને ૐકારનું ચિંતનરૂપ મનન નહિ તે મુનિ નહિ. એ માંડૂક્ય ઉપનિષદની રીતિએ સંક્ષેપથી ૐકારનું ચિંતન કહ્યું છે. અન્ય પણ નૃસિંહતાપની આદિક ઉપનિષદોમાં પણ એનો પ્રકાર છે. એ 'ૐકારનું ચિતન પરમહંસોનું ગોપ્ય ધન છે.' બહિર્મુખ પુરુષનો એ વિષે અધિકાર નથી, અત્યંત અંતર્મુખનો અધિકાર છે. ગૃહસ્થનો એમાં અધિકાર નથી. ધન, પુત્ર, સ્ત્રીસંગાદિકરહિત પરમહંસનો અધિકાર છે.

૨૯૫. (ૐકારના ધ્યાનનું ફળ)

પૂર્વ પ્રકારે ૐકારનું બ્રહ્મરૂપથી ધ્યાન કર્યાથી જ્ઞાન દ્વારા મોક્ષ

થાય છે. પરંતુ જે પુરુષની આ લોકના ભોગોમાં અથવા બ્રહ્મલોકના ભોગોમાં કામના હોય, તીવ્ર વૈરાગ્ય ન હોય, અને હઠે કરી કામનાને રોકીને, ધનપુત્રાદિકોને ત્યાગીને, પરમહંસગુરુના ઉપદેશે કરી ૐકારરૂપ બ્રહ્મનું ધ્યાન કરે, તેને ભોગની કામના જ્ઞાનમાં પ્રતિબંધ છે, એથી જ્ઞાન નથી થતું; કિંતુ ધ્યાન કરતાં જ, શરીરત્યાગથી અનંતર અન્ય શરીરની પ્રાપ્તિ થાય. જો આ લોકમા ભોગની કામના રોકીને ધ્યાનમાં લાગ્યો હોય, તો આ લોકમાં અત્યંત વિભૂતિવાળા પવિત્ર સત્સંગીકુલમા જન્મ થાય છે. ત્યાં પૂર્વકામનાના વિષય સર્વ ભોગ પ્રાપ્ત થાય છે; અને પૂર્વજન્મના ધ્યાનના સંસ્કારોથી પુનઃ વિચારમાં અથવા ધ્યાનમાં પ્રવૃત્તિ થાય છે; તેથી જ્ઞાન થઈને મોક્ષ થાય છે.

૨૯૬. અને બ્રહ્મલોકના ભોગોની કામના રોકીને ૐકારરૂપ બ્રહ્મના ધ્યાનમા લાગ્યો હોય તો શરીર ત્યાગીને બ્રહ્મલોક પ્રતિ જાય છે. ત્યાં મનુષ્યોને, પિતૃઓને અને દેવોને દુર્લભ જે સ્વતંત્રતા છે, તેના આનંદને ભોગવે છે. જેટલી હિરણ્યગર્ભની વિભૂતિ છે તે સર્વ સત્યસંકલ્પાદિક વિભૂતિ એને પ્રાપ્ત થાય છે.

૨૯૭. (બ્રહ્મલોક પ્રતિ જવાના માર્ગનો ક્રમ)[૧૭૬]

જે માર્ગે બ્રહ્મલોક પ્રતિ જાય છે તે માર્ગનો ક્રમ આ છે: જે પુરુષ બ્રહ્મની ઉપાસનામા તત્પર છે, તેના મરણસમયે, ઇંદ્રિય, અંતઃકરણ સર્વ યદ્યપિ મૂર્ચ્છિત છે, ક્યાંય જવામાં સમર્થ નથી, અને યમદૂત તેના સમીપ આવે નહિ, જે તેના લિંગશરીરને લઈ જાય; પરંતુ અગ્નિની અભિમાનિની દેવતા, તેને મરણસમયે શરીરથી કાઢીને પોતાના લોક પ્રતિ લઈ જાય છે. તે અગ્નિલોકથી દિનની અભિમાનિની દેવતા લઈ જાય છે. ત્યાંથી શુક્લપક્ષની અભિમાનિની દેવતા પોતાના લોકમાં લઈ જાય છે. ત્યાંથી આગળ ઉત્તરાયણ જે ષટ્માસ છે, તેઓની અભિમાનિની દેવતા લઈ જાય છે. ત્યાંથી આગળ સંવત્સરની અભિમાનિની દેવતા લઈ જાય છે. ત્યાંથી આગળ દેવલોકની અભિમાનિની દેવતા લઈ જાય છે. ત્યાંથી આગળ વાયુની અભિમાનિની દેવતા લઈ જાય છે. ત્યાંથી આગળ ચંદ્રદેવતા લઈ જાય છે. ત્યાંથી આગળ સૂર્યદેવતા લઈ જાય છે. ત્યાંથી આગળ વીજળી (વિદ્યુત)ની અભિમાનિની દેવતા પોતાના લોક પ્રતિ લઈ જાય છે. ત્યાં વીજળીલોકમાં તે

---

૧૭૬. એ માર્ગનો ક્રમ યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદના અધ્યાય ૬-૨-૧૪-૧૫માં લખ્યો છે.

ઉપાસકના સામા.–હિરણ્યગર્ભની આજ્ઞાએ દિવ્યપુરુષ હિરણ્યગર્ભલોક-વાસી હિરણ્યગર્ભસમાનરૂપ તેને લેવાને આવે છે, તે પુરુષ વીજળીના લોકથી વરુણલોકમાં લઈ જાય છે. વીજળીની અભિમાનિની દેવતા સાથે આવે છે. વરુણલોકથી ઇંદ્રલોક પ્રતિ લઈ જાય છે. અને વરુણદેવતા પણ ઇંદ્રલોક સુધી હિરણ્યગર્ભલોકવાસી પુરુષ અને ઉપાસકની સાથે રહે છે. ત્યાથી આગળ ઇંદ્રદેવતા પ્રજાપતિના લોક સુધી બન્નેની સાથે રહે છે. ત્યાથી આગળ (દક્ષ) પ્રજાપતિ તેઓ બન્નેની સાથે બ્રહ્મલોક પ્રતિ લઈ જવા વિષે સમર્થ નથી, એથી બ્રહ્મલોકમાં તે દિવ્ય પુરુષની સાથે તે ઉપાસક પ્રાપ્ત થાય છે. બ્રહ્મલોકના અધિપતિ હિરણ્યગર્ભ છે. સૂક્ષ્મ સમષ્ટિનું અભિમાની ચેતન હિરણ્યગર્ભ કહેવાય છે. તેનેજ કાર્યબ્રહ્મ કહે છે. કાર્યબ્રહ્મના નિવાસસ્થાનને બ્રહ્મલોક કહે છે.

## ૨૯૮. (સાયુજ્યમોક્ષ)[૧૭૭]

યદ્યપિ પૂર્વ રીતિએ ૐકારની ઉપાસના શુદ્ધ બ્રહ્મરૂપે કરીને કહી છે; (અને) શુદ્ધ બ્રહ્મના ઉપાસકને શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ જોઈએ; તથાપિ શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ જ્ઞાનથીજ થાય છે. અને કામનારૂપ પ્રતિ-બંધે કરી, જેને જ્ઞાન થયું નહિ, તેને કાર્યબ્રહ્મની સાયુજ્ય(મુક્તિ)-રૂપ મોક્ષ થાય છે. બ્રહ્મલોકમાં પ્રાપ્ત જે ઉપાસક છે, તેને હિરણ્ય-ગર્ભના સમાન વિભૂતિ પ્રાપ્ત થાય છે. (તે) સત્યસંકલ્પ થાય છે. જેવા શરીરની ઇચ્છા કરે તેવુંજ તેનું શરીર થાય છે, જે ભોગોની ઇચ્છા કરે તે સર્વ ભોગ સંકલ્પથીજ પ્રાપ્ત થાય છે. જો એક સમય હજાર શરીરોએ જુદા જુદા ભોગની ઇચ્છા કરે તો તેજ સમય હજાર શરીર અને તેઓના ભોગોની જુદી જુદી સામગ્રી ઉપજે છે. અને બહુ શું કહીએ! જે કંઈ સંકલ્પ કરે તે સિદ્ધ થાય છે. પરંતુ જગતની ઉત્પત્તિ, પાલન, સંહાર, એ વિના અન્ય સર્વ વિભૂતિ

---

૧૭૭ समालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।
दीयमान न गृह्णन्ति विना मत्सेवन जना ॥

ભાગવત સ્કંધ ૩, અધ્યાય ૨૯.

ઈશ્વરના લોકમાં પ્રજારૂપે રહેવું એ 'સાલોક્ય,' ઈશ્વરના યુવરાજરૂપે રહેવુ એ 'સાર્ષ્ટિ' (વા સાયુજ્ય). ઈશ્વરના સેવકરૂપે તેની સમીપમાં રહેવુ એ 'સામીપ્ય,' ઈશ્વરના અનુજરૂપે તેના સમાનરૂપની પ્રાપ્તિ એ 'સારૂપ્ય,' અને એકત્વ પણ મોક્ષ છે. તે અપાય તોપણ મારી સેવા વિના લોક લઈ શકતા નથી, એમ ભગવાન વદે છે.

ઈશ્વરના સમાન થાય છે, એને જ સાયુજ્યમોક્ષ કહે છે. એવા હિરણ્ય-ગર્ભના સમાન થઈને બહુકાળ સંકલ્પસિદ્ધ દિવ્ય પદાર્થોને ભોગવીને, પ્રલયકાળમાં જ્યારે હિરણ્યગર્ભના લોકનો નાશ થાય ત્યારે જ્ઞાન થઈને ઉપાસકને વિદેહમોક્ષની પ્રાપ્તિ થાય છે.

૨૯૯. (અહંગ્રહધ્યાને જ સત્ત્વગુણી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે.)

જેમ ૐકારરૂપ બ્રહ્મની ઉપાસના કરવાવાળા બ્રહ્મલોકની પ્રાપ્તિ દ્વારા મોક્ષને પ્રાપ્ત થાય છે, તેમ ઉપનિષદોમાં બ્રહ્મની બીજી પણ ઉપાસના કહી છે, તેઓથી એ જ ફળ થાય છે. પરંતુ અહંગ્રહ-ઉપાસના વિના અન્ય ઉપાસનાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય નહિ. એ વાર્તા સૂત્રકારે અને ભાષ્યકારે (શારીરકના) ચતુર્થ અધ્યાયમા પ્રતિ-પાદન કરી છે. જેમ નર્મદેશ્વરનું શિવરૂપે અને શાલિગ્રામનું વિષ્ણુ-રૂપે ધ્યાન કહ્યું છે, તે પ્રતીકધ્યાન છે, અહંગ્રહ નહિ: અને મનનું બ્રહ્મરૂપે, આદિત્યનુ બ્રહ્મરૂપે ધ્યાન કહ્યું છે, તે પણ પ્રતીકધ્યાન છે, અહંગ્રહ નહિ. તેઓનાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય નહિ. સગુણ અથવા નિર્ગુણ બ્રહ્મને પોતા સાથે અભેદ કરીને ચિંતન કરે, તેને અહંગ્રહ ધ્યાન કહે છે. તેથી જ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે.

૩૦૦. પૂર્વ કહ્યો જે માર્ગ છે તેને 'ઉત્તરાયણમાર્ગ' કહે છે, અને 'દેવમાર્ગ' પણ કહે છે. તે દેવમાર્ગે જે ઉપાસક બ્રહ્મલોક પ્રતિ જાય છે, તેઓને ફરી સંસાર થતો નથી, કિંતુ જ્ઞાન થઈને વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે. ત્યાં જ્ઞાનનાં સાધન જે ગુરુઉપદેશાદિક છે, તેઓની પણ અપેક્ષા નથી, કિંતુ બ્રહ્મલોકમાં ગુરુઉપદેશાદિ સાધન વિના જ જ્ઞાન થાય છે. કેમ કે બ્રહ્મલોકમાં તમોગુણ–રજોગુણનો તો લેશ પણ નથી. કેવલ સત્ત્વગુણપ્રધાન એ લોક છે, તમોગુણ નહિ; એથી જડતા આલસ્યાદિક નહિ; રજોગુણ નહિ, એથી કામક્રોધાદિરૂપ રજોગુણનું કાર્ય, વિક્ષેપ નહિ; કેવળ સત્ત્વગુણ છે, એથી સત્ત્વગુણનું કાર્ય, જ્ઞાનરૂપ પ્રકાશ તે લોકમાં પ્રધાન છે.

૩૦૧. (આત્માનું પરમાર્થરૂપ)

ૐકારની બ્રહ્મરૂપે પૂર્વ જે ઉપાસના કરી છે, ત્યારે ૐકારની માત્રાનો અર્થ આ રીતિએ ચિંતન કર્યો છે: 'સ્થૂલઉપાધિ સહિત વિરાટ–વિશ્વ–ચેતન, અકારનું વાચ્ય છે. સૂક્ષ્મઉપાધિ સહિત હિરણ્યગર્ભ તૈજસ ચેતન ઉકારનું વાચ્ય છે. કારણઉપાધિ સહિત ઈશ્વર–પ્રાજ્ઞ ચેતન મકારનું વાચ્ય છે.' એવો અર્થ જે પૂર્વ ચિંતન કર્યો છે, તેની બ્રહ્મ-

લોકમાં સ્મૃતિ થાય છે, અને સત્ત્વગુણપ્રભાવથી આવું વિવેચન થાય છે: સ્થૂલ ઉપાધિએ કરીને ચેતનમાં વિરાટપણું અને વિશ્વપણું પ્રતીત થાય છે, સ્થૂલસમષ્ટિ( ઉપાધિ )ની દૃષ્ટિએ વિરાટપણું છે, અને સ્થૂલ-વ્યષ્ટિ( ઉપાધિ )ની દૃષ્ટિએ વિશ્વપણું છે. અને સમષ્ટિ–વ્યષ્ટિ–સ્થૂલ-( ઉપાધિ )ની દૃષ્ટિ વિના, વિરાટભાવ અને વિશ્વભાવ પ્રતીત થાય નહિ, કિંતુ ચેતનમાત્ર જ પ્રતીત થાય છે. તેમ સૂક્ષ્મઉપાધિ સહિત હિરણ્ય-ગર્ભ–તૈજસ–ચેતન ઉકારનું વાચ્ય છે. ત્યાં સમષ્ટિ–સૂક્ષ્મઉપાધિની દૃષ્ટિએ ચેતનમાં હિરણ્યગર્ભતા, અને વ્યષ્ટિસૂક્ષ્મઉપાધિની દૃષ્ટિએ તૈજ-સતા પ્રતીત થાય છે. સૂક્ષ્મઉપાધિની દૃષ્ટિ વિના હિરણ્યગર્ભતા અને તૈજસતા પ્રતીત થાય નહિ.

તેમ મકારનું વાચ્ય ઈશ્વર–પ્રાજ્ઞ ( ચેતન ) છે. ત્યાં સમષ્ટિ-અજ્ઞાન ( =કારણ ) ઉપાધિની દૃષ્ટિએ ચેતનમાં ઈશ્વરતા અને વ્યષ્ટિ-અજ્ઞાનઉપાધિની દૃષ્ટિએ ચેતનમાં પ્રાજ્ઞતા પ્રતીત થાય છે. અજ્ઞાન-ઉપાધિની દૃષ્ટિ વિના ઈશ્વરતા અને પ્રાજ્ઞતા પ્રતીત થાય નહિ. જે વસ્તુ જેના વિષે અન્યની દૃષ્ટિથી પ્રતીત થાય, તે તેના વિષે પર-માર્થે કરી હોય નહિ. ( અર્થાત્ જે ‘ વસ્તુ ’ નામ વિરાટ, હિરણ્યગર્ભ અને ઈશ્વર, તથા વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ, ‘ જેના વિષે ’ નામ ચેત-નના વિષે, ‘ અન્યની દૃષ્ટિથી ’ નામ સ્થૂલ, સૂક્ષ્મ અને અજ્ઞાન અથવા કારણની દૃષ્ટિથી પ્રતીત થાય છે, તે પરમાર્થે કરી ચેતન વિષે નથી. ) જે જેનું રૂપ, અન્યની દૃષ્ટિ વિના પ્રતીત થાય, તે તેનું પરમાર્થરૂપ હોય છે. જેમ એક પુરુષમાં પિતાની દૃષ્ટિથી પુત્રતા અને પિતામહની દૃષ્ટિથી પૌત્રતાદિરૂપ ભાન થાય છે, તે પરમાર્થે કરી નથી. પુરુષનો પિંડ જ પરમાર્થ છે, તેમ સ્થૂલસૂક્ષ્મકારણ–ઉપાધિની દૃષ્ટિથી જે વિરાટ વિશ્વાદિકરૂપ ભાન થાય છે, તે મિથ્યા છે; ચેતનમાત્ર જ સત્ય છે. તે ચેતન સર્વભેદરહિત છે. કેમ કે વિરાટ અને વિશ્વનો જે ભેદ છે, તે બન્નેની ઉપાધિ તો યદ્યપિ ‘ સ્થૂલ ’ છે, તથાપિ ‘ સમષ્ટિઉપાધિ ’ વિરા-ટનો અને ‘ વ્યષ્ટિઉપાધિ ’ વિશ્વનો–તે ‘ સમષ્ટિ–વ્યષ્ટિ ’ ઉપાધિથી તેઓનો ભેદ છે; એથી સ્વરૂપે ભેદ નથી. તેમ તૈજસનો હિરણ્યગર્ભથી ભેદ પણ ‘ સમષ્ટિ–વ્યષ્ટિ ’ ઉપાધિએ છે; સ્વરૂપથી નથી. તેમ ઈશ્વરથી

પ્રાજ્ઞનો ભેદ પણ 'સમષ્ટિ-વ્યષ્ટિ' ઉપાધિના ભેદથી છે; સ્વરૂપથી નથી. એમ પ્રાજ્ઞનો ઈશ્વર સાથે અભેદ, અને તૈજસનો હિરણ્યગર્ભ સાથે અભેદ, તથા વિશ્વનો વિરાટ સાથે અભેદ છે. એ પ્રકારે સ્થૂલ ઉપાધિ વાળાનો સૂક્ષ્મ ઉપાધિવાળાથી વા કારણ ઉપાધિવાળાથી ભેદ નથી. કેમ કે સ્થૂલ સૂક્ષ્મ કારણ ઉપાધિની દૃષ્ટિ ત્યાગ્યેથી, ચેતનસ્વરૂપમાં કશા પ્રકારનો ભેદ પ્રતીત થાય નહિ. અને અનાત્મા સાથે પણ ચેતનનો ભેદ નથી. કેમ કે અનાત્મા દેહાદિક અવિદ્યાકાળમાં પ્રતીત થાય છે, પરમાર્થે કરી નથી; તેઓનો પણ ચેતનથી ભેદ બને નહિ. એમ સર્વ ભેદરહિત અસંગ, નિર્વિકાર, નિત્યમુક્ત, બ્રહ્મરૂપ આત્મા, ૐકારનો લક્ષ્ય, સ્વયપ્રકાશરૂપ, તે ઉપાસકને ભાન થાય છે. તેથી હિરણ્યગર્ભ-લોકવાસીને સસાર થાય નહિ. (અને જ્ઞાન દ્વારા અંતે વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે.)

૩૦૨. (ૐકાર અને મહાવાક્યના અર્થની એકતા)

યદ્યપિ મહાવાક્યના વિવેક વિના જ્ઞાન થાય નહિ; તથાપિ ૐકારનો વિવેક જ મહાવાક્યનો વિવેક છે. સ્થૂળ ઉપાધિ સહિત ચેતન અકારનુ વાચ્ય (છે): સ્થૂળ ઉપાધિને ત્યાગીને ચેતનમાત્ર અકારનું લક્ષ્ય (છે.) તેમ સૂક્ષ્મ ઉપાધિ સહિત ચેતન ઉકારનું વાચ્ય (છે): સૂક્ષ્મ ઉપાધિને ત્યાગીને ચેતનમાત્ર (ઉકારનું) લક્ષ્ય (છે). કારણ ઉપાધિ સહિત ચેતન મૂકારનું વાચ્ય (છે): કારણ ઉપાધિને ત્યાગીને ચેતનમાત્ર (મૂકાર-નું) લક્ષ્ય (છે). એ રીતિએ ઉપાધિ સહિત વિશ્વાદિ, અકારાદિ માત્રાના વાચ્ય; અને ઉપાધિ સહિત ચેતન ૐકારવર્ણનું વાચ્ય છે, અને તેમ નામરૂપ સકલ ઉપાધિ સહિત ચેતન ૐકારવર્ણનું વાચ્ય છે, અને નામરૂપ સકલ ઉપાધિરહિત ચેતન ૐકારવર્ણનું લક્ષ્ય છે. એમ ૐકાર-નો અને મહાવાક્યોનો અર્થ એક જ છે એથી ૐકારના વિવેકથી અદ્વૈતજ્ઞાન થાય છે.

એ રીતિએ આચાર્યના મુખથી શ્રવણ કરીને અદૃષ્ટિ નામે જે મધ્યમ શિષ્ય તે ઉપાસનમાં પ્રવૃત્ત થઈને જ્ઞાન દ્વારા પરમપુરુષાર્થ મોક્ષને પ્રાપ્ત થયો. ૧૯૮

### ૩૦૩: નિર્ગુણ ઉપાસનામાં જેનો અધિકાર નથી તેને કર્તવ્ય કહે છે.

सवैया

जो यह निर्गुन ध्यान न व्है तौ, सगुन ईश करि मनको धाम।
सगुन उपासनहू नहि व्है तौ, करि निष्कामकर्म भजि राम॥
जो निष्कामकर्महू नहीं व्है, तौ करिये शुभकर्म सकाम।
जो सकामकर्महू नहीं होवै, तौ शठ बारबार मरि जाम॥१६९॥

જો એ નિર્ગુણ ધ્યાન થાય નહિ, (તો) સગુણઈશ કર મનનુ ધામ,
સગુણઉપાસન થાય જ નહિ તો, કરી નિષ્કામ કર્મ, ભજ રામ,
જો નિષ્કામ કર્મ પણ થાય ન, તો કરાય શુભ કર્મ સકામ;
જો નવ થાય સકામ કર્મ પણ, તો શઠ! વારવાર મરી જામ.[૧૭૮] ૧૬૯

दुहो

ओंकारको अर्थ लखि, भयो कृतार्थ अदृष्टि।
पढैं जु याहि तरंग तिहिं, दादू करहु सुदृष्टि॥१७०॥

ૐકારનો અર્થ લખી, થયો કૃતાર્થ અદૃષ્ટિ,
આ તરંગ ભણનારને દાદુ કરો સુદૃષ્ટિ ૧૭૦

इति श्रीविचारसागरे गुरुवेदादिव्यावहारिकप्रतिपादनमध्यमाधिकारि-
साधनवर्णनं नाम पचमस्तरंग समाप्त ।

---

૧૭૮. મોક્ષનો ઉપાય તો બ્રહ્માત્મૈકત્વવિજ્ઞાન કિંવા સર્વોપપ્લવસિદ્ધ નિષ્પ્રતિયોગિક સચ્ચિદાનંદ બ્રહ્મનો સાક્ષાત્કાર છે. કોઈ પ્રતિબંધથી તેના વિચારમાં પ્રવૃત્તિ બની શકે નહિ તો, પછી નિર્ગુણ ઉપાસના કરવી તે નિર્ગુણ ઉપાસના પણ જો બને નહિ તો, પછી સગુણ ઈશ્વરમાં મનનો નિવાસ કરવો તે સગુણ ઉપાસન પણ જો ન બને તો નિષ્કામ કર્મ કરી. રામ ભજવા. તે નિષ્કામ કર્મ પણ થાય નહિ તો, સકામ શુભકર્મ કરવાં અને અનુક્રમે ઊતરતાં છેલ્લાં જો તે સકામ કામ પણ થાય નહિ તો, પછી કહે કે, હે શઠ! વારંવાર જન્મ–મરણની મહાદુ ખદાયક ઘટમાળામાં ફર્યા કર

## ષષ્ઠ તરંગ

# ગુરુવેદાદિસાધનમિથ્યાવર્ણન

૩૦૪. उपोद्घात दुहो

**चेतन भिन्न अनात्म सब, मिथ्या स्वप्नसमान।**
**यां सुनि बोल्यो तीसरो, तर्कदृष्टि मतिमान॥ १॥**

'ચેતનભિન્ન અનાત્મ સહુ, મિથ્યા સ્વપ્ન સમાન.'
એમ સુણી બોલ્યો ત્રીજો, તર્કદૃષ્ટિ મતિમાન. ૧

ચતુર્થ તરંગમાં ઉત્તમ અધિકારીને ઉપદેશનો પ્રકાર કહ્યો; પંચમ તરંગમાં મધ્યમ(અધિકારી)ને (ઉપદેશનો પ્રકાર) કહ્યો; આ (ષષ્ઠ) તરંગમા કનિષ્ઠ અધિકારીને ઉપદેશનો પ્રકાર કહે છે. જેને શંકા બહુ ઊપજે, તેની યદ્યપિ બુદ્ધિ તીવ્રા હોય છે, તથાપિ તે કનિષ્ઠ અધિકારી છે. આ તરંગ યુક્તિપ્રધાન છે; એથી સાંભળેલા અર્થમાં જેને કુતર્ક ઊપજે તેને આ તરંગનો ઉપયોગ છે. કુતર્કદૂષિતબુદ્ધિ કનિષ્ઠ અધિકારી હોય છે, તેને ઉપદેશનો પ્રકાર આ તરંગમાં છે. પૂર્વ તરંગમાં પ્રણવ ઉપાસના અને જગતની ઉત્પત્તિનિરૂપણથી પૂર્વે આમ કહ્યું: 'ચેતનથી ભિન્ન જે અજ્ઞાન અને તેનું કાર્ય અનાત્મા કહેવાય છે, તે અનાત્મ પદાર્થ સર્વ સ્વપ્નની પેઠે મિથ્યા છે.' એ વાર્તા સાંભળીને બંને ભ્રાતા(તત્ત્વદૃષ્ટિ અને અદૃષ્ટિ)ને પ્રશ્નથી ઉપરામ દેખીને–

### તર્કદૃષ્ટિ પ્રશ્ન કરે છે.

૩૦૫. दुहो

**पहिली जानै वस्तुकी, स्मृति स्वप्नमैं होय।**
**जाग्रतमैं अज्ञात अति, ताहि लखै नहीं कोय॥ २॥**

પ્રથમ જ્ઞાત જ વસ્તુની, સ્મૃતિ સ્વપ્નમાં હોય;
જાગ્રતમાં અજ્ઞાત અતિ, તેને જુએ ન કોય. ૨

પૂર્વ જે અત્યંત અજ્ઞાત પદાર્થ છે તેનું સ્વપ્નમાં જ્ઞાન થાય નહિ; કિંતુ જાગ્રતમાં જેનું અનુભવજ્ઞાન હોય તેની સ્વપ્નમાં સ્મૃતિ થાય છે. એથી સ્મૃતિજ્ઞાનના વિષય જાગ્રતના પદાર્થો સત્ય હોવાથી તેઓનું સ્વપ્નમાં સ્મૃતિરૂપ જ્ઞાન પણ સત્ય છે. એથી સ્વપ્નના દૃષ્ટાંતથી જાગ્રતના પદાર્થોને મિથ્યા કહેવા સંભવે નહિ.

અન્ય પ્રકારથી સ્વપ્નજ્ઞાનના વિષયપદાર્થોની સત્યતા(ને) પ્રતિપાદન કરે છે.

૩૦૬. દુહો

अथवा स्थूलहिं लिंग तजि, बहिर देखत जाय।
गिरि समुद्र वनवाजिगज, मिथ्या किंहिं भाय॥३॥

અથવા સ્થૂળ ત્યજી. લિંગ તે, બહિર્ જોવા જાય,
ગિરિ, સમુદ્ર, વન, વાજિ, ગજ, તે મિથ્યા કયમ થાય? ૩

'અથવા' નામ અન્ય પ્રકારથી સ્વપ્નનું જ્ઞાન અને તેના વિષયપદાર્થ સત્ય છે, મિથ્યા નથી. કેમ કે સ્વપ્નાવસ્થામાં સ્થૂળશરીરને ત્યાગીને, લિંગશરીર બહાર નીકળીને, સાચા ગિરિસાગરાદિકોને દેખે છે, એથી સ્વપ્ન મિથ્યા નહિ.

૩૦૭. (તર્કદૃષ્ટિના ઉપરના પ્રશ્નના ઉત્તર, અંક ૩૦૭થી ૩૨૮ પર્યંત)

(સ્વપ્નનું જ્ઞાન સ્મૃતિજ્ઞાન નથી.)

દુહો

यह हस्ती आगे खरो, ऐसो होवै ज्ञान।
स्वप्नमांहि स्मृत्तिरूप सो, कैसे होय सुजान॥४॥

આ હસ્તી આગળ ઊભો, એવું થાયે જ્ઞાન;
સ્વપ્નમાં જ, સ્મૃતિરૂપ તે કેમ થાય? સુજાન. ૪

પૂર્વકાલ સંબંધી પદાર્થનું જ્ઞાન 'સ્મૃતિ' (જ્ઞાન) હોય છે. જેમ પૂર્વે દીઠેલા હસ્તીની 'તે હસ્તી' એવી સ્મૃતિ થાય છે. અને 'આ હસ્તી સંમુખ સ્થિત છે' એવું જ્ઞાન (તે) સ્મૃતિ નહિ, કિંતુ પ્રત્યક્ષ કહેવાય છે, અને સ્વપ્નમાં તો 'આ હસ્તી આગળ સ્થિત છે, આ પર્વત છે, આ નદી છે;' એવું જ્ઞાન થાય છે. એથી જાગ્રતમાં દીઠેલા પદાર્થોની સ્વપ્નમાં સ્મૃતિ નથી, કિંતુ હસ્તી આદિકનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે.

(પ્રત્યક્ષજ્ઞાનના બે પ્રકાર—અભિજ્ઞારૂપ પ્રત્યક્ષ અને પ્રત્યભિજ્ઞારૂપ પ્રત્યક્ષ)

અને જો આમ કહે: 'જાગ્રતમાં જાણેલા પદાર્થોનું જ સ્વપ્નમાં જ્ઞાન થાય છે. અજ્ઞાત પદાર્થનું જ્ઞાન થાય નહિ; એથી જાગ્રત પદાર્થોના જ્ઞાનના સંસ્કારોથી સ્વપ્નના જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. સંસ્કારજન્યજ્ઞાન[૧૭૯] સ્મૃતિ કહેવાય છે. એથી સ્વપ્નનું જ્ઞાન સ્મૃતિરૂપ છે.'

૧૭૯. 'ઉદ્‌ભૂત-સંસ્કાર-માત્ર-જન્ય-જ્ઞાન' એ સ્મૃતિનું પૂર્ણ લક્ષણ ગણાય છે.

તે શંકા બને નહિ. કેમ કે પ્રત્યક્ષજ્ઞાન બે પ્રકારનું હોય છે. એક અભિજ્ઞારૂપ પ્રત્યક્ષ હોય છે અને બીજું પ્રત્યભિજ્ઞારૂપ પ્રત્યક્ષ હોય છે. કેવળ ઇંદ્રિયસંબંધથી જે જ્ઞાન થાય તે અભિજ્ઞાપ્રત્યક્ષ કહેવાય છે. જેમ નેત્રના સંબંધથી હસ્તીનું–'આ હસ્તી છે,' એવુ જ્ઞાન (તે) અભિજ્ઞાપ્રત્યક્ષ (જ્ઞાન) છે. અને પૂર્વજ્ઞાનના સંસ્કારથી અને ઇન્દ્રિયસંબંધથી જે જ્ઞાન થાય તે પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષ (જ્ઞાન), કહેવાય છે. જેમ પૂર્વે દીઠેલા હસ્તીનું–'તે હસ્તી આ છે,' એવું જ્ઞાન થાય, તે 'પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષ' (જ્ઞાન) કહેવાય છે.' ત્યાં પૂર્વ હસ્તીના જ્ઞાનના સંસ્કાર, અને હસ્તી સાથે નેત્રનો સંબંધ, પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષનો હેતુ છે. એથી 'સંસ્કારજન્ય જ્ઞાન સ્મૃતિરૂપ જ હોય છે. પરંતુ ઇંદ્રિયસંબંધ વિના કેવળ સંસ્કારજન્ય જ્ઞાન હોય તે સ્મૃતિજ્ઞાન કહેવાય છે. સ્વપ્નમાં હસ્તી આદિકનું જ્ઞાન કેવલ સંસ્કારજન્ય નથી, કિંતુ નિદ્રારૂપ દોષજન્ય છે. અને હસ્તી આદિકની પેઠે સ્વપ્નમાં કલ્પિત ઇંદ્રિય પણ છે, એથી ઇંદ્રિયજન્ય છે. યદ્યપિ સ્વપ્નના પદાર્થ સાક્ષીભાસ્ય છે; ઇંદ્રિયજન્ય જ્ઞાનના વિષય નથી, તથાપિ અવિવેકીની દૃષ્ટિથી સ્વપ્નનું જ્ઞાન ઇંદ્રિયજન્ય કહેવાય છે. એ રીતિએ સ્વપ્નનું જ્ઞાન જાગ્રતના પદાર્થની સ્મૃતિ નથી.

અને નિદ્રાથી જાગીને પુરુષ આમ કહે છે: હું સ્વપ્નમાં 'હસ્તી આદિકોને દેખતો હવો.' જો હસ્તી આદિકોની સ્વપ્નમાં સ્મૃતિ હોય, તો જાગીને આવું કહેવું જોઈએ: 'હુ સ્વપ્નમાં હસ્તી આદિકોનું સ્મરણ કરતો હવો,' (પણ) એવું કોઈ નથી કહેતું. એથી જાગ્રતના પદાર્થોની સ્વપ્નમાં સ્મૃતિ નથી.

અને 'જાગ્રતમાં જે દીઠા–સાંભળ્યા પદાર્થ છે તેમનું જ સ્વપ્નમાં જ્ઞાન થાય;' એ નિયમ નથી. કિંતુ જાગ્રતમાં અજ્ઞાત પદાર્થનું પણ સ્વપ્નમાં જ્ઞાન થાય છે. કદાચિત્ સ્વપ્નમાં એવા વિલક્ષણ પદાર્થ પ્રતીત થાય છે. જે આખા જન્મ વિષે કદી દીઠા–સાંભળ્યા હોય નહિ. એથી તે(સ્વપ્ન)નું જ્ઞાન સ્મૃતિ(જ્ઞાન) નથી.

યદ્યપિ 'આ જન્મના પદાર્થોના જ્ઞાનના સંસ્કાર જ સ્મૃતિના હેતુ છે,' એ નિયમ નથી; કિંતુ અન્યજન્મના જ્ઞાનના સંસ્કારથી પણ સ્મૃતિ થાય છે. કેમ કે અનુકૂળ જ્ઞાનથી પ્રવૃત્તિ થાય છે. અનુકૂળ જ્ઞાન વિના પ્રવૃત્તિ થાય નહિ. એથી બાળકની સ્તનપાનમાં જે પ્રથમ પ્રવૃત્તિ થાય છે, તેનો હેતુ બાળકને પણ 'સ્તનપાન મને અનુકૂળ છે,' એવું જ્ઞાન હોય છે. ત્યાં અન્ય જન્મ વિષે સ્તનપાનમાં જે અનુકૂળતા

અનુભવ કરી છે, તેના સંસ્કારોથી બાળકને પ્રથમ અનુકૂળતાની સ્મૃતિ થાય છે. એથી જન્માન્તરના જ્ઞાનસંસ્કારથી પણ સ્મૃતિ થાય છે. તેમ આ જન્મ વિષે અજ્ઞાતપદાર્થોની પણ અન્યજન્મના જ્ઞાનના સંસ્કારોથી સ્વપ્ન વિષે સ્મૃતિ સંભવે છે. તથાપિ કોઈ પદાર્થ સ્વપ્નમાં એવા પ્રતીત થાય છે, જેઓનું જાગ્રતમાં કોઈ જન્મ વિષે જ્ઞાન સંભવે નહિ. જેમ પોતાના મસ્તકછેદનને પોતે નેત્રોએ કરી સ્વપ્નમાં દેખે છે. ત્યાં જાગ્રતમાં પોતાનું મસ્તકછેદન નેત્રોએ કરી દેખે નહિ એથી જાગ્રત પદાર્થોના જ્ઞાનના સંસ્કારોથી સ્વપ્નમાં સ્મૃતિ નથી. એવા સ્વપ્નને સ્મૃતિરૂપ (કહેવું તેના) ખંડનમાં અનેક યુક્તિઓ ગ્રંથકારોએ કહી છે. પરંતુ સ્વપ્નને સ્મૃતિ માનવામાં પૂર્વોક્ત દૂષણ અતિ પ્રબળ છે, જે સ્મૃતિજ્ઞાનનો વિષય સંમુખ પ્રતીત થાય નહિ; અને સ્વપ્નના હસ્તી આદિક સ્વપ્નકાળમાં સંમુખ પ્રતીત થાય છે. એથી હસ્તી આદિકોની સ્વપ્નમાં સ્મૃતિ નથી.

૩૦૮. '(સ્વપ્નમાં) લિંગશરીર બહિર્ નીકળીને સાચા ગિરિસમુદ્રાદિકોને દેખે છે,' એવું વાદીએ કહ્યું હતું એનો ઉત્તર :

(સ્વપ્નમાં લિંગશરીર બહિર્ જતું નથી.)

दुहो

**बहिर लिंग जु नीकसै, देह अमंगल होय।**
**प्रानसहित सुंदर लसै, यातैं लिंगहि जोय ॥ ५ ॥**

બહિર લિંગ જો નીકળે, દેહ અમંગળ થાય;
પ્રાણ સહિત સુંદર લસે, એથી લિંગ જણાય. ૫

જો સ્થૂળશરીરથી નીકળીને લિંગશરીર, બહિર્ સાચા ગિરિસમુદ્રાદિકોને દેખે તો, લિંગશરીરના નીકળવાથી જેમ મરણ અવસ્થામાં શરીર ભયંકરરૂપ પ્રતીત થાય છે, તેમ સ્વપ્નઅવસ્થા વિષે પણ લિંગશરીરના અભાવથી સ્થૂળશરીર 'અમંગળ' નામ ભયંકર થવુ જોઈએ; અને પ્રાણરહિત મૃતક સમાન થવું જોઈએ. અને સ્વપ્ન અવસ્થામાં એવું થાય નહિ; કિંતુ સ્વપ્ન અવસ્થામાં સ્થૂળશરીર પ્રાણ સહિત હોય છે અને જાગ્રતની પેઠે 'સુંદર' નામ મંગલરૂપ હોય છે. એથી સ્થૂળશરીરની બહાર લિંગશરીર સ્વપ્નાવસ્થામાં નીકળતું નથી.

અને જો આમ કહે :

'સ્વપ્નાવસ્થામાં પ્રાણ તો જાય નહિ, કિંતુ અંતઃકરણ અને

બળથી મરણસમયે લિંગશરીર આ સ્થૂળને ત્યાગીને લોકાન્તર પ્રતિ જાય છે. અને પ્રાણના જ બળથી ઇંદ્રિય દ્વારા અંતઃકરણની વૃત્તિ બહિર્ ઘટાદિકોના સમીપ જાય છે અને પ્રાણની સહાય વિના અંતઃકરણાદિકનું બહિર્ગમન સંભવે નહિ. એ કારણથી યોગશાસ્ત્રમાં કહ્યું છે: 'પ્રાણનિરોધ વિના મનનો નિરોધ થાય નહિ. પ્રાણના સંચારથી મનનો સંચાર થાય છે. પ્રાણના નિરોધથી મનનો નિરોધ થાય છે.' એથી મનના નિરોધરૂપ જે રાજયોગ તેની જેને ઇચ્છા હોય, તે પ્રાણનિરોધરૂપ 'હઠયોગનું' અનુષ્ઠાન કરે. એથી પણ પ્રાણને અધીન અંતઃકરણનું ગમન છે. તેના નીકળ્યા વિના અંતઃકરણ (અને) જ્ઞાનઇંદ્રિય બહિર્ નીકળે નહિ. અને સ્વપ્નઅવસ્થામાં સ્થૂળશરીર પ્રાણ સમેત પ્રતીત થાય છે. એથી 'બહિર્ જઈને સાચા પદાર્થને સ્વપ્નમાં દેખે છે,' એ સંભવે નહિ.

કિંવા કોઈ પુરુષ પોતાના સબંધીને સ્વપ્નમાં મળીને જો વ્યવહાર કરે તો જાગીને તે સંબંધી મળે ત્યારે આમ નથી કહેતા જે: 'રાત્રિએ આપણે મળ્યા હતા, અને અમુક વ્યવહાર કર્યો હતો' અને પૂર્વપક્ષીની રીતિએ તો, બહિર્ નીકળીને તે સંબંધીને મળીને, વ્યવહાર સાચો કર્યો છે, તે મળ્યાનું અને વ્યવહારનું જ્ઞાન સબંધીને હોવું જોઈએ; અને મળે ત્યારે સબંધીએ કહેવું જોઈએ; અને સિદ્ધાંતમાં તો સંબંધી અને તેનો મિલાપ સર્વ અંતર્ જ કલ્પિત છે.

કિંવા જો બહિર્ જઈને સાચા પદાર્થોને દેખે, તો રાત્રિમાં સૂતેલો પુરુષ, હરિદ્વારમાં મધ્યાહ્નના સૂર્યથી તપેલો મહલ ગંગાથી પૂર્વે અને નીલપર્વત ગંગાથી પશ્ચિમે દેખે છે. ત્યાં રાત્રિમાં મધ્યાહ્નનો સૂર્ય નથી, ગંગાથી પૂર્વ દિશામાં હરિદ્વારપુરી નથી, અને ગંગાથી પશ્ચિમ નીલપર્વત નથી. એથી પણ સાચા પદાર્થોનું દેખવું સ્વપ્નમાં અસંભવ છે; અને જાગ્રતની સ્મૃતિ (૧) અને બહિર્ નીકળીને ઈશ્વરકૃત પર્વતાદિકોનું સ્વપ્નમાં જ્ઞાન થાય છે (૨), એ બંને પક્ષનું નિરાકરણ કર્યું.

## ૩૦૯: સિદ્ધાંત કહે છે.

(સ્વપ્નમાં સર્વ ત્રિપુટી ઉત્પન્ન થાય છે.)

दुहो

वातै अंतर ऊपजै, त्रिपुटी सकलसमाज ।
वेद कहत या अर्थकूं, सब प्रमान सिरताज ॥ ६ ॥

એથી અંતર્ ઊપજે, ત્રિપુટી સકલ સમાજ;
વેદ કહે એ અર્થને સહુ પ્રમાણ શિરતાજ. ૬

જાગ્રતના પદાર્થોની સ્મૃતિ અને લિંગ (શરીર)નું બહિર્ નીકળવું (એ પૂર્વોક્ત બે પક્ષ) તો સંભવે નહિ. તથાપિ જાગ્રતની પેઠે જ્ઞાતા, જ્ઞાન, (અને) જ્ઞેય (એ) ત્રિપુટી સ્વપ્નમાં પ્રતીત થાય છે; એથી કંઠની નાડીની અંદર જ સર્વ કંઈ ઉત્પન્ન થાય છે. 'સર્વ પ્રમાણનો શિરતાજ' નામપ્રધાન જે વેદ છે તેણે એમ કહ્યું છે. ઉપનિષદમાં આ પ્રસંગ છે: 'જાગ્રતના પદાર્થ સ્વપ્નમાં પ્રતીત નથી થતા કિંતુ રથ અને ઘોડા તથા માર્ગ, તેમ જ રથમાં બેસવાવાળા, સ્વપ્નમાં નવીન ઉત્પન્ન થાય છે.' એથી પર્વત, સમુદ્ર, નદી, વન, ગ્રામ, પુરી, સૂર્ય ચંદ્ર, જે કઈ સ્વપ્નમા દેખાય છે, તે નવીન ઊપજે છે. જો સ્વપ્નમાં પર્વતાદિ ન હોય તો તેઓનું પ્રત્યક્ષજ્ઞાન સ્વપ્નમાં થાય છે, તે ન થવુ જોઈએ. કેમ કે વિષય સાથે ઇંદ્રિયનો સંબંધ; વા અંતઃકરણની વૃત્તિનો સંબધ, પ્રત્યક્ષ જ્ઞાનનો હેતુ છે. એથી પર્વતાદિક વિષય, અને તેઓના જ્ઞાનનાં સાધન ઇંદ્રિય તથા અંતઃકરણ સર્વ અતર ઉત્પન્ન થાય છે.

યદ્યપિ સ્વપ્નના પદાર્થ શુક્તિરજતાદિકોની પેઠે, સાક્ષીભાસ્ય છે; અંતઃકરણ ઇંદ્રિયનો સ્વપ્નના જ્ઞાનમાં ઉપયોગ નથી એથી જ્ઞેય જે પર્વતાદિક છે, તેઓની જ ઉત્પત્તિ સ્વપ્નમાં માનવી યોગ્ય છે; જ્ઞાતા (અંતઃકરણ) જ્ઞાન અને ઇંદ્રિયોની ઉત્પત્તિ માનવી યોગ્ય નથી. તથાપિ જેમ સ્વપ્નમાં પર્વતાદિક પ્રતીત થાય છે, તેમ ઇંદ્રિય અંતઃકરણ પ્રાણ સહિત સ્થૂળશરીર પણ સ્વપ્નમાં પ્રતીત થાય છે, એથી તેઓની પણ ઉત્પત્તિ માનવી જોઈએ.

કિંવા સ્વપ્નના પદાર્થો વિષે નેત્રાદિકોની વિષયતાનું ભાન થાય છે. તે (જાગ્રતનાં) 'વ્યાવહારિક' નેત્રાદિકોની વિષયતા તો સ્વપ્નના 'પ્રાતિભાસિક' પદાર્થો વિષે બને નહિ. કેમ કે–'સમસત્તાવાળા પદાર્થ જ પોતપોતામાં સાધકબાધક હોય છે.' એ પંચમ તરગમાં પ્રતિપાદન કર્યું છે એથી વ્યાવહારિક નેત્રાદિક શરીરમાં છે પણ તેઓથી સ્વપ્ન (પ્રાતિભાસિક) પદાર્થની વિષમસત્તા હોવાથી, તેઓના જ્ઞાનની વિષયતા સ્વપ્નના પર્વતાદિકોને બને નહિ. કિંવા વ્યાવહારિક જે ઇદ્રિય છે તે પોતપોતાના ગોલકને ત્યાગીને કાર્ય કરવામાં સમર્થ થાય નહિ; અને સ્વપ્ન અવસ્થામાં (સૂતેલાના) હસ્ત, પાદ, વાક્નાં ગોલક તો નિશ્ચળ અન્યને દેખાય છે, અને હસ્તમાં દ્રવ્યગ્રહણ

કરીને (સ્વપ્નમાં તે સૂતેલો) પોકારતો ધાવન કરે છે. એથી સ્વપ્નમાં ઇંદ્રિયોની ઉત્પત્તિ અવશ્ય માનવી જોઈએ. તેમ સુખદુઃખ અને તેઓનું જ્ઞાન, તથા સુખદુઃખજ્ઞાનના આશ્રય-પ્રમાતા સ્વપ્નમાં પ્રતીત થાય છે, વિના થયેલા પદાર્થની પ્રતીતિ થાય નહિ એથી સર્વ ત્રિપુટીસમાજ સ્વપ્નમાં ઉત્પન્ન થાય છે.

અનિર્વચનીય ખ્યાતિની આ રીતિ છેઃ જેટલાં ભ્રમજ્ઞાન છે તેઓના વિષય સર્વ અનિર્વચનીય ઉત્પન્ન થાય છે. વિષય વિના કોઈ જ્ઞાન થાય નહિ' એ સિદ્ધાંત છે. અન્ય શાસ્ત્રના મતમાં તો, 'અન્ય પદાર્થનું અન્ય રૂપથી ભાન થાય તે ભ્રમ કહેવાય છે.' સિદ્ધાંતમાં તો 'જેવો પદાર્થ હોય તેવું જ જ્ઞાન થાય છે.' એથી ભ્રમસ્થળમાં પણ વિષયની ઉત્પત્તિ અવશ્ય થાય છે. વિષય વિના જ્ઞાન થાય નહિ. એ રીતિએ સ્વપ્નમાં ત્રિપુટીની પ્રતીતિ હોવાથી સર્વ સમાજ ઉત્પન્ન થાય છે. ૬.

૩૧૦. એને વિષે આવી શંકા થાય છેઃ સ્વપ્નના જે પદાર્થ પ્રતીત થાય છે, તેઓની ઉત્પત્તિ અંગીકાર થાય, તો જેમ સ્વપ્નદૃષ્ટાંતથી જાગ્રતના પદાર્થ મિથ્યા સિદ્ધાંતમાં કહ્યા છે, તેમ જાગ્રતના પદાર્થોની પેઠે ઉત્પત્તિવાળા હોવાથી સ્વપ્નના પદાર્થ પણ સત્ય થવા જોઈએ. અને સ્વપ્નના પ્રતીત પદાર્થની ઉત્પત્તિ ન માનીએ તો એ દોષ (આવતો) નથી. કેમ કે જાગ્રતના પદાર્થ તો ઉત્પન્ન થઈ પ્રતીત થાય છે, અને સ્વપ્નમા પદાર્થ (ઉત્પન્ન) થયા વિના પ્રતીત થાય છે. એથી સ્વપ્નમાં (ઉત્પન્ન) થયા વિનાના પદાર્થોનું જ્ઞાન ભ્રમરૂપ હોય છે. તેઓની ઉત્પત્તિ માનવી યોગ્ય નથી.

૩૧૧. (એ શંકાનું સમાધાન)

दुहो

**साधन सामग्री विना, उपजै झूठ सु होय।**
**विन सामग्री ऊपजे, यां तिहि मिथ्या जोय ॥ ७ ॥**

સાધનસામગ્રી બિના ઊપજે, તે જૂઠ્ઠું હોય.
સામગ્રી વિન ઊપજે. જે તે મિથ્યા સોય ૭

જે વસ્તુની ઉત્પત્તિમા જેટલી દેશકાલાદિસામગ્રી 'સાધન' નામ-કારણ છે, એટલી સામગ્રી વિના ઊપજે તે મિથ્યા કહેવાય છે. અને સ્વપ્નના હસ્તી આદિકોની ઉત્પત્તિને યોગ્ય દેશકાળ છે નહિ. બહુકાળમાં અને બહુદેશમાં ઊપજવા યોગ્ય હસ્તી આદિ ક્ષણમાત્ર કાળમાં અને સૂક્ષ્મ કંઠદેશમાં ઊપજે છે, એથી મિથ્યા છે યદ્યપિ સ્વપ્નઅવસ્થામાં કાળ,

દેશ પણ અધિક પ્રતીત થાય છે, તથાપિ અન્ય પદાર્થોની પેઠે સ્વપ્નમાં અધિક કાળ અને અધિક દેશ પણ અનિર્વચનીય પ્રાતિભાસિક ઉત્પન્ન થાય છે. કેમ કે વિષય વિના પ્રત્યક્ષજ્ઞાન થાય નહિ. અને સ્વપ્નમાં અધિક દેશકાળનુ જ્ઞાન થાય છે. વ્યાવહારિક દેશકાળ ન્યૂન છે. એથી પ્રાતિભાસિક (દેશકાળ) ઉત્પન્ન થાય છે. પરંતુ સ્વપ્નઅવસ્થામાં ઊપજ્યા જે પ્રાતિભાસિક દેશકાળ, તે સ્વપ્નઅવસ્થાના હસ્તી આદિકોના કારણ નથી. કેમ કે કારણ હોય તે પહેલાં ઊપજે છે, અને કાર્ય પછી ઊપજે છે, સ્વપ્નનાં દેશકાળ અને હસ્તી આદિક એક જ સમયમાં થાય છે. એથી તેઓનો (હસ્તી આદિ અને દેશકાળનો) કાર્યકારણભાવ બને નહિ, અને વ્યાવહારિક દેશકાળ ન્યૂન છે, હસ્તિ આદિકોને યોગ્ય નથી, એથી દેશકાળરૂપ સામગ્રી વિના ઊપજે છે, એથી સ્વપ્નમાં પદાર્થ મિથ્યા છે. માતા આદિ લઈને બીજી પણ હસ્તી આદિકોની સામગ્રી સ્વપ્નમાં છે નહિ. યદ્યપિ સ્વપ્નમાં પ્રાણીપદાર્થનાં માતાપિતા પણ પ્રતીત થાય છે. તથાપિ સ્વપ્નના માતાપિતા પુત્રની ઉત્પત્તિના કારણ નથી. કેમ કે માતાપિતા અને પુત્ર એક ક્ષણમાં સાથે ઊપજે છે. એથી તેઓનો કાર્યકારણભાવ નથી. જે નિદ્રા સહિત અવિદ્યાએ સ્વપ્નના પદાર્થ ઊપજે છે, તે જ અવિદ્યા તે પદાર્થો વિષે માતાપણું, પિતાપણું, અને પુત્રપણુ ઉપજાવે છે, એ રીતિએ સ્વપ્નના પદાર્થની ઉત્પત્તિમાં બીજી કોઈ સામગ્રી નથી, કિંતુ અવિદ્યા જ નિદ્રારૂપ દોષ સહિત કારણ છે. દોષ સહિત અવિદ્યાથી જે જન્ય હોય, તે શુક્તિરજતની પેઠે મિથ્યા હોય છે. એથી સ્વપ્નના પદાર્થ સત્ય નથી, મિથ્યા છે.

તેઓનુ ઉપાદાનકારણ અંતઃકરણ છે, અથવા સાક્ષાત્ અવિદ્યા જ તેઓનુ ઉપાદાનકારણ છે. પહેલા પક્ષમાં સાક્ષીચેતન સ્વપ્નનું અધિષ્ઠાન છે. બીજા પક્ષમાં બ્રહ્મચેતન સ્વપ્નનું અધિષ્ઠાન[૧૮૧] છે. એ રીતિએ

૧૮૧. ત્રિવિધ જીવ. સ્થૂલ–સૂક્ષ્મ–દેહદ્વય–અવચ્છિન્ન કૂટસ્થચેતનરૂપ 'પારમાર્થિક' જીવ (૧), માયાએ આવૃત્ત કૂટસ્થ વિષે કલ્પિત અંત કરણમા ચિદાભાસરૂપ અને દેહદ્વયમા અભિમાનનો કર્તા 'વ્યાવહારિક' જીવ (૨); અને નિદ્રારૂપ માયાએ આવૃત વ્યાવહારિક જીવરૂપ અધિષ્ઠાનમા કલ્પિત 'પ્રાતિભાસિક' જીવ (૩) એવા ભેદથી જીવ ત્રણ પ્રકારના છે. તેના વાદી વિદ્યારણ્યસ્વામી આદિ છે. તેઓએ સ્વપ્નનુ અધિષ્ઠાન વ્યાવહારિક જીવ અને વ્યાવહારિક જગત કહ્યુ છે. તેમા સ્વપ્નના જીવ(દ્રષ્ટા)નુ અધિષ્ઠાન જાગ્રતનો જીવ છે, અને સ્વપ્નના જગત(દૃશ્ય)નુ અધિષ્ઠાન જાગ્રતનુ જગત છે, અને સ્વપ્નઅધ્યાસનુ ઉપાદાન, વ્યાવહારિક જીવ–જગતનુ આવરક નિદ્રારૂપ અવસ્થાઅજ્ઞાન (તૂલઅજ્ઞાન) છે.

× × × પ. પી પુ.

અંતઃકરણનું અથવા અવિદ્યાનું પરિણામ અને ચેતનનું વિવર્ત સ્વપ્ન છે.

૩૧૨. એના વિષે આવી શંકા થાય છે: બીજા પક્ષમાં બ્રહ્મ ચેતન સ્વપ્નનું અધિષ્ઠાન કહ્યું, અને અવિદ્યા ઉપાદાનકારણ કહી; ત્યાં અધિષ્ઠાનના જ્ઞાને કલ્પિતની નિવૃત્તિ થાય છે. અને સ્વપ્નનું અધિષ્ઠાન બ્રહ્મ છે, એથી બ્રહ્મજ્ઞાન વિના અજ્ઞાનીને જાગ્રતમાં સ્વપ્નની નિવૃત્તિ ન થવી જોઈએ.

૩૧૩. અન્ય શંકા: જેમ સ્વપ્નનુ અધિષ્ઠાન બ્રહ્મ, અને ઉપાદાનકારણ અવિદ્યા છે; તેમ વેદાંતસિદ્ધાંતમાં જાગ્રતના વ્યાવહારિક પદાર્થનું પણ અધિષ્ઠાન બ્રહ્મ છે, અને ઉપાદાનકારણ અવિદ્યા છે. એથી જાગ્રતના પદાર્થને 'વ્યાવહારિક' કહે છે, અને સ્વપ્નને 'પ્રાતિભાસિક' કહે છે, એવો ભેદ ન થવો જોઈએ. કેમ કે બન્નેનું અધિષ્ઠાન બ્રહ્મ છે, અને ઉપાદાનકારણ અવિદ્યા છે; એથી જાગ્રત સ્વપ્ન બન્ને વ્યાવહારિક થવાં જોઈએ; અથવા બન્ને પ્રાતિભાસિક થવાં જોઈએ.

૩૧૪. (ઉપરની બે શંકાનું સમાધાન)

તે બન્ને શંકા બને નહિ. કેમ કે પ્રથમ શંકાનું આ સમાધાન છે,– નિવૃત્તિ બે પ્રકારની હોય છે, એ પૂર્વ (ચતુર્થ તરંગમાં અંક ૧૪૨ વિષે) ખ્યાતિનિરૂપણમાં કહી છે. કારણ સહિત કાર્યના વિનાશરૂપ અત્યંતનિવૃત્તિ તો સ્વપ્નની જાગ્રતમાં બ્રહ્મજ્ઞાન વિના બને નહિ. પરંતુ દંડના પ્રહારથી જેમ ઘટનો મૃત્તિકામાં લય થાય છે તેમ સ્વપ્નનો હેતુ જે નિદ્રાદોષ તેના નાશથી, વા સ્વપ્નની વિરોધિની જાગ્રતની ઉત્પત્તિથી, અવિદ્યામાં લયરૂપનિવૃત્તિ સ્વપ્નની બ્રહ્મજ્ઞાન વિના સંભવે છે.

૩૧૫. (જાગ્રતના પદાર્થ વ્યાવહારિક છે, સ્વપ્નના પ્રાતિભાસિક છે.)

અન્ય જે શંકા કરી: જાગ્રત સ્વપ્ન બન્ને સમાન થવાં જોઈએ, તે બને નહિ. કેમ કે જાગ્રતના દેહાદિક પદાર્થોની ઉત્પત્તિમાં તો અન્ય દોષરહિત કેવળ અનાદિઅવિદ્યા જ ઉપાદાનકારણ છે; અને સ્વપ્નના પદાર્થોમાં તો સાદિનિદ્રાદોષ પણ અવિદ્યાનો સહાયક છે. એથી અન્યદોષરહિત કેવળ અવિદ્યાજન્ય (જાગ્રતના પદાર્થ) વ્યાવહારિક કહેવાય છે. અને સાદિદોષ સહિત (તૂલા) અવિદ્યાજન્ય (સ્વપ્નના પદાર્થ અને રજ્જુ સર્પાદિક) 'પ્રાતિભાસિક' કહેવાય છે. સ્વપ્નના પદાર્થ નિદ્રાદોષ સહિત અવિદ્યાજન્ય હોવાથી પ્રાતિભાસિક છે, અને જાગ્રતના પદાર્થ અન્યદોષરહિત અવિદ્યાજન્ય હોવાથી 'વ્યાવહારિક' કહેવાય છે. એ રીતિએ સ્વપ્નના પદાર્થોમાં જાગ્રતપદાર્થથી વિલક્ષણતા છે. પરંતુ

એ સંપૂર્ણ ત્રણ પ્રકારની સત્તા માનીને, સ્થૂળદૃષ્ટિએ કહી છે. વિચાર-દૃષ્ટિએ તો ત્રણ પ્રકારની સત્તા બને નહિ, અને જાગ્રત સ્વપ્નની પરસ્પર વિલક્ષણતા પણ બને નહિ.

( ઈશ્વરરચિત અને જીવસંકલ્પરચિત એવા બે પ્રકારના પદાર્થ )

૩૧૬. યદ્યપિ વેદાન્તપરિભાષાદિક ગ્રંથોમાં પૂર્વપ્રકારથી 'વ્યાવહારિક' અને 'પ્રાતિભાસિક' પદાર્થોનો ભેદ કહ્યો છે, એથી ત્રણે સત્તા માની છે; તેમ વિદ્યારણ્યસ્વામીએ પણ ત્રણ સત્તા માની છે; કેમ કે આ પ્રસગ તેઓએ લખ્યો છે: બે પ્રકારના દેહાદિક પદાર્થ છે–એક તો ઈશ્વરરચિત છે, તે બાહ્ય છે; અને બીજા, જીવના સંકલ્પરચિત છે, તે મનોમય કહેવાય છે તે આંતર છે. તે બેમાં જીવસંકલ્પથી રચિત આતરમનોમય સાક્ષીભાસ્ય છે; અને ઈશ્વરરચિત બાહ્ય છે. તે પ્રમાતા-પ્રમાણના વિષય છે. અને આંતર મનોમયદેહાદિક જ જીવને સુખ-દુઃખના હેતુ છે. અને બાહ્ય જે ઈશ્વરરચિત છે તે સુઃખદુઃખના હેતુ નથી, એથી મનોમય પદાર્થોની નિવૃત્તિ મુમુક્ષુને અપેક્ષિત છે. અને બાહ્યપ્રપંચ સુખદુઃખના હેતુ નથી એથી તેની નિવૃત્તિ અપેક્ષિત નથી.

જેમ બે પુરુષોના બે પુત્ર વિદેશમા ગયા હોય, તેમાથી એકનો પુત્ર મરી જાય; (અને) એકનો જીવતો હોય. તે જીવતો પુત્ર મોટી વિભૂતિને પ્રાપ્ત થઈને, કોઈ પુરુષ દ્વારા પોતાના પિતાને પોતાની વિભૂતિપ્રાપ્તિના, અને બીજાના મરણના સમાચાર મોકલે. ત્યા સમાચાર સંભળાવનારો દુષ્ટ હોય એથી જીવતા પુત્રના પિતાને કહે. 'તારો પુત્ર મરી ગયો,' અને મરેલા પુત્રના પિતાને કહે, 'તારો પુત્ર શરીરથી નીરોગી છે, મોટી વિભૂતિને પ્રાપ્ત થયો છે, (અને) થોડા કાળમાં હસ્તીઆરૂઢ મોટા સમાજથી આવશે.' તે વંચકવચનને સાંભળીને જીવતા પુત્રનો પિતા રુએ છે; (અને) મહત્ દુઃખનો અનુભવ કરે છે; અને મરેલા પુત્રનો પિતા મોટા હર્ષને પ્રાપ્ત થાય છે

એ રીતિએ દેશાન્તર વિષે ઈશ્વરરચિત પુત્ર જીવે છે, તોપણ મનોમય પુત્ર મરી ગયો એથી દુઃખ થાય છે, ઈશ્વરરચિત જીવતાનું સુખ થાય નહિ. તેમ બીજાનો ઈશ્વરરચિત પુત્ર મરી ગયો છે, તેનું દુઃખ થાય નહિ, મનોમય પુત્ર જીવે છે, તેનું સુખ થાય છે. એથી જીવસૃષ્ટિ જ સુખદુઃખનો હેતુ છે, ઈશ્વરસૃષ્ટિ સુખદુઃખનો હેતુ નથી. એ રીતિએ વિદ્યારણ્યસ્વામીએ ( પંચદશીમાં ) જીવસૃષ્ટિ અને ઈશ્વર સૃષ્ટિ બે પ્રકારની (સૃષ્ટિ) કહી છે. ત્યાં જીવસૃષ્ટિ પ્રાતિભાસિકી છે,

અને ઈશ્વરસૃષ્ટિ વ્યાવહારિકી છે. એમ અન્ય ગ્રંથકારોએ પણ સત્તા ત્રણ પ્રકારની કહી છે. ચેતનની પરમાર્થસત્તા છે. અને ચેતનથી ભિન્ન જડપદાર્થોની બે પ્રકારની સત્તા છે. એક વ્યાવહારિકસત્તા અને બીજી પ્રાતિભાસિકસત્તા. સૃષ્ટિના આદિકાળમાં ઈશ્વરસંકલ્પથી ઊપજ્યાં જે કેવળ અવિદ્યાનાં કાર્ય–પંચભૂત અને તેઓનાં કાર્ય–ની વ્યાવહારિક-સત્તા છે. દોષ સહિત અવિદ્યાના કાર્ય–સ્વપ્નશુક્તિરજતાદિકોની પ્રાતિ-ભાસિક સત્તા છે એ રીતિ જાગ્રત પદાર્થોની વ્યાવહારિકસત્તા અને સ્વપ્નની પ્રતિભાસિકસત્તા કહી છે.

(જાગ્રત સ્વપ્નના પદાર્થમાં વિલક્ષણતા સિદ્ધ થતી નથી.)
(દૃષ્ટિસૃષ્ટિવાદ ૩૧૭થી ૩૨૯ પર્યંત)

૩૧૭. તથાપિ અનાત્મપદાર્થોની સર્વની પ્રાતિભાસિકી જ સત્તા છે. એથી બે પ્રકારની જ સત્તા છે. ચેતનની પરમાર્થસત્તા અને ચેતનથી ભિન્ન સકળ અનાત્માની પ્રાતિભાસિકી જ સત્તા છે. જાગ્રત-સ્વપ્નના પદાર્થોની કિંચિત્ માત્ર પણ વિલક્ષણતા સિદ્ધ થાય નહિ. એ ઉત્તમ સિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે.

ચોપાઈ

**बिन सामग्री उपजत यातैं, स्वप्नसृष्टि सब मिथ्या तातैं ।**
**देशकालको लेस न जामैं, सर्व जगत् उपजत है तामैं ॥८॥**

સામગ્રી વિના ઊપજે એથી, સ્વપ્નસૃષ્ટિ સહુ મિથ્યા તેથી;
દેશકાલનો લેશ ન જેમાં, સર્વ જગત ઊપજે છે તેમા. ૮

**स्वप्न समान झूठजग जानहु, लेस सत्य ताकूं मति मानहु ।**
**जाग्रतमांहि स्वप्न नहि जैसें, स्वप्नमांहि जाग्रत नहि तैसें ॥९॥**

સ્વપ્ન સમાન જૂઠું જગત જાણો, લેશ સત્ય તેને મા માનો;
જાગ્રતમાં જ સ્વપ્ન નહિ જેમ, સ્વપ્નમાં જ જાગ્રત નહિ તેમ. ૯

દેશકાળસામગ્રી વિના સ્વપ્નના હસ્તી પર્વતાદિક ઊપજે છે, એથી 'મિથ્યા' કહેવાય છે. તેમ આકાશાદિ પ્રપંચની સૃષ્ટિ (ઉત્પત્તિ) બ્રહ્મથી થાય છે, તે બ્રહ્મ વિષે દેશકાળનો લેશ પણ છે નહિ. સ્વપ્ન વિષે હસ્તિપર્વતાદિકોના યોગ્ય તો દેશકાળ નથી, તથાપિ અલ્પદેશકાળ છે; તેમ આકાશાદિકોની સૃષ્ટિમાં અલ્પદેશકાળ પણ છે નહિ; કેમ કે દેશ કાળરહિત પરમાત્માથી આકાશાદિકોની સૃષ્ટિ કહી છે. એ કારણથી તૈત્તિરીયશ્રુતિમાં આકાશાદિકોની ક્રમથી સૃષ્ટિ કહી છે, દેશકાળની

સૃષ્ટિ કહી નથી. અને સૂત્રકારભાષ્યકારે પણ દેશકાળની સૃષ્ટિ નથી કહી. [ 'સૃષ્ટિ' નામ ઉત્પત્તિનું છે. ] ત્યાં તૈત્તિરીયશ્રુતિનો અને સૂત્રકાર ભાષ્યકારનો આજ અભિપ્રાય છે: આકાશાદિક પ્રપંચની ઉત્પત્તિ દેશ કાળસામગ્રી વિના થાય છે, એથી આકાશાદિક સ્વપ્નની પેઠે મિથ્યા છે.

૩૧૮. યદ્યપિ મધુસૂદનસ્વામીએ દેશકાળને સાક્ષાત્ અવિદ્યાનાં કાર્ય કહ્યાં છે. એથી માયાવિશિષ્ટ પરમાત્માથી, પ્રથમ માયાના પરિ ણામ દેશકાળ થાય છે, તેથી અનન્તર આકાશાદિકોની ઉત્પત્તિ થાય છે, એથી યોગ્ય દેશકાળથી આકાશાદિક પ્રપંચની ઉત્પત્તિ સંભવે છે. (એમ કોઈ કહે.)

તથાપિ મધુસૂદનસ્વામીનો આ અભિપ્રાય નથી. જે દેશકાળ પ્રથમ થાય છે અને આકાશાદિક ઉત્તર થાય છે. કેમ કે અતીત (ભૂત) કાળમા હોય તે 'પ્રથમ' અથવા 'પૂર્વ' કહેવાય છે. અને ભવિષ્યત્ કાળમાં થાય તે 'ઉત્તર' કહેવાય છે. [જેને 'પછી' પણ કહે છે.] આકાશાદિકોની ઉત્પત્તિથી પ્રથમ (પૂર્વ) દેશકાળ ઊપજે છે, એ કહેવાથી આકાશાદિકોની ઉત્પત્તિ કાળથી પૂર્વકાળઉપહિત પરમાત્મા દેશકાળનુ અધિષ્ઠાન છે, એ સિદ્ધ થશે. એથી દેશકાળની ઉપત્તિમાં પૂર્વકાળની અપેક્ષા થવાની. અને કાળની ઉત્પત્તિ વિના પૂર્વકાળ અસિદ્ધ છે, એથી આકાશાદિકોથી પૂર્વકાળમાં દેશકાળાદિક હોય છે, એ કહેવુ બને નહિ

કિંતુ મધુસૂદનસ્વામીનો આ અભિપ્રાય છે: જેમ ભૂતભૌતિક-પ્રપંચ પ્રતીત થાય છે, તેમ દેશકાળ પણ પ્રતીત થાય છે અને આત્માથી ભિન્ન કોઈ નિત્ય છે નહિ, એથી દેશકાળ નિત્ય નથી. અને વિના થયેલાની પ્રતીતિ થાય નહિ, એથી આકાશાદિકોની પેઠે દેશકાળની પણ ઉત્પત્તિ થાય છે. તે દેશકાળ માયાના પરિણામ છે અને ચેતનના વિવર્ત છે. જે વિવર્ત હોય તે કશાનું કારણ હોય નહિ. એથી આકાશાદિક પ્રપચની ઉત્પત્તિમાં દેશકાળને કારણતા બને નહિ, કિંવા કારણ પ્રથમ હોય છે, (અને) કાર્ય ઉત્તર હોય છે. આકાશાદિક પ્રપચથી દેશકાળ પ્રથમ હોય છે એ કહેવું બને નહિ, એ વાર્તા હમણાં જ કહી આવ્યા છીએ, તેથી પણ દેશકાળને આકાશાદિક પ્રપંચની કારણતા બને નહિ. કિંતુ સ્વપ્નના પિતાપુત્રની પેઠે, દેશકાળ સહિત આકાશાદિક પ્રપચ માયાવિશિષ્ટ પરમાત્માથી ઉત્પન્ન થાય છે. અને કોઈ પદાર્થ કોઈ દેશમા અને કોઈ કાળમા ઊપજે છે, અન્ય દેશમાં

અન્યકાળમા નથી ઊપજતા. એ રીતિએ સર્વ પદાર્થ પ્રલયકાળમાં નથી ઊપજતા, સૃષ્ટિકાળમાં ઊપજે છે; એથી દેશકાળને કારણતા પ્રતીત પણ થાય છે, તોપણ જે માયાથી દેશકાળ સહિત પ્રપંચની ઉત્પત્તિ થાય છે, તે માયાથી જ દેશકાળ સહિત પ્રપચની ઉત્પત્તિ થાય છે, તે માયાથી જ દેશકાળમા કારણતા અને અન્ય પ્રપંચમાં કાર્યતા પ્રતીત થાય છે.

૩૧૯. અને આકાશાદિક પ્રપંચનાં દેશકાળ કારણ નથી એના વિષે (વાદીને) આવી શંકા થાય છે: વિના થયેલા પદાર્થોની તો પ્રતીતિ થાય નહિ, અને સિદ્ધાંતમાં અગીકાર નથી. જો વિના થયેલાની પ્રતીતિ માનીએ તો અસત્ખ્યાતિનો અંગીકાર થશે, અને વિના થયેલા વંધ્યાપુત્ર શશશૃગાદિકોની પ્રતીતિ થવી જોઈએ, (પણ તે થતી નથી) એથી વિના થયેલાની પ્રતીતિ થાય નહિ. એથી દેશકાળમાં કારણતા ન હોય, તો દેશકાળમાં સર્વ પદાર્થોની કારણતા માયાના બળથી પણ પ્રતીત ન થવી જોઈએ. અને કારણતા દેશકાળમાં પ્રતીત થાય છે એથી દેશકાળ સર્વ પ્રપંચના કારણ છે.

અને (વાદી કહે છે કે) જો સિદ્ધાંતી આમ કહે, 'સર્વ પ્રપંચનુ કારણ બ્રહ્મ છે, બ્રહ્મની કારણતા દેશકાળમાં પ્રતીત થાય છે અને દેશકાળમા કારણતા નથી.' તે પણ બને નહિ; કેમ કે જેમ દેશકાળનું અધિષ્ઠાન બ્રહ્મ છે, તેમ સર્વ પ્રપંચનુ અધિષ્ઠાન બ્રહ્મ છે. દેશકાળમા જ બ્રહ્મની કારણતા પ્રતીત થાય, અન્યમા નહિ, એ કહેવામા કોઈ હેતુ નથી. એથી અધિષ્ઠાનબ્રહ્મ કારણતા દેશકાળમાં પ્રતીત થાય, તો બ્રહ્મ સર્વ પ્રપંચનુ અધિષ્ઠાન છે, એથી સર્વ પ્રપંચમા કારણતા પ્રતીત થવી જોઈએ. કોઈમા કારણતા, કોઈમાં કાર્યતા, એવા ભેદ ન જોઈએ. કિવા દેશકાળમા કારણતા છે નહિ અને બ્રહ્મમા કારણતા છે, તે બ્રહ્મની કારણતા દેશકાળમાં પ્રતીત થાય છે, એ કહેવાથી અન્યથાખ્યાતિનો અગીકાર થશે કેમ કે અન્યવસ્તુની અન્યરૂપથી પ્રતીતિને 'અન્યથાખ્યાતિ' કહે છે. દેશકાળ કારણ નથી, એથી કારણથી અન્ય અકારણ છે, તેઓ(અકારણરૂપ દેશકાળ)ની અન્યરૂપથી નામ કારણ રૂપથી પ્રતીતિ માનવામાં અન્યથાખ્યાતિનો અંગીકાર થશે અને સિદ્ધાતમા અન્યથાખ્યાતિનો અંગીકાર નથી. જો આ સ્થાનમાં અન્યથા ખ્યાતિ માનીએ, તો શુક્તિમાં અનિર્વચનીય રૂપ્યની ઉત્પત્તિ સિદ્ધાંતમાં માની છે તે નિષ્ફળ થશે. કેમ કે અન્યથાખ્યાતિમાં બે મત છે: એક તો અન્યદેશમાં સ્થિતપદાર્થની અન્યદેશમાં પ્રતીતિ (તે) અન્યથા

ખ્યાતિ,–જેમ કાંતાના કરમાં સ્થિત રજત( રૂપા )ની સંમુખ શુક્તિદેશમાં પ્રતીતિ અન્યથાખ્યાતિ. અથવા અન્યપદાર્થની અન્યરૂપથી પ્રતીતિ અન્યથાખ્યાતિ,–જેમ શુક્તિની જ રજતરૂપથી પ્રતીતિ અન્યથાખ્યાતિ. એમ સર્વ ભ્રમસ્થળમાં અન્યથાખ્યાતિએ નિર્વાહ સંભવે છે. અનિર્વચનીય રજતાદિકોની ઉત્પત્તિકથન અસંગત થશે.

અને સિદ્ધાતી આમ કહે, ‘વિષયના સમાનાકાર જ્ઞાન થાય છે. અન્યવસ્તુનુ અન્યરૂપથી જ્ઞાન સંભવે નહિ. એથી રજતાકાર જ્ઞાનનો વિષય પણ અનિર્વચનીય રજત ઉત્પન્ન થાય છે.’ એ અદ્વૈતસિદ્ધાતમાં કારણથી અન્ય જે દેશકાળ તેઓ વિષે બ્રહ્મની કારણતાનું જ્ઞાન સંભવે નહિ. એથી દેશકાળમા કારણતા જે પ્રતીત થાય છે, તે (કારણતા) વિના થયેલનું અથવા બ્રહ્મમાં સ્થિત કારણતાનું, ભાન સંભવે નહિ; કિંતુ દેશકાળમાં જ કારણતા છે, તેનું ભાન થાય છે. એ રીતિએ ‘આકાશાદિક પ્રપંચનાં કારણ દેશકાળ નહિ’ એ કથન અસંગત છે (એમ વાદી કહે છે).

૩૨૦. (સિદ્ધાતી કહે છે કે) તે શંકા બને નહિ. કેમ કે બ્રહ્મની કારણતા દેશકાળમાં પ્રતીત થાય છે. જેમ જપાપુષ્પ સંબંધી સ્ફટિકમાં પુષ્પની રક્તતા પ્રતીત થાય છે; (અને) અધિષ્ઠાનની સત્યતા સ્વપ્નકાળમાં મિથ્યા હસ્તિપર્વતાદિકોમા પ્રતીત થાય છે; ત્યાં સ્ફટિકમા અનિર્વચનીય રક્તતાની ઉત્પત્તિનો અંગીકાર નથી કિંતુ પુષ્પની રક્તતા સ્ફટિકમા પ્રતીત થાય છે, એથી શ્વેત સ્ફટિકની રક્તરૂપથી પ્રતીતિ થવાથી, રક્તતાના જ્ઞાનમા અન્યથાખ્યાતિ જ માની છે; (અને) તેમ સ્વપ્નમાં મિથ્યા પદાર્થો વિષે સત્યતા પ્રતીત થાય છે, ત્યાં ‘અનિર્વચનીયસત્યતા તે પદાર્થો વિષે ઉત્પન્ન થાય છે,’ એ કથન તો ‘સત્ય મિથ્યા છે.’ એ (વદતોવ્યાઘાતદોષવાળા) વચનની પેઠે સંભવે નહિ. અને વિના થયેલની પ્રતીતિ થાય નહિ. કિંતુ સ્વપ્નના અધિષ્ઠાનચેતનની સત્યતા મિથ્યા પદાર્થોમાં પ્રતીતા થાય છે, એથી મિથ્યા પદાર્થોની સત્યરૂપે પ્રતીતિ હોવાથી, સત્યતાના જ્ઞાનમાં અન્યથાખ્યાતિ જ માની છે. તેમ અધિષ્ઠાન બ્રહ્મની કારણતા, દેશકાળમા અન્યથાખ્યાતિએ કરી પ્રતીતા થાય છે.

૩૨૧. (બે પદાર્થના સંબંધથી એકના ધર્મ બીજામાં પ્રતીત થાય ત્યાં જ અન્યથાખ્યાતિ સંભવે છે.)

અને જો આમ કહીએ–‘એટલા સ્થાનમાં અન્યથા–ખ્યાતિ માનીએ તો સર્વ ભ્રમ(સ્થાન)માં અન્યથાખ્યાતિ જ માનવી જોઈએ,’

તે શંકા બને નહિ. કેમ કે શુક્તિરજતાદિકમાં અન્યથાખ્યાતિ માનવામાં આ દોષ કહ્યો છે: 'વિષયથી વિલક્ષણ જ્ઞાન બને નહિ' અને જ્યાં સ્ફટિકમા રક્તતાનું જ્ઞાન થાય, ત્યા રક્તપુષ્પનો સ્ફટિક સાથે સંબંધ છે, એથી સ્ફટિક સંબંધી પુષ્પની રક્તતા સ્ફટિકમા પ્રતીત થાય છે: કેમ કે અંતઃકરણની વૃત્તિ જ્યારે રક્તપુષ્પાકારા થાય છે. તે જ (અંતઃકરણની) વૃત્તિનો વિષય રક્તપુષ્પ સંબંધી સ્ફટિક છે, એથી પુષ્પની રક્તતા સ્ફટિકમાં પ્રતીત થાય છે. અને શુક્તિનું તો રજતરૂપે જ્ઞાન સંભવે નહિ. કેમ કે શુક્તિાદિકમાં અનિર્વચનીય તથા વ્યાવહારિક રજત તો અન્યમતમાં છે નહિ. કિંતુ શુક્તિ છે. તે શુક્તિના સંબંધે શુક્તિના સમાનાકાર જ અંતઃકરણની વૃત્તિ થશે. રજતાકાર અંતઃકરણની વૃત્તિ થાય નહિ. એથી અવિદ્યાનુ પરિણામ ચેતનનું વિવર્ત અનિર્વચનીય રજત અને તેનું જ્ઞાન બંને ઉત્પન્ન થાય છે. અને સ્ફટિકમા રક્તતા પ્રતીત થાય ત્યાં વૃત્તિનો સંબંધ. સ્ફટિક અને રક્તપુષ્પ બંનેની સાથે થાય છે. રક્તપુષ્પના સંબંધથી રક્તાકાર વૃત્તિ થાય છે, તે વૃત્તિનો સ્ફટિક સાથે પણ સંબંધ છે. અને સ્ફટિકમા રક્તતાની છાયા છે, એથી પુષ્પનો ધર્મ રક્તતા સ્ફટિકમાં તે જ વૃત્તિનો વિષય છે. એ રીતિએ જ્યાં બે પદાર્થનો સંબંધ છે. ત્યાં એકના ધર્મની બીજામા પ્રતીતિ સંભવે છે, ત્યાં અન્યથાખ્યાતિ જ સંભવે છે જ્યા બંને પદાર્થોનો સંબંધ નહિ ત્યાં અન્યથાખ્યાતિ નહિ, કિંતુ અનિર્વચનીયખ્યાતિ છે.

જેમ પુષ્પ સંબંધી સ્ફટિકમાં પુષ્પની રક્તતા પ્રતીત થાય છે તેમ સ્વપ્નના હસ્તીપર્વતાદિકોનો પણ અધિષ્ઠાનચેતન સાથે સંબંધ છે, એથી ચેતનનો ધર્મ—સત્યતા—પણ, ચેતન સંબંધી હસ્તીપર્વતાદિકના પ્રતીત થાય છે, તે અન્યથાખ્યાતિ છે. તેમ અધિષ્ઠાન ચેતનનો ધર્મ—કારણતા—, અધિષ્ઠાન ચેતન સંબંધી દેશકાળમાં પ્રતીત થાય છે.

૩૨૨. અને જે પૂર્વ શંકા કરી: 'અધિષ્ઠાનચેતનનો સંબંધ સર્વ પ્રપંચ સાથે છે. જો સંબંધીઓનો ધર્મ અન્યથાખ્યાતિએ કરી, અન્યમાં પ્રતીત થાય, તો ચેતનની કારણતા સર્વ પ્રપંચમાં પ્રતીતા થવી જોઈએ.' તે શંકા બને નહિ. કેમ કે જેમ સ્વપ્નમાં બે શરીર ઉત્પન્ન થાય છે, (તેમાંથી) એક શરીર પિતૃરૂપ પ્રતીત થાય છે અને બીજું શરીર પુત્રરૂપ પ્રતીત થાય છે. ત્યા બંને શરીરોનો સ્વપ્નના અધિષ્ઠાનચેતન સાથે સંબંધ પણ છે, તથાપિ પિતૃશરીરમા અધિષ્ઠાન-ચેતનની કારણતા પ્રતીતા થાય છે. અને પુત્રશરીરમાં કારણતા પ્રતીતા

થાય નહિ; કિન્તુ પિતૃજન્ય પુત્ર છે, એ રીતિએ પુત્રશરીરમાં કાર્યતા પ્રતીત થાય છે. એ રીતિએ અધિષ્ઠાનચેતન સાથે સંબંધ તો સર્વને છે. તથાપિ દેશકાળમાં ચેતનધર્મ—કારણતા—ની પ્રતીતિ થાય છે, (અને) અન્યમા કાર્યતાની પ્રતીતિ થાય છે.

અથવા અધિષ્ઠાનચેતન અસંગ છે, તે કોઈનું પરમાર્થતઃ કારણ નથી. માયામાં આભાસ યદ્યપિ કારણ છે, તથાપિ આભાસનું સ્વરૂપ મિથ્યા હોય છે. જે પોતે જ મિથ્યા હોય તે બીજાનું કારણ બને નહિ. એથી પરમાત્મા વિષે પ્રપંચની કારણતા હોય, તો તેની દેશકાળમાં, ભ્રમથી પ્રતીતિ સંભવે તે પરમાત્મા વિષે કારણતા છે નહિ—પરમાત્મા કારણતાદિક ધર્મરહિત અસંગ છે—તેની કારણતા દેશકાળમાં પ્રતીત થાય છે. એ કહેવું સભવે નહિ. કિંતુ માયાકૃત અનિર્વચનીય દેશકાળ અનિર્વચનીય કારણતાવાળા થાય છે, અને પરમાર્થે કરી દેશકાળ કારણ નથી. જેમ પુત્રહીન પુરુષ સ્વપ્નમાં પુત્રપૌત્ર બંનેને દેખે, ત્યાં પુત્રપૌત્રશરીર અનિર્વચનીય હોય છે, અને પુત્રશરીરમાં પૌત્રશરીરની અનિર્વચનીયકારણતા હોય છે ત્યાં પરમાર્થે કરી પુત્રશરીર અને પૌત્ર-શરીરનો પરસ્પર કારણકાર્યભાવ હોતો નથી. તેમ અનિર્વચનીય કારણ દેશકાળ પ્રતીત થાય છે. પરમાર્થથી દેશકાળ અને આકાશાદિક પ્રપંચનો કારણકાર્યભાવ છે નહિ એ રીતિએ દેશકાળસામગ્રી વિના જાગ્રત પ્રપંચની ઉત્પત્તિ થાય છે, એથી સ્વપ્નની પેઠે જાગ્રત પણ મિથ્યા છે. અને જેમ સ્વપ્નમાં સ્ત્રીપુત્રાદિક સ્વપ્નના જ સુખદુઃખનાં હેતુ છે, જાગ્રતમાં તેઓનો અભાવ છેઃ તેમ જાગ્રતના પદાર્થોનો સ્વપ્નમાં અભાવ હોય છે. (એ) બંને સમ છે.

૩૨૩. (જાગ્રતપદાર્થ સ્વપ્નપદાર્થથી વિલક્ષણ નથી.)

અને જો આમ કહે: ‘જાગ્રતથી સ્વપ્ન થઈને પુનઃ જાગ્રત થાય, ત્યાં પહેલા જાગ્રતના જે પદાર્થ છે, તે જ સ્વપ્નવ્યવહિત (સ્વપ્નરૂપ અંતરાયવાળા) બીજા જાગ્રતમાં રહે છે, અને પ્રથમ સ્વપ્નના પદાર્થ બીજા સ્વપ્નમા રહેતા નથી, એથી સ્વપ્નના પદાર્થોથી જાગ્રતના પદાર્થ વિલક્ષણ છે.’

તે શંકા પણ સિદ્ધાંતના અજ્ઞાની મૂઢની દૃષ્ટિથી થાય છે; કેમ કે મૂર્ખોની દૃષ્ટિ આવી છે. ‘સંસારપ્રવાહ અનાદિ છે. તેમાં જીવોને જાગ્રત. સ્વપ્ન, સુષુપ્તિ થાય છે. જાગ્રત કાળમાં, સ્વપ્ન—સુષુપ્તિ નષ્ટ થાય છે, અને સ્વપ્નકાળમા જાગ્રત—સુષુપ્તિ નષ્ટ થાય છે, તેમ સુષુપ્તિકાળમા

જાગ્રત-સ્વપ્ન નષ્ટ થાય છે. પરંતુ સ્વપ્ન-સુષુપ્તિ હોય ત્યારે જાગ્રતકાળનાં સ્ત્રીપુત્રપશુધનાદિક દૂર થાય નહિ, કિંતુ બન્યાં રહે (છે અને) તેઓનું જ્ઞાન જ દૂર થાય છે. પુનઃ જાગ્રત થાય ત્યારે પ્રથમ જાગ્રતના વિદ્યમાન પદાર્થોનું જ્ઞાન થાય છે.' એ અજ્ઞાની મૂર્ખોની દૃષ્ટિ છે.

૩૨૪. (જાગ્રતના પદાર્થો અને તેઓનું જ્ઞાન બન્ને સાથે જ ઉત્પન્ન થાય છે અને સાથે જ નષ્ટ થાય છે.)

અને સિદ્ધાંત તો આ છે: સર્વ પદાર્થ ચેતનના વિવર્ત છે (અને) અવિદ્યાના પરિણામ છે. એથી શુક્તિરજતની પેઠે જે કાળમાં જે પદાર્થ પ્રતીત થાય તે કાળમાં અધિષ્ઠાન-ચેતનઆશ્રિતઅવિદ્યાનુ દ્વિવિધ પરિણામ થાય છે.-અવિદ્યાના તમોગુણઅંશનું ઘટાદિવિષયરૂપ પરિણામ થાય છે, અને અવિદ્યાના સત્ત્વગુણ(અંશ)નું જ્ઞાનરૂપ પરિણામ થાય છે. યદ્યપિ ચેતનને 'જ્ઞાન' કહે છે, એથી સત્ત્વગુણનું પરિણામ જ્ઞાન છે એ કહેવુ બને નહિ. તથાપિ સર્વવ્યાપક ચેતન જ્ઞાન નથી, કિંતુ સાભાસવૃત્તિમાં આરૂઢચેતનને જ્ઞાન કહે છે, એથી ચેતનમાં જ્ઞાનવ્યવહારની સંપાદકવૃત્તિ છે. એ રીતિએ ચેતનમાં જ્ઞાન-પણાની 'સંપાદિકા' વૃત્તિ છે, (અથવા) એ રીતિએ ચેતનમાં જ્ઞાન-પણાની 'ઉપાધિ' વૃત્તિ છે, તેને વિષે પણ જ્ઞાનશબ્દનો પ્રયોગ થાય છે. જેમ લોકમાં કહે છે: ઘટનું જ્ઞાન ઉત્પન્ન થયુ, પટનું જ્ઞાન નષ્ટ થયું. ત્યાં વૃત્તિમાં આરૂઢ ચેતનનો તો ઉત્પત્તિ-નાશ સંભવે નહિ, વૃત્તિનો ઉત્પત્તિ-નાશ થાય છે, અને 'જ્ઞાનનો ઉત્પત્તિનાશ' (લોક) કહે છે. એથી વૃત્તિમા જ્ઞાનશબ્દનો પ્રયોગ થાય છે. તે વૃત્તિરૂપ જ્ઞાન સત્ત્વગુણનું પરિણામ છે, એ કહેવું સભવે છે. તે વૃત્તિરૂપ પરિણામમાં ચેતનનો આભાસ હોય છે, ઘટાદિક વિષયરૂપ પરિણામમા ચેતનનો આભાસ થાય નહિ. કેમ કે યદ્યપિ વિષય અને વૃત્તિ બન્ને અવિદ્યાનાં પરિણામ છે, તથાપિ ઘટાદિક વિષય તો અવિદ્યાના તમો-ગુણનું પરિણામ છે, એથી મલિન છે, તેમાં આભાસ થાય નહિ; અને વૃત્તિ, સત્ત્વગુણનું પરિણામ, સ્વચ્છ છે, તેમાં આભાસ થાય છે. એ રીતિએ વૃત્તિને ચેતનના આભાસગ્રહણની યોગ્યતા હોવાથી વૃત્તિઅવચ્છિન્નચેતનને જ્ઞાન કહે છે, અને સાક્ષી કહે છે. ઘટાદિવિષયને આભાસગ્રહણની યોગ્યતા નથી, એ કારણથી વિષયઅવચ્છિન્નચેતન 'જ્ઞાન' નહિ, અને 'સાક્ષી' પણ નહિ. એ રીતિએ જાગ્રતના પદાર્થ અને તેનું જ્ઞાન બન્ને સાથે જ ઉત્પન્ન થાય છે, અને સાથે જ નષ્ટ

થાય છે. એ વેદનો ગૂઢ સિદ્ધાંત છે. એથી જાગ્રતના પદાર્થ બીજા જાગ્રતમાં રહે છે એ કહેવું સંભવે નહિ.

૩૨૫. યદ્યપિ સ્વપ્નથી જાગેલા પુરુષને આવી પ્રત્યભિજ્ઞા થાય છે: 'જે પૂર્વ પદાર્થ હતા તે જ આ પદાર્થ છે.' એથી જાગ્રતના પદાર્થોનો, જ્ઞાનના સમકાળે ઉત્પત્તિ-નાશ નથી થતો, કિંતુ જ્ઞાનથી પ્રથમ વિદ્યમાન હોય છે અને જ્ઞાનના નાશથી અનંતર પણ રહે છે. તથાપિ જેમ સ્વપ્નના પદાર્થ તે જ ક્ષણમાં ઉત્પન્ન થાય છે, અને આવા પ્રતીત થાય છે: 'મારા જન્મથી પણ પ્રથમ ઊપજેલા આ પર્વત સમુદ્રાદિક છે'-ત્યાં તત્કાલ ઊપજેલા પદાર્થમાં બહુકાળ-સ્થિરતાની ભ્રાંતિ થાય છે. એથી જે અવિદ્યાએ મિથ્યાપર્વતસમુદ્રાદિક ઉપજાવ્યાં છે, તે જ અવિદ્યાએ કરી બહુકાળ-સ્થિરતા અને સ્થિરતાની પ્રતીતિ અનિર્વચનીયા ઊપજે છે. તેમ જાગ્રતના પદાર્થો વિષે પણ અનેક દિન સ્થિરતા છે નહિ, કિંતુ અવિદ્યાબળે મિથ્યાસ્થિરતા[૧૮૨] પણ તે પદાર્થોની સાથે ઊપજીને પ્રતીત થાય છે.

અને જો એમ કહે કે: 'સ્વપ્નના પદાર્થ સાક્ષાત્ અવિદ્યાનું પરિણામ છે; અને જાગ્રતના પદાર્થ સાક્ષાત્ અવિદ્યાનું પરિણામ નથી, કિંતુ ઘટની ઉત્પત્તિ દંડચક્ર-કુલાલે કરી થાય છે, તેમ સર્વ પદાર્થોની ઉત્પત્તિ પોતપોતાનાં કારણથી થાય છે, સાક્ષાત્ અવિદ્યાથી નહિ. જો સાક્ષાત્ અવિદ્યાનું પરિણામ હોય તો આકાશાદિક ક્રમથી પંચભૂતોની ઉત્પત્તિ, 'અને (તેઓનું) પંચીકરણ (થઈ) તેઓએ કરી બ્રહ્માણ્ડની 'ઉત્પત્તિ' શ્રુતિમાં કહી છે, તે અસંગત થવાની. એથી ઈશ્વર 'સૃષ્ટિ-જાગ્રતના પદાર્થ-પોતપોતાના ઉપાદાનનું પરિણામ છે,' અવિદ્યાનું સાક્ષાત્ પરિણામ નહિ. સ્વપ્નના તો સર્વ પદાર્થો અવિદ્યાનું પરિણામ છે. તેઓનું એક અવિદ્યા ઉપાદાન હોવાથી, તે પદાર્થોની અને તેઓના જ્ઞાનની, એક અવિદ્યાએ એક કાલમાં ઉત્પત્તિ સંભવે છે. જાગ્રતના પદાર્થ ભિન્ન ભિન્ન કારણથી ઉત્પન્ન થાય છે. કાર્યથી પહેલું કારણ હોય છે. અને કારણમાં કાર્યનો લય થાય છે. એથી ઘટની ઉત્પત્તિથી પ્રથમ અને ઘટનાશ પછી મૃત્પિણ્ડ રહે છે. એ એ રીતિએ કોઈ પદાર્થ અલ્પકાળ સ્થિર અને કોઈ અધિક કાળ

૧૮૨. જાગ્રતના પદાર્થોનું-'પૂર્વ જાગ્રત વિષે જે દીઠેલા તે પદાર્થ આ છે,' એવા આકારવાળું પ્રત્યભિજ્ઞાજ્ઞાન, નિદ્રાથી ઊઠેલા મનુષ્યને થાય છે તે જ્ઞાન, નદીપ્રવાહ કિંવા દીપશિખા તેઓના પ્રત્યભિજ્ઞાજ્ઞાન જેવું-ભ્રમરૂપ છે. પં. પી. પુ.

સ્થિર કાર્યકારણ છે. તેમ સ્વપ્નના નથી.'

૩૨૬. તે શંકા બને નહિ; કેમ કે જાગ્રતના પદાર્થોની પેઠે સ્વપ્નના પદાર્થો વિષે પણ કાર્યકારણભાવ પ્રતીત થાય છે. જેમ કોઈને આવું સ્વપ્ન થાય: 'મારી ગાયને વાછરડું થયું છે.' અથવા 'મારી સ્ત્રીને પુત્ર થયો છે.' ત્યાં ગાય અને સ્ત્રી વિષે કારણતાની પ્રતીતિ અને બહુકાળ-સ્થાયિતાની પ્રતીતિ થાય છે; વાછરડું અને પુત્ર વિષે કાર્યતા અને અલ્પ કાળ સ્થિરતા પ્રતીત થાય છે, અને સર્વ સમકાળ છે. કોઈ કોઈનું કારણ નથી; કિંતુ ગાય, વાછડું, સ્ત્રી આદિકોનું અવિદ્યા જ ઉપાદાન છે. તેમ જાગ્રત વિષે પણ કોઈ અધિક કાળસ્થાયી કારણરૂપથી, અને કોઈ ન્યૂનકાળસ્થાયી કાર્યરૂપથી, સ્વપ્નની પેઠે, પ્રતીત થાય છે; કોઈ કોઈનુ પરસ્પર કાર્યકારણ નથી પરંતુ સાક્ષાત્ અવિદ્યાનાં કાર્ય છે.

૩૩૭. અને શ્રુતિ વિષે જે ક્રમથી સૃષ્ટિ કહી છે, ત્યાં સૃષ્ટિપ્રતિપાદનમા શ્રુતિનો અભિપ્રાય નથી, કિંતુ અદ્વૈતબોધનમાં અભિપ્રાય છે. સર્વ પદાર્થ પરમાત્માથી ઊપજે છે એથી તેના વિવર્ત છે, જે જેનો વિવર્ત હોય તે તેનું જ સ્વરૂપ હોય છે. એથી સર્વ નામરૂપ, બ્રહ્મથી પૃથક્ નથી, બ્રહ્મ જ છે: એ અર્થ બોધન કરવાને સૃષ્ટિ કહી છે. સૃષ્ટિનું અન્ય પ્રયોજન નથી. ત્યાં ક્રમનું જે કથન છે, તે સ્થૂળદૃષ્ટિને વિપરીત ક્રમથી લયચિંતનના નિમિત્ત છે, તેનું પણ અદ્વૈતબોધ જ પ્રયોજન છે એથી ક્રમકથનમાં પણ અભિપ્રાય નથી. સૃષ્ટિમાં ક્રમ છે નહિ. કિંતુ સર્વ પદાર્થ એક અવિદ્યાએ કરી ઊપજે છે, તેઓનો પરસ્પર કારણકાર્યભાવ અને પૂર્વઉત્તરભાવ, અવિદ્યાકૃત સ્વપ્નની પેઠે મિથ્યા પ્રતીત થાય છે; અને શ્રુતિએ તેમની પોતપોતામાં કાર્યકારણતા, અને પૂર્વઉત્તરતા કહી છે, તે લયચિંતનના નિમિત્ત કહી છે. ધ્યાનમાં આવો નિયમ નથી: જેવું સ્વરૂપ હોય તેવું જ ધ્યાન થાય. એથી જાગ્રતના પદાર્થોનો પોતપોતામાં કારણકાર્યભાવ નથી.

(દૃષ્ટિસૃષ્ટિવાદનું[૧૮૩] સ્વરૂપ)

૩૨૮. કિંતુ સર્વ પદાર્થ સાક્ષાત્ અવિદ્યાનાં કાર્ય છે. શુક્તિ-

---

૧૮૩. दृष्टिरेव भवेत्सृष्टिर्दृष्टिसृष्टिमते तथा ।
दृष्टिकालीनसृष्टिस्तु दृष्टिसृष्टिर्मतान्तरे ॥

वेदान्तसिद्धांतादर्श

સિદ્ધાંતમુક્તાવલિકારના મતમાં દૃષ્ટિ એ જ સૃષ્ટિ થાય છે. અન્ય મતમાં 'દૃષ્ટિ' નામ અવિદ્યાની વૃત્તિરૂપ જ્ઞાન, તેના સમકાળમાં જ 'સૃષ્ટિ' નામ પ્રપંચની ઉત્પત્તિ તેનો 'વાદ' નામ કથન

રજતની પેઠે વા સ્વપ્નની પેઠે અવિદ્યાની વૃત્તિઉપહિત સાક્ષીથી તેઓનો પ્રકાશ થાય છે, એથી સર્વ પદાર્થ સાક્ષીભાસ્ય છે. અને જ્ઞાનાકાર અને જ્ઞેયાકાર અવિદ્યાનું પરિણામ એક જ કાળમાં ઊપજે છે, (અને) સાથે જ નષ્ટ થાય છે. એથી જ્યારે પદાર્થની પ્રતીતિ થાય છે, ત્યારે જ પ્રતીતિનો વિષય પદાર્થ થાય છે. અન્ય કાળમાં નથી થતો. એને જ દૃષ્ટિ-સૃષ્ટિવાદ કહે છે.

એ પક્ષમાં પદાર્થની અજ્ઞાતસત્તા નથી, જ્ઞાતસત્તા છે. અદ્વૈતવાદમાં એ સિદ્ધાંતપક્ષ છે. એ પક્ષમાં બે (પ્રાતિભાસિક અને પારમાર્થિક) સત્તા છે, ત્રીજી (વ્યાવહારિકસત્તા) નથી. કેમ કે અનાત્મપદાર્થ સર્વ સ્વપ્નની પેઠે પ્રાતિભાસિક છે. પ્રતીતિ કાળથી ભિન્નકાળમાં અનાત્માની સત્તા નહિ, એથી ત્રીજી વ્યાવહારિકી સત્તા નહિ. એ પક્ષમાં સર્વ અનાત્મપદાર્થ સાક્ષીભાસ્ય છે, પ્રમાતા પ્રમાણના વિષય કોઈ પણ નથી. કેમ કે અંતઃકરણ અને ઇંદ્રિય તથા ઘટાદિક, સર્વ ત્રિપુટી અને જ્ઞાન, સ્વપ્નની પેઠે એક કાળમાં ઊપજે છે; તેઓનો વિષયવિષયીભાવ બને નહિ. જો ઘટાદિક વિષય અને નેત્રાદિક ઇંદ્રિય, તેમ અંતઃકરણ એ જ્ઞાનથી પ્રથમ હોય, તો નેત્રાદિક દ્વારા, અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન, પ્રમાણજન્ય હોય. તે અંતઃકરણ, ઇંદ્રિય અને વિષય ત્રણે જ્ઞાનના પૂર્વકાળમાં છે નહિ, કિંતુ જ્ઞાનસમકાલ જ સ્વપ્નની પેઠે, ત્રિપુટી ઊપજે છે; એથી ત્રિપુટીજન્ય જ્ઞાન કોઈ પણ નથી. તથાપિ જ્ઞાન વિષે સ્વપ્નની પેઠે ત્રિપુટીજન્યતા પ્રતીત થાય છે. એથી જાગ્રતના પદાર્થ સાક્ષીભાસ્ય છે; પ્રમાણજન્ય જ્ઞાનના વિષય નથી. એથી પણ સ્વપ્નના સમાન મિથ્યા છે. કિંવા (જાગ્રતમા રજ્જુસર્પાદિક) કેટલાક પદાર્થોને મિથ્યારૂપ કરીને જાણે છે, અન્યને (ઘટાદિકને) સત્યરૂપ કરીને આમ જાણે છે, 'અનાદિ-કાળના પદાર્થ છે, તેઓમાંથી કોઈ નષ્ટ થાય છે, અન્ય તેના સમાન ઉત્પન્ન થાય છે. એમ પ્રપંચધારાનો ઉચ્છેદ કદી થાય નહિ. જેને જ્ઞાન થાય છે, તેને (અધિષ્ઠાનથી ભિન્ન) પ્રપંચની પ્રતીતિ થાય છે. તે જ્ઞાનનાં સાધન વેદ-ગુરુ છે, તેઓથી પરમસત્યની પ્રાપ્તિ થાય છે.' એવી પ્રતીતિ જાગ્રતમાં થાય છે. ત્યાં કોઈ પદાર્થમા મિથ્યાપણું, કોઈમા નાશ, કોઈમાં ઉત્પત્તિ, વેદગુરુથી પરમપુરુષાર્થની પ્રાપ્તિ; એ સર્વ અવિદ્યાકૃત સ્વપ્નની પેઠે મિથ્યા છે. (યોગ)વાસિષ્ઠમાં એવા અનંત ઇતિહાસ કહ્યા છે. ક્ષણમાત્રના સ્વપ્નમાં બહુકાળ પ્રતીત થાય અને જાગ્રતની પેઠે સ્થાયી પદાર્થ પ્રતીત થાય અને તેઓથી બહુકાળ ભોગ

થાય એથી જાગ્રત પદાર્થની સ્વપ્નથી કિંચિત્ વિલક્ષણુતા નથી, કિંતુ આત્મભિન્ન સર્વ મિથ્યા છે.

## ૩૨૯: શિષ્ય ઉવાચ

(સંસાર જ નથી તો બંધ ન હોય, તેમ થયે શ્રવણાદિ સાધન નિષ્ફળ થશે.)

દુહા

**लाख हजारन कल्पको, यह उपज्यो संसार।**
**यातें ज्ञानी मुक्त व्है, बंधे अज्ञ हजार॥१०॥**

લાખ હજારો કલ્પનો આ ઊપન્યો સંસાર;
એથી જ્ઞાની મુક્ત છે, બાધ્યા અજ્ઞ હજાર. ૧૦

**झूठो स्वप्नसमान जो, क्षन घटिका व्है याम।**
**बद्ध कौन को मुक्त है, श्रवनादिक किह काम॥११॥**

જૂઠો સ્વપ્ન સમાન જો. ક્ષણ ઘટિકા છે યામ;
બદ્ધ કાણુ, કો મુક્ત છે, શ્રવાણાદિનું શુ કામ? ૧૧

ઈશ્વરસૃષ્ટિ અનંતકલ્પથી અનાદિ છે. તેમા જ્ઞાની મુક્ત થાય છે (અને) અજ્ઞાનીને બંધ રહે છે. (તે સૃષ્ટિ) જો સ્વપ્ન સમાન હોય તો સ્વપ્ન એક ક્ષણ, ઘડી તથા પહોર સુધી થાય છે, તેમ સસાર પણ ક્ષણ અથવા ઘડી વા પ્રહરકાળ વા કિચિત્ અધિક કાળ થશે સ્વપ્નની પેઠે સ્વલ્પકાળસ્થાયી સંસાર હોય તો અનાદિ કાળનો બંધ થશે નહિ. (એટલે) બંધનિવૃત્તિરૂપ મોક્ષના નિમિત્ત શ્રવણાદિક સાધન નિષ્ફળ થશે.

[યદ્યપિ પૂર્વ ઉક્ત સિદ્ધાંતમાં, બંધ, મોક્ષ, વેદ, ગુરુ અગીકાર નથી. કિંતુ ચેતન નિત્યમુક્ત છે, અવિદ્યાના પરિણામ, ચેતનમાં નાના 'વિવર્ત' થાય છે, તેથી આત્મરૂપની કિંચિત્માત્ર પણ હાનિ નથી. આત્મા સદા અસંગ એકરસ છે. આજસુધી કોઈ મુક્ત થયો નથી, આગળ થશે નહિ, કિંતુ ચેતન નિત્યમુક્ત છે. અવિદ્યા અને તેના પરિણામનો ચેતન સાથે કોઈ કાળમાં સંબધ નથી, એથી બધ અને વેદ–ગુરુ, શ્રવણાદિક અને સમાધિ તથા મોક્ષ, એમની પ્રતીતિ પણ સ્વપ્નની પેઠે અવિદ્યાજન્ય છે, એથી મિથ્યા છે. એમના વિષે બહુ કાલસ્થાયિત પણ અવિદ્યાજન્ય છે. તથાપિ સિદ્ધાંતને ન જાણીને સ્થૂળ દૃષ્ટિ(વાન)નો એ પ્રશ્ન છે.]

## ૩૩૦: ગુરુવાક્ય

(અગૃધદેવ નામ ઇચ્છારહિત દેવનું સ્વપ્ન)

દુહો

**अगृधदेवकूं स्वप्नमें, भ्रम उपज्यो जिहि रीति।**
**शिष तोकूं यह ऊपजी, बंधमोक्ष परतीति ॥ १२ ॥**

અગૃધદેવને સ્વપ્નમાં, ભ્રમ ઊપજ્યો જે રીતિ;
શિષ્ય! તુને એ ઊપજી, બંધ–મોક્ષ–પ્રતીતિ. ૧૨

હે શિષ્ય! જેમ નિદ્રાદોષથી સ્વપ્નમાં, અધ્યાપક, અધ્યયન, વેદશાસ્ત્ર, પુરાણ, ધર્મશાસ્ત્ર, અને અધ્યયનકર્તા, કર્મ અને તેમનું ફળ પ્રતીત થાય છે; અને તે સર્વ પદાર્થોમાં સત્યની ભ્રાંતિ થાય છે, તથાપિ તે સ્વપ્નના સર્વ પદાર્થ મિથ્યા છે; તેમ જાગ્રતના સર્વ પદાર્થ મિથ્યા છે. તેઓ વિષે સત્યતાની પ્રતીતિ ભ્રમ છે. [દુહામાં 'બંધ–મોક્ષ'ના ગ્રહણથી (=લખ્યું છે તેથી) સર્વ અનાત્માનું ગ્રહણ છે.] જેમ તને અમે ગુરુ પ્રતીત થઈએ છીએ, વેદ અર્થનો બંધવિઘાતક ઉપદેશ કરીએ છીએ, તે તુંને મિથ્યા પ્રતીતિ છે; જેમ અગૃધદેવને સ્વપ્નમાં મિથ્યા પ્રતીતિના વિષય, ગુરુવેદાદિક અનિર્વચનીય ઊપજ્યા હતા, તેમ તારી પ્રતીતિને વિષે મારાથી આદિ લઈને સર્વ અનિર્વચનીય મિથ્યા છે.

૩૩૧ તે અગૃધદેવનું[૧૮૪] આવું સ્વપ્ન થયું છે: એક અગૃધ નામે દેવતા અનાદિકાળનો નિદ્રામાં સૂતો સતો સ્વપ્ન(સંસાર)ને દેખતો હતો. તે સ્વપ્નમા તે પુરુષને આવી પ્રતીતિ થઈ:

'હું ચંડાળ (દેહાભિમાની જીવ) છું, અને મહાદુઃખી છું, અને અસ્થિ, મજ્જા, રુધિર, ત્વચા, માંસ, મેદ, વીર્યરૂપ સપ્ત ધાતુએ મારું મુખભર્યું છે. અને મહાઘોર ભયંકર સર્પહસ્તી આદિકે

---

૧૮૪. 'ગૃધા' નામ ઇચ્છા. તેથી 'અ' નામ રહિત અને 'દેવ નામ સ્વપ્રકાશ એવું જે શુદ્ધચેતન તે અહીંયા 'અગૃધદેવ' પદનો ગૂઢ અર્થ છે.' તેને જાગ્રત સ્વપ્નરૂપ વિલક્ષણતાથી રહિત અનાદિ નિદ્રાએ કરી કલ્પિત આ પ્રતીયમાન પ્રપંચરૂપ સ્વપ્ન થયું છે. તે પ્રપંચની વિલક્ષણતાના અભાવથી જાગ્રદાદિ અવસ્થાના ભેદનો અભાવ છે. એથી તે એક જ પ્રપંચને દૃષ્ટાંતરૂપતા અને દાર્ષ્ટાંતરૂપતા યદ્યપિ બને નહિ, તથાપિ ગ્રંથકારે તે અર્થને ગોપ્ય રાખીને એક જ ચેતનમાં દૃષ્ટાંતદાર્ષ્ટાંતનો આરોપ કર્યો છે. એ ગોપ્ય અર્થની પ્રકટતા આગળ પણ ટિપ્પણી વિષે પ્રસંગોપાત્ત અમે કરીશું. પં. પી પુ

યુક્ત જે વન (જગત) તેના વિષે હું ભ્રમણ કરુ છું.' તે દેવ ભ્રમણ કરતો છતો તે વનમાં અનંત સ્થાન દેખતો હવો.

(નરકનુ વર્ણન)

કહીંક નાના ભયંકર પ્રાણી સંમુખ, ભક્ષણ કરવાને, ધાવન કરે છે. અને કહીંક રાધિ(પરુ)–રુધિરના ભરેલા કુંડ છે, તેઓમાં પડેલાં પ્રાણી હાહાકાર શબ્દ કરે છે. અને કહીંક લોઢાના તપ્તસ્તંભ છે. તે સાથે બાંધેલા પુરુષ રુએ છે. અને કહીંક તપ્તવાલુ(રેતી)યુક્ત માર્ગે થઈને ઉઘાડે પગે પુરુષ જાય છે, અને તે પુરુષોને રાજભટ લોહમય દંડે કરી તાડના કરે છે. એ રીતિએ નાના જે ભયંકર સ્થાન છે, તેઓને તે દેવ દેખતો હવો અને કદાચિત્ પોતે પણ અપરાધ કરીને, સ્વપ્નમાં તે દુઃખોને પ્રાપ્ત થતો હવો.

(સ્વર્ગલોકનું વર્ણન)

અને કહીંક દિવ્યસ્થાન દેખતો હવો. તે સ્થાનોમાં ઉત્તમ દેવ બિરાજે છે. તે દેવોના દિવ્યભોગ છે; અમૃતના દર્શનમાત્રે કરી તેમને તૃપ્તિ રહે છે. ક્ષુધાતૃષાની બાધા તે દેવોને થાય નહિ. અને મળ–મૂત્ર-રહિત જેઓનુ પ્રકાશમાન શરીર છે, અને ઉત્તર વિમાનમાં સ્થિત થઈને કોઈ દેવ રમણ કરે છે તે વિમાન તે દેવની ઇચ્છા અનુસાર ગમન કરે છે અને કહીંક રંભાઉર્વશી આદિથી લઈ ને અપ્સરાઓ નૃત્ય કરે છે. તેઓનાં સપૂર્ણ અંગ દોષરહિત છે, અને સપૂર્ણ સ્ત્રીગુણયુક્ત છે. કામનો પ્રકાશક ઉત્તમ સુગંધ તેમના શરીરથી આવે છે. અને કહીંક તેમની સાથે દેવ રમણ કરે છે અને કદાચિત્ પોતે (અગૃધદેવ) પણ દેવભાવને પ્રાપ્ત થઈને તેઓ સાથે બહુ કાળ રમણ કરે છે. અને કદાચિત્ તે અપ્સરાઓ સાથે દિવ્ય સ્થાનમા રમણ કરતો છતો (પુણ્ય-ક્ષીણ થયે) અકસ્માત્ રુધિરમળપૂરિત જે કુંડ છે તેઓ વિષે (પાપ-ભોગવવા) મજ્જન કરે છે.

અને એક સ્થાનમાં સર્વનો અધિપતિ પુરુષ (ધર્મરાજા) સ્થિત છે. તેના આજ્ઞાકારી અનુચર (યમદૂત) તેની આગળ સ્થિત છે. કેટલાક (પુણ્યવંત) પુરુષોને તે અધિપતિ અને તેના અનુચર સૌમ્યરૂપ પ્રતીત થાય છે, અને કેટલાક (પાપી) પુરુષોને મહાભયકર રૂપ પ્રતીત થાય છે અને તે વનમાં સ્થિત પુરુષોને કર્મ અનુસાર ફળ દે છે.

એ રીતિએ અગૃધનામે દેવતા સ્વપ્નકાળમા, નાના જે સ્થાન છે તેઓને દેખતો હવો.

(મૃત્યુલોકગત ભરતખંડનું વર્ણન)

અને કહીંક અન્ય સ્થાનમાં બ્રાહ્મણ વેદનો ધ્વનિ કરે છે, અને કહીંક યજ્ઞશાળામાં ઉત્તમ કર્મ કરે છે અને કહીંક ઉત્તમ નદીઓ વહે છે, તેઓમાં પુણ્યના નિમિત્ત કોઈ સ્નાન કરે છે. અને કહીંક જ્ઞાનવાન આચાર્ય શિષ્યોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે, તે બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત થઈને તે વનથી નીકળી જાય છે.

એ રીતિએ સ્વપ્નમાં અગૃધ નામે દેવ ક્ષણમાત્રમાં નાના આશ્ચર્યરૂપ પદાર્થ તે (સંસારના) વનમાં દેખતો હવો. તેને સ્વપ્નમાં એવી પ્રતીતિ થઈ જે–'હું અનંતકાળનો આ વનમાં સ્થિત છું. આ વનનો કદી ઉચ્છેદ થાય નહિ. કદાચિત્ વનનો માળી (ઈશ્વર) ચારે મુખથી નાના બીજ (જીવોના પ્રારબ્ધ) કાઢીને વનની ઉત્પત્તિ કરે છે; અને જલસિંચનથી (સુખદુઃખાદિ ભોગ દઈ) પાલન કરે છે; અને કદાચિત ઘોર હાસ્ય કરીને મુખથી અગ્નિ કાઢીને વનનો દાહ (સંહાર) કરે છે. વનની ઉત્પત્તિ સાથે મારી ઉત્પત્તિ થાય છે, અને વનના દાહ સાથે મારો દાહ થાય છે. અને સર્વ વનનો દાહ કરીને તે વનમાળી (ઈશ્વર) એક જ રહે છે. તેના શરીરમાં વનના બીજ રહે છે.' એ પ્રતીતિ સ્વપ્નવેદના શ્રવણથી તે અગૃધદેવતાને સ્વપ્ન વિષે જ થઈ.

૩૩૨. (અગૃધદેવનો સ્વપ્નમાં ગુરુ સહ મિલાપ)

ત્યારે વારવાર પોતાના જન્મ–મરણ સાંભળીને તેણે વિચાર કર્યો જે, કોઈ પ્રકારે વનની બહિર્ નીકળી જાઉં; અને વનની બહિર્ નહિ પણ નીકળું. તોપણ મારો ચંડાલ(જીવ)ભાવ દૂર થઈ જાય, અને દેવ(બ્રહ્મ)ભાવ સદા બન્યો રહે. તે અન્ય તો કોઈ ઉપાય, વનથી નીકળવાનો છે નહિ. બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાવાળા આચાર્ય પોતાના શિષ્યોને વનની બહિર્ કાઢે છે. એ વિચારીને સ્વપ્નકાળમાં જ તે અગૃધદેવ આચાર્યને પ્રાપ્ત થયો. તે વિધિપૂર્વક પ્રાપ્ત થયો જે શિષ્ય, તેને આચાર્ય દેવવાણીરૂપ મિથ્યા ગ્રંથ ઉપદેશ કરતા હવા.

૩૩૩. (અગૃધદેવઅર્થ નવીન ગ્રંથ. ૩૩૩ થી ૪૫૨ પર્યંત)

જે સંસ્કૃત ગ્રંથ, મિથ્યા આચાર્યે મિથ્યા શિષ્યને ઉપદેશ કર્યો, તે ગ્રંથને ભાષા કરીને લખીએ છીએ.

સંસ્કૃત ગ્રંથની ભાષા કરવામાં મંગળ (આચરણ) કરીએ છીએ. કેમ કે મંગળાચરણ કરવાથી ગ્રંથની સમાપ્તિનાં પ્રતિબંધક જે વિઘ્ન છે, તેઓનો નાશ થાય છે. [વિઘ્ન નામ પાપનું છે.] પાપથી શુભ

કાર્યની સમાપ્તિ થાય નહિ. તે પાપનો મંગળથી નાશ થાય છે અને જે પાપરહિત હોય છે તે પણ ગ્રંથના આરંભમાં મંગળ અવશ્ય કરે; કેમ કે જો ગ્રંથારંભમાં મંગળ ન કર્યું હોય તો, ગ્રંથકર્તા વિષે પુરુષોને નાસ્તિકભ્રાંતિ થઈને ગ્રંથમાં પ્રવૃત્તિ થાય નહિ.

તે મંગળ ત્રણ પ્રકારનાં છે: એક વસ્તુનિર્દેશરૂપ છે, બીજું નમસ્કારરૂપ છે અને ત્રીજું આશીર્વાદરૂપ છે. સગુણ અથવા નિર્ગુણ જે પરમાત્મા તે વસ્તુ કહેવાય છે, તેના કીર્તનનું નામ વસ્તુનિર્દેશ કહેવાય છે. પોતાનું અથવા શિષ્યોની જે વાંછિત વસ્તુ તેની પ્રાર્થનાનું નામ આશીર્વાદરૂપ મંગળ કહેવાય છે. તે પોતાના વાંછિતનું પ્રાર્થન (નીચેના) ચતુર્થ દુહામાં સ્પષ્ટ છે; શિષ્યના ઇષ્ટનું પ્રાર્થન પંચમ દુહામાં સ્પષ્ટ છે.

૩૩૪. ગણેશ અને દેવીની ઈશ્વરતા પુરાણમાં પ્રસિદ્ધ છે. એથી અનીશ્વરનું ચિંતન નથી અને પુરાણમાં ગણેશનો જે જન્મ છે તે જીવની પેઠે કર્મનું ફળ નથી. કિંતુ રામકૃષ્ણાદિકની પેઠે ભક્તજનના અનુગ્રહ સારુ પરમાત્માનો જ આવિર્ભાવ હોય છે. એ વ્યાસભગવાનનો પરમ અભિપ્રાય છે. આ સ્થાનમાં આ રહસ્ય છે: પરમાર્થદૃષ્ટિએ જીવ પણ પરમાત્માથી ભિન્ન નથી. પરંતુ જન્મમરણાદિક બંધનો આત્મા વિષે જે અધ્યાસ તે જીવનું જીવત્વ છે. તે જન્માદિક બંધ ગણેશાદિકને આત્મામાં પ્રતીત થાય નહિ. એથી (તેઓ) જીવ નહિ. એ રીતિએ ગણેશાદિકને ઈશ્વરતા છે. એથી ગ્રંથના આરંભમાં તેઓનું ચિંતન યોગ્ય છે. નાનારૂપ ઈશ્વરનું જે કથન છે, તે સર્વને ઈશ્વરતા-દ્યોતન કરવા સારુ છે. અને ઈશ્વરભક્તિ અને ગુરુભક્તિ વિદ્યાની પ્રાપ્તિનું મુખ્ય સાધન છે, એ અર્થને પણ દ્યોતન કરવા સારુ છે.

## (મિથ્યા શિષ્યને મિથ્યા આચાર્યે ઉપદિષ્ટ મિથ્યા ગ્રંથ)

૩૩૫ निर्गुणवस्तुनिर्देशरूप मंगल दुहो

जा विभु सत्य प्रकासतें, परकाशत रविचंद ।
सो साक्षी मैं बुद्धिको, शुद्धरूप आनंद ॥ १ ॥

જે વિભુ સત્ય પ્રકાશથી, પ્રકાશે જ રવિ–ચંદ;
તે સાક્ષી હું બુદ્ધિનો. શુદ્ધરૂપ આનંદ. ૧

सगुणवस्तुनिर्देश मंगल: दुहो

नासै विघ्न समूलतें, श्रीगनपतिको नाम ।
जा चिंतन बिन व्है नहीं, देवनहूके काम ॥ २ ॥

નાસે વિઘ્ન સમૂળથી, શ્રીગણપતિનું નામ;
જે ચિંતન વિણુ થાય નહિ, દેવો કેરું કામ.[૧૮૫] ૨

नमस्काररूप मगल : सोरठो

**असुरनको संहार, लक्ष्मी पारवतीपति ।**
**तिन्हे प्रनाम हमार, भजतनकूं संतत भजै ॥ ३ ॥**

અસુરસંહારક રામ, લક્ષ્મી–પારવતી–પતિ,
તેને મુજ પ્રણામ, ભક્તોને સંતત ભજે. ૩

स्ववाछित प्रार्थनरूप आशीर्वाद मगल दुहो

**जा शक्तीकी शक्ति लहि, करे ईस यह साज ।**
**मेरी बानीमैं बसहु, ग्रंथ सिद्धिके काज ॥ ४ ॥**

જે શક્તિની શક્તિ લઈ, કરે ઈશ આ સાજ,
વસો તે જ મુજ વાણીમાં, ગ્રંથસિદ્ધિને કાજ. ૪

शिष्यवाछित प्रार्थनरूप आशीर्वाद: दुहो

**बंधहरन सुखकरन श्री, दादू दीनदयाल ।**
**पढै सुनै जो ग्रंथ यह, ताके हरहु जंजाल ॥ ५ ॥**

બંધહરણ, સુખકરણ, શ્રી દાદૂ દીનદયાળ;
ભણે સુણે જે ગ્રંથ આ, તેની હરો જંજાલ. ૫

**૩૩૬. વેદાંતશાસ્ત્રકર્તા આચાર્યને[૧૮૬] નમસ્કાર.**

---

[૧૮૫. ટીકા, ત્રિપુરવધમા એ વાર્તા પ્રસિદ્ધ છે.] મયદાનવરચિત 'ત્રિપુર'-ના નાશ સારુ મહાદેવ પ્રવૃત્ત થયા. પરંતુ તેમાં જય થયો નહિ. પછી સર્વ દેવ સહિત મહાદેવે વિઘ્નહર ગણપતિને પૂજ્યા. ત્યારે મહાદેવનો વિજય થઈ દેવકાર્ય સિદ્ધ થયુ ઇત્યાદિ પુરાણમાં કથા છે.

૧૮૬. આચાર્યશબ્દાર્થ અને લક્ષણ :

आम्नायतत्त्वविज्ञानात् चराचरसमानत ।
यमादियोगसिद्धत्वात् आचार्य इति कथ्यते ॥

આમ્નાય(વેદ)ના તત્ત્વવિજ્ઞાનથી, ચરઅચર સમાનથી, અને યમાદિ યોગના સિદ્ધત્વથી 'આચાર્ય' એમ કહેવાય છે.

उपनीय तु य. शिष्य वेदमध्यापयेत् द्विजः ।
सकल्प सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ मनुः ॥

જે દ્વિજ શિષ્યને ઉપવીત સંસ્કાર કરીને, સંકલ્પ (વૈદિકવિધાનજ્ઞાપક શાસ્ત્ર સહિત) સરહસ્ય વેદ શીખવે છે, તેને આચાર્ય કહે છે.

कवित्त

वेदवादवृक्ष बन भेदवादीवायु आय,
पकर हलाय क्रिया कंटक पसारिके।
सरल सुशुद्ध शिष्य कंज पुनि तोरि गेरि,
सूलनमैं फेरत फिरत फेरि फारिके।
पेखिसु पथिक भगवान जानि अनुचित।
अंकमैं उठाय ध्याय व्यास रूप धारिके।
सूत्रकी बनाई जाल बनको विभाग कीन्ह।
करत प्रनाम ताहि निश्चल पुकारिके ॥ ६ ॥

વેદવાદવૃક્ષવન, ભેદવાદી વાયુ આવી,
પકડી હલાવી ક્રિયા-કંટક પસારીને
સરલ સુશુદ્ધ શિષ્ય કંજ વળી તોડી પાડી;
શૂલોમાં ભ્રમાવે. ભ્રમે પોતે તેને ફાડીને.
દેખી સુપથિક ભગવાન, જાણી અનુચિત;
અંકમાં ઉઠાવે, ધ્યાયે, વ્યાસરૂપ ધારીને
સૂત્રનો બનાવી જાલ, વનનો વિભાગ કર્યો;
કરે છે પ્રણામ તેને, નિશ્ચલ પોકારીને. ૬

જેમ વાયુ વનમાં પેસીને, વૃક્ષોને હલાવીને તેઓના કંટક પ્રસારીને સુંદર કમળોનાં પુષ્પોને સ્વસ્થાનથી તોડીને કંટકો વિષે ભમાવે છે. તે ભમતા પુષ્પોને દેખીને પથિક (વટેમાર્ગુ)ના મનમાં આમ આવે જે: એ સુંદર કમળ આ સ્થાનને યોગ્ય નથી, કિંતુ ઉત્તમ સ્થાનને યોગ્ય છે. એ વિચારીને તે પુષ્પોને ઉઠાવી લે અને ફરી વિચાર કરે જે, આગળ પણ પવન પુષ્પોને તોડીને કંટકો વિષે ભ્રમણ કરાવશે, એથી એવો ઉપાય કરું, જેથી વાયુ પુનઃ પુષ્પોને કંટકોમાં ભમાવે નહિ. એમ વિચારીને સૂત્રના જાળથી કંટકયુક્ત વૃક્ષોનો વિભાગ કરી દે. તે જાળથી પુષ્પનો કંટકોમા પ્રવેશ થાય નહિ.

૩૩૭. તેમ ભેદવાદી આચાર્યરૂપ જે વાયુ છે, તે વેદરૂપી વનમાં

---

आचिनोति च शास्त्रार्थमाचारे स्थापयत्यपि ।
स्वयमाचरते यस्मादाचार्यस्तेन कथ्यते ॥

જે (ગુરુ) શાસ્ત્રના અર્થને (પોતે) પરિપૂર્ણ જાણે છે અને (લોકોને) (શાસ્ત્રોક્ત) આચાર વિષે સ્થાપે પણ છે, અને પોતે પણ (શાસ્ત્રોક્ત આચારને) આચરે છે, તેણે કરી આચાર્ય કહેવાય છે, એ લક્ષણ વેદાંતના આચાર્યનું છે.

'વાદ' નામ અર્થવાદરૂપ જે કંટક સહિત વૃક્ષ છે તે ઉપરથી સકામ-કર્મરૂપ કંટક પ્રવૃત્ત કરીને, 'સરલ' નામ કપટરહિત અને 'સુશુદ્ધ' નામ અતિશુદ્ધ રાગાદિ દોષરહિત જે શિષ્યરૂપ કમળપુષ્પ તેઓને શમાદિરૂપ જે સ્વસ્થાન ત્યાંથી તોડીને, સકામકર્મરૂપ કંટકો વિષે ભમાવતાં જોઈને, પથિક સમાન વ્યાપક વિષ્ણુએ વિચાર કર્યો જે, એ શુદ્ધ પુરુષ આ સ્થાનને યોગ્ય છે નહિ, કિંતુ મારા સ્વરૂપને પ્રાપ્ત થવા યોગ્ય છે. એવું વિચારીને વ્યાસરૂપ ધારીને, તે શિષ્યોને ઉપદેશરૂપ અંકમાં (ખોળામાં) સ્થાપન કર્યા. જેમ પુરુષના અંકમા સ્થિત પુષ્પને પવન ઉડાવવા વિષે સમર્થ નથી, તેમ બ્રહ્મનિષ્ઠ આચાર્યના ઉપદેશમાં સ્થિત પુરુષોને ભેદવાદી બહેકાવવામાં સમર્થ નથી. એથી ઉપદેશ જ 'અંક' નામ ખોળો છે. પુનઃ વ્યાસ ભગવાને વિચાર કર્યો જે, આગળ પણ અન્ય પુરુષોને સકામકર્મરૂપ કંટકોમાં ભેદવાદી ભમાવશે; એથી એવો ઉપાય થાય કે જેથી આગળ શિષ્ય ભમે નહિ. એ વિચારીને સૂત્ર-રૂપી જાળથી (વા કોટથી) વેદનાં વાક્યરૂપ વૃક્ષોના વિભાગ કરી દીધા.

જેમ વનમાં બે પ્રકારનાં વૃક્ષ હોય, સકંટક અને કંટકરહિત, તેઓનો જાળથી વિભાગ કરી દે; અને (તે) જાળથી પુષ્પનો કંટક સહિત વૃક્ષમાં પ્રવેશ થાય નહિ. તેમ વેદમાં બે પ્રકારનાં વાક્ય છે, એક તો કર્મની સ્તુતિ કરીને કર્મ વિષે બહિર્મુખ પુરુષની પ્રવૃત્તિ કરાવે છે, અને બીજાં કર્મના ફળને અનિત્ય બોધન કરીને પુરુષની નિવૃત્તિ કરાવે છે.

૩૩૮. તે વાક્યોનો વેદવ્યાસે વિભાગ કરીને સૂત્રોથી આ બોધન કર્યું જે, સર્વ વાક્યોનું નિવૃત્તિમા તાત્પર્ય છે, પ્રવૃત્તિમા કોઈ વાક્યનું પણ તાત્પર્ય નથી. જે પ્રવૃત્તિબોધક વાક્ય છે, તેઓનું પણ,–સ્વાભાવિક અને નિષિદ્ધ જે પ્રવૃત્તિ છે, તેઓથી નિવૃત્તિ કરીને, વિહિતપ્રવૃત્તિએ અંતઃકરણ શુદ્ધ થઈને, (પછી) તેનાથી પણ નિવૃત્ત થઈને, જ્ઞાનનિષ્ઠ પુરુષ થાય, એ રીતિએ–નિવૃત્તિમા તાત્પર્ય છે. અને અર્થવાદવાક્યે જે કર્મનું ફળ બોધન કર્યું છે, તે ગુડજિહ્વાન્યાયથી[૧૮૭] કર્યું છે. ફળમાં તેઓનું તાત્પર્ય નથી, એ અર્થ સૂત્રોએ કરી વ્યાસજીએ બોધન કર્યો છે. તે અર્થને સૂત્રોએ જાણીને પુરુષની સકામકર્મમાં પ્રવૃત્તિ થાય નહિ. જેમ સૂતરની જાળ પુષ્પોનો કંટકોથી નિરોધ કરે છે, તેમ

૧૮૭. કોઈ બાળકને રોગ મટાડવા ઔષધ પાવું હોય તેને ગોળ કે સાકરથી જીભ ઉપર મધુરરસની બુદ્ધિ ઉપજાવી કટુ ઔષધ પાઈ દે છે તેમ.

વ્યાસ ભગવાનનાં સૂત્ર સકામકર્મથી નિરોધ કરે છે; એથી જાળરૂપ કહ્યાં.

૩૩૯. દુહો

**कोउक शिष्य उदारमति, गुरुके शरनै जाई।**
**प्रश्न कियो कर जोरिके, पादपद्म शिर नाई॥७॥**

કોઈક શિષ્ય ઉદારમતિ, ગુરુને શરણે ઝૂકી:
પ્રશ્ન કર્યો કર જોડીને, પાદપદ્મ શિર મૂકી. ૭

शिष्य उवाच

**भो भगवान मैं कोन यह, संसृति कातैं होई।**
**हेतु मुक्तिको ज्ञान वा, कर्म उपासन दोई॥८॥**

ભો ભગવન ' હુ કોણ (૧)? આ સંસૃતિ કોણથી હોય (૨)?
હેતુ મુક્તિનો જ્ઞાન, વા કર્મ ઉપાસન બેય. (૩)? ૮

હે ભગવન! હું કોણ છું–દેહસ્વરૂપ છું અથવા દેહથી ભિન્ન છું? હું મનુષ્ય છું, અને મારું શરીર છે, એ બે પ્રતીતિ થાય છે. એથી મને સંશય અને દેહથી ભિન્ન પણ જો આપ કહો તો, હું કર્તા–ભોક્તા છું, અથવા અક્રિય છું? જો અક્રિય કહો તોપણ સર્વ શરીર વિષે એક છું અથવા નાના છું? એ (દુહામાંના) પ્રથમ પ્રશ્નનો અભિપ્રાય છે.

અને (બીજો પ્રશ્ન) આ સંસૃતિ નામ સસાર તેનો કર્તા કોણ છે? એનો આ અભિપ્રાય છે: આ સંસારનો કોઈ કર્તા છે અથવા પોતે જ થાય છે? જો કર્તા કહો તોપણ કોઈ જીવ કર્તા છે અથવા ઈશ્વર છે? જો ઈશ્વર કહો તોપણ એક દેશમાં તે ઈશ્વર સ્થિત છે અથવા વ્યાપક છે? જો વ્યાપક છે તોપણ જેમ વ્યાપક આકાશથી જીવ ભિન્ન છે તેમ, તે ઈશ્વરથી જીવ ભિન્ન છે અથવા અભિન્ન છે?

અને (ત્રીજો પ્રશ્ન) મુક્તિનો હેતુ જ્ઞાન છે, અથવા કર્મ છે, અથવા ઉપાસના છે? અથવા બે છે? જો બે કહો તોપણ જ્ઞાન (અને) કર્મ છે, અથવા જ્ઞાન (અને) ઉપાસના છે, અથવા કર્મ (અને) ઉપાસના છે?

**૩૪૦: શ્રીગુરુરુવાચ**

(પ્રથમ પ્રશ્ન–હું કોણ છું તેનો ઉત્તર. ૩૪૦થી ૩૬૯ પર્યંત)

अर्ध दुहो

**सत् चित् आनंद एक तू, ब्रह्म अजन्य असंग।**

સત્ ચિત્ આનંદ એક તું બ્રહ્મ અજન્મ અસંગ,

શિષ્યે જે પ્રથમ પ્રશ્ન કર્યો તેનો ઉત્તર કહે છે: 'તું સત્ ચિત્

આનંદરૂપ છું.' એ કહેવાથી (તેને) દેહથી ભિન્ન કહ્યો. કેમકે દેહ અસતરૂપ છે, અને જડરૂપ છે અને દુઃખરૂપ છે.

અને કર્તા–ભોક્તા પણ નથી. કેમ કે જેના વિષે દુઃખ થાય તે દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિઅર્થે ક્રિયા કરે તે કર્તા કહેવાય છે. તે તારા વિષે દુઃખ છે નહિ, એથી દુઃખની નિવૃત્તિ સારુ (તું) ક્રિયાનો કર્તા નહિ. તું આનંદસ્વરૂપ છે, એથી સુખની પ્રાપ્તિના નિમિત્ત પણ તુ ક્રિયાનો કર્તા નહિ. જે કર્તા હોય તે જ ભોક્તા હોય છે. તુ કર્તા નહિ એથી ભોક્તા પણ નહિ. પુણ્યપાપનું જનક જે કર્મ છે તેનો કર્તા અને સુખદુઃખનો ભોક્તા સ્થૂળસૂક્ષ્મસંઘાત છે. તું નથી. તું સંઘાતનો સાક્ષી છું.

૩૪૧. એથી જ આત્મા એક છે, નાના નથી. જો આત્મા કર્તા–ભોક્તા હોય, તો તો નાના હોય, કેમ કે કોઈ સુખી છે, કોઈ દુઃખી છે. અને કર્તા–ભોક્તા એક જ અંગીકાર થાય, તો એકને સુખ થવાથી તથા દુઃખ થવાથી, સર્વને સુખ તથા દુઃખ થવું જોઈએ. એથી ભોક્તા નાના છે; અને આત્મા ભોક્તા છે નહિ એથી એક છે.

૩૪૨. (આત્મા વિષે સાંખ્યમતનો સિદ્ધાંત)

સાંખ્યના મતમાં આત્માને કર્તા–ભોક્તા અંગીકાર નહિ કરીને નાના પુરુષને જે અંગીકાર કર્યો, તે અત્યંત વિરુદ્ધ છે. કેમ કે સાંખ્યનો આ સિદ્ધાંત છેઃ–સત્ત્વ રજ, તમગુણની સમઅવસ્થાનું નામ પ્રધાન (સાંખ્યમાં) કહે છે. તે 'પ્રધાન' પ્રકૃતિ છે, વિકૃતિ નથી. [પ્રકૃતિ નામ ઉપાદાનકારણનું છે, અને વિકૃતિ નામ કાર્યનું છે.] તે 'પ્રધાન' મહત્તત્ત્વનું ઉપાદાન કારણ છે, એથી પ્રકૃતિ છે; અને અનાદિ છે, એથી વિકૃતિ નથી. અને મહત્તત્ત્વ, અહંકાર, પંચતન્માત્રા, એ સાત 'પ્રકૃતિ–વિકૃતિ' છે. ઉત્તર, ઉત્તરની પ્રકૃતિ છે, અને પૂર્વ, પૂર્વની વિકૃતિ છે. તન્માત્રા પણ (પંચીકૃત પંચમહા)ભૂતોની પ્રકૃતિ છે. એ રીતિએ સાત 'પ્રકૃતિવિકૃતિ' છે, અને પચભૂત અને દશ ઇંદ્રિયો અને મન એ સોળ 'વિકૃતિ' છે, પ્રકૃતિ નહિ. અને પુરુષ પ્રકૃતિવિકૃતિ નથી. કેમકે જો (તે પુરુષ) કોઈ પદાર્થનો હેતુ હોય, તો પ્રકૃતિ હોય; અને કાર્ય હોય, તો વિકૃતિ હોય. તે પુરુષ કોઈનો હેતુ નથી, એથી પ્રકૃતિ નથી; અને કાર્ય નથી, એથી વિકૃતિ નથી. એથી પુરુષ અસંગ છે. એ રીતિએ સાંખ્યમતમાં પંચવિંશ તત્ત્વ છે. [તત્ત્વ નામ પદાર્થનું છે.] સાંખ્યમતમાં ઈશ્વરનો અંગીકાર નથી. (એ મતમાં)

સ્વતંત્ર પ્રકૃતિ જગતનું કારણ છે. અને પુરુષના ભોગમોક્ષને નિમિત્ત, પ્રકૃતિ જ પ્રવૃત્ત થાય છે, પુરુષ નહિ. પ્રકૃતિના વિષયરૂપ પરિણામથી પુરુષને ભોગ થાય છે; અને બુદ્ધિ દ્વારા પ્રકૃતિના વિવેકરૂપ પરિણામથી મોક્ષ થાય છે. યદ્યપિ પુરુષ અસંગ છે તેના વિષે ભોગમોક્ષ બને નહિ; તથાપિ જ્ઞાન, સુખદુઃખ, રાગદ્વેષથી આદિ લઈને બુદ્ધિના પરિણામ છે, તે બુદ્ધિનો આત્મા સાથે અવિવેક છે, વિવેક નથી; એથી આત્મામાં આરોપિત બંધમોક્ષ છે, પરમાર્થથી નથી. અવિવેક સિદ્ધ જે આત્મામાં ભોગ તેથી જ સાખ્યમતમા આત્માને ભોક્તા કહે છે. અને પરમાર્થથી આત્મા ભોક્તા નથી, બુદ્ધિ જ ભોક્ત્રી છે; બુદ્ધિ આત્માથી ભિન્ન છે, એ જ્ઞાનનું નામ વિવેક છે. (અને) તેના અભાવનું નામ અવિવેક છે. એ રીતિએ સાંખ્યમતમાં આત્મા અસંગ છે. અને સુખાદિક બુદ્ધિના પરિણામ છે, એથી બુદ્ધિના ધર્મ છે, અને આત્મા નાના છે.

(હવે સિદ્ધાંતી કહે છે કે) એ વાર્તા અત્યંત વિરુદ્ધ છે. જો સુખદુઃખ આત્માના ધર્મ હોય, તો સુખદુઃખનો પ્રતિશરીર ભેદ હોવાથી આત્માનો ભેદ હોય. તે સુઃખદુઃખ આત્માના ધર્મ તો છે નહિ, કિંતુ બુદ્ધિના ધર્મ છે, એથી સુખઃદુખના ભેદથી બુદ્ધિનો જ ભેદ સિદ્ધ થાય છે. આત્માનો ભેદ સિદ્ધ થાય નહિ. જેમ એક જ વ્યાપક આકાશમાં નાના ઉપાધિના ધર્મ, ઉપાધિ અને આકાશના અવિવેકથી પ્રતીત થાય છે, તેમ એક જ વ્યાપક આત્મામા, નાના બુદ્ધિના ધર્મ, અવિવેકથી પ્રતીત થાય છે. એ વાર્તા સાખ્યમતમા અંગીકાર કરવી ઉચિત છે; આત્માને અસંગ માનીને નાના અંગીકાર કરવા (એ) નિષ્ફળ છે. અને કોઈ આત્મા મુક્ત છે, અન્યોને બંધ છે, એવી રીતિએ બંધમોક્ષના ભેદથી જો આત્માનો ભેદ અંગીકાર કરે તો તે પણ બને નહિ; કેમ કે જો બંધમોક્ષ આત્મામાં અગીકાર કરે તો બંધમોક્ષના ભેદથી આત્માનો ભેદ સિદ્ધ થાય; તે બંધમોક્ષ સાખ્યમતમાં અસંગ આત્મામા અંગીકાર કર્યા નથી. કિંતુ બુદ્ધિના અવિવેકથી બંધ અંગીકાર કર્યો છે, અને બુદ્ધિના વિવેકથી બધનો મોક્ષ અંગીકાર કર્યો છે. જે વસ્તુ અવિવેકથી થાય અને વિવેકથી દૂર થાય તે વસ્તુ રજ્જુસર્પની પેઠે મિથ્યા હોય છે. આત્મા વિષે પણ બુદ્ધિના અવિવેકથી બંધ છે, અને (તે) વિવેકથી દૂર થાય છે, એથી બધ મિથ્યા છે. જેમ બધ મિથ્યા છે, તેમ આત્માનો મોક્ષ પણ મિથ્યા છે. જેમાં બંધ સત્ય હોય તેનો જ મોક્ષ સત્ય હોય છે, અને આત્મામાં

બંધ મિથ્યા છે, એથી મોક્ષ પણ મિથ્યા જ છે. એ રીતિએ મિથ્યા જે બંધમોક્ષ તે આકાશની પેઠે (ઉપાધિને લીધે) એક આત્મામાં પણ બને છે, તેઓના ભેદથી આત્માનો ભેદ સિદ્ધ થાય નહિ. એથી સાંખ્યમતમાં આત્માનો ભેદ અસંગત છે.

૩૪૩. (આત્મા વિષે ન્યાયનો મત)

તેમ ન્યાયમતમાં પણ આત્માનો ભેદ અસંગત છે. કેમ કે ન્યાયનો સિદ્ધાંત આ છે: સુખ, દુઃખ, જ્ઞાન, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, જ્ઞાનના સંસ્કાર, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, એ ચતુર્દશ (૧૪) ગુણ જીવરૂપ આત્મા વિષે છે. સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, જ્ઞાન, ઇચ્છા, પ્રયત્ન, એ અષ્ટ (૮) ગુણ ઈશ્વરમાં છે. (તેમાં) આટલો ભેદ છે: ઈશ્વરનાં જ્ઞાન, ઇચ્છા, પ્રયત્ન નિત્ય છે; અને જીવનાં (એ) ત્રણે અનિત્ય છે; ઈશ્વર વ્યાપક છે અને નિત્ય છે, જીવ નાના છે અને સંપૂર્ણ વ્યાપક છે, નિત્ય છે. અને જીવનું જ્ઞાન અનિત્ય છે, એથી જ્યારે જ્ઞાનગુણ હોય ત્યારે તો જીવ ચેતન છે, અને જ્ઞાનગુણનો નાશ થાય ત્યારે જડરૂપ રહે છે. ઈશ્વર (અને) જીવની પેઠે, આકાશ, કાળ, દિશા, મન, નિત્ય છે.

અને પૃથ્વી, જળ, તેજ, વાયુના પરમાણુ નિત્ય છે. જાળિયામાં જે સૂક્ષ્મ રજ પ્રતીત થાય છે, તેના છઠ્ઠા ભાગનું નામ પરમાણુ છે. તે પરમાણુ આત્માની પેઠે નિત્ય છે. અન્ય પણ જાતિ આદિથી લઈને કેટલાક પદાર્થ ન્યાયમતમાં નિત્ય છે. વેદવિરુદ્ધ સિદ્ધાંત બહુ લખવાનો જિજ્ઞાસુને ઉપયોગ નહિ એથી લખ્યો નથી. 'હું મનુષ્ય છું, બ્રાહ્મણ છું,' એવી જે દેહ વિષે આત્મભ્રાંતિ, તેથી રાગદ્વેષ થાય છે. તે રાગદ્વેષથી ધર્મઅધર્મના નિમિત્ત (પુરુષ) પ્રવૃત્ત થાય છે, તેઓથી શરીરના સંબંધ (જન્મ) દ્વારા સુખદુઃખ થાય છે. એ રીતિએ ન્યાયમતમાં આત્માને સંસારનો હેતુ ભ્રાંતિજ્ઞાન છે.

તે ભ્રાંતિજ્ઞાન તત્ત્વજ્ઞાનથી દૂર થાય છે. ('દેહાદિક સંપૂર્ણ પદાર્થોથી આત્મા ભિન્ન છે,' એ નિશ્ચયનું નામ 'તત્ત્વજ્ઞાન' છે.) તે તત્ત્વજ્ઞાને 'હું બ્રાહ્મણ છું, મનુષ્ય છું' એ ભ્રાંતિ દૂર થાય છે. ભ્રાંતિના નાશથી રાગદ્વેષનો અભાવ થાય છે, તેઓના અભાવથી ધર્મ-અધર્મના નિમિત્ત પ્રવૃત્તિનો અભાવ થાય છે, પ્રવૃત્તિના અભાવથી શરીરસંબંધરૂપ જન્મનો અભાવ થાય છે. અને પ્રારબ્ધનો ભોગથી નાશ થાય છે. (શરીરસંબંધના અભાવથી એકવીશ દુઃખનો નાશ

થાય છે.) તે દુઃખના નાશરૂપ જ ન્યાયમતમાં મોક્ષ છે. એક શરીર (૧), અને શ્રોત્ર, ત્વક્ નેત્ર, રસના, ઘ્રાણ, મન, એ ષટ્ ઇંદ્રિય (૬) અને એ ષટ્ ઇંદ્રિયના વિષય (૬), અને ષટ ઇંદ્રિયનાં જ્ઞાન ( ૬ ), અને સુખદુઃખ (૨)=૨૧, એ એકવીસ દુઃખ છે. શરીરાદિક પણ દુઃખનાં જનક છે, એથી દુઃખ કહેવાય છે. અને સ્વર્ગાદિકનું સુખ પણ નાશના ભયથી દુઃખનો હેતુ છે એથી દુઃખ કહેવાય છે.

યદ્યપિ ન્યાયમતમાં શ્રોત્ર અને મન નિત્ય છે, તેઓનો નાશ બને નહિ. તથાપિ જે રૂપે કરીને, શ્રોત્ર મન દુઃખના હેતુ છે, તે રૂપનો નાશ થાય છે. (જે) પદાર્થોના જ્ઞાનની ઉત્પત્તિ કરીને (તેઓ) દુઃખનાં હેતુ છે, તે પદાર્થોના જ્ઞાન મોક્ષકાળમાં શ્રોત્ર અને મન કરે નહિ. કેમ કે કર્ણગોલકમાં સ્થિત જે આકાશ છે, તે શ્રોત્ર કહેવાય છે, તે કર્ણગોલકનો મોક્ષકાળમાં અભાવ છે, એથી આકાશરૂપ શ્રોત્ર-ઇંદ્રિય છે ખરી, પરંતુ ગોલકના અભાવથી જ્ઞાન થાય નહિ. એ રીતિએ જ્ઞાનનું જનક જે શ્રોત્રઇંદ્રિયનું સ્વરૂપ તે જ દુઃખ છે અને તેનો જ નાશ થાય છે.

અને આત્માની સાથે મનના સંયોગથી જ્ઞાન થાય છે, તે મનનો સંયોગ ન્યાયસિદ્ધાંતમાં, એકની ક્રિયાથી અથવા બેની ક્રિયાથી થાય છે. જેમ બાજ (પક્ષી) અને વૃક્ષનો સયોગ એક પક્ષીની ક્રિયાથી થાય છે, અને બે મેષ(ઘેટાંઓ)નો સંયોગ બેની ક્રિયાથી થાય છે; તેમ વિભુ આત્મામાં તો ક્રિયા કદાપિ થાય નહિ, અને મોક્ષકાળમાં મનમાં પણ ક્રિયા થાય નહિ, એથી સયોગવત્ મનનો જ મોક્ષકાળમા અભાવ થાય છે.

૩૪૪. અને કોઈ (ન્યાયનો) એક દેશી ત્વચાની સાથે મનના સયોગને જ્ઞાનનો હેતુ કહે છે, આત્માના સંયોગને નહિ. સુષુપ્તિમાં પુરીતત નામની નાડી વિષે મન પ્રવેશ કરે છે, ત્વચા સાથે મનનો સંયોગ છે નહિ, એથી સુષુપ્તિમાં જ્ઞાન થાય નહિ. તેઓના મતમાં ત્વચા સાથે સંયોગવાળું મન જ જ્ઞાન દ્વારા દુઃખનો હેતુ હોવાથી દુઃખ છે, કેવળ મન નહિ. મોક્ષમાં ત્વચાનો નાશ હોવાથી તેની સાથે સંયોગ છે નહિ, એથી જ્ઞાન થાય નહિ. મોક્ષકાળમાં મન છે ખરું, પરંતુ દુઃખનો હેતુ જે જ્ઞાનનું જનક ત્વચા સાથે સંયોગવાળું મન, તે(જ્ઞાનજનક મન)નો, સંયોગના નાશથી નાશ થાય છે. એ રીતિએ મોક્ષકાળમાં, પરમાત્માથી ભિન્ન જ, દુઃખરહિત થઈને, વ્યાપક આત્મા

જડરૂપ સ્થિત થાય છે. કેમ કે (જે) જ્ઞાનગુણથી આત્માનો પ્રકાશ થાય છે, તે જીવનું જ્ઞાન સંપૂર્ણ ઇંદ્રિયજન્ય જ છે, નિત્ય છે નહિ. તે ઇંદ્રિયજન્ય જ્ઞાનનો મોક્ષકાળમાં નાશ થાય છે; એથી પ્રકાશરહિત જડરૂપ થઈને આત્મા મોક્ષકાળમાં સ્થિત થાય છે. એ ન્યાયનો સિદ્ધાંત છે.

૩૪૫. અને ન્યાયમતમાં પૂર્વોક્ત પ્રકારે સુખદુઃખ અને બંધ-મોક્ષ આત્માને થાય છે, એથી આત્મા નાના છે, અને સંપૂર્ણ વ્યાપક છે. સર્વ અલ્પ પદાર્થો સાથે જે સંયોગ એ જ ન્યાયમતમાં વ્યાપકનું લક્ષણ છે; અને સ્વજાતીય, વિજાતીય અને સ્વગતભેદનો અભાવ (એ) વ્યાપકનું લક્ષણ નથી. કેમ કે ન્યાયમતમા યદ્યપિ આત્મા નિરવયવ છે, એથી સ્વગતભેદનો તો તે વિષે અભાવ છે ખરો, પરંતુ સજાતીય અને વિજાતીય ભેદનો અભાવ નથી. કિંતુ સજાતીય જે બીજો આત્મા તેનો ભેદ આત્મામાં છે; અને વિજાતીય ઘટાદિકનો ભેદ પણ આત્મામાં છે. એથી સ્વજાતીયવિજાતીયસ્વગતભેદનો અભાવ વ્યાપકનું[૧૮૮] લક્ષણ નહિ; કિંતુ સર્વ અલ્પ પદાર્થો સાથે સંયોગ જ વ્યાપકનું લક્ષણ છે.

એ વિષે કોઈ શંકા કરે છેઃ ન્યાયમતમાં આત્માની પેઠે આકાશ, કાળ, દિશા પણ વ્યાપક છે; અને પરમાણુ સૂક્ષ્મ છે, નિરવયવ છે; તેઓની સાથે સર્વ વ્યાપક પદાર્થોનો સંયોગ બને નહિ. કેમ કે જો પરમાણુ સાવયવ હોય ત્યારે તો કોઈ દેશમાં આત્માનો સંયોગ થાય, અને કોઈ દેશમાં અન્ય વ્યાપક પદાર્થોનો સંયોગ થાય. તે પરમાણુ સાવયવ છે નહિ કિંતુ નિરવયવ છે, અને અતિસૂક્ષ્મ છે. તેઓની સાથે એક જ દેશમાં સર્વવ્યાપક પદાર્થનો સંયોગ થશે,–તે બને નહિ. કેમ કે એકના સંયોગથી જે સ્થાન નિરુદ્ધ (રોકાયલું) છે, તે દેશમાં અન્ય પદાર્થનો સંયોગ બને નહિ. એથી નાના પદાર્થોને વ્યાપકતા બને નહિ. એક જ કોઈ પદાર્થ વ્યાપક બને છે.

એ શંકા બને નહિ. (એમ ન્યાયમતવાળા કહે છે.) કેમ કે સાવયવ વસ્તુનો જે સંયોગ છે, તે તો અન્યના સંયોગનો વિરોધી છે–જેમ જે પૃથ્વીદેશમાં હસ્તનો સંયોગ થાય, તે (પૃથ્વી)દેશમાં પાદનો સંયોગ થાય નહિ. અને નિરવયવનો સંયોગ સ્થાનને રોકે નહિ, એથી અન્યના સંયોગનો વિરોધી નહિ, એ વાર્તા અનુભવસિદ્ધ છે. જેમ ઘટના જે દેશમાં આકાશનો સંયોગ છે, તે દેશમાં જ કળાનો

૧૮૮. દેશકાલવસ્તુ કૃત અંતથી રહિત એ લક્ષણ પણ વ્યાપકનું છે.

અને દિશાનો સંયોગ પણ છે. જો કોઈ ઘટનો (એક) દેશ, આકાશ-કાળદિશાથી બહિર્ હોય; તો તે દેશમાં, આકાશકાળદિશાનો સંયોગ થાય નહિ; તે બહિર્ તો કોઈ દેશ છે નહિ, કિંતુ સર્વ પદાર્થોના સર્વ દેશ. આકાશકાળદિશામાં જ છે, એથી સર્વ પદાર્થોના સર્વ દેશો વિષે આકાશકાળદિશાનો સંયોગ છે. એ રીતિએ પરમાણુ વિષે પણ એક જ દેશમાં નાના નિરવયવ વિભુનો સંયોગ બને છે, કોઈ દોષ નથી એથી આત્મા નાના છે, અને સંપૂર્ણ (સર્વ)વ્યાપક છે.

૩૪૬. (ન્યાયમતનું ખંડન)

'સર્વનો[૧૮૯] સર્વ પદાર્થો સાથે' સયોગ છે, એ ન્યાયનો સિદ્ધાંત છે. તે સમીચીન નથી. કેમ કે જો વ્યાપક આત્મા નાના અંગીકાર કરીએ તો સર્વ શરીરમાં સર્વ આત્માનો સંબધ અંગીકાર કરવો પડશે, એથી કોણ શરીર કોનું છે એ નિશ્ચય થશે નહિ, કિંતુ એક એક આત્માનાં સર્વ શરીર થવાં જોઈએ. જો એમ કહે: 'જેના કર્મથી જે શરીર ઉત્પન્ન થયું છે, તે આત્માનું તે શરીર છે'—તે પણ બને નહિ. કેમ કે જે શરીરથી કર્મ થાય છે, તે કર્મ કરવાવાળા પૂર્વ શરીરમાં પણ સર્વ આત્માનો સંબંધ છે. એથી કર્મ પણ સર્વ આત્માનાં જ થશે, એકનાં નહિ. અને એમ કહે: જે આત્માનું મન સહિત શરીર છે, તે આત્માનું તે શરીર છે,—તે પણ બને નહિ. કેમ કે શરીરની પેઠે મનની સાથે પણ સર્વ આત્માનો સબંધ છે. તે વિષે આ નિશ્ચય થાય નહિ જે કયું મન કયા આત્માનું છે, કિંતુ સર્વ આત્માનાં સર્વ મન થવાં જોઈએ. તેમ ઇંદ્રિય પણ સર્વ આત્માનાં સર્વ જ થશે. બહિર્ના પદાર્થો વિષે 'આ મારું છે, આ અન્યનું છે,' એવો વ્યવહાર પણ શરીરનિમિત્તક છે. તે શરીર સર્વ આત્માનાં સર્વ છે, એથી બહિર્ના પદાર્થ પણ સર્વ આત્મામાં સર્વ થવા જોઈએ.

અને જો (ન્યાયમતવાળા) એમ કહે: 'જે આત્માને જે શરીરમાં અહંબુદ્ધિ અને મમબુદ્ધિ હોય, તે જ આત્માનું તે શરીર છે. તે અહંબુદ્ધિ અને મમબુદ્ધિ એક છે, એથી સર્વ આત્મામાં રહે નહિ, કિંતુ એક ધર્મ એક જ ધર્મી વિષે રહે છે. એથી એક જ આત્માનું શરીર છે. જે આત્માનું જે શરીર છે, તે તે શરીરના સંબંધી મન,

---

૧૮૯. 'સર્વ આત્માનો વ્યાપક વસ્તુથી ભિન્ન પરિચ્છિન્ન સર્વ દેહ ઇંદ્રિય મન પરમાણુ આદિક વસ્તુ સાથે સંયોગ છે.' એવો એ વાક્યનો અર્થ છે.

ઇંદ્રિય અને બહિર્‌ના પદાર્થ તે આત્માના છે. એથી વ્યાપક નાના આત્મા અંગીકાર કરવામાં પણ દોષ નથી.'

તે વાર્તા પણ બને નહિ કેમકે યદ્યપિ અહંબુદ્ધિ એક દેહમાં એક જ આત્માને થાય છે, તથાપિ તે ન્યાયમતમાં બને નહિ; કિંતુ સર્વ આત્માને એક દેહમાં અહંબુદ્ધિ થવી જોઈએ; કેમ કે ન્યાયમતનાં બુદ્ધિ-નામ 'જ્ઞાન'નું છે. તે જ્ઞાન આત્મા અને મનના સંયોગથી થાય છે. તે મનની સાથે સંયોગ સર્વ આત્માનો છે. એથી મનના સંયોગથી જેમ એક દેહમાં એક આત્માને અહંબુદ્ધિ થાય છે, તેમ એક દેહમાં સર્વ આત્માને અહંબુદ્ધિ થવી જોઈએ. જો આમ કહે, યદ્યપિ મનનો સંયોગ તો સર્વ આત્મા સાથે છે, તથાપિ જે આત્મામાં જ્ઞાનનું જનક અદૃષ્ટ છે, તે આત્માને જ અહંબુદ્ધિ થાય છે, તોપણ સર્વને જ જ્ઞાન થવું જોઈએ. કેમ કે જો વ્યાપક નાના આત્મા અંગીકાર કરીએ, તો એક શરીરની શુભઅશુભક્રિયાથી, શરીરમાં સ્થિત સર્વઆત્મામાં જ અદૃષ્ટ થવાં જોઈએ. એ વાર્તા પૂર્વે કહી આવ્યા. એથી વ્યાપક જો નાના આત્મા અંગીકાર કરીએ તો એક દેહમાં સર્વને સુખદુઃખનો ભોગ થવો જોઈએ. એથી 'વ્યાપક નાના કર્તાભોક્તા આત્મા છે.' એ ન્યાયનો સિદ્ધાંત સમીચીન નથી.

### ૩૪૭. (એ વિષે વેદાંતનો મત)

અને અમારા સિદ્ધાંતમાં તો કર્તાભોક્તા અંતઃકરણ છે. તે અંતઃકરણ નાના છે, (અને) વ્યાપક અને અણુ નથી: કિંતુ શરીર સમાન તે અંતઃકરણનું પરિમાણ છે. દીપકના પ્રકાશની પેઠે મહત્ શરીરને પ્રાપ્ત થાય ત્યારે અંતઃકરણનો વિકાસ થાય છે, અને ન્યૂન શરીરમાં સંકોચ થાય છે. એ વાર્તા (શંકરાચાર્યકૃત) 'ચિદાનંદ-દશશ્લોકી' વા 'નિર્વાણદશક' ઉપર સિદ્ધાંત(તત્ત્વ)બિંદુનામે વ્યાખ્યાનમા મધુસૂદનસ્વામીએ પ્રતિપાદન કરી છે. જે અંતઃકરણનો જે શરીર સાથે સંબંધ છે, તે અંતઃકરણને તે શરીરે કરી ભોગ થાય છે.

જો અંતઃકરણને વ્યાપક અંગીકાર કરીએ, તો સર્વ શરીર સર્વનાં થાય, અને ભોગ પણ સર્વને થાય. (પણ) વ્યાપક અંતઃકરણ નથી એથી તે દોષ નથી. અને અંતઃકરણને અણુ અંગીકાર કરીએ, તો શરીરના એક દેશમાં અંતઃકરણ રહે છે એવું અંગીકાર કરવું પડશે. તે વાર્તા બને નહિ. કેમ કે જો એક કાળમાં જ પાદ અને મસ્તકમા કંટકવેધ થાય તો બન્ને સ્થાનમાં એક જ કાળે પીડા થાય છે, તે ન

થવી જોઈએ. કેમ કે જો અંતઃકરણ અણુ હોય તો, એક જ સ્થાનમાં એક કાળમાં રહે; એથી જે સ્થાનમાં અંતઃકરણ હોય, તે સ્થાનમાં જ પીડા થવી જોઈએ, બન્ને સ્થાનમાં નહિ. (પણ તેમ થાય છે) એથી અંતઃકરણ વ્યાપક અને અણુ નથી, કિંતુ શરીરના સમાન છે. એથી કોઈ દોષ નથી (અણુ અને વ્યાપકથી વિલક્ષણ જે છે તેને જ મધ્યમ પરિમાણ કહે છે.)

### ૩૪૮. (આત્મા વિષે નવીન ન્યાયમત)

અને ન્યાયમતમાં કોઈ નવીને આવું અંગીકાર કર્યું છે: આત્મા નાના છે, કર્તાભોક્તા છે, વ્યાપક નથી, એથી ભોગનો સંકર (સેળભેળ) નથી. અણુ પણ નથી. એથી બે સ્થાનમાં પીડાનો અસંભવ પણ નથી. કિંતુ જેમ વેદાંતમતમા અંતઃકરણ મધ્યમપરિમાણ છે. તેમ આત્મા પણ મધ્યમપરિમાણ છે. તે વિષે ચતુર્દશ (૧૪) ગુણ રહે છે.

### ૩૪૯. (નવીનમતનું ખંડન)

તે પણ સમીચીન નથી. કેમ કે જો આત્માને સંકોચવિકાસવાળો અંગીકાર કરીએ તો દીપકની પ્રભાની પેઠે આત્મા વિકારી અને વિનાશવાળો થશે. એથી મોક્ષપ્રતિપાદક શાસ્ત્ર અને સાધન નિષ્ફળ થશે અને મધ્યમપરિમાણ અંગીકાર કરીને, સંકોચ–વિકાસ અંગીકાર નહિ કરીએ તો કયા શરીરના સમાન આત્માને અંગીકાર કરીએ એ નિશ્ચય થાય નહિ. જો મનુષ્યશરીરના સમાન અંગીકાર કરીએ તો જ્યારે આત્મા હસ્તીના શરીરને પ્રાપ્ત થાય ત્યારે (તે હસ્તીના) સર્વ શરીરમાં આત્મા હોવાનો નહિ. એથી જે દેશમાં હસ્તીને આત્મા છે નહિ તે દેશમાં પીડા થવી ન જોઈએ. અને હસ્તીના શરીરના સમાન અંગીકાર કરીએ તો તેથી અન્ય શરીર મોટાં છે તેઓના એક દેશમાં પીડા ન થવી જોઈએ. અને સર્વથી મોટું કોઈનું શરીર છે નહિ, જેના સમાન આત્મા અંગીકાર કરીએ. અને સર્વથી મોટું વિરાટનું શરીર છે, તેના સમાન જો આત્મા અંગીકાર કરે તો વિરાટના શરીરના અંતર્ભૂત સર્વ શરીર છે, એથી સર્વ આત્માનો સર્વ શરીર સાથે સંબંધ થશે. તેના વિષે પૂર્વે દોષ કહ્યા જ છે. અને આ નિયમ છે: 'જે મધ્યમપરિમાણ વસ્તુ હોય તે શરીરની પેઠે અનિત્ય હોય છે.' એથી આત્મા પણ અનિત્ય થશે. અને અંતઃકરણનો તો અમારા (સિદ્ધાંતીના) મતમાં જ્ઞાનથી નાશ થાય છે, એથી અનિત્ય છે (તે અંતઃકરણનુ

મધ્યમપરિમાણ અંગીકાર કર્યાથી દોષ નથી. એ રીતિએ નવીન તાર્કિક-નો મત પણ સમીચીન નથી.

૩૫૦. અને જો કોઈ આમ કહે, 'આત્મા નાના છે અને અણુ છે' તે વાર્તા પણ બને નહિ. કેમ કે જો આત્માને કર્તાભોક્તા અંગીકાર કરીએ, તો અંતઃકરણના અણુપક્ષમાં જે દોષ કહ્યો, તે દોષ થશે; અને કર્તાભોક્તા અંગીકાર નહિ કરીએ તો નાના આત્માનો અંગીકાર નિષ્ફળ થશે. એક જ વ્યાપક (આત્મા) સર્વ શરીરમાં અંગીકાર કરવા યોગ્ય છે અને કર્તાભોક્તા અંગીકાર નહિ કરીએ તો (અણુવાદીના) પોતાના સિદ્ધાતનો પણ ત્યાગ થશે. કેમ કે અણુવાદીનો આં સિદ્ધાંત છેઃ જ્ઞાન સુખદુઃખધર્મથી આદિ લઈને આત્માના ધર્મ છે. એથી જો આત્માને અણુ અંગીકાર કરીએ તો જે શરીરના દેશમાં આત્મા છે નહિ તે (શરીર)દેશ મૃત સમાન છે, તે વિષે પીડાદિક થવાં ન જોઈએ.

૩૫૧. અને જો આમ કહેઃ 'યદ્યપિ આત્મા તો શરીરના એકદેશમા છે, પરંતુ કસ્તૂરીના ગંધની પેઠે તેનું જ્ઞાન સર્વ શરીરમાં વ્યાપ્ત છે. એથી સર્વ શરીર વિષે અનુકૂળપ્રતિકૂળના સંબંધને (આત્મા) અનુભવ કરે છે.'

તે પણ બને નહિ કેમકે આ નિયમ છેઃ જેટલા દેશમાં ગુણ વાળો રહે તેની બહિર્ ગુણ રહે નહિ, કિંતુ ગુણીમાં જ ગુણ રહે છે. જેમ રૂપ, ઘટાદિકની બહિર્ રહે નહિ; તેમ આત્માથી બહિર્ જ્ઞાન પણ બને નહિ. અને કસ્તૂરીના સૂક્ષ્મભાગ જેટલા દેશમાં વ્યાપ્ત હોય એટલા દેશમા જ ગંધ વ્યાપ્ત હોય છે, એથી કસ્તૂરીનું દૃષ્ટાંત પણ બને નહિ. એથી 'આત્મા અણુ છે' એ પક્ષ પણ બને નહિ.

અને કહીંક શ્રુતિમાં આત્મા અત્યંત અણુથી પણ અણુ કહ્યો છે, તે દુર્વિજ્ઞેય છે એથી કહ્યો છે. જેમ અત્યત અણુવસ્તુનું મંદદૃષ્ટિ પુરુષને જ્ઞાન થાય નહિ, તેમ બહિર્મુખ પુરુષને આત્માનું પણ જ્ઞાન થાય નહિ. એથી અણુના સમાન છે, એ શ્રુતિનો અભિપ્રાય છે અને 'આત્મા અણુ છે,' એવો (શ્રુતિનો) અભિપ્રાય નથી. કેમ કે બહુ સ્થાનમાં (આત્માને) વ્યાપકરૂપ પોતે વેદે જ પ્રતિપાદન કર્યો છે, એથી અણુ નથી. એ રીતિએ 'વ્યાપક તથા મધ્યમપરિમાણ અથવા અણુ આત્મા નાના છે' એ કહેવુ સંભવે નહિ.

૩૫૨. પરિશેષથી એક વ્યાપક આત્મા છે, તે વિષે ધર્મઅધર્મ, સુખદુઃખ, અને બંધમોક્ષ જો અંગીકાર કરીએ, તો કોઈને સુખ અને

કોઈને દુઃખ, કોઈને બંધ અને કોઈને મોક્ષ એવો વ્યવહાર થશે નહિ, એથી (સિદ્ધાંતી કહે છે કે) ધર્માદિક બુદ્ધિના ધર્મ છે. યદ્યપિ બુદ્ધિ જડ છે એથી તે વિષે પણ સુખાદિક ધર્મ બને નહિ; તથાપિ આત્માના ધર્મ નથી, એ અભિપ્રાયથી બુદ્ધિના ધર્મ કહ્યા છે; અને બુદ્ધિના ધર્મ છે, એના વિષે અભિપ્રાય નથી. બુદ્ધિ અને સુખાદિક આત્મામાં અધ્યસ્ત (આરોપિત–કલ્પિત) છે. જે વસ્તુ જેમાં અધ્યસ્થ હોય, તે તેમાં પરમાર્થથી હોય નહિ. જેમ સર્પ રજ્જુમાં અધ્યસ્ત છે તે (સર્પ) પરમાર્થથી રજ્જુમાં છે નહિ; તેમ બુદ્ધિ અને સુખાદિક આત્મામાં છે નહિ. અને અધ્યસ્ત વસ્તુ પણ કોઈનો આશ્રય થાય નહિ; એથી (અધ્યસ્તા) બુદ્ધિ પણ સુખાદિકનો આશ્રય છે નહિ. પરંતુ અજ્ઞાન તો શુદ્ધ ચેતનમાં અધ્યસ્થ છે; અને અંતઃકરણ અજ્ઞાન ઉપહિત(ચેતન)માં અધ્યસ્ત છે; અને અંતઃકરણ ઉપહિત(ચેતન)માં ધર્મ–અધર્મ, સુખ–દુઃખ, બંધ–મોક્ષ અધ્યસ્ત છે. એ રીતિએ આત્મામાં ધર્માદિકોની અધિષ્ઠાનતાનો અંતઃકરણ ઉપાધિ છે. એથી અંતઃકરણના ધર્મ કહેવાય છે.

૩૫૩. (ધર્માદિક અંતઃકરણઉપહિતચેતનમાં અધ્યસ્ત છે, વિશિષ્ટમાં નથી)

જો અંતઃકરણવિશિષ્ટમાં ધર્માદિક અધ્યસ્ત કહીએ તો બને નહિ. કેમ કે વિશેષણયુક્તનું નામ વિશિષ્ટ છે. ધર્માદિક અધ્યાસનું અધિષ્ઠાન જે આત્મા, તેનુ અંતઃકરણ જો વિશેષણ અંગીકાર કરીએ, તો અંતઃકરણ પણ ધર્મસુખાદિકનુ અધિષ્ઠાન થશે. તે વાર્તા બને નહિ. કેમ કે મિથ્યાવસ્તુ (=અંતઃકરણ) અધિષ્ઠાન થાય નહિ. એથી આત્મામાં ધર્માદિકોના અધ્યાસનું અંતકરણ વિશેષણ નહિ, કિંતુ ઉપાધિ છે. ઉપાધિનો આ સ્વભાવ છે: પોતે તટસ્થ હોઈને જેટલા દેશમા પોતે હોય તેટલા દેશમા સ્થિત વસ્તુને જણાવે. અને વિશેષણનો આ સ્વભાવ છે: જેટલા દેશમાં પોતે હોય તેટલા દેશમાં સ્થિત વસ્તુને પોતાના સહિત જણાવે. [વિશેષણવાનને વિશિષ્ટ કહે છે. અને ઉપાધિમાનને ઉપહિત કહે છે.] એ રીતિએ અંતઃકરણવિશિષ્ટમાં જો ધર્માદિક અધ્યસ્ત કહીએ તો જેટલા દેશમાં અંતઃકરણ છે, તે દેશમાં સ્થિત ચેતનભાગ અને અંતઃકરણ બંનેને અધિષ્ઠાનતા થશે, તે અંતઃકરણ પોતે પણ અધ્યસ્ત છે, એથી અધિષ્ઠાન બને નહિ. એ અભિપ્રાયથી અંતઃકરણઉપહિતમાં ધર્માદિક અધ્યસ્થ કહ્યા. એથી જેટલા દેશમા અંતઃકરણ છે તેટલા દેશમાં સ્થિત ચેતનભાગમાત્રમાં અધિષ્ઠાનતા છે, અંતઃકરણમા નથી, એ

વાર્તા બને છે.

૩૫૪. તેમ અંતઃકરણ પણ અજ્ઞાનઉપહિત( ચેતન )માં અધ્યસ્થ છે, અજ્ઞાનવિશિષ્ટમાં નહિ. એ રીતિએ અધ્યસ્ત જે ધર્માદિક તેઓનું અધિષ્ઠાન આત્મા છે. (ચેતનમા ધર્માદિકના) અધ્યાસની અધિષ્ઠાન અંતઃકરણ ઉપાધિ છે; એથી (ધર્માદિકને) બુદ્ધિના ધર્મ કહે છે. અને અવિવેકે કરી અંતઃકરણ (અને) આત્મા બને વિષે પ્રતીતિ થાય છે, એથી અંતઃકરણવિશિષ્ટ જે પ્રમાતા (જીવ) તેના ધર્મ કહે છે. ધર્માદિક અંતઃકરણના ધર્મ હોય; અથવા અંતઃકરણવિશિષ્ટપ્રમાતાના ધર્મ હોય અથવા (અધ્યસ્ત) રજ્જુસર્પ, સ્વપ્નના પદાર્થ, ગંધર્વનગર, નભનીલતાની પેઠે કોઈના ધર્મ ન હોય; ( એવા પ્રકારોમાંથી ગમે તેમ હો પણ ) સર્વ પ્રકારે આત્માના ધર્મ નથી. યદ્યપિ આત્મામાં અધ્યસ્ત છે, તથાપિ જે વસ્તુ જેમાં અધ્યસ્ત હોય, તે તેમાં પરમાર્થથી હોય નહિ. [ અધ્યસ્ત નામ કલ્પિતનું છે. ] એથી રાગદ્વેષ, ધર્મઅધર્મ, સુખદુઃખ બંધમોક્ષથી રહિત એક વ્યાપક આત્મા છે.

૩૫૫. ( આત્મા સત્ છે. )

તે આત્મા સત્ છે. જે વસ્તુનો જ્ઞાનથી અભાવ થાય તે અસત્ કહેવાય છે. જેની નિવૃત્તિ કોઈ કાળમાં પણ થાય નહિ તે સત્ કહેવાય છે. સર્વ પદાર્થોનુ અને તેઓની નિવૃત્તિનુ અધિષ્ઠાન આત્મા છે. જો આત્માની નિવૃત્તિ થાય તો તેનુ અન્ય અધિષ્ઠાન કહેવું જોઈએ; કેમ કે શૂન્યમા નિવૃત્તિ થાય નહિ. જો આત્મા અને તેની નિવૃત્તિનુ અન્ય અધિષ્ઠાન અંગીકાર કરીએ, તો તેનું પાછું બીજું અધિષ્ઠાન અંગીકાર કરવું પડશે. એ રીતિએ અનવસ્થા થશે. અને આત્માની નિવૃત્તિ જે અંગીકાર કરે તેને આ પૂછીએ છીએ જે: ‘ આત્માની નિવૃત્તિ કોઈએ અનુભવ કરી છે અથવા નહિ ? ’ જો આમ કહે : ‘ અનુભવ કરી છે. ’ ( તો ) તે બને નહિ. કેમ કે જે અનુભવ કરવા-વાળો છે, તે જ આત્મા છે અને પોતાનું સ્વરૂપ છે; તેની નિવૃત્તિનો અનુભવ પોતાના મસ્તકછેદનના અનુભવ સમાન છે. એથી આત્માની નિવૃત્તિનો અનુભવ બને નહિ. અને આમ કહે જે, આત્માની નિવૃત્તિ તો થાય છે, પરંતુ તેની નિવૃત્તિનો અનુભવ કોઈને નથી. તો એ વાર્તા સિદ્ધ થઈ, જે આત્માની નિવૃત્તિ તો થાય નહિ; કેમ કે જે વસ્તુ કોઈએ અનુભવ નથી કરી, તે વંધ્યાપુત્રના સમાન હોય છે. એથી આત્માની નિવૃત્તિ થાય નહિ. એથી જ આત્મા સત્ છે.

૩૫૬. (આત્મા ચિત્ છે.)

આત્મા ચિત્ છે. (અલુપ્ત) પ્રકાશરૂપ જે જ્ઞાન તે ચિત્ કહેવાય છે. જો અપ્રકાશરૂપ આત્મા અંગીકાર કરીએ, તો અનાત્મ જડ વસ્તુનો પ્રકાશ કદી થાય નહિ. જો અંતઃકરણ અને ઇંદ્રિયોથી પદાર્થોનો પ્રકાશ કહીએ તો બને નહિ. કેમ કે અંતઃકરણ અને ઇંદ્રિયો પરિચ્છિન્ન છે, એથી કાર્ય છે. જે પરિચ્છિન્ન હોય તે ઘટની પેઠે કાર્ય હોય છે, અને અંતઃકરણ (અને) ઇંદ્રિય પણ પરિચ્છિન્ન છે, તેથી કાર્ય છે. (દેશકાળથી જેનો અંત થાય તે પરિચ્છિન્ન કહેવાય છે.) જે કાર્ય હોય તે જડ હોય છે. અંતઃકરણ અને ઇદ્રિય પણ જડ છે. તેઓથી કશી વસ્તુનો પ્રકાશ બને નહિ. એથી જે આત્મા સર્વનો પ્રકાશ કરે છે તે પ્રકાશરૂપ છે.

૩૫૭. અને જે આમ કહે: 'આત્મા પ્રકાશરૂપ નથી, કિંતુ આત્મા તો જડ છે, અને તેને વિષે જ્ઞાનગુણ છે, તે જ્ઞાનથી આત્મા અને અનાત્માનો પ્રકાશ થાય છે.' તેને આ પૂછીએ છીએ: આત્માનો જ્ઞાનગુણ નિત્ય છે અથવા અનિત્ય છે? જો નિત્ય કહે તો આત્માનું સ્વરૂપ જ જ્ઞાનસિદ્ધ થશે; કેમ કે આ નિયમ છે: જે આત્માથી ભિન્ન હોય તે અનિત્ય હોય છે. જો જ્ઞાનને આત્માથી ભિન્ન અંગીકાર કરીએ તો (જ્ઞાન) અનિત્ય જ થશે. એથી (જ્ઞાનને) નિત્ય માનીને, આત્માથી ભિન્ન જ્ઞાન છે એમ કહેવુ બને નહિ. અને (જ્ઞાનને) અનિત્ય અંગીકાર કરીએ તો ઘટાદિકની પેઠે જડ થશે. (કેમ કે) જે અનિત્ય વસ્તુ હોય તે જડ હોય છે. એથી 'જ્ઞાન અનિત્ય છે' એ કહેવું બને નહિ, કિંતુ જ્ઞાન નિત્ય જ છે. તે નિત્યજ્ઞાન આત્મસ્વરૂપ જ છે. જો અનિત્ય અંગીકાર કરીએ તો કદાચિત્ આત્મામા જ્ઞાન હોય અને કદાચિત્ નહિ (હોય), એથી આત્માથી ભિન્ન પણ જ્ઞાન થાય અને નિત્ય અંગીકાર કર્યાથી તો ભિન્ન થાય નહિ. જે ગુણ હોય તે ગુણવાન વિષે કદાચિત્ રહે અને કદાચિત્ ન પણ રહે. જેમ વસ્ત્રનો નીલપીત ગુણ કદાચિત્ રહે અને કદાચિત્ નહિ રહે. એથી જે ગુણ હોય તે આગમાપાયી હોય છે. અને જ્ઞાનને નિત્યતા હોવાથી આગમાપાયી છે નહિ, એથી આત્માનું સ્વરૂપ જ જ્ઞાન છે.

૩૫૮. અને જ્ઞાનને અનિત્ય કહીએ તો ઇંદ્રિય અથવા અંતઃકરણે કરી જ્ઞાન ઉત્પન્ન થાય છે, એ કહેવું પડશે. તે બને નહિ કેમકે સુષુપ્તિમાં ઇંદ્રિયાદિક તો છે નહિ, અને સુખનું જ્ઞાન થાય છે, તે ન

થવું જોઈએ. જો સુષુપ્તિમાં સુખનું જ્ઞાન અંગીકાર ન કરે તો જાગીને 'હું સુખે સૂતો હતો' એ સુષુપ્તિનાં સુખની સ્મૃતિ થાય છે, તે ન થવી જોઈએ. જે વસ્તુનું પૂર્વજ્ઞાન હોય તેની સ્મૃતિ થાય છે, અને અજ્ઞાત વસ્તુની સ્મૃતિ થાય નહિ. અને સુષુપ્તિના સુખની જાગીને સ્મૃતિ થાય છે, એથી સુષુપ્તિમાં સુખનુ જ્ઞાન થાય છે, તે જ્ઞાનનાં જનક ઇંદ્રિયાદિક સુષુપ્તિમાં છે નહિ, એથી (જ્ઞાન) નિત્ય છે. જ્ઞાનને ત્યાગીને આત્મા કદી પણ રહે નહિ, એથી જ્ઞાન આત્માનું સ્વરૂપ છે. જેમ ઉષ્ણતાને ત્યાગીને અગ્નિ કદી પણ રહે નહિ, એથી ઉષ્ણતા વહ્નિનું સ્વરૂપ છે; તેમ જ્ઞાન પણ આત્માનું સ્વરૂપ છે. જે 'આગમાપાયી' હોય તે ગુણ હોય છે. ઉષ્ણતા અને જ્ઞાન આગમાપાયી છે નહિ, એથી અગ્નિ અને આત્માનાં (તે) સ્વરૂપ છે [જે વસ્તુ કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય તે 'આગમાપાયી' કહેવાય છે].

૩૫૯. ઉત્પત્તિ અને વિનાશ અંતઃકરણની વૃત્તિનાં થાય છે, જ્ઞાનનાં નહિ. આત્મસ્વરૂપ જે જ્ઞાન છે, તે વિશેષવ્યવહારનો હેતુ નથી; કિંતુ જ્ઞાન સહિત વૃત્તિ અથવા વૃત્તિમાં આરૂઢ જ્ઞાન વ્યવહારનો હેતુ છે. એ 'અવચ્છેદવાદ'ની રીતિ છે. અને 'આભાસવાદ'માં આભાસ સહિત વૃત્તિએ વ્યવહાર થાય છે. આભાસ દ્વારા અથવા સાક્ષાત્ વૃત્તિ દ્વારા આત્મસ્વરૂપજ્ઞાને કરી જ સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે, નહિ તો થાય નહિ. એ રીતિએ સર્વનો પ્રકાશક જ્ઞાનસ્વરૂપ આત્મા છે, એથી (તે આત્મા) ચિત્ છે.

૩૬૦. (આત્મા આનંદરૂપ છે.)

અને આત્મા આનંદરૂપ છે. જો આત્મા આનદરૂપ ન હોય તો વિષયસબંધે કરી સ્વરૂપ આનંદનું ભાન થાય છે તે ન થવું જોઈએ. 'વિષયમાં આનંદ નથી' એ વાર્તા પૂર્વે (ચતુર્થ તરંગમાં) કહી છે. જો વિષયમાં આનંદ હોય તો જે વિષયથી એક પુરુષને સુખ થાય તેથી જ અન્યને દુઃખ થાય છે—જેમ અગ્નિના સ્પર્શથી અગ્નિકીટને અને સર્પ–સિંહનું રૂપ દેખેથી સર્પિણી સિંહિણીને આનંદ થાય છે અને અન્ય પુરુષને (જીવને) દુઃખ થાય છે તે ન થવું જોઈએ. અને સિદ્ધાંતમા તો અગ્નિકીટને અગ્નિસ્પર્શની ઇચ્છા થાય છે, ત્યારે ચંચળ બુદ્ધિમાં સ્વરૂપાનંદનું ભાન થાય નહિ; અગ્નિસંબંધથી ક્ષણમાત્ર ઇચ્છા દૂર થઈને નિશ્ચળ બુદ્ધિમાં સ્વરૂપાનંદનું ભાન થાય છે. અન્ય પુરુષોને અગ્નિસંબંધની ઇચ્છા છે નહિ, કિંતુ અન્ય પદાર્થોની ઇચ્છા છે; તે

પદાર્થોની ઇચ્છા અગ્નિસંબંધે કરી દૂર થાય નહિ, એથી ચંચળ અંતઃકરણમાં અગ્નિસંબંધે કરી આનંદ થતો નથી.

૩૬૧. એના વિષે આ શંકા થાય છે: ઇચ્છારૂપ અંતઃકરણની જે વૃત્તિ છે, તે તો વિષયપ્રાપ્તિએ કરી નાશને પ્રાપ્ત થઈ ગઈ અને વૃત્તિનું કોઈ નિમિત્ત છે નહિ, એથી ઉત્પત્તિ થઈ નહિ; અને વૃત્તિ વિના સ્વરૂપાનંદનું ભાન થાય નહિ: એથી વિષયમાં જ આનંદ છે.

તે શંકા બને નહિ; કેમ કે યદ્યપિ ઇચ્છારૂપ તો અંતઃકરણની વૃત્તિનો અભાવ છે (તે ઇચ્છારૂપ વૃત્તિ હોય તોપણ તેને વિષે આનંદ પ્રકાશ થાય નહિ. કેમ કે ઇચ્છારૂપ વૃત્તિ રાજસી છે અને આનંદનો પ્રકાશ સાત્ત્વિક વૃત્તિમાં થાય છે.) તથાપિ વાંચ્છિત પદાર્થ જે મળ્યો છે, તેના સ્વરૂપને વિષય કરવાને સારુ જે જ્ઞાનરૂપ અંતઃકરણની વૃત્તિ છે તે સાત્ત્વિકી છે. (કેમકે–'સત્ત્વગુણથી જ્ઞાન થાય છે'–એ નિયમ છે.) તે સાત્ત્વિક વૃત્તિમાં આનંદનું ભાન થાય છે. પરંતુ તે જ્ઞાનરૂપ વૃત્તિ બહિર્મુખ છે, તેના પૃષ્ઠભાગમાં સ્થિત જે અંતઃકરણઉપહિત ચેતનસ્વરૂપ આનંદ, તેનું તે વૃત્તિએ કરી ગ્રહણ થાય નહિ; એથી વિષય ઉપહિત ચેતનરૂપ આનંદનું ભાન થાય છે. તે વિષયઉપહિત ચેતન આત્માથી ભિન્ન નથી. એથી આત્માનંદનું જ વિષયમાં ભાન કહેવાય છે. તે જ્ઞાનરૂપ વૃત્તિ વિષે વિષયની સાથે નેત્રાદિકનો સંબંધ નિમિત્ત છે.

અથવા જ્ઞાનરૂપ જે બહિર્મુખવૃત્તિ તેથી અન્યા, અંતર્મુખવૃત્તિ થાય છે, તે વિષે અંતઃકરણઉપહિત ચેતનરૂપ આનંદનું જ ભાન થાય છે. એ ઉત્તમ સિદ્ધાંત છે. તે (અંતર્મુખ) વૃત્તિની ઉત્પત્તિમાં ઇચ્છાદિકોનો અભાવ જ નિમિત્ત છે. જેમ ઇચ્છાદિકોથી રહિત જે એકાંતમાં ઉદાસીન પુરુષ સ્થિત છે. તેને બહિર્મુખજ્ઞાનરૂપથી કોઈ વૃત્તિ થાય નહિ. આનંદનું ભાન થાય છે. એથી ઇચ્છાદિકોના અભાવરૂપ નિમિત્તથી અંતર્મુખવૃત્તિ આનંદ ગ્રહણ કરવાવાળી થાય છે; તેથી વાંચ્છિતવિષયના લાભે કરી. ઇચ્છાદિકોનો અભાવ હોવાથી, જ્ઞાનથી અનંતર, અંતર્મુખવૃત્તિ થાય છે, તેણે કરી અંતઃકરણઉપહિત આનંદનું જ ગ્રહણ થાય છે. તે સ્વરૂપાનંદનું ગ્રહણ, અને વિષયનું જ્ઞાન, અત્યંત અવ્યવહિત છે. એથી પુરુષને એવી ભ્રાંતિ થાય છે: 'મેં વિષયમાં આનંદ અનુભવ કર્યો છે.' (વિચારદૃષ્ટિ [illegible] વિષય ઉપહિત ચેતનરૂપ આનંદનું ભાન થાય છે તો) પ્રાયઃ [illegible] (અંતર્મુખવૃત્તિ વિષે ઇચ્છાદિકોના અભાવે કરી અંતઃકરણઉપહિત ચેતનરૂપ

આનંદનું ભાન થાય છે,) એ પક્ષ ઉત્તમ છે, કેમ કે જે વિષયના જ્ઞાનરૂપ વૃત્તિ છે, તેથી અંતઃકરણઉપહિત આનંદનું તો ભાન બને નહિ; એથી વિષયઉપહિત આનંદનું ભાન થશે. તો માર્ગમાં વૃક્ષના જ્ઞાનરૂપ જે વૃત્તિ છે, તે પણ સાત્ત્વિકી છે, તેથી પણ વૃક્ષઉપહિત ચેતનસ્વરૂપ આનંદનું ભાન થવું જોઈએ; તેમ સર્વ જ્ઞાનથી જ્ઞેય (વિષય) ઉપહિત ચેતનરૂપ આનંદનું ભાન થવું જોઈએ. (પણ તેમ થતું નથી) એથી અનાત્મવસ્તુના જ્ઞાનરૂપ જે બહિર્મુખવૃતિ તેથી (બહિર્ જ્ઞેય ઉપહિત ચેતન સ્વરૂપ આનંદનુ ગ્રહણ થાય નહિ. એ રીતિએ વિષયના સંબધે કરી આત્મસ્વરૂપાનંદનું ભાન થાય છે. જો આત્મા આનંદરૂપ ન હોય, તો વિષય સંબધે કરી આનંદનું ભાન બને નહિ. એથી આત્મા આનંદરૂપ છે.

૩૬૨. અને આત્માના સંબંધી જે વસ્તુ છે, તેને વિષે પ્રેમ થાય છે, તેથી સન્નિહિતમાં (સમીપમાં સ્થિત વિષે) અધિક પ્રેમ થાય છે. એ રીતિએ બહિર્ બહિર્ના પદાર્થોની અપેક્ષાથી અંતર અંતરના પદાર્થોમાં અધિક પ્રીતિ છે. પરંપરાથી આત્માના સંબંધી જે પુત્રનો મિત્ર એમાં પ્રીતિ થાય છે. પુત્રના મિત્રની અપેક્ષાથી પુત્રમાં અધિક પ્રીતિ છે; અને પુત્રથી પણ સ્થૂળ સૂક્ષ્મશરીરમાં અધિક પ્રીતિ છે. અને સ્થૂળ સૂક્ષ્મ શરીરમાં પણ સ્થૂળથી સૂક્ષ્મમાં અધિક પ્રીતિ છે. પૂર્વપૂર્વથી ઉત્તર ઉત્તર આત્માને સમીપ છે. આત્માનો આભાસ સૂક્ષ્મશરીરમાં છે, અન્યમાં નથી. એથી આભાસ દ્વારા આત્માનો સૂક્ષ્મશરીર સાથે સંબંધ છે, અન્ય સાથે નથી. સૂક્ષ્મશરીરનો સ્થૂળશરીર સાથે સંબધ છે, એથી સૂક્ષ્મશરીર દ્વારા આત્માનો સ્થૂળશરીર સાથે સંબધ છે. અને સ્થૂળશરીર દ્વારા પુત્ર સાથે સબંધ છે· પુત્ર દ્વારા પુત્રના મિત્ર સાથે સંબંધ છે. એ રીતિએ ઉત્તર ઉત્તર જે આત્માને સમીપ, તેના વિષે અધિક પ્રીતિ છે. જે આત્માના સબધ હોવાથી પદાર્થમાં પ્રીતિ થાય, તે આત્મામાં જ મુખ્ય પ્રીતિ છે, અને પદાર્થમાં નથી. જેમ પુત્રના મિત્રમા પુત્રના સંબધથી પ્રીતિ છે, એથી પુત્રમા જ પ્રીતિ છે, પુત્રના મિત્રમાં નથી. તેમ આત્માના અધિક સમીપમાં અધિક પ્રીતિ થાય છે. એથી આત્મા વિષે જ સર્વની પ્રીતિ છે.

તે પ્રીતિ આનંદમાં અને દુઃખના અભાવમા હોય છે, અન્યમાં નહિ. અન્ય પદાર્થમાં -જે પ્રીતિ થાય, તે આનંદ અને દુઃખના અભાવના નિમિત્ત થાય છે; એથી આનંદ અને દુઃખના અભાવથી

અન્યમાં પ્રીતિ નથી. એથી સર્વની પ્રીતિનો વિષય જે આત્મા, તે આનંદરૂપ છે, અને દુઃખના અભાવરૂપ છે. કલ્પિતનો અભાવ અધિષ્ઠાનરૂપ હોય છે, જેમ સર્પનો અભાવ રજ્જુરૂપ છે. એથી કલ્પિત જે દુઃખ તેનો અભાવ પણ આત્મારૂપ છે. એ રીતિએ આત્મા આનંદરૂપ છે.

૩૬૩. અને ન્યાયમતમા આત્માનો આનંદ ગુણ છે તે સમીચીન નથી. કેમ કે જો આનંદગુણને નિત્ય અંગીકાર કરીએ તો (આનંદ) આગમાપાયી નહિ થાય એથી આત્માનુ સ્વરૂપ જ આનંદ સિદ્ધ થશે. અને નિત્ય આનંદ ન્યાયમતમાં છે પણ નહિ. અને અનિત્ય જો કહીએ, તો અનુકૂળ વિષય અને ઇંદ્રિયના સબંધે કરી આનંદની ઉત્પત્તિ અંગીકાર કરવી પડશે; એથી સુષુપ્તિમાં આનદનુ ભાન ન થવું જોઈએ. કેમ કે સુષુપ્તિમાં વિષયનો અને ઇંદ્રિયનો સબધ છે નહિ. એથી આત્માનો આનદ ગુણ નથી, કિંતુ આત્મા આનદસ્વરૂપ છે. એ રીતિએ આત્મા સત્-ચિત્-આનદરૂપ છે.

૩૬૪. (સત્-ચિત્-આનંદ પરસ્પર ભિન્ન નથી.)

તે સત્, ચિત્, આનદ, પરસ્પર ભિન્ન નહિ, કિંતુ એક જ છે. જો (તેઓ) આત્માના ગુણ હોય તો પરસ્પર ભિન્ન પણ હોય, પણ આત્મસ્વરૂપ છે એથી ભિન્ન નથી. એક જ આત્મા નિવૃત્તિ(બાધ) રહિત છે એથી સત્ કહેવાય છે. અને જડથી વિલક્ષણ પ્રકાશરૂપ છે એથી ચિત્ કહેવાય છે. અને દુઃખથી વિલક્ષણ સુખ પ્રીતિનો વિષય છે એથી આનદ કહેવાય છે. જેમ ઉષ્ણ (રક્ત)-પ્રકાશરૂપ અગ્નિ છે, તેમ સત્, ચિત્, આનદરૂપ આત્મા છે. અને સત્-ચિત્-આનંદ-સ્વરૂપ જ શાસ્ત્રમા બ્રહ્મ કહ્યું છે, એથી બ્રહ્મસ્વરૂપ આત્મા છે. અને બ્રહ્મનામ વ્યાપકનું છે. [દેશથી જેનો અંત હોય તે વ્યાપક કહેવાય છે] તેથી આત્મા જો ભિન્ન હોય તો દેશથી અતવાળો થશે. જેનો દેશથી અંત હોય, તેનો કાળથી પણ અંત હોય છે, એ નિયમ છે, એથી (આત્મા) અનિત્ય થશે (જેનો કાળથી અંત થાય તે અનિત્ય કહેવાય છે.) એથી બ્રહ્મથી ભિન્ન આત્મા નથી. અને આત્માથી ભિન્ન જો બ્રહ્મ હોય તો (બ્રહ્મ) અનાત્મ થશે. અનાત્મ જે ઘટાદિક છે તે જડ છે, એથી આત્માથી ભિન્ન બ્રહ્મ પણ જડ જ થશે. એથી આત્માથી ભિન્ન બ્રહ્મ પણ નથી, કિંતુ બ્રહ્મસ્વરૂપ જ આત્મા છે.

૩૬૫. એક જ ચેતન, સર્વ પ્રપચ અને માયાનુ અધિષ્ઠાન છે, એથી બ્રહ્મ કહેવાય છે; અવિદ્યા અને વ્યષ્ટિ દેહાદિકોનુ અધિષ્ઠાન છે

એથી આત્મા કહેવાય છે. તત્પદનો લક્ષ્ય બ્રહ્મ કહેવાય છે અને ત્વંપદનો લક્ષ્ય આત્મા કહેવાય છે. ઈશ્વરસાક્ષી તત્પદનો લક્ષ્ય છે, અને જીવસાક્ષી ત્વંપદનો લક્ષ્ય છે. વ્યષ્ટિસંઘાતઉપહિતચેતન જીવસાક્ષી છે અને સમષ્ટિસંઘાતઉપહિતચેતન ઈશ્વરસાક્ષી કહેવાય છે. યદ્યપિ જીવની અને ઈશ્વરની એકતા બને નહિ, તથાપિ જીવસાક્ષી અને ઈશ્વરસાક્ષીનો ઉપાધિના ભેદથી ભેદ છે; અને સ્વરૂપથી એક જ છે. જેમ મઠમાં સ્થિત જે ઘટાકાશ અને મઠાકાશ તેઓનો ઉપાધિના ભેદ વિના સ્વરૂપે કરી ભેદ નથી, તેમ આત્મા અને બ્રહ્મનો ઉપાધિભેદ વિના ભેદ નથી, એક જ વસ્તુ છે.

૩૬૬. (તે બ્રહ્મરૂપ આત્મા અજન્મા છે.)

તે બ્રહ્મરૂપ આત્મા અજન્મા નામ જન્મરહિત છે. જો આત્માનો જન્મ અંગીકાર કરીએ, તો અનિત્ય થશે. તે વાર્તા પરલોકવાદી જે આસ્તિક છે તેઓને ઇષ્ટ નથી. કેમ કે જો આત્મા ઉત્પત્તિનાશવાન હોય તો, પ્રથમ જન્મ વિષે પૂર્વકર્મ વિના જ સુખદુઃખનો ભોગ (=અકૃતાભ્યાગમ), અને કર્યાં કર્મનો ભોગ વિના નાશ (=કૃતવિપ્રણાશ) થશે. એથી કર્તા ભોક્તા જો આત્મા અગીકાર કરીએ; તોપણ જન્મનાશરહિત જ અંગીકાર કરવો પડશે. અને આત્માનો જન્મ જો અંગીકાર કરીએ તો, હેતુ વિના તો કોઈ વસ્તુનો જન્મ થાય નહિ, એથી કોઈ હેતુથી જ જન્મ કહેવો પડશે; તે બને નહિ. કેમ કે જે આત્માનો હેતુ છે તે આત્માથી ભિન્ન જ કહેવો પડશે. તે આત્માથી ભિન્ન સપૂર્ણ આત્મામા કલ્પિત છે; એથી આત્માનો હેતુ બને નહિ. જેમ રજ્જુમાં કલ્પિત સર્પ રજ્જુનો હેતુ નહિ, તેમ આત્મામાં કલ્પિત વસ્તુ આત્માનો હેતુ બને નહિ.

૩૬૭. જેમ એક રજ્જુ વિષે નાના પુરુષોને, સર્પ, દંડ, પૃથિવી રેખા, જલધારાની ભ્રાંતિ થાય છે; તે ભ્રાંતિમાં બે અંશ છે, એક તો સામાન્ય 'ઇદ' (નામ આ) અશ છે, અને એક સર્પાદિક વિશેષ અંશ છે. તે સામાન્ય 'ઇદં' અંશ, સર્પાદિક વિશેષ અંશમાં સર્વત્ર વ્યાપક છે. 'આ સર્પ છે, આ દંડ છે, આ પૃથિવીની રેખા છે, આ જલની રેખા છે,' એવી રીતિએ સર્પાદિક વિશેષ અશમાં ઇદ (આ) અંશ સર્વત્ર વ્યાપક છે. તે વ્યાપક સામાન્ય ઇદં અંશ રજ્જુસ્વરૂપ છે. તે સામાન્ય ઇદં અશના જ્ઞાનને જ, ભ્રાંતિનો હેતુ, રજ્જુનું સામાન્યજ્ઞાન કહે છે. તે સામાન્ય ઇદંઅશ સત્ય છે. કેમ કે રજ્જુનું જ્ઞાન

થયેથી અનંતર પણ તે ઇદં અંશની પ્રતીતિ થાય છે. જેમ ભ્રાંતિકાળમાં 'આ સર્પ છે,' એ રીતિએ સર્પાદિક સાથે મળીને 'ઇદં' (આ) અંશની પ્રતીતિ થાય છે; તેમ ભ્રાંતિની નિવૃત્તિથી અનંતર પણ 'આ રજ્જુ છે' એ રીતિએ રજ્જુની સાથે મળીને ઇદં (આ) અંશની પ્રતીતિ થાય છે. જો ઇદં અંશ પણ મિથ્યા હોય તો સર્પાદિકોની પેઠે ભ્રાંતિની નિવૃત્તિથી અનંતર તેની પણ પ્રતીતિ ન થવી જોઈએ. (પણ તે થાય છે) એથી સર્પાદિક ભ્રાંતિમાં વ્યાપક જે ઇદં અંશ તે સત્ય છે, અધિષ્ઠાન રજ્જુરૂપ છે, અને પરસ્પર વ્યભિચારી જે સર્પાદિક તે કલ્પિત છે.

૩૬૮. (પદાર્થમાત્રમાં[૧૯૦] પાચ અંશ, તેમાં ત્રણ સત્ય અને બે વ્યભિચારી)

તેમ સર્વ પદાર્થમાં પાચ અંશ છે: એક નામ અને રૂપ અને અસ્તિ તથા ભાતિ અને પ્રિય. (એક ઘટ લઈએ તેમાં) 'ઘટ એ બે અક્ષર નામ (અંશ), અને 'ગોલ' (આકાર) રૂપ (અંશ) છે. અને ઘટ છે, એ અસ્તિ (અંશ) છે. અને ઘટ પ્રતીત થાય છે એ ભાતિ (અંશ) છે અને ઘટ પ્રિય છે, એ પ્રિય (આનંદ અંશ છે.) [સર્પાદિક પણ સર્પિણી આદિકોને પ્રિય છે] એ રીતિએ સર્વ પદાર્થોમાં પાંચ અંશ છે. તેઓમાં અસ્તિ, ભાતિ, પ્રિય, ત્રણ અંશ સર્વ પદાર્થોમાં વ્યાપક છે; અને નામ, રૂપ (એ બે અશ) વ્યભિચારી છે. (જે વસ્તુ કહીં હોય અને કહી ન હોય તે વ્યભિચારી કહેવાય છે.) ઘટ નામ અને ગોળ રૂપ, પટ વિષે છે નહિ; (અને) પટ નામ અને તેનુ રૂપ ઘટ વિષે છે નહિ; એ રીતિએ સર્વ પદાર્થો વિષે નામરૂપ અંશ વ્યભિચારી છે; અને અસ્તિભાતિપ્રિય રૂપ (અંશ) સર્વ વિષે અનુગત છે. જેમ સર્પદંડાદિકોમાં અનુગત 'ઇદં' અંશ સત્ય અને અધિષ્ઠાન છે, તેમ સર્વ પદાર્થોમાં અનુગત અસ્તિભાતિપ્રિયરૂપ (ત્રણ અશ) સત્ય છે, અને અધિષ્ઠાનરૂપ છે અને સર્પદંડાદિકની પેઠે વ્યભિચારી, નામરૂપ (એ બે અંશ) કલ્પિત છે. અને અસ્તિ, ભાતિ, પ્રિય,=સત્, ચિત્, આનદરૂપ છે, એથી આત્મસ્વરૂપ છે. એ રીતિએ સચ્ચિદાનંદરૂપ આત્મા વિષે, સંપૂર્ણ નામરૂપ પ્રપંચ કલ્પિત છે. તે કલ્પિત પદાર્થ કોઈ આત્માના જન્મનો હેતુ

---

૧૯૦. अस्ति भाति प्रिय रूपं नाम चेत्यंशपचकम् ।
आद्यत्रय ब्रह्मरूप मायारूप ततो द्वयम् ॥ २० ॥
(દગ્દૃશ્યપ્રકરણ વા દગ્દૃશ્યવિવેક વા વાકયસુધા)

બને નહિ. એથી આત્મા અજન્મા છે. જે વસ્તુનો જન્મ થાય, તેનાં જ સત્તા, વૃદ્ધિ, પરિણામ, અપક્ષય અને 'વિનાશરૂપ પાંચ[૧૯૧] અન્ય વિકાર હોય છે. આત્માનો જન્મ થાય નહિ. એથી ઉત્તર પાંચ વિકાર પણ થાય નહિ. એ રીતિએ અજન્મા નામ જન્માદિક ષડ્વિકારથી રહિત આત્મા છે. (સત્તા નામ પ્રકટવાનું છે અને અપક્ષય નામ ઘટવાનું છે.)

૩૬૯. (આત્મા અસંગ છે.)

તે આત્મા અસંગ છે. સંગ નામ સંબંધનું છે. તે (સંબંધ) સજાતીય–વિજાતીય–સ્વગત પદાર્થે કરી થાય છે. જેમ ઘટનો ઘટ સાથે જે સંબંધ (છે) તે સજાતીય સાથે સંબંધ છે; અને ઘટનો પટ સાથે જે સંબંધ (છે) તે વિજાતીય સાથે સંબંધ છે. સ્વગત નામ અવયવનું છે એથી પટનો તંતુ સાથે જે સંબંધ તે સ્વગત સાથે સંબંધ છે. આત્મા બે અથવા અનંત હોય, તો સજાતીય સાથે આત્માનો સંબંધ થાય તે આત્મા એક છે, એથી સજાતીય આત્મા સાથે આત્માનો સંબંધ નથી. અને આત્માથી વિજાતીય અનાત્મા છે, તે મૃગતૃષ્ણાના જળની પેઠે આત્મામાં કલ્પિત છે. તે કલ્પિતથી આત્માનો સંબંધ બને નહિ. (જેમ મૃગતૃષ્ણાના જળ સાથે પૃથિવીનો સંબંધ થાય નહિ; જો સંબંધ હોય તો ઉષર ભૂમિ તે જળથી ભીની થવી જોઈએ.) જેમ મૃગતૃષ્ણાના જળથી ઉષરભૂમિનો સંબંધ નથી, તેમ આત્મામાં કલ્પિત જે વિજાતીય અનાત્મા તે સાથે આત્માનો સંબંધ નથી. જો આત્માના અવયવ હોય તો, આત્માનો સ્વગત સાથે સંબંધ થાય; (પણ) આત્મા નિત્ય છે તેથી નિરવયવ છે, તેનો સ્વગત સાથે સંબંધ બને નહિ. એ રીતિએ સજાતીયવિજાતીયસ્વગતસંબંધ આત્મા વિષે નથી, એથી (આત્મા) અસંગ છે. એ રીતિએ હે શિષ્ય! સચ્ચિદાનંદ, બ્રહ્મરૂપ, જન્માદિક વિકારરહિત, અસંગ આત્મા છે, તે તું છું. એ પ્રથમ પ્રશ્નનો અર્ધ દુહાથી આચાર્યે ઉત્તર કહ્યો. (તે અર્ધ દુહો,–સત્, ચિત્, આનંદ એક તૂ, બ્રહ્મ અજન્મ અસંગ.)

---

૧૯૧. ઉત્પત્તિયુતપદાર્થ વા કાર્યમાત્રને ષડ્ ભાવવિકાર થાય છે. ૧. જની (જન્મ, કાર્યનો આદ્ય ક્ષણ સાથે સત્તારૂપ સંબંધ), ૨. સત્તા વા અસ્તિત્વ (પ્રકટતા–ક્ષણ અવસ્થાન), ૩ વૃદ્ધિ વા વર્ધન (શરીરનો બહુ અવયવ સાથે સંબંધ), ૪. પરિણામ (પૂર્વરૂપનો અપાય થયા છતાં રૂપાંતર-પ્રાપ્તિ), ૫. અપક્ષય (બહુ અવયવથી વિયોગ), ૬. વિનાશ (અંતશરીર અને પ્રાણના સંયોગનો ધ્વંસ).

૩૭૦. ('જગતનો કર્તા કોણ છે?' એ દ્વિતીય પ્રશ્નનો ઉત્તર અર્ધદુહાએ કહે છે:)

**विभु चेतन माया करै, जगको उत्पत्ति भंग ॥ ९ ॥**

વિભુ ચેતન, માયા કરે, જગત ઉત્પત્તિ ભંગ. ૯

વિભુ નામ વ્યાપક જે ચેતન તેને આશ્રિત અને તેને વિષયકરનારી માયા નામ સત્‌અસત્‌થી વિલક્ષણ અદ્‌ભુત શક્તિરૂપ અજ્ઞાન, તેથી જગતની ઉત્પત્તિ (અને) ભંગ થાય છે. [ઉત્પત્તિ અને ભગ કહ્યાથી સ્થિતિનું ગ્રહણ અર્થથી થાય છે.] એથી આ અર્થ સિદ્ધ થયો: માયાયુક્ત જે ચેતન તે ઈશ્વર કહેવાય છે. તે ઈશ્વર જગતની ઉત્પત્તિ, પાલન અને નાશનો હેતુ છે. એ કહેવાથી 'જગતનો કોઈ કર્તા છે અથવા પોતાની મેળે થાય છે?' (એ શિષ્યનો પ્રશ્ન હતો) એનો ઉત્તર કહ્યો 'અને જગતનો કર્તા કોઈ જીવ છે અથવા ઈશ્વર છે?' એનો પણ ઉત્તર કહ્યો.

૩૭૧. (જગતનો કર્તા ઈશ્વર છે.)

જગતનો કર્તા ઈશ્વર છે. (જગત) પોતાની મેળે થાય નહિ. જો કર્તા વિના જગત થાય, તો કુલાલ (કુંભાર) વિના ઘટ થવો જોઈએ. એથી જગતનો કોઈ કર્તા[૧૯૨] છે. તે કર્તા સર્વજ્ઞ છે. કેમ કે કાર્યનો જે કર્તા હોય તે તે કાર્યને અને તેના ઉપાદાનને જાણીને કરે છે. એથી જગતનો કર્તા પણ જગતને અને જગતના ઉપાદાનને જાણીને કરે છે. એ રીતિએ જગતનો કર્તા જગતને અને જગતના ઉપાદાનને જાણે છે, એથી સર્વજ્ઞ છે. અને સર્વશક્તિમાન છે. કેમ કે જે અલ્પ શક્તિવાળા જીવ છે, તેઓએ આ જગતની રચના મને કરી પણ ચિંતન થાય નહિ. એથી અદ્‌ભુત જગતનો કર્તા અદ્‌ભુત શક્તિમાન છે. એ રીતિએ જગતનો કર્તા સર્વશક્તિમાન છે અને (કર્તા) સ્વતંત્ર છે. કેમ કે જે ન્યૂનશક્તિવાળો હોય તે પરાધીન હોય છે, અને સર્વ શક્તિવાળો પરાધીન હોય નહિ. એથી સ્વતત્ર છે. એ રીતિએ જગતનો કર્તા સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સ્વતત્ર છે. તેને જ ઈશ્વર કહે છે.

૩૭૨. અને અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન પરાધીનને જીવ કહે છે.

---

૧૯૨. ક્રિયાનિષ્પાદક. ક્રિયામા સ્વતંત્ર. ઉપાદાન અને કાર્યનું અપરોક્ષ જ્ઞાન. ચિકીર્ષા નામ કરવાની ઇચ્છા, કૃતિમત્ત્વ નામ પ્રયત્ન, અને સામર્થ્ય. એટલી શક્તિ કર્તામાં હોય છે. ઈશ્વરરૂપ કર્તા કર્તું—અકર્તું—અન્યથાકર્તું સમર્થ છે.

યદ્યપિ અલ્પજ્ઞતાદિક જીવમાં પણ પરમાર્થથી નથી, તથાપિ અવિદ્યાકૃત મિથ્યા અલ્પજ્ઞતાદિક જીવમાં પ્રતીત થાય છે. એથી જીવમાં કહેવાય છે. અવિદ્યાકૃત અલ્પજ્ઞતાદિકોની જે ભ્રાંતિ તેજ જીવતા છે. તે અલ્પજ્ઞતાદિકોની ભ્રાંતિ ઈશ્વરમાં છે નહિ, કિંતુ માયાકૃત સર્વજ્ઞતાદિક ઈશ્વરમાં છે. એ વાર્તા વિસ્તારથી આગળ પ્રતિપાદન કરીશું. એ રીતિએ જગતનો કર્તા જીવ નથી, ઈશ્વર છે.

### ૩૭૩. (ઈશ્વર સર્વત્ર વ્યાપક છે અને નિત્ય છે.)
### (આત્માશ્રયાદિ ષટ્દોષ)

તે ઈશ્વર એક દેશમાં સ્થિત નથી, કિંતુ સર્વત્ર વ્યાપક છે. જો એક દેશમાં અંગીકાર કરીએ, તો જે વસ્તુનો દેશથી અંત હોય તે (વસ્તુ)નો કાળથી પણ અંત હોય છે, એથી અનિત્ય થશે. જે અનિત્ય હોય તે કર્તાથી જન્ય હોય છે, એથી ઈશ્વરનો પણ કર્તા અંગીકાર કરવો પડશે. તે ઈશ્વરનો કર્તા બને નહિ, કેમ કે પોતે તો પોતાનો કર્તા બને નહિ. જો પોતાનો કર્તા પોતેજ અંગીકાર કરીએ તો આત્માશ્રયદોષ થશે. પોતેજ ક્રિયાનો કર્તા (આશ્રય) અને પોતેજ ક્રિયાનું કર્મ (વિષય) થાય ત્યાં આત્માશ્રયદોષ થાય છે. જેમ કુલાલ (કુંભાર) ક્રિયાનો કર્તા છે, અને ઘટ કર્મ છે; તેમ ક્રિયાનો કર્તા અને કર્મ ભિન્ન હોય છે; એક બને નહિ. એથી આત્માશ્રયદોષ છે (કર્મ નામ કાર્યનું છે, અને કાર્યના વિરોધીનું નામ દોષ છે). આત્માશ્રય કાર્યનો વિરોધી છે, એથી દોષ છે. એથી ઈશ્વરનો કર્તા અન્ય અંગીકાર કરવો પડશે. તે અન્ય પણ પ્રથમ કર્તાની પેઠે કર્તાજન્ય જ કહેવો પડશે. તે તે(અન્ય)નો કર્તા પણ પ્રથમની પેઠે તેથી ભિન્ન જ કહેવો પડશે. તે પ્રથમ જે ઈશ્વર છે, તેને દ્વિતીય કર્તાનો કર્તા અંગીકાર કરીએ, તો અન્યોન્યાશ્રયદોષ થશે; એથી તૃતીય કર્તા અન્ય અંગીકાર કરવો પડશે. તે તૃતીયનો કર્તા જો દ્વિતીય માનીએ, ત્યારે તો અન્યોન્યાશ્રયદોષ થાય, અને પ્રથમ માનીએ, તો ચક્રિકાદોષ થાય. જેમ ચક્રનુ ભ્રમણ થાય છે, તેમ પ્રથમ કર્તા દ્વિતીયજન્ય, અને દ્વિતીય કર્તા તૃતીયજન્ય, અને તૃતીય (કર્તા) પ્રથમજન્ય, તે પ્રથમ પુનઃ દ્વિતીયજન્ય, એ રીતિએ કાર્યકારણભાવનુ ભ્રમણ થશે. ચક્રિકાસ્થાનમાં કોઈ પણ સિદ્ધ થાય નહિ, સર્વની પરસ્પર અપેક્ષા છે; અન્યોન્યાશ્રયમાં બેની પરસ્પર અપેક્ષા છે. એકની સિદ્ધિ થયા વિના અન્યની સિદ્ધિ થાય નહિ. એથી જેમ કુલાલ(કુંભાર)નો કર્તા

પોતે (કુંભાર) નથી, કિંતુ તેનો પિતા છે; તેમ પ્રથમ ઈશ્વર-કર્તાનો અન્ય કર્તા છે. અને કુલાલનો પિતા પોતાના પુત્રથી ઉત્પન્ન થાય નહિ, કિંતુ અન્ય પિતાથી ઉત્પન્ન થાય છે; તેમ દ્વિતીય કર્તા પ્રથમ કર્તાથી ઉત્પન્ન થાય નહિ, કિંતુ અન્ય કર્તાથી જ (ઉત્પન્ન થયો) કહેવો પડશે. અને કુલાલનો પિતામહ કુલાલ અને તેના પિતાથી ઉત્પન્ન થાય નહિ, કિંતુ ચતુર્થ (ચોથી પેઢીએ) જે કુલાલનો પ્રપિતામહ તેથી ઉત્પન્ન થાય છે. તેમ તૃતીય કર્તા (પિતામહ) પણ પ્રથમ અને દ્વિતીય કર્તાથી ઉત્પન્ન થાય નહિ; એથી ચોથો કર્તા અન્ય અંગીકાર કરવો પડશે. તે ચતુર્થનો કર્તા અન્ય પંચમ માનવો પડશે. એથી અનવસ્થા-દોષ થશે. ધારાનું (પ્રવાહ-ચાલતું રહેવું-તેનું) નામ 'અનવસ્થા' છે. જો કર્તાની ધારા અંગીકાર કરીએ, તો-કયો કર્તા જગત કરે છે-એ નિર્ણય થશે નહિ. (આગળ ચાલતી સંખ્યામાંથી ગમે તે) કોઈ એકને જગતનો કર્તા માનવામાં કોઈ યુક્તિ નથી. તે યુક્તિના અભાવનુ નામ જ વિનિગમનવિરહ (નામ એકની નિશ્ચાયક યુક્તિનો અભાવ) કહે છે. અને ધારાની કંઈક વિશ્રાંતિ અંગીકાર કરીએ, તો જે કર્તામાં ધારાનો અંત અંગીકાર કર્યો, તે જ જગતનો કર્તા માનવા યોગ્ય છે; પૂર્વના સર્વ નિષ્ફળ થશે. એનું નામ જ પ્રાગ્લોપ કહે છે. [પાછલાંના અભાવનુ નામ પ્રાગ્લોપ છે.] એ રીતિએ ઈશ્વરનો દેશથી અંત અંગીકાર કરીએ તો ઉત્પત્તિ અંગીકાર કરવી પડશે. અને ઉત્પત્તિ અંગીકાર કરીએ તો આત્માશ્રયાદિ ષટ્દોષ થશે. એથી ઈશ્વરનો દેશથી અંત નથી, કિંતુ વ્યાપક છે; એથી જ નિત્ય છે.

### ૩૭૪. (જીવઈશ્વરમાં કેવા પ્રકારે ભેદ છે.)

(અવચ્છેદ, આભાસ અને બિંબપ્રતિબિંબવાદ)

તે વ્યાપક ઈશ્વરનો અને જીવનો સ્વરૂપે ભેદ છે નહિ, કિંતુ ઉપાધિએ ભેદ છે. કેમ કે અવચ્છેદવાદમાં માયાવિશિષ્ટ ચેતનને ઈશ્વર કહે છે, અને અવિદ્યાવિશિષ્ટચેતનને જીવ કહે છે. પંચદશીકાર વિદ્યા-રણ્યમુનિના આભાસવાદમાં માયા અને આભાસવિશિષ્ટચેતનને ઈશ્વર કહે છે; અને આભાસ સહિત અવિદ્યાવિશિષ્ટચેતનને જીવ કહે છે. આભાસવાદમાં આભાસ સહિત અવિદ્યા અને (આભાસ સહિત) માયાનો ભેદ છે, ચેતનનો નથી; તેમ અવચ્છેદવાદમાં પણ અવિદ્યા અને માયાનો ભેદ છે, સ્વરૂપે કરી ચેતનનો ભેદ નથી. અને (પદ્મપાદાચાર્યની પંચપાદિકા ઉપર વિવરણકાર પ્રકાશાત્મચરણના બિંબપ્રતિબિંબવાદમાં)

અજ્ઞાનમાં ચેતનનું પ્રતિબિંબ જીવ છે, અને બિંબ (શુદ્ધ બ્રહ્મ) ઈશ્વર છે. એ પક્ષમાં પણ ચેતનનો સ્વરૂપે કરી ભેદ નથી, કિંતુ એક જ ચેતનમાં જીવત્વ અને ઈશ્વરત્વ આરોપિત છે. એ વાર્તા આગળ (૪૩૮થી ૪૪૩ પર્યંત) કહીશું. એ રીતિએ જગતનો કર્તા, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સ્વતંત્ર, ઈશ્વર છે. તે ઈશ્વર વ્યાપક છે, તેનો અને જીવનો વિશેષણમાત્રે કરી ભેદ છે, અને સ્વરૂપે કરી અભેદ છે. એ દ્વિતીય પ્રશ્નનો ઉત્તર કહ્યો.

'મોક્ષનું સાધન જ્ઞાન છે અથવા કર્મ છે અથવા ઉપાસના છે, અથવા બે છે?' (એ પ્રશ્ન શિષ્યે કર્યો હતો.) તેનો ઉત્તર ગુરુ કહે છે.

૩૭૫. (મોક્ષનું સાધન જ્ઞાન છે. ૩૭૫થી ૪૦૬ પર્યંત)

हेतु मोक्षको ज्ञान इक, नहीं कर्म नहि ध्यान।
रज्जुसर्प तबहीं नशे, होय रज्जुको ज्ञान ॥ १० ॥

જ્ઞાન જ હેતુ મોક્ષનો, નહિ કર્મ, નહિ ધ્યાન;
નાશે રજ્જુસર્પ તબ, થાય રજ્જુનું જ્ઞાન. ૧૦

મુક્તિનો હેતુ કર્મ અને 'ધ્યાન' નામ ઉપાસના નહિ, કિંતુ જ્ઞાન જ હેતુ છે. કેમ કે જો આત્મામાં બંધ સત્ય હોય, તો તેની નિવૃત્તિરૂપ મોક્ષ જ્ઞાને કરી થાય નહિ, કિંતુ કર્મ અથવા ઉપાસનાએ થાય. તે બંધ આત્મામાં સત્ય છે નહિ, કિંતુ રજ્જુસર્પની પેઠે મિથ્યા છે. તે મિથ્યાની નિવૃત્તિ અધિષ્ઠાન જ્ઞાને કરી જ બને છે, કર્મ અથવા ઉપાસનાએ કરી નહિ. જેમ રજ્જુનો સર્પ કોઈ ક્રિયાએ કરી દૂર થાય નહિ, કેવળ રજ્જુના જ્ઞાને કરી દૂર થાય; તેમ આત્માના અજ્ઞાને કરી પ્રતીત જે થાય છે બંધ, તે બંધની પ્રતીતિ અને અજ્ઞાન, આત્માના જ્ઞાને કરી જ દૂર થાય છે.

૩૭૬. જો કર્મનું ફળ મોક્ષ હોય તો મોક્ષ અનિત્ય થશે. કેમ કે આ નિયમ છે: કૃષિ આદિ કર્મનું ફળ જે અન્નાદિ છે, તે અનિત્ય છે, અને યજ્ઞાદિક કર્મનું ફળ સ્વર્ગાદિક પણ અનિત્ય છે. જો મોક્ષ પણ કર્મનું ફળ અંગીકાર કરીએ, તો અનિત્ય થશે, એથી કર્મનું ફળ મોક્ષ નથી. તેમ ઉપાસનાનું ફળ (મોક્ષ) જો અંગીકાર કરીએ, તોપણ મોક્ષ અનિત્ય થશે. કેમ કે ઉપાસના પણ માનસ કર્મ જ છે. અને કર્મનું ફળ અનિત્ય હોય છે, એથી ઉપાસનારૂપ કર્મનું ફળ પણ મોક્ષ નહિ.

૩૭૭. (કર્મના પાંચ ઉપયોગ અથવા ફળ)

અને કર્મકર્તાને કર્મે કરી પાંચ પ્રકારના ઉપયોગ (ફળ) થાય છે: પદાર્થની ઉત્પત્તિ તથા નાશ, અથવા પદાર્થની પ્રાપ્તિ વા પદાર્થનો વિકાર, [અન્ય રૂપની પ્રાપ્તિનું નામ વિકાર છે.] તેમ સંસ્કાર. સંસ્કાર બે પ્રકારના હોય છે: મળની નિવૃત્તિ અને ગુણની ઉત્પત્તિ. એ પાંચ પ્રકારનો કર્મથી ઉપયોગ થાય છે. તે મુમુક્ષુને કોઈ પણ બને નહિ. એથી જ્ઞાનનાં સાધન શ્રવણાદિક વિષે જ મુમુક્ષુ પ્રવૃત્ત થાય, અને કર્મમાં નહિ. જેમ કુલાલના કર્મથી કુલાલને ઘટની ઉત્પત્તિ (રૂપ) ઉપયોગ (ઇષ્ટસિદ્ધિ સાધન) થાય છે, તેમ મુમુક્ષુને કર્મથી મોક્ષની ઉત્પત્તિ (રૂપ) ઉપયોગ બને નહિ. કેમ કે અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ જે મોક્ષ છે, તે અનર્થની નિવૃત્તિ આત્મામાં નિત્યસિદ્ધ છે; જેમ રજ્જુમા સર્પની નિવૃત્તિ નિત્યસિદ્ધ છે અને આત્મા પરમાનંદસ્વરૂપ છે, એથી પરમાનદની પ્રાપ્તિ પણ નિત્યસિદ્ધ છે. એ રીતિએ સ્વભાવસિદ્ધ મોક્ષની કર્મે કરી ઉત્પત્તિ બને નહિ. જે વસ્તુ આગળ સિદ્ધ ન હોય તેની કર્મથી ઉત્પત્તિ થાય છે. અને સિદ્ધ વસ્તુની ઉત્પત્તિ થાય નહિ.

(૧. પદાર્થની ઉત્પત્તિરૂપ ઉપયોગ)

૩૭૮. અને વેદાંતશ્રવણ પણ મોક્ષની ઉત્પત્તિનુ નિમિત્ત નથી કહ્યું, કિંતુ 'આત્મા નિત્યમુક્ત છે, કિંચિત્‌માત્ર પણ કર્તવ્ય નથી' એ વાર્તાને જાણવા અર્થે શ્રવણ છે એ જાણીને કર્તવ્યભ્રાંતિ દૂર થાય છે. અને વેદાંતશ્રવણથી અનંતર પણ જેઓને કર્તવ્યપ્રતીતિ થાય છે, તેઓએ તત્ત્વ જાણ્યુ નથી. એ કારણથી નિત્યનિવૃત્ત જે અનર્થ, તેની નિવૃત્તિ અને નિત્યપ્રાપ્ત આનંદની પ્રાપ્તિ, વેદાંતશ્રવણનુ ફળ દેવ-ગુરુએ (સુરેશ્વરાચાર્યે) નૈષ્કર્મ્યસિદ્ધિમાં કહ્યું છે એથી મોક્ષની ઉત્પત્તિ રૂપ કર્મનો ઉપયોગ મુમુક્ષુને બને નહિ.

(૨. પદાર્થના નાશરૂપ ઉપયોગ)

૩૭૯. જેમ દંડના પ્રહારરૂપ કર્મનો, ઘટના નાશરૂપ ઉપયોગ (ફળ) થાય છે, તેમ મુમુક્ષુને કર્મથી કોઈ પદાર્થના નાશરૂપ ઉપયોગ પણ બને નહિ. કેમ કે અન્ય પદાર્થનો નાશ તો મુમુક્ષુને વાંચ્છિત છે નહિ. કર્મથી બંધનો નાશ જ ઉપયોગ કહેવો પડશે. તે બંધ આત્મામાં છે નહિ, મિથ્યા પ્રતીત થાય છે. તે મિથ્યાપ્રતીતિનો નાશ કર્મે કરી બને નહિ, અને આત્માના યથાર્થ જ્ઞાને કરી તો મિથ્યાપ્રતીતિનો

નાશ બને છે. એથી મુમુક્ષુને પદાર્થના નાશરૂપ ઉપયોગ પણ કર્મે કરી બને નહિ.

(૩. પ્રાપ્તિરૂપ ઉપયોગ)

જેમ ગમનરૂપ કર્મે કરી ગ્રામની પ્રાપ્તિ થાય છે, તેમ મોક્ષની પ્રાપ્તિરૂપ ઉપયોગ કર્મે કરી બને નહિ. કેમ કે જે આત્મા નિત્યમુક્ત છે તેને મોક્ષની પ્રાપ્તિ કહેવી બને નહિ. જેને બધ હોય તેને મોક્ષની પ્રાપ્તિ કહેવી બને છે, અને આત્મામાં બંધ છે નહિ. એથી મોક્ષની પ્રાપ્તિરૂપ કર્મનો ઉપયોગ મુમુક્ષુને બને નહિ.

(૪. વિકારરૂપ ઉપયોગ)

જેમ પાકરૂપ કર્મે કરી અન્નનો વિકારરૂપ ઉપયોગ, પાચકને (રસોઇયાને) થાય છે, તેમ મુમુક્ષુને કર્મે કરી વિકારરૂપ ઉપયોગ પણ બને નહિ. કેમ કે અન્ય તો કોઈ વિકાર બને જ નહિ. જો આત્મામાં પ્રથમ બંધ અંગીકાર કરીએ, અને મોક્ષદશામાં ચતુર્ભુજાદિક વિલક્ષણ રૂપની પ્રાપ્તિ અંગીકાર કરીએ, તો અન્ય રૂપની પ્રાપ્તિરૂપ વિકાર, કર્મનો ઉપયોગ મુમુક્ષુને બને તે અન્ય રૂપની પ્રાપ્તિ આત્મામા અંગીકાર નથી. એથી કર્મેકરી વિકારરૂપ ઉપયોગ પણ મુમુક્ષુને બને નહિ.

(૫ નિવૃત્તિરૂપ અને ઉત્પત્તિરૂપ સંસ્કાર)

જેમ વસ્ત્રના ક્ષાલનરૂપ કર્મનો, મળની નિવૃત્તિરૂપ સંસ્કાર થાય છે; તેમ મળની નિવૃત્તિરૂપ સસ્કાર પણ મુમુક્ષુને કર્મે કરી ઉપયોગ નથી. કેમ કે અન્યના મળની નિવૃત્તિ તો મુમુક્ષુને વાછિત છે નહિ, આત્માના મળની નિવૃત્તિ કહેવી પડશે. તે આત્મા નિત્યશુદ્ધ છે, તે વિષે મળ છે નહિ. એથી મળની નિવૃત્તિરૂપ સંસ્કાર બને નહિ. અને અંતઃકરણ વિષે પાપરૂપ જે મળ છે તેની નિવૃત્તિ (રૂપ) ઉપયોગ જો કર્મે કરી કહીએ, તો એ વાર્તા સત્ય છે. પરંતુ શુદ્ધ અંતઃકરણવાળા જે મુમુક્ષુ છે તેનો વિચાર (અહીં) કરીએ છીએ. તેના (મુમુક્ષુના) અતઃકરણમા પણ પાપ છે નહિ. એથી પાપરૂપ મળની નિવૃત્તિરૂપ સંસ્કાર પણ મુમુક્ષુને કર્મે કરી ઉપયોગ બને નહિ. અને અજ્ઞાનને જો મળ કહીએ, તો અજ્ઞાન આત્મામાં છે ખરું. પરંતુ તેની નિવૃત્તિ કર્મે કરી થાય નહિ. કેમ કે અજ્ઞાનનું વિરોધી જ્ઞાન છે, કર્મ નથી. એથી મળની નિવૃત્તિરૂપ સસ્કાર મુમુક્ષુને કર્મે કરી ઉપયોગ બને નહિ.

જેમ વસ્ત્રના કસૂબામાં મજ્જનરૂપ કર્મનો રક્તગુણની ઉત્પત્તિરૂપ સસ્કાર ઉપયોગ થાય છે, તેમ ગુણની ઉત્પત્તિરૂપ સંસ્કાર મુમુક્ષુને

કર્મે કરી ઉપયોગ બને નહિ. કેમ કે અન્ય વિષે તે ગુણની ઉત્પત્તિ કહેવી બને નહિ, આત્મા વિષે જ કહેવી પડશે. તે આત્મા નિર્ગુણ છે. તે વિષે ગુણની ઉત્પત્તિ બને નહિ, એથી ગુણની ઉત્પત્તિરૂપ સંસ્કાર પણ મુમુક્ષુને કર્મનો ઉપયોગ બને નહિ [ આ પ્રકરણમાં ઉપયોગ નામ ફળનું છે. ] કર્મનું પાંચ જ પ્રકારનુ ફળ થાય છે, અન્ય નહિ. તે પાંચ પ્રકારનું કર્મનુ ફળ મુમુક્ષુથી બને નહિ. એથી કર્મને ત્યાગીને જ્ઞાનમા સાધન શ્રવણ વિષે જ મુમુક્ષુ પ્રવૃત્ત થાય. ઉપાસના પણ માનસકર્મ જ છે, એથી તેના ખંડનમાં પૃથક્ યુક્તિ નથી કહી. એ રીતિએ કેવળ કર્મ અથવા ઉપાસના મોક્ષનો હેતુ નથી, કિંતુ કેવળ જ્ઞાન છે.

### ૩૮૦ : ( સમુચ્ચયવાદ )

કોઈ કર્મઉપાસના સહિત જ્ઞાનને મોક્ષનો હેતુ અંગીકાર કરે છે. અને તે વિષે યુક્તિ દૃષ્ટાંત પણ કહે છે. જેમ આકાશમાં પક્ષીનું એક પક્ષે કરી ગમન થાય નહિ, કિંતુ બે પક્ષે કરી ગમન થાય છે; તેમ મોક્ષ ( રૂપ ) લોક પ્રતિ પણ એક જ્ઞાનરૂપ પક્ષે કરી ગમન થાય નહિ; કિંતુ એક પક્ષ તો ઉપાસના સહિત કર્મ છે, અને દ્વિતીયપક્ષ જ્ઞાન છે. [ ઉપાસના પણ માનસકર્મ જ છે, એથી એક જ પક્ષ છે. ]

### અન્ય દૃષ્ટાંત

૩૮૧. જેમ સેતુના ( સેતુબંધરામેશ્વરના ) દર્શને કરી પાપનો નાશ થાય છે, તે સેતુનું દર્શન પણ પ્રત્યક્ષરૂપ જ્ઞાન છે અને શ્રદ્ધાભક્તિ સહિત ગમનાદિ નિયમની અપેક્ષા કરે છે. શ્રદ્ધાદિકરહિત જે પુરુષ હોય તેને સેતુદર્શને ફળ થાય નહિ. જેમ સેતુનું પ્રત્યક્ષજ્ઞાન. શ્રદ્ધાનિયમાદિકોની, ફળની ઉત્પત્તિમાં, અપેક્ષા કરે છે, તેમ બ્રહ્મજ્ઞાન પણ, મોક્ષરૂપ ફળની ઉત્પત્તિમાં, કર્મઉપાસનાની અપેક્ષા કરે છે.

### ( ક્રમસમુચ્ચયવાદ )

અને કેવળ જ્ઞાને કરી જે મોક્ષ અંગીકાર કરે છે. તે પણ જ્ઞાનનો હેતુ તો કર્મઉપાસના માને છે. શુદ્ધ અને નિશ્ચળ અંતઃકરણમાં જ્ઞાન થાય છે. તે અંતઃકરણ શુભકર્મે કરી શુદ્ધ થાય છે. અને ઉપાસનાએ કરી નિશ્ચળ થાય છે. એ રીતિએ અંતઃકરણની શુદ્ધિ અને નિશ્ચળતા દ્વારા કર્મઉપાસના જ્ઞાનના હેતુ અંગીકાર કરે છે.

૩૮૨. જેમ જ્ઞાનના હેતુ કર્મઉપાસના અંગીકાર કર્યા, તેમ જ્ઞાનના ફળ ( મોક્ષ તે ) મોક્ષના હેતુ પણ ( કર્મઉપાસના ) [illegible]

કાર કરવા યોગ્ય છે. દૃષ્ટાંત: જેમ જળનું સેચન વૃક્ષની ઉત્પત્તિનો હેતુ છે, અને વૃક્ષના ફળની ઉત્પત્તિનો પણ હેતુ છે. વનના વૃક્ષનાં જે ફળ, જળસેચન વિના થાય છે, તે પણ વૃક્ષના મૂળમાં નીચે જળનો સંબંધ છે, એથી ફળ થાય છે અને જળના સંબંધ વિના વૃક્ષ જ સુકાઈ જાય, ફળ થાય નહિ. તેમ કર્મઉપાસના જ્ઞાનની ઉત્પત્તિના હેતુ છે, અને જ્ઞાનનું ફળ જે મોક્ષ તેના પણ હેતુ છે. એ રીતિએ કર્મ, ઉપાસના, જ્ઞાન, એ ત્રણે મોક્ષના હેતુ છે. એથી જ્ઞાનવાન પણ કર્મ કરે.

(સમસમુચ્ચયવાદ)

૩૮૩. અથવા કર્મઉપાસના જ્ઞાનની રક્ષાના હેતુ છે. કેમ કે જો કર્મઉપાસનાનો જ્ઞાનવાન ત્યાગ કરે, તો ઉત્પન્ન થયેલુ જ્ઞાન પણ, જળ-વિનાના વૃક્ષની પેઠે, નષ્ટ થઈ જશે. કેમ કે શુદ્ધ અંતઃકરણમાં જ્ઞાન થાય છે. અને શુભકર્મ નહિ કરે તો જ્ઞાનવાનને પાપ થશે. અને ઉપાસનાના ત્યાગે કરી અંતઃકરણ પુનઃ ચંચળ થઈ જશે. તે મલિન અને ચચળ અંતઃકરણમાં જ્ઞાન રહે નહિ. જેમ સૂકી ભૂમિમાં ઉત્પન્ન થયેલુ વૃક્ષ પણ રહે નહિ.

અન્ય દૃષ્ટાંત: જેમ સંસ્કારે કરી શુદ્ધ કરેલા સ્થાનમાં વેદપાઠી બ્રહ્મચારી નિવાસ કરે છે, અને શુદ્ધ કરેલુ સ્થાન પણ કોઈ નિમિત્તે ફરી મલિન થઈ જાય તો તે સ્થાનને ત્યાગી દે છે; તેમ કર્મના ત્યાગે મલિન અને ઉપાસનાના ત્યાગે ચચળ થયેલુ જે અંતઃકરણ તે વિષે જ્ઞાન રહે નહિ. એથી કર્મ અને ઉપાસના જ્ઞાનની રક્ષાના હેતુ છે. એ રીતિએ કર્મ, ઉપાસના, જ્ઞાન, ત્રણે મોક્ષના હેતુ અંગીકાર કરીએ. તથા જ્ઞાનની રક્ષાના હેતુ કર્મઉપાસના અગીકાર કરીએ, અને કેવળ જ્ઞાન, મોક્ષનો હેતુ અગીકાર કરીએ. બને પ્રકારે જ્ઞાનવાનને કર્મઉપાસના કર્તવ્ય છે. એને સમુચ્ચયવાદ કહે છે.

૩૮૪. (સમસમુચ્ચયવાદનુ ખંડન)

(સિદ્ધાંતી કહે છે કે:) એ (સમુચ્ચયવાદ) સમીચીન નથી. કેમ કે દેહથી ભિન્ન આત્મા જે જાણે નહિ, તેણે કરી કર્મ થાય નહિ. કેમ કે જન્માન્તરના ભોગને નિમિત્ત કર્મ કરે છે, અને દેહનો અગ્નિ વિષે દાહ થાય છે, તેથી (દેહથી) જન્માંતરના ભોગ બને નહિ. એથી શરીરથી ભિન્ન આત્માનુ જ્ઞાન, કર્મનો હેતુ છે. તે પણ શરીરથી ભિન્ન આત્માનુ કર્તાભોક્તારૂપે કરીને જ્ઞાન, કર્મનો હેતુ છે. 'હુ પુણ્ય-

પાપનો કર્તા છું અને પુણ્યપાપનું ફળ મને થશે.' એવું જેને જ્ઞાન છે તે કર્મ કરે છે. અને જ્ઞાનવાનને એવું આત્માનું જ્ઞાન છે નહિ; કિંતુ 'પુણ્યપાપ અને સુખદુઃખથી રહિત અસંગ બ્રહ્મરૂપ આત્મા છે,' એવું વેદાંતવાક્યે જ્ઞાન થાય છે, તે જ્ઞાન કર્મનો હેતુ નથી, ઊલટું વિરોધી છે. એથી જ્ઞાનવાને કરી કર્મ થાય નહિ, અને કર્તા, કર્મ અને ફળનું ભેદજ્ઞાન, કર્મનો હેતુ છે. તે કર્તા, કર્મ અને ફળની જ્ઞાનવાનને આત્માથી ભિન્ન પ્રતીતિ થાય નહિ, સંપૂર્ણ આત્મસ્વરૂપ જ પ્રતીત થાય છે, એથી પણ જ્ઞાનવાનથી કર્મ થાય નહિ. અને ભાષ્યકારે બહુ પ્રકારે જ્ઞાનવાનને કર્મનો અભાવ પ્રતિપાદન કર્યો છે. કર્મનો અને જ્ઞાનનો ફળે કરી વિરોધ છે. એથી પણ જ્ઞાનકર્મનો સમુચ્ચય બને નહિ. કર્મનું ફળ અનિત્ય સંસાર છે, અને જ્ઞાનનુ ફળ નિત્ય મોક્ષ છે.

૩૮૫. જેને આત્મામાં જાતિ (વર્ણ), આશ્રમ અવસ્થા(બાલ યુવાદિ)નો અધ્યાસ કર્મનો હેતુ છે. કેમ કે જાતિ, આશ્રમ, અવસ્થાને યોગ્ય, ભિન્ન ભિન્ન કર્મ કહ્યા છે, એથી જાતિ આદિકોનો અધ્યાસ કર્મનો હેતુ છે. યદ્યપિ જાતિ, આશ્રમ, અવસ્થા, દેહના ધર્મ છે અને કર્મીને દેહમાં આત્મબુદ્ધિ છે નહિ, કિંતુ દેહથી ભિન્ન કર્તા-આત્મા, કર્મી જાણે છે. એ વાર્તા પૂર્વ કહી, એથી જાતિ-આશ્રમ અવસ્થાની પ્રતીતિ આત્મામાં કર્મીને પણ બને નહિ; તથાપિ દેહથી ભિન્ન આત્માનું કર્મીને અપરોક્ષ જ્ઞાન નથી, કિંતુ શાસ્ત્રે કરી પરોક્ષ જ્ઞાન છે. અને દેહમાં આત્મજ્ઞાન અપરોક્ષ છે. જો દેહથી ભિન્ન આત્માનું અપરોક્ષ જ્ઞાન હોય, તો દેહમાં અપરોક્ષ આત્મજ્ઞાનનું તે વિરોધી થાય અને અપરોક્ષ જ્ઞાનનો અપરોક્ષ જ્ઞાનથી વિરોધ નથી. એથી દેહથી ભિન્ન કર્તા-આત્માનુ જ્ઞાન, અને દેહમાં આત્મબુદ્ધિ, એ બંને એકને બને છે દૃષ્ટાંત: મૂર્તિમા ઈશ્વરજ્ઞાન શાસ્ત્રે કરી પરોક્ષ છે, અને પાષાણબુદ્ધિ અપરોક્ષ છે. તેઓનો વિરોધ નથી. બંને એકને થાય છે. અને રજ્જુમા જેને, સર્પથી અપરોક્ષભેદજ્ઞાન છે, તેને અપરોક્ષ સર્પભ્રાંતિ દૂર થાય છે એથી આ નિયમ સિદ્ધ થયો: અપરોક્ષભ્રાંતિનો અપરોક્ષજ્ઞાન સહ વિરોધ છે, પરોક્ષ (જ્ઞાન) સહ નહિ. એથી દેહથી ભિન્ન આત્માનું પરોક્ષજ્ઞાન, અને દેહમા અપરોક્ષજ્ઞાન બને છે. તે બને કર્મના હેતુ છે. દેહથી ભિન્ન પણ કર્તારૂપે કરીને આત્માનું જ્ઞાન, કર્મનો હેતુ છે તે કર્તારૂપે કરીને આત્માનુ જ્ઞાન ભ્રાંતિરૂપ છે. અને ભ્રાંતિ વિદ્વાનને છે નહિ, એથી (તેને) કર્મનો અધિકાર નથી.

અને દેહમાં અપરોક્ષ આત્મબુદ્ધિ (દેહ હું છું એવી બુદ્ધિ) હોય, ત્યારે દેહના ધર્મ,-જાતિ, આશ્રમ, અવસ્થા,-પ્રતીત થાય. તે દેહમાં આત્મબુદ્ધિ પણ વિદ્વાનને છે નહિ, કિંતુ બ્રહ્મરૂપે કરીને આત્માનું અપરોક્ષજ્ઞાન છે. એથી જાતિ, આશ્રમ, અવસ્થાની ભ્રાંતિના અભાવથી પણ વિદ્વાનને કર્મનો અધિકાર નથી. અને ઉપાસના પણ 'હું ઉપાસક છું, દેવ ઉપાસ્ય છે,' એ બુદ્ધિએ કરી થાય છે. તે વિદ્વાનને ઉપાસ્યઉપાસકભાવ પ્રતીત થાય નહિ. 'દેહાદિક સંઘાત તો મારો અને દેવનો સ્વપ્નની પેઠે, કલ્પિત છે. અને ચેતન એક છે.' એ વિદ્વાનનો નિશ્ચય છે. એથી જ્ઞાનનો ઉપાસના સાથે વિરોધ છે.

૩૮૬. અને પક્ષીના ગમનનું દૃષ્ટાંત બને નહિ. કેમ કે પક્ષીના તો બે પક્ષ એક કાળમાં રહે છે. તેઓનો પરસ્પર વિરોધ નથી. અને જ્ઞાનનો તો કર્મઉપાસના સાથે વિરોધ છે; એક કાળમાં બે બને નહિ.

૩૮૭. અને સેતુના જ્ઞાનનું દૃષ્ટાંત પણ બને નહિ. કેમ કે સેતુનું દર્શન દૃષ્ટફળનો હેતુ નથી, કિંતુ અદૃષ્ટફળનો હેતુ છે. (પ્રત્યક્ષ જે ફળ પ્રતીત થાય તે દૃષ્ટફળ કહેવાય છે.) જેમ ભોજનનું ફળ તૃપ્તિ પ્રત્યક્ષ છે, એથી ભોજન દૃષ્ટફળનો હેતુ છે; તેમ સેતુના દર્શનથી પ્રત્યક્ષફળ પ્રતીત થાય નહિ, કિંતુ પાપના નાશરૂપ ફળ શાસ્ત્રે કરી જણાય છે. (શાસ્ત્રે કરી જે ફળ જાણીએ, અને પ્રત્યક્ષ પ્રતીત થાય નહિ; તે અદૃષ્ટફળ કહેવાય છે.) એથી જેમ યજ્ઞાદિક કર્મ સ્વર્ગાદિક અદૃષ્ટફળના હેતુ છે, તેમ સેતુનું દર્શન પણ પાપના નાશરૂપ અદૃષ્ટફળનો હેતુ છે. જે અદૃષ્ટફળનો હેતુ હોય છે, તે તો ફળની ઉત્પત્તિમાં શાસ્ત્રે જેટલો સાહાય્ય બોધન કર્યો છે, તે સહિત ફળનો હેતુ થાય છે, કેવળ નહિ. એથી શ્રદ્ધાનિયમાદિક સહિત સેતુનું દર્શન પાપનાશરૂપ ફળનો હેતુ છે, શ્રદ્ધાનિયમાદિક રહિત (ફળનો) હેતુ નથી. કેમ કે સેતુના દર્શનથી પ્રત્યક્ષ તો કોઈ ફળ પ્રતીત થતું નથી, કેવળ શાસ્ત્રે કરી જાણ્યું જાય છે. તે શાસ્ત્ર શ્રદ્ધાદિક સહિત સેતુના દર્શને કરી ફળ બોધન કરે છે. કેવળ દર્શને કરી ફળની ઉત્પત્તિમાં કંઈ પ્રમાણ નથી. એથી સેતુનું દર્શન, ફળની ઉત્પત્તિમાં, શ્રદ્ધાનિયમભક્તિની અપેક્ષા કરે છે.

૩૮૮. અને બ્રહ્મવિદ્યા, પોતાના ફળની ઉત્પત્તિમાં, કર્મઉપાસનાની અપેક્ષા કરે નહિ. કેમ કે જો બ્રહ્મવિદ્યાનું ફળ પણ, સ્વર્ગની પેઠે, લોકવિશેષ, અદૃષ્ટ હોય અને તે લોકવિશેષ પણ, કેવળબ્રહ્મ-

વિચારીએ છીએ. શાસ્ત્ર બોધન કર્યો ન હોય, કિંતુ કર્મઉપાસનાસહિતે કરી બોધન કર્યો હોય. આ બ્રહ્મવિદ્યા પણ, સેતુના દર્શનની પેઠે, ફળની ઉત્પત્તિમાં કર્મઉપાસનાની અપેક્ષા કરે છે. તે બ્રહ્મવિદ્યાનું ફળ મોક્ષ, સ્વર્ગની પેઠે લોકવિશેષરૂપ અદૃષ્ટ તો છે નહિ, કિંતુ મોક્ષ નિત્ય-પ્રાપ્ત છે; અને ભ્રાંતિનો બંધ પ્રતીત થાય છે. તે ભ્રાંતિની નિવૃત્તિ જ બ્રહ્મવિદ્યાનું ફળ છે. તે ભ્રાંતિની નિવૃત્તિ કેવળ બ્રહ્મવિદ્યાએ કરી સ્વપ્નને પ્રત્યક્ષ છે. અને રજ્જુજ્ઞાને સર્પભ્રાંતિની નિવૃત્તિ સર્વને પ્રત્યક્ષ છે, એથી અધિષ્ઠાનજ્ઞાનનું ભ્રાંતિની નિવૃત્તિ (એ) દૃષ્ટફળ છે. દૃષ્ટફળની ઉત્પત્તિ જેટલી સામગ્રીએ પ્રત્યક્ષ પ્રતીત થાય છે. તે સામગ્રી દૃષ્ટફળનો હેતુ કહેવાય છે. જેમ તુરી,* તંતુ× અને વેમ+ કરી પટની ઉત્પત્તિ પ્રત્યક્ષ છે, એથી તુરી, તંતુ, વેમ, પટના હેતુ છે. અને કેવળ ભોજને કરી તૃપ્તિરૂપ ફળ પ્રત્યક્ષ પ્રતીત થાય છે. એથી કેવળ ભોજનતૃપ્તિનો હેતુ છે: તેમ કેવળ અધિષ્ઠાનજ્ઞાનથી ભ્રાંતિની નિવૃત્તિ પ્રત્યક્ષ પ્રતીત થાય છે, એથી કેવળ અધિષ્ઠાનનું જ્ઞાન જ ભ્રાંતિની નિવૃત્તિનો હેતુ છે. જેમ રજ્જુનું જ્ઞાન, ભ્રાંતિની નિવૃત્તિમાં, અન્યની અપેક્ષા કરે નહિ; તેમ બંધ-ભ્રાંતિનું અધિષ્ઠાન જે નિત્યમુક્ત આત્મા તેનું જ્ઞાન પણ બંધ-ભ્રાંતિની નિવૃત્તિમાં કર્મઉપાસનાની અપેક્ષા કરે નહિ.

૩૮૯. અને જ્ઞાનનાં ફળ મોક્ષને, સ્વર્ગની પેઠે, લોકવિશેષ અદૃષ્ટ, જે અંગીકાર કરે છે તે વેદવાક્યથી વિરુદ્ધ છે. કેમ કે જ્ઞાનવાનના પ્રાણ કોઈ લોક પ્રતિ ગમન નથી કરતા, એ વેદમાં કહ્યું છે. અને લોકવિશેષ અંગીકાર કરવાથી, સ્વર્ગની પેઠે, મોક્ષ અનિત્ય થશે. એથી લોકવિશેષરૂપ મોક્ષ નથી. અને લોકવિશેષ મોક્ષ જે અંગીકાર કરે, તેને પણ કેવળજ્ઞાને જ મોક્ષલોકની પ્રાપ્તિ અંગીકાર કરવી યોગ્ય છે. કેમ કે શાસ્ત્રે પ્રતિપાદન કરેલો જે અર્થ હોય, તે શાસ્ત્ર અનુસાર જ અંગીકાર કરાય છે. તે શાસ્ત્ર કેવળ જ્ઞાને કરી મોક્ષ કહે છે, એથી કેવળ જ્ઞાન મોક્ષનો હેતુ છે; કર્મ-ઉપાસના-જ્ઞાન, ત્રણે નથી.

૩૯૦. અને વૃક્ષનું દૃષ્ટાંત પણ બને નહિ. કેમ કે યદ્યપિ જળનું સેચન, વૃક્ષની ઉત્પત્તિ અને રક્ષામાં હેતુ છે; તથાપિ વૃક્ષના ફળની ઉત્પત્તિમા નથી. (બાલ અને) વૃદ્ધ જે વૃક્ષ છે, તે વિષે જળનું સેચન વૃક્ષની રક્ષાને નિમિત્ત છે, ફળને નિમિત્ત નહિ. જળે કરી પુષ્ટ

* સાલ. વસ્ત્ર વણવાનું રાચ × સૂત્ર. + વસ્ત્ર વણવાનો દંડ.

જે વૃક્ષ, તે જ ફળનો હેતુ છે, જળસેચન નહિ. તે કર્મઉપાસનાનો પણ જ્ઞાનની ઉત્પત્તિમાં ઉપયોગ છે, મોક્ષમાં નથી. એથી જ્ઞાનની ઉત્પત્તિથી પૂર્વ જ અંતઃકરણની શુદ્ધિ અને નિશ્ચળતાના નિમિત્ત, કર્મઉપાસના કરે. જ્ઞાનથી અનંતર મોક્ષના નિમિત્ત નહિ.

જ્ઞાનની ઉત્પત્તિથી પૂર્વ પણ જ્યા સુધી અંતઃકરણમાં મળ અને વિક્ષેપ હોય ત્યાં સુધી જ કરે. શુદ્ધ અને નિશ્ચળ અંતઃકરણ જેનું હોય, તે જિજ્ઞાસુ શ્રવણનાં વિરોધી કર્મઉપાસનાનો ત્યાગ કરે. મળ-નામ પાપનું છે, તે અશુભ વાસનાનો હેતુ છે. જ્યા સુધી મળ હોય ત્યાં સુધી અશુભ વાસના હોય છે. જ્યારે અશુભ વાસના હોય નહિ, ત્યારે મળનો અભાવ નિશ્ચય કરે. અંતઃકરણની ચંચળતા અને એકાગ્રતા અનુભવસિદ્ધા છે. એથી ઉત્તમ જિજ્ઞાસુ અને વિદ્વાનને કર્મઉપાસના નિષ્ફલા છે.

૩૯૧. અને પૂર્વે જે કહ્યું 'જ્ઞાનની રક્ષાને નિમિત્ત કર્મઉપાસના કરે. જેમ જળથી ઉત્પન્ન થયેલ જે વૃક્ષ તેની જળે કરી રક્ષા થાય છે. જો જળનો સંબંધ ન હોય તો વૃદ્ધ વૃક્ષ પણ સુકાઈ જાય છે, તેમ કર્મઉપાસનાએ ઉત્પન્ન થયું જે જ્ઞાન, તેની કર્મઉપાસનાએ રક્ષા થાય છે. જો જ્ઞાની કર્મ–ઉપાસના કરે નહિ તો અંતઃકરણ પુનઃ મલિન અને ચચળ થઈ જશે. તે મલિન અને ચંચળ અંતઃકરણમાં, સૂકી ભૂમિમા વૃક્ષની પેઠે, ઉત્પન્ન થયુ જ્ઞાન પણ નષ્ટ થઈ જશે. એથી જ્ઞાનવાન પણ કર્મઉપાસના કરે.'

(સિદ્ધાંતી કહે છે:) એ બને નહિ. કેમ કે આભાસ સહિત અથવા ચેતન સહિત અંતઃકરણની–'હું અસગ બ્રહ્મ છું' એ વૃત્તિ-તે, વેદાંતનું ફળરૂપ જ્ઞાન છે. તેનો કર્મઉપાસના વિના નાશ થશે, અથવા ચેતનસ્વરૂપ જ્ઞાનનો નાશ થશે? જો એમ કહીએ: સ્વરૂપજ્ઞાન તો નિત્ય છે, એથી તેનો તો નાશ અને રક્ષા બને નહિ; પરંતુ વેદાંતનું ફળ જે બ્રહ્મવિદ્યારૂપ જ્ઞાન છે, તેની કર્મ ઉપાસનાએ ઉત્પત્તિ થાય છે અને કર્મઉપાસનાના ત્યાગે, ઉત્પન્ન થઈ વિદ્યા પણ નષ્ટા થઈ જશે. એથી તેની રક્ષાને નિમિત્ત કર્મ ઉપાસના કરે. તે બને નહિ. કેમ કે એક વાર ઉત્પન્ન થઈ જે અંતઃકરણની બ્રહ્માકારવૃત્તિ-તેણે કરી, અજ્ઞાન અને ભ્રાંતિના નાશરૂપ ફળ, તે જ સમયે (સમકાલે) સિદ્ધ થાય છે. અજ્ઞાન અને ભ્રાંતિના નાશથી અનતર પુનઃ વૃત્તિની રક્ષાનો ઉપયોગ નથી. અને અંતઃકરણની વૃત્તિની રક્ષા, કર્મ-

ઉપાસનાએ બને પણ નહિ. કેમ કે જ્યારે કર્મઉપાસનાનું અનુષ્ઠાન કરશે ત્યારે કર્મઉપાસનાની સામગ્રીનું જ વૃત્તિરૂપ જ્ઞાન થશે, બ્રહ્મનું જ્ઞાન બને નહિ; અન્યવૃત્તિ થવાથી પ્રથમવૃત્તિ રહે નહિ. એથી કર્મ-ઉપાસના જ્ઞાનની ઉત્પત્તિના તો પરંપરાથી હેતુ છે, અને ઉત્પન્ન વૃત્તિનાં વિરોધી છે. એથી કર્મઉપાસનાએ જ્ઞાનની રક્ષા થાય નહિ.

૩૯૨. અને પૂર્વે જે કહ્યું, જ્ઞાનવાનને કર્મ ત્યાગેથી પાપ થાય છે, તે વાર્તા બને નહિ. કેમ કે જે શુભકર્મનો ત્યાગ છે તે પાપનો હેતુ નથી, કિંતુ નિષિદ્ધકર્મનું અનુષ્ઠાન જ પાપનો હેતુ છે, એ વાર્તા ભાષ્યકારે બહુ પ્રકારે પ્રતિપાદન કરી છે. એથી કર્મના ત્યાગે કરી પાપ થાય નહિ. અને જ્ઞાનવાનને તો સર્વ પ્રકારે પાપનો અસંભવ છે. કેમ કે પુણ્યપાપ અને તેઓનો આશ્રય અંતઃકરણ, પરમાર્થથી છે નહિ; અવિદ્યાએ કરી મિથ્યા પ્રતીતિ થાય છે. તે અવિદ્યા અને મિથ્યા પ્રતીતિ જ્ઞાનવાનને છે નહિ. એથી જ્ઞાનવાનને શુભકર્મોના ત્યાગે કરી અથવા અશુભના અનુષ્ઠાને કરી પાપ બને નહિ.

૩૯૩. (મંદ અને દૃઢ બે પ્રકારનું જ્ઞાન)

એ સ્થાનમાં આ સિદ્ધાંત છે: મંદ અને દૃઢ બે પ્રકારનું જ્ઞાન છે. સંશયાદિક સહિત જે જ્ઞાન, તે મંદજ્ઞાન કહેવાય છે, અને સંશયાદિકરહિત (જે જ્ઞાન તે) દૃઢજ્ઞાન કહેવાય છે. જેને દૃઢજ્ઞાન હોય તેને કિંચિત્‌માત્ર પણ કર્તવ્ય નથી. એક વાર ઉત્પન્ન થયુ જે સંશયાદિક રહિત અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન તે જ અવિદ્યાનો નાશ કરી દે છે. તે જ્ઞાન પોતે પણ દૂર થઈ જાય, તોપણ ભલા પ્રકારથી જાણેલા આત્મામાં પુનઃ ભ્રાંતિ થતી નથી. કેમ કે ભ્રાંતિનુ કારણ જે અવિદ્યા છે તે અવિદ્યા એક વાર ઉત્પન્ન થયેલા જ્ઞાને કરી નષ્ટ થઈ ગઈ. એથી ભ્રાંતિ અને અવિદ્યાના અભાવથી વૃત્તિજ્ઞાનની આવૃત્તિનો કંઈ ઉપયોગ નથી અને જીવન્મુક્તિના આનંદ અર્થે જો વૃત્તિની આવૃત્તિ અપેક્ષિત હોય તો વારવાર વેદાંતના અર્થનુ ચિંતન જ કરે.

વેદાંતના અર્થચિંતને કરી જ વારંવાર બ્રહ્માકારવૃત્તિ થાય છે અને કર્મઉપાસનાએ નહિ. કેમ કે, કર્મ અને ઉપાસનાનો અંતઃકરણની શુદ્ધિ અને નિશ્ચલતા દ્વારા જ જ્ઞાનમા ઉપયોગ છે. અન્યા રીતિએ નથી, અને વિદ્વાનના અંતઃકરણમા પાપ અને ચંચલતા છે નહિ. રાગદ્વેષ દ્વારા પાપ અને ચંચલતાનો હેતુ અવિદ્યા છે તે અવિદ્યાનો જ્ઞાને કરી નાશ થાય છે. એથી વિદ્વાનને પાપ અને ચંચલતાના

અભાવથી કર્મઉપાસનાનો ઉપયોગ નથી.

૩૯૪. અને જો કદાચિત્ એમ કહીએ: 'રાગદ્વેષાદિક અંતઃકરણનો સહજ ધર્મ છે. જ્યાં સુધી અંતઃકરણ છે ત્યા સુધી જ્ઞાનવાનને પણ રાગદ્વેષનો સર્વથા નાશ થાય નહિ. તે રાગદ્વેષથી જ્ઞાનવાનનું પણ અંતઃકરણ ચચલ થાય છે. એથી ચચલતા દૂર કરવા સારુ જ્ઞાનવાન પણ ઉપાસના કરે.'

'યદ્યપિ જ્ઞાનવાનને અંતઃકરણની ચંચલતાથી વિદેહમોક્ષમાં (ભાવિ જન્મના અભાવમા) હાનિ નથી, તથાપિ ચચલ અંતઃકરણમાં સ્વરૂપઆનંદનું ભાન થાય નહિ; એથી ચંચલતા 'જીવન્મુક્તિની[૧૯૩] વિરોધિની છે, એથી જીવન્મુક્તિના નિમિત્ત ચંચલતા દૂર કરવાને અર્થે ઉપાસના કરે.'

(સિદ્ધાતી કહે છે કે:) તે બને નહિ. કેમ કે યદ્યપિ દૃઢ બોધ જેના અંતઃકરણમા થયો છે, તેને સમાધિ અને વિક્ષેપ સમાન છે. એથી અતઃકરણની નિશ્ચલતાના નિમિત્ત કોઈ યત્નનો આરંભ વિદ્વાનથી બને નહિ.

(વેદાંતશાસ્ત્રના વિચારથી જ દૃઢજ્ઞાનીને, મન નિશ્ચલ થઈ, બ્રહ્માકાર વૃત્તિ હોય છે.)

તથાપિ વિદ્વાનની પ્રવૃત્તિ અને નિવૃત્તિ પ્રારબ્ધ અધીન છે. સર્વનાં પ્રારબ્ધકર્મ વિલક્ષણ છે. કોઈ વિદ્વાનનું પ્રારબ્ધ જનકાદિકોની પેઠે ભોગનો હેતુ છે, અને કોઈનું પ્રારબ્ધ શુકદેવ, વામદેવ આદિકોની પેઠે નિવૃત્તિનો હેતુ છે. જેને પ્રારબ્ધભોગનો હેતુ છે, તેને તો પ્રારબ્ધે કરી ભોગની ઇચ્છા અને ભોગનાં સાધનનો યત્ન થાય છે; અને જેને પ્રારબ્ધનિવૃત્તિનો હેતુ હોય, તેને જીવન્મુક્તિના આનંદની ઇચ્છા થાય છે, અને ભોગમા ગ્લાનિ થાય છે. જેને જીવન્મુક્તિના આનદની ઇચ્છા હોય તે બ્રહ્માકાર વૃત્તિની આવૃત્તિના નિમિત્ત વેદાંત અર્થનું ચિતન જ કરે, ઉપાસના નહિ. કેમ કે અંતઃકરણની નિશ્ચલતામાત્રથી, બ્રહ્માનંદનુ વિશેષરૂપે ભાન થાય નહિ; કિંતુ બ્રહ્માકાર વૃત્તિએ જ થાય છે. તે બ્રહ્માકાર વૃત્તિ વેદાંતચિંતને જ થાય છે,

---

૧૯૩. શરીર સહિત છતાં બંધ ભ્રાંતિની નિવૃત્તિ જીવન્મુક્તનું એક લક્ષણ:

ब्रह्मानन्दरसस्वादासक्तचित्ततया यतेः ।
अन्तर्बहिरविज्ञानं जीवन्मुक्तस्य लक्षणम् ॥ ४३८ ॥

(વિવેકચૂડામણિ)

ઉપાસનાએ નહિ. અને અંતઃકરણની ચંચલતા પણ વિદ્વાનને વેદાંતના ચિંતને જ દૂર થઈ જાય છે. એથી અંતઃકરણની નિશ્ચલતાના નિમિત્ત પણ ઉપાસનામાં પ્રવૃત્તિ થાય નહિ. એ રીતિએ દૃઢબોધ જેને થયો છે, તેની કર્મઉપાસનામાં પ્રવૃત્તિ થાય નહિ.

૩૯૫. અને જેને મંદબોધ છે તે પણ મનન અને નિદિધ્યાસન જ કરે, કર્મઉપાસના નહિ. કેમ કે મંદબોધ જેને થયો છે તે ઉત્તમ જિજ્ઞાસુ છે. તે ઉત્તમ જિજ્ઞાસુને મનનનિદિધ્યાસન વિના અન્ય કર્તવ્ય નથી. એ વાર્તા શારીરકમાં સૂત્રકાર અને ભાષ્યકારે પ્રતિપાદન કરી છે. અને વિદ્વાનને મનનનિદિધ્યાસન પણ કર્તવ્ય નથી. જે વિદ્વાન જીવન્મુક્તિના આનંદ સારુ મનનનિદિધ્યાસનમાં પ્રવૃત્ત થાય છે, તે પણ પોતાની ઇચ્છાએ પ્રવૃત્ત થાય છે. અને 'હું વેદની આજ્ઞા નહિ કરું તો મને જન્મ–મરણ–સંસાર થશે,' એવી બુદ્ધિએ જે ક્રિયા કરે તે કર્તવ્ય કહેવાય છે. તે જન્માદિકોની બુદ્ધિ વિદ્વાનને હોય નહિ. એથી પોતાની ઇચ્છાએ જે વિદ્વાન મનનનિદિધ્યાસન કરે તે કર્તવ્ય નહિ. એ રીતિએ મંદબોધ અથવા દૃઢબોધ જેને થયો છે, તેને કર્મઉપાસના કર્તવ્ય નથી.

૩૯૬. અને જેને બોધ નથી થયો, કિંતુ આત્માને જાણવાની તીવ્ર ઇચ્છા છે, ભોગની નહિ, તેનું અંતઃકરણ શુદ્ધ છે. એથી તે પણ ઉત્તમ જ જિજ્ઞાસુ છે, તેને પણ બોધના અર્થે શ્રવણાદિક જ કર્તવ્ય છે, કર્મઉપાસના નહિ. કેમ કે જે કર્મઉપાસનાનું ફળ છે તે તેને સિદ્ધ છે અને જ્ઞાનની સામાન્ય ઇચ્છાથી જે શ્રવણમાં પ્રવૃત્ત થયો છે, અને અંતઃકરણ ભોગોમાં આસક્ત છે, તે મંદજિજ્ઞાસુ છે. તે પણ શ્રવણને ત્યાગીને પુનઃ કર્મઉપાસનામા પ્રવૃત્ત થાય નહિ. કર્મઉપાસનાનું ફળ જે અંતઃકરણની શુદ્ધિ અને નિશ્ચલતા છે, તે તેને શ્રવણે કરી જ થઈ જશે. શ્રવણની આવૃત્તિથી અંતઃકરણના દોષ દૂર થઈને આ જન્મ વિષે અથવા અન્ય જન્મ વિષે અથવા બ્રહ્મલોક વિષે જ્ઞાન થાય છે. (આવૃત્તિ નામ વારવારનું છે.) અને શ્રવણને ત્યાગીને જ કર્મઉપાસનામાં પ્રવૃત્ત થાય છે, તે આરૂઢપતિત (ઊંચે ચડી પડેલો) કહેવાય છે. એ રીતિએ જ્ઞાનવાન અને ઉત્તમ જિજ્ઞાસુનો કર્મઉપાસના વિષે અધિકાર નથી. અને મંદ જિજ્ઞાસુ પણ જે વેદાંતશ્રવણમાં પ્રવૃત્ત થયો છે, તેનો અધિકાર નથી. અને જ્ઞાનની જેને ઇચ્છા તો છે પરંતુ ભોગમાં બુદ્ધિ આસક્ત છે, એથી શ્રવણમાં પ્રવૃત્ત હોય નહિ એવો જે મંદ જિજ્ઞાસુ, તેને નિષ્કામકર્મ અને ઉપાસનામાં અધિકાર છે. અને જેની ભોગ

વિષે જ આસક્તિ છે, જ્ઞાનની ઇચ્છા નથી, એવો જે બહિર્મુખ છે, તેનો સકામકર્મ વિષે પણ અધિકાર છે. એથી જ્ઞાનવાનને કર્મઉપાસનાનો અધિકાર નહિ. કર્મઉપાસનાનું જ્ઞાન વિરોધી છે.

૩૯૭. (જ્ઞાન જગતના વ્યવહારનું વિરોધી નથી અને જગતનો વ્યવહાર જ્ઞાનનો વિરોધી નથી.)

અને કર્મઉપાસના પણ અંતઃકરણની શુદ્ધિ અને નિશ્ચલતા દ્વારા જ્ઞાનની ઉત્પત્તિના તો હેતુ છે પરંતુ જ્ઞાનની ઉત્પત્તિથી અનંતર જો કર્મઉપાસના કરે, તો ઉત્પન્ન થયુ જ્ઞાન નષ્ટ થઈ જશે. એથી જ્ઞાનના વિરોધી છે, રક્ષાના હેતુ નથી. કેમ કે હું કર્તા છું અને યજ્ઞાદિક મારે કર્તવ્ય છે, અને 'યજ્ઞાદિકોનું સ્વર્ગાદિ ફળ છે,' એ ભેદબુદ્ધિએ કર્મ થાય છે. અને 'હુ ઉપાસક છુ, દેવ ઉપાસ્ય છે,' એ ભેદબુદ્ધિએ ઉપાસના થાય છે. એ બન્ને પ્રકારની બુદ્ધિ 'સર્વ બ્રહ્મ છે,' એ બુદ્ધિને દૂર કરીને થાય છે એથી કર્મઉપાસના જ્ઞાનની વિરોધી છે. યદ્યપિ જ્ઞાનવાન આત્માને અસંગ જાણે છે, તોપણ દેહનો ભોજનાદિક વ્યવહાર, અથવા જનકાદિકોની પેઠે અધિક રાજ્યપાલનાદિક વ્યવહાર કરે છે. તે વ્યવહારનું જ્ઞાન વિરોધી નથી; અને વ્યવહાર જ્ઞાનનો પણ વિરોધી નથી. કેમ કે જે આત્મસ્વરૂપ જ્ઞાને કરી અસંગ જાણ્યું છે, તે આત્મા વિષે, જો વ્યવહાર પ્રતીત થાય, તો વ્યવહારનું વિરોધી જ્ઞાન, તથા જ્ઞાનનો વિરોધી વ્યવહાર થાય. ને વિદ્વાનને આત્મા વિષે વ્યવહાર પ્રતીત થાય નહિ, કિંતુ સંપૂર્ણ વ્યવહાર દેહાદિકોને આશ્રિત છે, અને આત્મા વિષે વ્યવહાર સહિત દેહાદિકોને સંબંધ છે નહિ, એ બુદ્ધિએ સપૂર્ણ વ્યવહાર (વિદ્વાન) કરે છે. એ જ કારણથી વિદ્વાનની પ્રવૃત્તિને પણ નિવૃત્તિ જ કહી છે.

(દૃઢજ્ઞાનને આભાસરૂપ કર્મઉપાસના પણ વિરોધી નથી.)

૩૯૮. જેમ અન્ય વ્યવહાર જ્ઞાનનો વિરોધી નથી, તેમ કર્મ-ઉપાસના પણ અન્ય બહિર્મુખ પુરુષોને કરાવવા અર્થે આત્માને અસંગ જાણીને, અને દેહ, વાક્, અંતઃકરણને આશ્રિતા ક્રિયા જાણીને, જો કર્મઉપાસના કરે, તો જ્ઞાનના વિરોધી નથી. કેમ કે વિદ્વાને જે આત્મા અસંગ જાણ્યો છે, તેને કર્તા જાણીને જો કર્મઉપાસના કરે, તો જ્ઞાનના વિરોધી થાય. વિદ્વાનનો તે આત્માના અસંગરૂપ દૃઢનિશ્ચય, કર્મઉપાસનાએ દૂર થાય નહિ. એથી આભાસરૂપ કર્મ અને ઉપાસના, દૃઢજ્ઞાનનાં વિરોધી નથી. એ કારણથી જનકાદિકોએ આભાસરૂપ કર્મ કર્યાં છે.

વિદ્વાન આત્માને અસંગ જાણીને, અન્ય વ્યવહારની પેઠે દેહાદિકના ધર્મ જાણીને જે શુભક્રિયા કરે, તે આભાસરૂપ કર્મ કહેવાય છે. તેનો જ્ઞાન સાથે વિરોધ નથી. અને ભાષ્યકારે કર્મઉપાસનાનો જ્ઞાનથી જે વિરોધ કહ્યો છે, તે આત્મામાં કર્તાબુદ્ધિએ જે કર્મઉપાસના કરે છે, તેનો વિરોધ કહ્યો છે; અને આભાસરૂપે (કરે તેનો) નહિ.

૩૯૯. (બોધની ઉત્પત્તિપૂર્વે કર્મઉપાસના કરવાં, પછી નહિ.)

તથાપિ આભાસરૂપ કર્મ અને આભાસરૂપ ઉપાસના પણ મંદબોધનાં વિરોધી છે. કેમ કે જે સંશયાદિક સહિત બોધ છે, તે મંદબોધ કહેવાય છે. જેના અંતઃકરણમા 'આત્મા અસંગ છે, અથવા (અસંગ) છે નહિ' એવો કદાચિત્ સંશય થાય, તે પુરુષ જો વારંવાર, 'આત્મા અસંગ છે, મારે કિંચિત માત્ર પણ કર્તવ્ય નથી,' એ અર્થનું ચિંતન કરે, ત્યારે તો સંશય દૂર થઈને દૃઢબોધ થઈ જાય. અને (તે મંદબોધવાન) જો કર્મઉપાસના કરશે તો મંદબોધ જે ઉત્પન્ન થયો છે તે દૂર થઈને 'હું કર્તા-ભોક્તા છું' એ વિપરીત નિશ્ચય થઈ જશે. એથી મંદબોધની ઉત્પત્તિથી પૂર્વે જ કર્મઉપાસના કરે, અને અનંતર નહિ. જો મંદબોધવાન કર્મઉપાસના કરશે, તો ઉત્પન્ન થયેલો બોધ નષ્ટ થઈ જશે.

દૃષ્ટાંત : જેમ પક્ષી પોતાનાં અંડો(ઈંડાં)ને પક્ષની ઉત્પત્તિથી પૂર્વે સેવન કરે છે અને પક્ષની ઉત્પત્તિથી અનંતર નહિ. જો પક્ષની ઉત્પત્તિથી અનંતર પણ અંડોનું સેવન કરે તો બાલકપક્ષીના તે અંડોના જલે કરી પક્ષ ગળી જાય; તેમ જ્ઞાનની ઉત્પત્તિથી પૂર્વ જ કર્મઉપાસનાનું સેવન કરે, અને જ્ઞાનની ઉત્પત્તિથી અનંતર નહિ. જો જ્ઞાનની ઉત્પત્તિથી અનંતર પણ કર્મઉપાસનાનું સેવન કરે તો બાલકપક્ષીની (પાંખની) પેઠે, મંદજ્ઞાન નાશ થઈ જાય. અને વૃદ્ધપક્ષીની જેમ અંડોના સંબંધથી હાનિ થાય નહિ, તેમ દૃઢબોધની તો હાનિ થાય નહિ. અને વૃદ્ધપક્ષીની પેઠે દૃઢબોધને કર્મઉપાસનાએ કરી ઉપયોગ પણ નથી. એ રીતિએ જ્ઞાનવાનને મોક્ષના નિમિત્ત કિંચિત્ માત્ર પણ કર્તવ્ય નથી. એ તૃતીય પ્રશ્નનો ઉત્તર કહ્યો.

૪૦૦. આચાર્યે શિષ્યને જે ઉત્તર કહ્યા, તે વેદ અનુસાર કહ્યા. એથી યથાર્થ છે, એ વાર્તા કહે છે.

दुहो

शिष्य कह्यो जो तोहि मैं, सर्व वेदको सार।
लहै ताहि अनयासही, संसृति नशै अपार ॥ ११ ॥

શિષ્ય! કહ્યો જે મેં તુને સર્વ વેદનો સાર,
અનાયાસ તે જાણતા, સંસૃતિ જાય અપાર. ૧૧

હે શિષ્ય! મેં તુંને જે કહ્યો તે સર્વ વેદનો સાર છે, એથી એ વિષે વિશ્વાસ કર. અને એના જાણવાથી 'અનાયાસ' નામ ખેદ વિના અપાર જે 'સંસૃતિ' નામ જન્મમરણરૂપ સંસાર તેનો નાશ થાય છે.

૪૦૧. (આ અંકમાં હિંદુસ્તાની ભાષાના સંપ્રદાય વિષે,–ગુરુનો લઘુ, લઘુનો ગુરુ ગણવા–લખવા; 'ક્ષ' ને સ્થલે 'છ,' 'શ' ને સ્થલે 'સ' આદિ લખાય છે તે વિષે થોડી પંક્તિઓ છે. તે અહીં આ ગુર્જર ભાષામાં લાગુ નથી પડતી તેથી લખી નથી.)

૪૦૨. (પૂર્વોક્ત અર્થનો સંગ્રહ)

'જગતનો કર્તા ઈશ્વર છે, તે તુંથી ભિન્ન નહિ, અને સત, ચિત્, આનંદરૂપ બ્રહ્મ તું છું,' એ આચાર્યે કહ્યું, તે જ કૃપાથી પુનઃ કહે છે.

कवित

दीनता कू त्यागी नर अपनो स्वरूप देखि।
तू तौ शुद्ध ब्रह्म अज दृश्यको प्रकाशी है॥
आपनै अज्ञानते जगत सब तूंहीं रचे।
सर्वको संहार करे आप अविनाशी है॥
मिथ्या परपंच देखि दुःख जिन आनी जिय।
देवनको देव तू ता सब सुखराशि हैं॥
जीव जग ईश होय, मायासे प्रभासे तू हि।
जैसे रज्जु सांप, सीप रूप व्है प्रभासी है॥ १२॥

દીનતાને ત્યાગી નર, પોતાનું સ્વરૂપ દેખ,
તુ તો શુદ્ધબ્રહ્મ અજ દશ્યનો પ્રકાશી છુ;
પોતાના અજ્ઞાનથકી, સર્વ જગત તું જ રચે,
સર્વનો સંહાર કરે, પોતે અવિનાશી છુ;
મિથ્યા પ્રપંચ દેખી, દુખ રખે આણ મન,
દેવો કેરા દેવ તું તો, સર્વ સુખરાશિ છે;
જીવ જગત ઈશ થઈ માયાએ પ્રભાસુ તું જ,
જેમ રજ્જુ સર્પ, શીપરૂપ યૈ પ્રભાસી છે. ૧૨

અર્થ સ્પષ્ટ છે.

४०३. (ज्ञानको साधन) कवित

राग जारि, लोभ हारि, द्वेष मारि, मार वारि।
वारवार मृगवारि परिवार पेखिए ॥
ज्ञानभानु आनि तमतम तारि भाग त्याग।
जीव शिव भेदछेद, वेदन सु लेखिये ॥
वेदको विचार सार, आपकूं संभारि यार।
टारि दासपास आशा ईशकी न देखिये ॥
निश्चल तू चल न, अचल चलदल छल।
नभ नील तलमल तासूं न विसेपिये ॥ १३ ॥

રાગ બાળી. લોભ ટાળી, દ્વેષ મારી, માર વારી,
વારંવાર મૃગવારિ પારાવાર પેખિયે;
જ્ઞાનભાનુ આણિ, તમતમ ટાળી ભાગત્યાગે,
જીવ શિવ ભેદ છેદી, વેદન સુલેખિયે;
વેદનો વિચાર સાર, પોતાને સંભારી યાર;
ટાળી દાસપાશ, આશ ઈશની ન દેખિયે,
નિશ્ચલ' તુ ચલ ન, અચલ, ચલદલ છલ,
નભ નીલ તલમલ, તેથી ન વિશેખિયે. ૧૩

જ્ઞાનનાં સાધન કહે છે: હે શિષ્ય! 'રાગ' (નામ) પદાર્થમાં જે દૃઢ આસક્તિ છે તેને બાળીને, લોભને 'ટાળીને' નામ નાશ કરીને, દ્વેષને મારીને, 'માર' નામ કામને 'વારી' નામ દૂર કરી દે. રાગ, લોભ, દ્વેષ, કામના ગ્રહણથી, સર્વ રાજસી તામસી વૃત્તિનું ગ્રહણ છે; એથી સર્વ રાજસી તામસી વૃત્તિનો નાશ કર, એ અર્થ સિદ્ધ થયો. રાજસી વૃત્તિ અને તામસી વૃત્તિ જ્ઞાનની વિરોધિની છે. તેઓના નાશ વિના જ્ઞાન થાય નહિ, એથી તેઓની નિવૃત્તિ જિજ્ઞાસુને અપેક્ષિત છે. વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટસંપત્તિ, મુમુક્ષુતા; એ ચારે જે જ્ઞાનનાં સાધન છે, તેઓમાં વિવેક પ્રધાન છે. કેમ કે વિવેકથી વૈરાગ્યાદિ ઉત્પન્ન થાય છે. એથી–

વિવેકનો ઉપદેશ આચાર્ય કરે છે:

હે શિષ્ય! પારાવાર જે સંસાર છે, તેને વારંવાર 'મૃગવારિ' નામ મૃગતૃષ્ણાના જળ સમાન મિથ્યા જાણ. (પારાવાર નામ સંસારનું છે અને અપારાવાર નામ આત્માનું છે.) પારાવાર મિથ્યા છે એમ

કહેવાથી અપારાવાર મિથ્યા નહિ, કિંતુ સત્ય છે, એ વાર્તા અર્થથી કહી. જેમ બાજીગર(માયાવી)નો તમાશો (ખેલ) દેખતા પુત્રને પિતા કહે કે, 'હે પુત્ર! આ આમ્રવૃક્ષને આદિલઈ ને જે બાજીગરે બનાવ્યા છે, તે મિથ્યા છે.' એ કહેવાયાથી બાજીગરને મિથ્યા નથી જાણતો, પણ સત્ય જાણે છે. તેમ જગતને મિથ્યા કહ્યાથી આત્માને સત્ય જાણી લેશે. એ અભિપ્રાયથી આચાર્યે પારાવાર મિથ્યા કહ્યું. એ રીતિએ જગત મિથ્યા છે અને આત્મા સત્ય છે. એ વિવેકનો ઉપદેશ કર્યો. તે વિવેકે અન્યસાધન પોતે જ ઉત્પન્ન થાય છે. એથી વિવેકના ઉપદેશથી સર્વ સાધનનો ઉપદેશ અર્થે કરી કહ્યો. જ્ઞાનનાં બહિરંગ સાધન કહ્યા. અંતરંગ સાધન, શ્રવણ કહે છે:

હે શિષ્ય! જ્ઞાનરૂપી જે ભાનુ છે, તેને 'આણી' નામ શ્રવણથી સંપાદન કરીને, 'તમ' નામ અજ્ઞાનરૂપી જે 'તમ' (અંધકાર) છે તેને 'ટાળી' નાશ કરી દે. (તમ નામ અંધારાનુ અને અજ્ઞાનનું છે.)

[અંધારુ ઉપમાન છે અને અજ્ઞાન ઉપમેય છે, પ્રથમ જે 'તમ' -શબ્દ છે, તે ઉપમેયનો વાચક છે અને બીજો ('તમ' શબ્દ) ઉપમાનનો વાચક છે.

दुहो

जाकूं उपमा दीजिये, सो उपमेय बखानि।
जाकी उपमा दीजिये, सो कहिये उपमानि॥ २॥

જેને ઉપમા આપિયે, તે ઉપમેય જ જાણ;
જેની ઉપમા આપિયે, તે કહિયે ઉપમાન.] ૩

૪૦૪. (મહાવાક્ય અનુસાર જ્ઞાનનું સ્વરૂપ)

જ્ઞાનનું સ્વરૂપ અન્ય શાસ્ત્રમાં નાના પ્રકારનું અંગીકાર કર્યું છે. એથી મહાવાક્ય અનુસાર જ્ઞાનનું સ્વરૂપ કહે છે. હે શિષ્ય! જીવ અને ઈશ્વર વિષે અવિદ્યા અને માયાભાગને ત્યાગીને, તેઓનો જે ભેદ પ્રતીત થાય છે તેને 'છેદી' નામ દૂર કરી, અને જીવ-ઈશ્વરમાં જે 'વેદન' નામ ચેતન ભાગ છે તેને ભેદરહિત જાણ.

એમ કહેવાથી આ વાર્તા કહી: મહાવાક્યમાં, ભાગત્યાગલક્ષણાથી, જીવઈશ્વરની એકતા જાણ. (કવિતના બીજા પાદનો અર્થ એ પ્રમાણે છે) [તૃતીય પાદનો અર્થ સ્પષ્ટ છે.]

(પૂર્વે કહેલા અર્થને સંક્ષેપમાં ચોથા પાદે કરી કહે છે.)

હે શિષ્ય! 'ચલ' નામ વિનાશી જે દેહાદિક સંઘાત, તે તું

નહિ; કિંતુ 'અચળ' નામ અવિનાશી જે બ્રહ્મ, તે તું છું. અને 'ચલદલ' નામ (પીપળાના) વૃક્ષરૂપ જે સંસાર તે 'છલ' નામ મિથ્યા છે. જેમ નભ વિષે નીલતા અને 'તલમલ' નામ કટાહરૂપતા (કઢાઈ જેવું ગોલપણું) છે નહિ, કિંતુ મિથ્યા પ્રતીત થાય છે. તેમ સંસાર પણ આત્મા વિષે છે નહિ, મિથ્યા પ્રતીત થાય છે. વૃક્ષરૂપ[૧૯૪] કરીને સંસાર શ્રુતિસ્મૃતિમાં કહ્યો છે, એથી વૃક્ષના વાચક 'ચલદલ' શબ્દનો સંસારમાં પ્રયોગ કર્યો છે. ૧૩

## ૪૦૫. મોક્ષનું સાધન જ્ઞાન છે, એ અર્થને અન્ય પ્રકારે કહે છે.

कवित्त

बंधमोक्ष गेह देहवान ज्ञानवान जान।
राग रु विराग दोई धजा फहरात है॥
विषेविषे सत्य भ्रम, भ्रम मति वात तात।
हललात प्रात रात घरि न ठहरात है॥
साक्ष्य साक्षी पूतरी अनूजरी रु ऊजरी द्वै।
देखि रागी त्यागी ललचात जन जात है॥
चंचल अचल भ्रम ब्रह्म लखि रूप निज।
दुःखकूप आनंद स्वरूपमें समात हैं॥ १४॥

---

૧૯૪. સંસારને વૃક્ષરૂપે શાસ્ત્રોમાં વર્ણવ્યો છે:

સર્વથી ઉત્કૃષ્ટ હોવાથી ઉચ્ચ એવું માયાવિશિષ્ટ પરબ્રહ્મ છે મૂલ જેનું, અને મહત્તત્ત્વ છે અંકુર જેનું, અને અહંકાર છે સ્કંદ જેનો, અને પંચતન્માત્રા છે શાખા જેની, એવું સંસારરૂપ વૃક્ષ છે

પૂર્વોક્ત મહત્તત્ત્વાદિક સર્વ કાર્યતાએ કરી નિકૃષ્ટ હોવાથી તેની શાખા નીચી કહેવાય છે. અને વેદ આદિ જે શાસ્ત્ર છે એ પ્રરોચનરૂપ વાક્યોએ એના અનિત્યતાદિ દોષોને ઢાંકે છે. એથી વેદશાસ્ત્ર જેના પર્ણ (પાદડા) છે, અને ચાર પુરુષાર્થરૂપ જેનો રસ છે, અને ધર્મઅધર્મરૂપ જેનાં પુષ્પ છે, અને જન્મમરણ આદિ દુઃખ જેનું ફળ છે, અને અજ્ઞ જીવરૂપ પક્ષી જેના બોકના છે, અને વૈરાગ્યે કરી તીક્ષ્ણ થયેલ જ્ઞાનરૂપ કુઠાર (કુહાડો) જેનો છેદક છે, એવું આ સંસારરૂપ વૃક્ષ છે. ઇત્યાદિ અનેક પ્રકારે સંસારરૂપ વૃક્ષનું શાસ્ત્રમાં વર્ણન છે.

પં. પી. પુ.

બંધ મોક્ષ ગેહ, દેહવાન, જ્ઞાનવાન, જાણુ,
રાગ ને વિરાગ એ બે ધજા ફરકે જ છે;
વિષયમાં સત્યભ્રમ ભ્રમમતિ વાત, તાત!
હલાવે છે પ્રાપ્ત રાત ઘડી ન ઠરે જ છે;
સાક્ષ્ય સાક્ષી પૂતલી અનુજલીને ઉજલી બે,
દેખી રાગી ત્યાગી જન લલચાઈ જાય છે;
ચંચલ અચલ ભ્રમ બ્રહ્મ નિજરૂપ લક્ષી,
દુખ કૂપ આનંદ સ્વરૂપમાં સમાય છે. ૧૪

હે શિષ્ય! 'દેહવાન' નામ દેહઅભિમાની અજ્ઞાની અને જ્ઞાનવાન, બંધ અને મોક્ષનાં 'ગેહ' નામ ધામ છે. અજ્ઞાની તો બંધનું ધામ છે, અને જ્ઞાની મોક્ષનું ધામ છે. રાગ અને વિરાગ તે (ધામો)ની ધજા છે. જેમ ધજા રાજાના નગરનું ચિહ્ન હોય છે, તેમ રાગ અને વિરાગ તેઓનાં ચિહ્ન છે. અજ્ઞાનીનુ રાગ ચિહ્ન છે અને જ્ઞાનીનું વિરાગ ચિહ્ન છે. અજ્ઞાની વિષે પણ વિરાગ હોય છે એથી જ્ઞાનીનો અજ્ઞાનીથી વિલક્ષણ વિરાગ કહે છે. હે તાત! વિષય જે શબ્દાદિક છે તેઓ વિષે 'સત્યભ્રમ' નામ સત્યત્વની ભ્રાંતિ, અને 'ભ્રમમતિ' નામ રજ્જુસર્પની પેઠે વિષય ભ્રમરૂપ છે, એ જે મતિ (નિશ્ચય) તે વાતની (પવનની) પેઠે રાગ અને વિરાગ(રૂપી ધજાઓને) હલાવે છે. જેમ વાયુ ધજાની ચંચળતા કરે છે, તેમ વિષયમાં સત્યબુદ્ધિ અને ભ્રમબુદ્ધિ રાગ અને વિરાગને ચંચળ કરે છે; શિથિલ થવા દેતા નથી. વિષયમાં સત્યબુદ્ધિએ કરી રાગની શિથિલતા દૂર થાય છે અને વિષયમાં ભ્રમબુદ્ધિએ કરી વિરાગની શિથિલતા દૂર થાય છે.

૪૦૬. વિષયો અસત્ય છે એથી તેઓમાં સત્યબુદ્ધિ ભ્રાંતિરૂપા છે, એ વાર્તાને જણાવવાને કવિતમાં 'સત્ય ભ્રમ' કહ્યો, સત્ય બુદ્ધિ કહી નહિ. ભ્રાંતિજ્ઞાન અને ભ્રાંતિજ્ઞાનનો વિષય જે મિથ્યા વસ્તુ તે બન્ને ભ્રમ કહેવાય છે. એ કહ્યાથી અજ્ઞાનીના વિરાગથી જ્ઞાનીના વિરાગનો ભેદ કહ્યો. કેમ કે જે અજ્ઞાનીનો વિરાગ છે તે વિષયમાં મિથ્યા બુદ્ધિએ કરી ઉત્પન્ન નથી થયો, એથી મંદ છે. વિષય મિથ્યા છે, એ બુદ્ધિ અજ્ઞાનીને હોય નહિ. યદ્યપિ શાસ્ત્રયુક્તિએ અજ્ઞાની પણ મિથ્યા જાણે છે, તથાપિ વિષય મિથ્યા છે, એ અપરોક્ષમતિ જ્ઞાનવાનને જ હોય છે, અજ્ઞાનીને નહિ. એથી અજ્ઞાનીને વિષયમાં પરોક્ષ જે મિથ્યાબુદ્ધિ, તેણે કરી અપરોક્ષ સત્યભ્રાંતિ દૂર થાય નહિ. એ રીતિએ અજ્ઞા-

નીને વિષયમાં જ્યારે વિરાગ થાય છે, તે કાળમાં પરોક્ષ મિથ્યાબુદ્ધિ છે ખરી. પરંતુ પરોક્ષ મિથ્યાબુદ્ધિથી પ્રબલા અપરોક્ષ સત્યબુદ્ધિ છે, એથી અજ્ઞાનીની પરોક્ષ મિથ્યાબુદ્ધિ વિરાગનો હેતુ નથી, કિંતુ પ્રબલા જે સત્યબુદ્ધિ તેણે કરી વિષયમા રાગ જ થાય છે. અને જો વિરાગ થાય તોપણ (તે) મિથ્યાબુદ્ધિએ નહિ, કિંતુ વિષયમા દોષદૃષ્ટિએ કરી થાય છે. અને જ્ઞાનવાન સર્વપ્રપંચને અપરોક્ષરૂપે કરીને મિથ્યા જાણે છે. તે અપરોક્ષ મિથ્યાબુદ્ધિએ અપરોક્ષ સત્યબુદ્ધિ દૂર થાય છે. એથી રાગનો હેતુ વિષયમાં સત્યબુદ્ધિ તો જ્ઞાનીને છે નહિ. વિરાગનો હેતુ વિષયમાં મિથ્યાબુદ્ધિ જ્ઞાનવાનને છે જો જ્ઞાનીને વિષયમા સત્યબુદ્ધિ પુનઃ થાય. તો રાગ પણ પુનઃ થાય, અને વિરાગ દૂર થાય. તે અપરોક્ષરૂપે મિથ્યા જાણેલા પદાર્થમાં પુનઃ સત્યબુદ્ધિ થાય નહિ. જેમ અપરોક્ષરૂપે મિથ્યા જાણ્યો જે રજ્જુમાં સર્પ, તેના વિષે સત્યબુદ્ધિ પુનઃ થાય નહિ: તેમ જ્ઞાનીને પુનઃ સત્યબુદ્ધિ થાય નહિ. એ રીતિએ રાગની ઉત્પત્તિ અને વિરાગની નિવૃત્તિ જ્ઞાનીને થાય નહિ, એથી જ્ઞાનીનો વિરાગ દૃઢ છે. અને દોષદૃષ્ટિએ જે અજ્ઞાનીને વિરાગ થાય છે, તે તો દૂર થઈ જાય છે. કેમ કે જે પદાર્થમા દોષદૃષ્ટિ થાય છે, તે પદાર્થમાં જ અન્યકાળમાં સમ્યક્બુદ્ધિ પણ થઈ જાય છે. જેમ સર્વ પુરુષોને પશુધર્મના અંતમા સ્ત્રી વિષે દોષદૃષ્ટિ થાય છે, અને કાલાંતરમા ફરી સમ્યક્બુદ્ધિ થાય છે. એ રીતિએ દોષદૃષ્ટિ જ્યારે દૂર થાય ત્યારે અજ્ઞાનીનો વિરાગ પણ દૂર થઈ જાય છે. એથી અજ્ઞાનીને દૃઢવિરાગ થાય નહિ. એ રીતિએ રાગ અને વિરાગ, અજ્ઞાની અને જ્ઞાનીનાં ચિહ્ન કહ્યાં.

અન્ય પણ ચિહ્ન કહે છે. હે શિષ્ય ! જેમ ધામના (ઘરના) ઉપર 'પૂતળી' નામ હસ્તી આદિકોની મૂર્તિ હોય છે, તેમ બંધમોક્ષનું ધામ જે અજ્ઞાની અને જ્ઞાનીનું અંતઃકરણ છે, તેને વિષે સાક્ષ્ય અને સાક્ષી પૂતળી (પ્રતિમા) છે, અજ્ઞાની અંતઃકરણ વિષે તો સાક્ષ્ય રૂપિણી પૂતળી છે. અને જ્ઞાની અંતઃકરણમા સાક્ષીરૂપિણી પૂતળી છે. (સાક્ષીનો વિષય જે પ્રપંચ છે તેને સાક્ષ્ય કહે છે) સાક્ષ્યરૂપિણી પૂતળી 'અનુજલી' નામ મલિના છે, અને સાક્ષીરૂપિણી પૂતળી 'ઉજલી' નામ શુદ્ધ છે. આગળ અર્થ સ્પષ્ટ છે. ચચલ ભ્રમને પોતાનું રૂપલક્ષી (જાણી) (અજ્ઞાની દુઃખકૂપમા પડે છે,) અને અચળ બ્રહ્મને નિજરૂપ લક્ષી (જ્ઞાની આનંદમા મગ્ન થાય છે.) એ ક્રમથી અન્વય છે. ભાગ-

ત્યાગલક્ષણાનું કવિતમાં વિશેષે કરીને જે ગ્રહણ કર્યું છે, તે વિષે હેતુ કહેવાને લક્ષણાનો ભેદ કહે છે.

### ૪૦૭. ત્રિવિધ લક્ષણાભેદ

दुहो

त्रिविधि लक्षना कहत हैं, कोविद बुद्धिनिधान।
जहती अरु अजहती पुनि, भागत्यागनिज जान ॥ १५ ॥

ત્રિવિધિલક્ષણા કેહ છે. કોવિદ બુદ્ધિનિધાન.
જહતી ને અજહતી વળી, ભાગત્યાગ નિજ જાણ ૧૫

आदि दोइ नहि संभवें, महावाक्यमें तात।
भागत्यागते रूप निज, ब्रह्मरूप दरशात ॥ १६ ॥

આદિ બેય નહિ સંભવે, મહાવાક્યમાં તાત!
ભાગત્યાગથી રૂપ નિજ બ્રહ્મરૂપ દેખાત ૧૬

અર્થ સ્પષ્ટ છે.

### ૪૦૮. શિષ્ય ઉવાચ

अर्धशंकर छंद

अब लक्षना प्रभु कहत काकूं, देह यह समुझाय।
पुनि भेद ताके तीनि तिनके, लक्षनहुं दरशाय ॥ १७ ॥

અબ લક્ષણા પ્રભુ કહે કોને એહ દો સમજાવી.
વળી ભેદ તેના ત્રણ તેના લક્ષણો દરશાવી ૧૭

સામાન્ય જ્ઞાનથી અનંતર વિશેષનું જ્ઞાન થાય છે. જેમ બ્રાહ્મણનું સામાન્ય જ્ઞાન થયાથી અનંતર સારસ્વત આદિ વિશેષનું જ્ઞાન થાય છે, તેમ લક્ષણાસામાન્યનુ જ્ઞાન થાય તો જહતી આદિક વિશેષરૂપોનુ જ્ઞાન થાય. લક્ષણાનું સામાન્ય રૂપ જાણ્યા વિના જહતી આદિક વિશેષ રૂપોનું જ્ઞાન થાય નહિ. એ અભિપ્રાયથી શિષ્ય કહે છે: હે પ્રભો! લક્ષણા કોને કહે છે, એ હું નથી જાણતો, એથી લક્ષણાનું સામાન્ય રૂપ દેખાડી, તેથી અનંતર જે જહતી આદિક લક્ષણાના ત્રણ ભેદ નામ વિશેષ(રૂપ) છે તેના જુદાં જુદાં લક્ષણ દેખાડો.

### ૪૦૯. ગુરુવાક્ય

शंकर छंद

श्रुति चित्त निज एकाग्र करि, अब शिष्य सुनि मम बानि।
ज्यूं लक्षना अरु भेद ताके, लेहु नीके जानी ॥

**सुनि वृत्ति हैं द्वै भांति पदकी, शक्ति तामें एक।**
**तहां लक्षना पुनि जानि दूजी, सुनहु सो सविवेक ॥ १८ ॥**

શ્રુતિ ચિત્ત નિજ એકાગ્ર કરી, શિષ્ય સુણ મમ વાણી,
જ્યમ લક્ષણાને ભેદ તેના, લેઉ સુરીતે જાણી;
શુણ, વૃત્તિ છે દ્વિવિધ પદની. શક્તિ તેમા એક,
ત્યા લક્ષણા વળી જાણ બીજી, સુણ તે સવિવેક. ૧૮

પદનો જે અર્થ સાથે સંબંધ તે વૃત્તિ[૧૯૫] કહેવાય છે. તે વૃત્તિ

---

૧૯૫. 'વૃત્તિ' શબ્દના અનેક અર્થ છે વર્તન, સ્થિતિ, વિવરણ, જીવિકા, નાટકરચનાના ભેદમાં રસાનુસાર-કૈશિકી, સાત્ત્વતી, ભારતી, આરભટી નામે વૃત્તિઓ હોય છે. વેદાંતશાસ્ત્રમાં અસ્તિવ્યવહારના હેતુ જાગ્રતસ્વપ્નમાં અન્ત -કરણના પરિણામ અને સુષુપ્તિમા અવિદ્યાના પરિણામને વૃત્તિ કહે છે. પદનો અને અર્થનો પરસ્પર સબંધ તેને વૃત્તિ કહે છે અંત્ય અર્થમા 'વૃત્તિ' શબ્દનો અત્ર નિયોગ છે. એ વિષય નિશ્ચલદાસજી પોતે 'વૃત્તિપ્રભાકર' ગ્રથમા લખે છે કે —

'વૃત્તિ બે પ્રકારની છે'—(૧) એક 'શક્તિ'રૂપા વૃત્તિ છે, (૨) બીજી 'લક્ષણા'રૂપા વૃત્તિ છે

(શક્તિરૂપવૃત્તિ) મીમાસકના મતમા 'શક્તિ' નામ કોઈ ભિન્ન પદાર્થ છે. વ્યાકરણના મતમા અને પાતંજલ મતમા વાચ્યવાચક ભાવનુ મૂળ જે પદ-અર્થનો તાદાત્મ્યસંબધ તે જ 'શક્તિ' છે. અને વિચારસાગરમા યોગ્યતારૂપ 'શક્તિ' વ્યાકરણના મતે લખી છે, તે ભૂષણકારનો મત છે. વ્યાકરણના મંજૂષા ગ્રથમા યોગભાષ્યની રીતિએ વાચ્યવાચકભાવનુ મૂળ તાદાત્મ્યસંબધ જ 'શક્તિ' કહી છે. અને અદ્વૈતસિદ્ધાતમા પોતાના સર્વ કાર્ય કરવાનું સામર્થ્ય જ 'શક્તિ' છે. જેમ તતુમા પટ કરવાના સામર્થ્યરૂપ 'શક્તિ' છે વહ્નિમાં દાહ કરવાનું જ સામર્થ્ય તે શક્તિ' છે. તેમ પદોમાં પોતાના અર્થના જ્ઞાનનું સામર્થ્ય જ 'શક્તિ' છે પરંતુ આટલો ભેદ છે: વહ્નિ આદિક પદાર્થોમા જે સામર્થ્યરૂપ શક્તિ તેના જ્ઞાનની અપેક્ષા નથી. શક્તિ જ્ઞાતા હોય અથવા અજ્ઞાના હોય. બને સ્થાનમા વહ્નિ આદિકે કરી દાહાદિક કાર્ય થાય છે. અને પદની શક્તિનું જ્ઞાન હોય ત્યારે તો અર્થની સ્મૃતિરૂપ કાર્ય થાય છે· (પદની) શક્તિનું જ્ઞાન હોય નહિ ત્યારે અર્થની સ્મૃતિરૂપ કાર્ય થાય નહિ એથી પદના સામર્થ્યરૂપ શક્તિ જ્ઞાતા હોય ત્યારે પદાર્થની સ્મૃતિરૂપ કાર્ય થાય છે .....જે પદનું જ્ઞાન જે અર્થની સ્મૃતિમાં સમર્થ હોય તે પદની તે અર્થમાં 'શક્તિ' કહેવાય છે.

'એ રીતિએ શક્તિ સહિત પદજ્ઞાનથી પદાર્થની સ્મૃતિ થાય છે. જેટલા પદાર્થોની સ્મૃતિ થાય એટલા પદાર્થોના જ્ઞાન અથવા સંબંધ સહિત સકળ પદાર્થોનું

બે પ્રકારની છે. તે બે પ્રકારમાં એક શક્તિવૃત્તિ છે અને અન્ય લક્ષણાવૃત્તિ છે. તેને 'સવિવેક' નામ વિવેક સહિત ('સુણ' નામ) એનો અર્થ લક્ષણ સહિત સાંભળ.

### ૪૧૦. શક્તિલક્ષણ (ન્યાયશાસ્ત્ર પ્રમાણે)

दुहो

जा पदतैं जा अर्थकी, व्है सुनते हिं प्रतीति ।
एसी इच्छा ईशकी, शक्ति न्यायकी रीति ॥ १९ ॥

---

જ્ઞાન 'વાક્યાર્થજ્ઞાન' કહેવાય છે. તેને જ 'શાબ્દીપ્રમા' કહે છે.

(લક્ષણારૂપવૃત્તિ)

'જે અર્થમાં જે પદની વૃત્તિ હોય તે અર્થની તે પદે કરી પ્રતીતિ થાય છે. 'શક્તિ' અને 'લક્ષણા' ભેદથી તે વૃત્તિ બે પ્રકારની છે. ઈશ્વરની ઇચ્છા અથવા વાચ્યવાચકભાવસંબંધ મૂળ તાદાત્મ્ય અથવા પદાર્થબોધહેતુસામર્થ્યને 'શક્તિ' કહે છે. જે અર્થમાં પદની શક્તિ હોય તે અર્થ પદનો શક્ય (અર્થ) કહેવાય છે. શક્યસંબંધને 'લક્ષણા' કહે છે, જેમ 'ગંગા' પદની શક્તિ પ્રવાહમાં છે એથી ગંગાપદનો શક્યઅર્થ પ્રવાહ છે. તે સાથે સંયોગસંબંધ તીરનો છે. એ રીતિએ પદનો અર્થ સાથે પરંપરા જે સંબંધ તે 'લક્ષણા' છે.' જેમ ગંગાપદનો નીર સાથે પરંપરાસંબધ છે તે જ, તીરમા ગંગાપદની લક્ષણા કહેવાય છે, કારણ કે સાક્ષાત્ સંબંધવાળા સાથે જે સબંધ તે 'પરંપરાસંબધ' કહેવાય છે. ગંગાપદનો શક્તિ રૂપ સબંધ પ્રવાહ સાથે છે તે સાથે સંયોગ તીરનો છે, એથી સ્વશક્યસંયોગરૂપ ગંગાપદનો તીર સાથે પરંપરાસબંધ છે. તે જ લક્ષણા કહેવાય છે. એથી આ સિદ્ધ થયુ જે અર્થ સાથે જે પદનો શક્તિરૂપ સાક્ષાત્સંબંધ હોય તે અર્થ તે પદનો 'શક્ય' (અર્થ) કહેવાય છે. જે અર્થ સાથે જે પદના શક્યનો સંબંધ હોય તે અર્થ તે પદનો 'લક્ષ્ય' (અર્થ) કહેવાય છે. જેમ ગગાપદનો શક્ય જે પ્રવાહ તેનો તીરરૂપ અર્થ સાથે સંયોગસંબંધ છે એથી ગંગાપદનો શક્ય (અર્થ) પ્રવાહ છે, અને લક્ષ્ય (અર્થ) તીર છે.

એ રીતિએ વૃત્તિ દ્વિવિધા છે. જે પદની વૃત્તિ જે પુરુષને અજ્ઞાત હોય તે પદની તે પુરુષને સાક્ષાત્કાર થયે પણ પદાર્થની સ્મૃતિ અને શાબ્દબોધ થાય નહિ એથી 'શક્તિલક્ષણા રૂપ વૃત્તિનું જ્ઞાન પદાર્થની સ્મૃતિ અને શાબ્દબોધનો હેતુ છે.'...

પદના શક્ય (અર્થ) સાથેના સંબંધને 'લક્ષણા' કહે છે. એથી પદના પરંપરાસંબંધરૂપ લક્ષણા છે. કેમ કે પદનો સાક્ષાત્ સબંધ શક્ય (અર્થ) સાથે થાય છે. તે શક્ય(અર્થ)નો સબંધ લક્ષ્ય (અર્થ) સાથે થાય છે. એથી શક્ય દ્વારા પદનો સંબંધ હોવાથી પરંપરાસંબંધરૂપ 'લક્ષણાવૃત્તિ' છે.

જે પદથી જે અર્થની, સુણતા થાય પ્રતીતિ.
એવી ઇચ્છા ઈશની શક્તિ ન્યાયની રીતિ. ૧૯

જે પદથી નામ ‘ઘટ’પદથી. જે અર્થની નામ ‘કલશ’-અર્થની, સાંભળતાં જ ‘પ્રતીતિ’ નામ જ્ઞાન સર્વ પુરુષને થાઓ, એવી જે ઈશ્વરની ઇચ્છા, તેને ન્યાયશાસ્ત્રમાં શક્તિ કહે છે.

## ૪૧૧. સ્વરીતિએ શક્તિલક્ષણ

अर्धशकर छंद

**सामर्थ्य पदकी शक्ति जानहु, वेदमत अनुसार ।**
**सो वह्निमैं जिम दाहकी है, शक्ति त्यूँ निरधार ॥ २० ॥**

સામર્થ્ય પદની શક્તિ જાણો, વેદમત અનુસાર,
તે વહ્નિમાં જ્યમ દાહની છે શક્તિ ત્યમ નિર્ધાર. ૨૦

‘ઘટ’પદના શ્રોતાને, કળશરૂપ અર્થનું જ્ઞાન કરવાનું જે ઘટપદ વિષે સામર્થ્ય, તે જ ઘટપદમા શક્તિ છે. તેમ ‘પટ’પદના શ્રોતાને, વસ્ત્રરૂપ અર્થનું જ્ઞાન કરવાનું જે પટપદ વિષે સામર્થ્ય તે જ પટપદમાં શક્તિવૃત્તિ છે. એમ સર્વ પદનું જાણી લેવું. દૃષ્ટાંત: જેમ વહ્નિમાં પોતા સાથે મળતા જ વસ્તુને દાહ કરવાની સામર્થ્યરૂપ શક્તિ છે, તેમ શ્રોતાના કર્ણને મળતાં જ વસ્તુનું જ્ઞાન કરવાનું જે પદ વિષે સામર્થ્ય, તે શક્તિ કહેવાય છે. [સામર્થ્ય નામ સમર્થપણાનું છે. જેને સમર્થાઈ કહે છે, અને બળ પણ કહે છે, અને જોર પણ કહે છે.] જેમ અગ્નિમા દાહની શક્તિ છે, તેમ જળ વિષે ભીનું કરવાનું, તૃષા દૂર કરવાનુ, પિંડ બાધવાનું જે સામર્થ્ય છે, તે શક્તિ છે. એ પ્રકારે સર્વ પદાર્થો વિષે પોતપોતાનું કાર્ય કરવાનું સામર્થ્ય છે, તે જ શક્તિ છે. એ વેદનો સિદ્ધાત છે. તેને ‘નિર્ધાર’ નિશ્ચય કર. અને ન્યાયની રીતિ ત્યાગવાને યોગ્ય છે.

## ૪૧૨. શિષ્ય ઉવાચ

शकर छंद

**ननु वह्निमैं नहि शक्ति भासै, वह्नि विन कछु और ।**
**है हेतुता जो दाहकी, सो वह्निमें तिहि ठौर ॥**
**इस पदनहूमैं वर्ण विन कछु, शक्ति भासत नाहि ।**
**या हेतुतैं जो ईशइच्छा, सक्ति मो मतिमांहि ॥ २१ ॥**

નનુ વહ્નિમાં નહિ શક્તિ ભાસે, વહ્નિ વિણ બીજી કોઈ.
છે હેતુતા જે દાહની તે વહ્નિમાંહી જ સોઈ.
ઇમ પદોમાં વર્ણો વિના કોઈ શક્તિ ભાસે નાહિ.
એ હેતુથી- જે ઇશઇચ્છા શક્તિ તે મતિમાંહિ. ૨૧

નનુ (એ શબ્દ સંદેહનો વાચક છે) વહ્નિ(અગ્નિ)માં તેના સ્વરૂપથી જુદી શક્તિ ભાસે નામ પ્રતીતા થાય નહિ. અને પૂર્વે કહ્યો દાહનો હેતુ જે વહ્નિમાં સામર્થ્ય, તે જ વહ્નિમાં શક્તિ છે, તે બને નહિ. કેમ કે દાહની હેતુતા નામ જનકતા-કારણપણું-કેવળ વહ્નિમાં જ છે. અપ્રસિદ્ધ સામર્થ્ય વહ્નિમાં માનીને તેના વિષે હેતુતા માનવાનું, અને પ્રસિદ્ધ વહ્નિમાં હેતુતા ત્યાગવાનુ કંઈ પ્રયોજન નથી. જેમ દૃષ્ટાંતમાં (વહ્નિમાં) શક્તિ નથી સભવતી, 'ઇમ' નામ એ રીતિએ, પદોને વિષે પણ વર્ણ(અક્ષર)નો સમુદાય જે પદોનું સ્વરૂપ તેથી જુદી શક્તિ ભાસે નહિ. અને તેનું પ્રયોજન પણ નથી. એ હેતુથી ઈશ્વરની ઇચ્છારૂપ જે ન્યાયની રીતિએ શક્તિ, તે જ મારી મતિમાં પણ ભાસે છે.

### ૪૧૩. ગુરુરુવાચ

शंकर छद

**प्रतिबंध होते वह्नि तैं नहि, दाह ऊपजै अंग ।**
**उत्तेजक रु जब, धरै तब फिरि, दहैं वह्नि स्वसंग ॥**
**ह्वै वह्निमें जो हेतुता, तौ दाह ह्वै सबकाल ।**
**जो नशै उपजै वह्नि होतें, हेतु शक्ति सुबाल ॥ २२ ॥**

પ્રતિબંધ હોતાં વહ્નિથી નહિ દાહ ઊપજે અંગ!
ધરતા જ ઉત્તેજક સમીપ ફરી દહે વહ્નિ સ્વસંગ;
વહ્નિમા હોય હેતુતા તો દાહ થાય સહુકાલ
વહ્નિસતે જે જાય ઊપજે, હેતુશક્તિ સ બાલ' ૨૨

હે અંગ! (નામ) પ્રિય! પ્રતિબંધ હોય તો અગ્નિથી દાહ થાય નહિ અને ઉત્તેજક સમીપ ધરે ત્યારે 'સ્વસંગ' નામ અગ્નિ સાથે મળેલો જે પદાર્થ, તેનો દાહ પ્રતિબધ છતાં પણ થાય છે. જો શક્તિ વિના કેવળ અગ્નિને દાહની હેતુતા હોય તો, સર્વકાળે નામ ઉત્તેજક સહિત પ્રતિબધકાળે, અને પ્રતિબંધરહિત કાળની પેઠે ઉત્તેજક-રહિત પ્રતિબધકાળમા પણ દાહ થવો જોઈએ કેમ કે દાહનો હેતુ

કેવળ અગ્નિ (તારા મત પ્રમાણે હોય તો તે તો) તે કાળમાં પણ છે. અને સ્વમતમાં તો એ દોષ નથી. કેમકે સ્વમતમાં અગ્નિની શક્તિ, અથવા શક્તિ સહિત અગ્નિ દાહનો હેતુ છે, કેવળ અગ્નિ નથી. જ્યાં પ્રતિબંધ છે ત્યા યદ્યપિ પ્રતિબંધે કરી અગ્નિનો તો નાશ વા તિરોધાન (ઢંકાવું) ન પણ થાય, તથાપિ અગ્નિની શક્તિનો નાશ વા તિરોધાન થાય છે. એથી દાહનો હેતુ શક્તિનો અથવા શક્તિ સહિત અગ્નિનો અભાવ હોવાથી દાહ થાય નહિ અને જે સ્થાનમાં પ્રતિબંધના સમીપ ઉત્તેજક આવ્યુ છે, ત્યાં પ્રતિબંધે તો અગ્નિની શક્તિનો નાશ વા તિરોધાન કરી દીધું, પરંતુ ઉત્તેજકે પુનઃ શક્તિની ઉત્પત્તિ વા પ્રાદુર્ભાવ કર્યો છે, એથી પ્રતિબંધ છતાં પણ ઉત્તેજકના માહાત્મ્યથી દાહનો હેતુ શક્તિ વા શક્તિ સહિત અગ્નિના હોવાથી દાહ થાય છે. (છંદના) ચતુર્થ પાદનો અક્ષરાર્થ આ છે. હે બાલ! [નામ અજ્ઞાત-તત્ત્વ] જે પ્રતિબંધથી 'જાય' નામ નાશને પ્રાપ્ત થાય, અને ઉત્તે-જકથી ઊપજે 'સ' નામ તે શક્તિ દાહનો હેતુ છે. [કાર્યનું જે વિરોધી તે પ્રતિબંધ કિંવા પ્રતિબંધક કહેવાય છે; અને પ્રતિબંધક છતાં કાર્યનુ સાધક (તે) ઉત્તેજક કહેવાય છે.]

અગ્નિના સ્થાન (સંબંધમાં) પ્રતિબંધક અને ઉત્તેજક મણિ, મંત્ર, અને ઔષધ છે. જે મણિ, વા મંત્ર, વા ઔષધના સન્નિધાને કરી દાહ થાય નહિ, તે પ્રતિબંધક; અને જે મણિ, મંત્ર, ઔષધના સન્નિધાને, પ્રતિબંધ છતાં પણ દાહ થાય તે ઉત્તેજક છે.

૪૧૪. अर्धशाकर छद

**शिष रीति यह सब वस्तुमैं तू, शक्ति लेहु पिछानी ।**
**विनशक्ति नहि कछु काज होवै, यहै निश्चै मानि ॥ २३ ॥**

શિષ્ય' એ રીતિ સહુ વસ્તુમા તું શક્તિ લે જ પિછાની,
શક્તિ વિના કંઈ કાર્ય થાય ન એ જ નિશ્ચય માની ૨૩

હે શિષ્ય! વહ્નિની પેઠે જળ આદિક સર્વ પદાર્થો વિષે તું શક્તિ ઓળખી લે. શક્તિ વિના કોઈ હેતુએ કોઈ કાર્ય થાય નહિ. સાર્ધ-શંકર (છંદે) શક્તિનુ પ્રયોજન કહ્યુ.

પૂર્વે શિષ્યે જે પ્રશ્ન કર્યો હતો: 'શક્તિ' વહ્નિથી ભિન્ન પ્રતીત થાય નહિ, તેનું સમાધાન કરવાને અર્ધશંકર (છંદથી) શક્તિનો અનુ-ભવ દેખાડે છે.

मूल अर्धशकर छंद ( વિના અંકનુ સંધાન )

**अब शक्ति यामें है नहि, वह शक्ति उपजी और ।**
**यह शक्ति को परसिद्ध अनुभव, लोपि है किस ठौर ॥ २४ ॥**

તે શક્તિ આમાં છે ન બીજી શક્તિ ઉપજી ખચિત;
એ શક્તિને અનુભવ પ્રસિદ્ધ જ લોપિયે કઈ રીત? ૨૪

અર્થ સ્પષ્ટ છે.

( જેમકે કેરીની ખટાશશક્તિ ગઈ, અને મિઠાશશક્તિ થઈ એવો કેરી વિષે સર્વને અનુભવ થાય છે. ) સિદ્ધાંતની રીતિએ શક્તિનુ સ્વરૂપ અને શક્તિમા પ્રમાણુનિરૂપણુ કર્યું.

### ૪૧૫. અન્ય મતની શક્તિ ખંડન કરે છે

अर्धशकर छद

**जो शक्ति इच्छा ईशकी, सो पदनके न नजीक ।**
**मत न्यायको अन्याय या विधि, शक्ति जानि अलीक ॥२५॥**

જે શક્તિ ઇચ્છા ઈશની તે પદોને ન નજીક;
મત ન્યાયને અન્યાય એ વિધિ શક્તિ જાણ્ય અલીક. ૨૫

જે ઈશ્વરની ઇચ્છારૂપ પદશક્તિ કહી તે બને નહિ. કેમ કે ઈશ્વરની ઇચ્છા ઈશ્વરનો ધર્મ છે, એથી ઈશ્વરમાં રહે. ઈશ્વરની જે ઇચ્છા તે પદની શક્તિ છે એ કહેવું બને નહિ; જો પદનો ધર્મ શક્તિ હોય તો પદની શક્તિ છે એ કહેવુ બને. એથી પદના સામર્થ્યરૂપ જ પદની શક્તિ છે. ઈશ્વરની ઇચ્છા પદની સમીપ પણ નથી, તે પદની શક્તિ છે એ કહેવું બને નહિ ( અલીક નામ જૂઠું ).

### ૪૧૬. વૈયાકરણરીતિએ શક્તિલક્ષણ

( હરિકારિકા અથવા વૈયાકરણભૂષણના મત પ્રમાણે )

अर्धशंकर छद

**योग्यता जो अर्थकी, पदमांहि शक्ति सु देखि ।**
**यूं कहत वैयाकरनभूषन, कारिका हरि लेखि ॥ २६ ॥**

યોગ્યતા જે અર્થની પદમા જ શક્તિ સુ છે જ,
વૈયાકરણભૂષણ લખી હરિકારિકા છે એ જ. ૨૬

પદના વિષે જે 'અર્થની યોગ્યતા' નામ અર્થના જ્ઞાનની હેતુતા–હેતુપણું–તે પદમાં શક્તિ છે. જેમ ઘટપદ વિષે કલશરૂપ અર્થના જ્ઞાનની હેતુતારૂપ યોગ્યતા છે, તે જ શક્તિ છે, એ રીતિએ વૈયા-

કરણભૂષણ ગ્રંથમાં હરિની કારિકા પ્રમાણ લખીને શક્તિ કહી છે. અથવા વૈયાકરણના જે ભૂષણ નામ ઉત્તમવૈયાકરણ, તે હરિની 'કારિકા' નામ શ્લોકને દેખીને કહે છે.

૪૧૭. अर्धशकर छद

(વૈયાકરણરીતિની શક્તિનુ ખડન)

सुनी शिष्य वयाकरनमतमें प्रबलदूषन एक।
सामर्थ्य पदमें है न वा यह, पूछि ताहि विवेक ॥
भापे जुहै तौ शक्ति मानहु, ताहि लोकप्रसिद्ध।
कहिं नाहिं जो असमर्थ पद सो, योग्य व्है यह सिद्ध ॥

સુણ શિષ્ય! વૈયાકરણમતમા પ્રબળ દૂષણ એક,
સામર્થ્ય પદમા છે, ન, વા, એ પૂછ તેથી વિવેક;
જો 'છે' કહે તો શક્તિ માનો, તે જ લોકપ્રસિદ્ધ,
કહે 'નહિ જ' તો અસમર્થ પદ, તે યોગ્ય છે, એ સિદ્ધ. ૭
અસમર્થ છે પદ, અર્થયોગ્ય (એ) કહેતાં જ સવિરોધ,
જો અન્ય દૂષણ દેખવાં તો ગ્રથ દર્પણ શોધ. ૨૮

પ્રથમ પાદ સ્પષ્ટ છે. હે શિષ્ય! 'અર્થજ્ઞાનની હેતુતારૂપ યોગ્યતાને' જે શક્તિ માને છે, તેને આ વિવેક પૂછ: 'તારા મતમાં પદ વિષે સામર્થ્ય છે અથવા નથી?' પ્રથમપક્ષ કહે તો (નામ 'હા છે,' એમ કહે તો) અમારા મતની શક્તિ, બળથી સિદ્ધ થાય છે એ તૃતીય પાદે કરી કહે છે. 'કહે જો છે તો' ઇતિ, એનો અન્વય જો તે કહે કે, 'છે,' તો લોકપ્રસિદ્ધ શક્તિ તેને માન. અર્થ:—જો વૈયાકરણ કહે પદમાં સામર્થ્ય છે, તો લોકમા પ્રસિદ્ધ જે સામર્થ્યરૂપ શક્તિ છે, તે જ પદમાં પણ માનવી પદમાં અર્થજ્ઞાનની જનકતારૂપ શક્તિ મા માન.

અભિપ્રાય આ છે: પદમાં સામર્થ્ય જે અગીકાર કરે, તેણે સામર્થ્યથી ભિન્નરૂપ શક્તિનુ માનવું યોગ્ય નથી; કિંતુ સામર્થ્યરૂપ જ શક્તિ છે, એ માનવું યોગ્ય છે. કેમ કે સામર્થ્ય, બળ, શક્તિ. જોર, એ ચારે નામ એક વસ્તુનાં લોકમાં પ્રસિદ્ધ છે. જોરહીનને લોક કહે છે કે આ સામર્થ્યહીન છે. બળહીન છે. શક્તિહીન છે. અને ભર્જિત (શેકેલા) અન્નને કહે છે કે, એને વિષે અંકુર ઉત્પત્તિનું સામર્થ્ય છે નહિ, બળ છે નહિ, શક્તિ છે નહિ, જોર છે નહિ. એ

રીતિએ સામર્થ્ય અને શક્તિની એકતા લોકમાં પ્રસિદ્ધ છે. અને વહ્નિમાં પણ સામર્થ્યરૂપ જ શક્તિ નિર્ણીત છે. એથી પદમાં સામર્થ્યરૂપ જ શક્તિ માનવી યોગ્ય છે. અને પદમાં સામર્થ્ય માનીને, તેથી ભિન્ન યોગ્યતાને શક્તિ કહેવાનું, લોકપ્રસિદ્ધિના વિરોધ વિના, અન્ય ફળ નથી. કેવળ લોકપ્રસિદ્ધિનું વિરોધ જ ફળ છે.

૪૧૮. અને જો આમ કહે: 'સામર્થ્યને' અમે યોગ્યતા કહીએ છીએ. તો અમારો જ મત સિદ્ધ થાય છે અને આમ કહે: 'અમે સામર્થ્ય અંગીકાર કરીએ તો, સામર્થ્યરૂપ શક્તિ પદમાં સંભવે, તે સામર્થ્યનો અંગીકાર જ નથી કરતા, એથી, 'અર્થજ્ઞાનની જનકતારૂપ યોગ્યતા જ પદમાં શક્તિ છે.' તેને આ પૂછવું જોઈએ: સામર્થ્યનો અભાવ કેવળ પદમાં જ અંગીકાર કરો છો, અથવા અગ્નિઆદિક સર્વ પદાર્થમા સામર્થ્યનો અભાવ અંગીકાર કરો છો? જો અંત્ય પક્ષ કહે તો, વહ્નિ આદિક પદાર્થોમાં સામર્થ્યરૂપ શક્તિના પ્રતિપાદનમાં ઉક્ત જે યુક્તિ તેઓથી ખંડિત છે. અને પ્રથમપક્ષ કહે તો, તે વિષે અંત્યપક્ષ ઉક્ત દોષ તો યદ્યપિ નથી. કેમ કે 'જો વહ્નિ આદિ સર્વ પદાર્થોમાં સામર્થ્ય-રૂપ શક્તિ ન માને તો પ્રતિબંધકથી, દાહનો અભાવ બને નહિ.' એ અંત્યપક્ષમા દોષ છે, તે દોષ પ્રથમપક્ષમાં નથી. કેમ કે વહ્નિ આદિક સર્વ પદાર્થોમા તો સામર્થ્યરૂપ શક્તિ છે, એથી પ્રતિબંધકથી દાહના અભાવનો અસંભવ નથી. પરંતુ પદને વિષે અર્થજ્ઞાનની જનકતારૂપ યોગ્યતાથી ભિન્ન સામર્થ્યરૂપ શક્તિ નથી; કિંતુ પદમાં અર્થની યોગ્યતા જ શક્તિ છે, એ પ્રથમપક્ષ છે તે વિષે પ્રતિબંધકથી દાહનો અસંભવ-રૂપ દોષ તો નથી. તથાપિ પદ વિષે પણ વહ્નિની પેઠે સામર્થ્યનો અંગીકાર અવશ્ય કરવો જોઈએ, એ શંકર(છંદ) ના બે પાદથી પ્રતિ-પાદન કરે છે. 'કહે નહિ જ' તો 'અસમર્થ પદ' ઇત્યાદિથી તે 'સવિરોધ' પર્યંત. અર્થ: 'નહિ જ' નામ પદમાં સામર્થ્યનો અંગીકાર નહિ તો, જે અસમર્થ પદ 'તે યોગ્ય છે' નામ અર્થજ્ઞાનનું જનક છે, 'એ સિદ્ધ' નામ મતનો નિશ્ચય છે, તે અસંગત છે. કેમ કે, પદ 'અસમર્થ' છે અને 'અર્થયોગ્ય નામ અર્થજ્ઞાનનું જનક છે,' એ વાક્ય, નપુંસકનું અમોઘ (સફળ) વીર્ય છે, એ વાક્યની પેઠે, કહેતાં જ 'સવિરોધ' છે, (વિરોધ સહિત છે.) (સામર્થ્ય સહિતનુ નામ સમર્થ છે, અને સામર્થ્યરહિતનુ નામ અસમર્થ છે.) અસમર્થે કરી કોઈ કાર્ય થતું નથી. એ લોકમા પ્રસિદ્ધ છે. એથી અસમર્થ

પદથી પણ અર્થના જ્ઞાનરૂપ કાર્ય બને નહિ. એથી પદમાં સામર્થ્ય માનવું યોગ્ય છે. જ્યારે પદમાં સામર્થ્ય અંગીકાર કર્યું, ત્યારે પદમાં શક્તિ પણ સામર્થ્યરૂપ જ માનવી યોગ્ય છે. એ રીતિએ અર્થજ્ઞાનની જનકતારૂપ યોગ્યતા પદમાં શક્તિ નથી, કિંતુ સામર્થ્યરૂપ જ શક્તિ છે. જો વૈયાકરણમતમાં અન્ય દૂષણ દેખવાં હોય તો શક્તિના નિરૂપણ-માં દર્પણ (નામના) ગ્રંથને 'શોધ' નામ જો. દૂષણ કિલષ્ટ છે, એથી દર્પણઉક્ત દૂષણ (અત્ર) લખ્યાં નથી.

## ૪૧૯. ભટ્ટ( મીમાંસા ) રીતિએ શક્તિલક્ષણ

(પદનું અર્થ સાથે ભેદ–અભેદ–રૂપ તાદાત્મ્ય)

अर्धशंकर छद

**असमर्थ है पद अर्थ योग्य रु, कहत ही सविरोध।**
**जो और दूषन देखनो, तौ ग्रंथदर्पण शोध ॥ २९ ॥**

સંબંધ પદનો અર્થ સહ તાદાત્મ્ય શક્તિ સુ વેદ,
એ ભટ્ટના અનુસારી કહે છે તેજ ભેદાભેદ. ૨૯

પદનો અર્થ સાથે જે તાદાત્મ્યસંબંધ તેને ભટ્ટના અનુસારી શક્તિ કહે છે. તે 'વેદ' નામ તું જાણ. 'તેજ' નામ તે તાદાત્મ્યને ભેદાભેદરૂપ કહે છે. તેઓનો અભિપ્રાય આ છે: અગ્નિપદનો અંગાર (રૂપ) અર્થ સાથે અત્યંત ભેદ નથી. જો અત્યંત ભેદ હોય તો જેમ અગ્નિપદથી અત્યંત ભિન્ન જળ આદિક છે, તેઓની અગ્નિપદે કરી પ્રતીતિ થાય નહિ, તેમ અગ્નિપદે અંગારરૂપ અર્થની પ્રતીતિ નહિ થાય. પદથી અત્યંત ભિન્ન અર્થની પ્રતીતિ થાય નહિ. જેમ પદનો પોતાના અર્થ સાથે અત્યંત ભેદ નથી, તેમ અત્યંત અભેદ પણ નથી. જો વાચ્યવાચકનો અત્યંત અભેદ હોય તો, જેમ અગ્નિપદના 'વાચ્ય' અંગારે કરી મુખનો દાહ થાય છે, તેમ અંગારના 'વાચક' અગ્નિ-પદનું ઉચ્ચારણ કર્યાથી પણ મુખનો દાહ થવો જોઈએ. અને (અગ્નિ)-પદના ઉચ્ચારણે કરી દાહ થાય નહિ, એથી અત્યંત અભેદ પણ નથી. કિંતુ અગ્નિપદનો અંગારરૂપ અર્થ સાથે, ભેદ સહિત અભેદ છે. ભેદ છે એથી દાહ થાય નહિ, અને અભેદ છે એથી અગ્નિપદે જળ આદિ-કોની પેઠે અંગારની પ્રતીતિનો અસંભવ પણ નથી. જેમ અગ્નિપદનો અંગારરૂપ અર્થ સાથે ભેદ સહિત અભેદ છે, તેમ, ઉદક, વન, જળ, દક, જીવન, પદોનો પાણીરૂપ અર્થ સાથે, ભેદ સહિત અભેદ છે. જો

અત્યંત ભેદ હોય તો, જેમ ઉદક આદિક પદોથી અત્યંત ભિન્ન અગ્નિ આદિક છે તેઓની, ઉદક આદિક પદોથી પ્રતીતિ થાય નહિ; તેમ પાણીરૂપ અર્થની પણ ઉદક આદિક પદોથી પ્રતીતિ નહિ થાય. (પણ પ્રતીતિ થાય છે) એથી અત્યંત ભેદ નથી. અને અત્યંત અભેદ પણ નથી. જો અત્યંત અભેદ હોય તો, જેમ પાણીથી મુખમાં શીતળતા થાય છે, તેમ ઉદક આદિક પદોના ઉચ્ચારણથી મુખમાં શીતળતા થવી જોઈએ, અને પદોથી શીતળતા થાય નહિ, એથી અત્યંત અભેદ નથી કિંતુ ભેદ સહિત અભેદ હોવાથી બન્ને દોષ નથી. એ રીતિએ સર્વત્ર જ પોતપોતાના વાચ્ય સાથે, વાચકપદોનો ભેદ સહિત અભેદ છે. તે ભેદ સહિત અભેદને જ, ભટ્ટના અનુસારી તાદાત્મ્યસંબંધ કહે છે, અને ભેદાભેદ કહે છે. તે ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ જ સર્વપદોમા પોતપોતાના અર્થની 'શક્તિ' છે. તાદાત્મ્યસંબંધથી જુદી સામર્થ્યરૂપ શક્તિ નથી. ભેદાભેદમાં યુક્તિ કહી, હવે પ્રમાણ કહે છે.

૪૨૦. अर्धशंकर छंद

**संबंध पदको अर्थसे, तादात्म्यशक्ति सु वेद ।**
**इस भट्टके अनुसारि भाषत, ताहि भेदाभेद ॥ ३० ॥**

આ ૐઅક્ષર બ્રહ્મ છે એ કહત વેદ અભેદ;
વળી વાણીમાં પદ, અર્થ બહિર્ જ દેખિયે એ ભેદ. ૩૦

માંડૂક્ય (ઉપનિષદ) આદિક વેદવાક્યોમાં 'ૐઅક્ષર બ્રહ્મ છે' એમ કહ્યું છે. ત્યાં વ્યાકરણની રીતિએ, પ્રકાશરૂપ સર્વની રક્ષાકર્તા, (એવો) ૐઅક્ષરનો અર્થ છે. એવું બ્રહ્મ છે. એથી ૐઅક્ષર બ્રહ્મનો વાચક છે, અને બ્રહ્મ વાચ્ય છે. જો વાચ્યવાચકનો પોતામાં અત્યંત ભેદ હો, વાચક ૐઅક્ષરનો અને વાચ્ય બ્રહ્મનો, માંડૂક્ય આદિકોમાં, અભેદ ન કહેત. અને 'ૐઅક્ષર બ્રહ્મ છે' એ રીતિએ અભેદ કહ્યો છે, એથી વાચ્યવાચકના અભેદમાં વેદવચન પ્રમાણ છે. અને સર્વ લોકની પ્રતીતિએ વાચ્યવાચકનો ભેદ સિદ્ધ છે. કેમ કે અગ્નિ આદિક પદ વાણીમાં છે, અને અંગાર આદિ તેઓનો અર્થ વાણીથી બહિર્ ચૂલા આદિકોમા છે; તેમ ૐઅક્ષરરૂપ પદ વાણીમાં છે, અને તેનો અર્થ બ્રહ્મ વાણીમા નથી; કિંતુ વાણીથી બહિર્ નામ પોતાના મહિમામાં છે. યદ્યપિ બ્રહ્મ વ્યાપક છે એથી વાણીમા બ્રહ્મનો અભાવ નથી, તથાપિ (વ્યાપક) બ્રહ્મમા વાણી છે, અને વાણીમાં બ્રહ્મ નથી. એ રીતિએ સર્વ લોકોને 'પદ' વાણીમાં અને 'અર્થ' વાણીથી બહિર્

પ્રતીત થાય છે. એથી પદનો અને અર્થનો ભેદ લોકમાં પ્રસિદ્ધ છે. એ રીતિએ વાચ્યવાચકના ભેદમાં સર્વ લોકનો અનુભવ પ્રમાણ છે; અને તેઓના અભેદમા વેદવચન પ્રમાણ છે. એથી પદનો અર્થ સાથે ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ અપ્રમાણ નથી, કિંતુ પ્રમાણસિદ્ધ છે.

૪૨૧. પ્રસંગથી અન્ય સ્થાનમાં પણ ભેદાભેદરૂપ તાદાત્મ્ય સંબંધ દેખાડે છે.

अर्धशंकर छंद

**यह ॐ अक्षर ब्रह्म है, यों कहत वेद अभेद।**
**पुनि बानिमें पद अद अथ बाहिरि, देखियत यह भेद ॥ ३१ ॥**

જે ગુણ ગુણી, ને જાતિ વ્યક્તિ, ક્રિયા ને તદ્વાન,
સંબંધ લખી તાદાત્મ્ય એનો કાર્યકારણ સાન. ૩૧

રૂપ, રસ, ગંધ આદિક ગુણ છે, તેઓનો આશ્રય ગુણી કહેવાય છે, જેમ રૂપ આદિકોનો આશ્રય ભૂમિ ગુણી છે. અનેકોમાં રહે જે એક ધર્મ તે જાતિ કહેવાય છે. જેમ સર્વ બ્રાહ્મણશરીરોમાં એક બ્રાહ્મણત્વ છે; અને સર્વ શૂદ્રમાં શૂદ્રત્વ છે; અને સર્વ જીવોમા જીવત્વ છે; પુરુષોમાં પુરુષત્વ છે; સર્વ ઘટોમા ઘટત્વ છે. જેને લોકમાં બ્રાહ્મણ-પણું, શૂદ્રપણું, જીવપણું, પુરુષપણું, ઘટપણું કહે છે. તે જ બ્રાહ્મણ આદિ શરીરોમાં બ્રાહ્મણત્વ આદિક જાતિ છે. જાતિનો આશ્રય જે બ્રાહ્મણ આદિક તે વ્યક્તિ કહેવાય છે. ગમન—આગમન આદિક ક્રિયા કહેવાય છે; અને 'તદ્વાન' નામ તે (ક્રિયા) વાળા (અર્થ આ: ક્રિયાના આશ્રય) એટલા પદાર્થોનો તાદાત્મ્યસબંધ છે. એ 'લખી' નામ જાણ, અને કારણકાર્યને 'સાન' નામ ગુણગુણી આદિક વિષે મેળવ. અભિ-પ્રાય આ છે: કારણકાર્યનો પણ ગુણગુણીની પેઠે તાદાત્મ્યસંબંધ છે. ગુણનો અને ગુણીનો પોતપોતામાં તાદાત્મ્યસંબંધ છે. જાતિનો અને વ્યક્તિનો પોતપોતામા તાદાત્મ્યસંબંધ છે. તેમ ક્રિયા અને ક્રિયાવાનનો (પોતપોતામાં) તાદાત્મ્યસંબંધ છે. કારણનો અને કાર્યનો પણ (પરસ્પર-માં) તાદાત્મ્યસંબંધ છે. (તાદાત્મ્ય નામ ભેદ સહિત અભેદનુ છે.)

યદ્યપિ નિમિત્તકારણનું અને કાર્યનું તો ભેદાભેદરૂપ તાદાત્મ્ય નથી. કિંતુ અત્યંત ભેદ છે; તથાપિ ઉપાદાનકારણનો અને કાર્યનો ભેદાભેદરૂપ તાદાત્મ્ય જ સંબંધ છે. જેમ ઘટનાં નિમિત્ત કારણ કુલાલ-દંડ આદિક છે, તેઓનો ઘટરૂપ કાર્યથી અત્યત ભેદ છે ખરો, પરંતુ ઉપાદાનકારણ મૃત્તિકાપિંડ અને ઘટકાર્યનો ભેદ સહિત અભેદ છે. જો

મૃત્તિકાપિંડથી ઘટ અત્યંત ભિન્ન હોય, તો જેમ મૃત્તિકાપિંડથી અત્યંત ભિન્ન તેલની ઉત્પત્તિ થાય નહિ, તેમ ઘટની પણ ઉત્પત્તિ નહિ થાય. અને ઉપાદાનકારણનો કાર્ય સાથે અત્યંત અભેદ હોય તોપણ મૃતપિંડથી ઘટની ઉત્પત્તિ થાય નહિ. કેમ કે પોતાના સ્વરૂપથી પોતાની ઉત્પત્તિ થાય નહિ. એથી ઉપાદાનકારણનો કાર્ય સાથે ભેદ સહિત અભેદ છે; એથી અત્યંત ભેદપક્ષનો દોષ નથી; અને ભેદ છે એથી અભેદપક્ષનો (પણ) દોષ નથી. એ રીતિએ ઉપાદાનકારણનો કાર્ય સાથે ભેદાભેદ યુક્તિસિદ્ધ છે. અને પ્રતીતિથી પણ ઉપાદાન સાથે કાર્યનો ભેદાભેદ જ સિદ્ધ છે. આ મૃત્પિંડ છે, આ ઘટ છે, એ રીતિની ભિન્નપ્રતીતિએ ભેદ સિદ્ધ થાય છે. અને વિચારથી દેખીએ તો ઘટની બહિર્ અંતર્ મૃત્તિકાથી ભિન્ન કોઈ વસ્તુ પ્રતીત થાય નહિ, કિંતુ મૃત્તિકા જ પ્રતીત થાય છે, એથી અભેદ સિદ્ધ થાય છે. એ રીતિએ ઉપાદાનકારણનો કાર્ય સાથે ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ છે, તેમ ગુણ અને ગુણીનો પણ ભેદાભેદ છે. જો ઘટના રૂપનો ઘટથી અત્યંત ભેદ હોય તો, જેમ ઘટથી પટનો અત્યંત ભેદ છે, તે પટ ઘટને આશ્રિત નથી કિંતુ સ્વતંત્ર છે, તેમ ઘટનું રૂપ પણ ઘટને આશ્રિત નહિ થાય. અને ગુણગુણીનો અત્યંત અભેદ હોય તોપણ ઘટનું રૂપ ઘટને આશ્રિત બને નહિ. કેમ કે પોતાનો આશ્રય પોતે થાય નહિ, એથી ગુણગુણીનો ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ છે. એ યુક્તિ જાતિ અને વ્યક્તિના તથા ક્રિયા અને ક્રિયાવાનના ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધમાં જાણવી. અને જે મત ખંડન કરવાનું છે. તે વિષે બહુ યુક્તિ કહેવાનું પ્રયોજન નથી. એથી અન્ય યુક્તિ લખી નથી.

## ૪૨૨. ભટ્ટમતખંડન

દુહો

**जो गुनगुनी औरजातिव्यक्ति, क्रिया अरु तद्वान ।**
**संबंध लखि तादात्म्य इनको, कार्य कारन सान ॥ ३२ ॥**

એક વસ્તુનો એકમા ભેદઅભેદ વિરુદ્ધ,
યુક્તિયુક્ત એથી કહે. એ મત સકલ અશુદ્ધ ૩૨

અક્ષરઅર્થ સ્પષ્ટ છે. અભિપ્રાય આ છે: યદ્યપિ એક ઘટમાં પોતાનો અભેદ છે અને પરનો ભેદ છે, તથાપિ જેનો અભેદ છે તેનો ભેદ નથી; અને જેનો ભેદ છે તેનો અભેદ નથી. એ અભિપ્રાયથી એક વસ્તુનો ભેદઅભેદ વિરુદ્ધ કહ્યો છે. તથા 'એક વસ્તુનો' નામ ઘટનો જ

પોતાનામાં અભેદ અને પરમાં ભેદ છે. પરંતુ જેમાં અભેદ છે તેમાં ભેદ નથી, અને જેમાં ભેદ છે તેમાં અભેદ નથી. એ અભિપ્રાયથી એક વસ્તુનો ભેદઅભેદ એકમાં વિરુદ્ધ કહ્યો છે. ભેદઅભેદ પોતામાં વિરોધી છે. એક વસ્તુમાં જેનો ભેદ હોય તેનો અભેદ, અને જેનો અભેદ હોય તેનો ભેદ વિરુદ્ધ છે. એથી વાચ્યવાચક, ગુણગુણી, જાતિ-વ્યક્તિ, ક્રિયાક્રિયાવાન, ઉપાદાનકારણ–કાર્ય (એઓ)નો જે ભેદાભેદરૂપ તાદાત્મ્ય અંગીકાર કર્યો તે અશુદ્ધ છે,

૪૨૩. પૂર્વ વાચ્યવાચકના ભેદાભેદમાં જે પ્રમાણ કહ્યું: ‘વાણીમા વાચક અને બહિર્ વાચ્ય એથી ભેદ અને શ્રુતિમાં ‘ૐ અક્ષર બ્રહ્મ કહ્યો છે એથી અભેદ.’ તેનું સમાધાન,

(ૐકાર અને બ્રહ્મના અભેદ વિષે સમજણ)

दुहो

एक बस्तुको एकमें, भेदअभेद विरुद्ध ।
युक्तियुक्त याते कहत, यह मत सकल अशुद्ध ॥ २३ ॥

‘પ્રણવ’વર્ણ ને બ્રહ્મનો, વેદે કહ્યો અભેદ;
તેમાં અન્ય રહસ્ય કહ્યું. લહ્યો ભટ્ટે ભેદ ૨૩

‘પ્રણુવવર્ણ’ નામ ૐ અક્ષર અને બ્રહ્મનો જે વેદના અભેદ કહ્યો છે, તે વેદવચનનું વાચ્યવાચકના અભેદમા તાત્પર્ય નથી કિંતુ તેમાં અન્ય જ ‘રહસ્ય’ નામ ગોપ્ય અભિપ્રાય છે. તે ‘ભેદ’ નામ અભિપ્રાય ભટ્ટે જાણ્યો નથી. જ્યાં ૐ અક્ષર બ્રહ્મ કહ્યો છે તે વાક્યનું ૐ અક્ષર અને બ્રહ્મના અભેદમાં તાત્પર્ય નથી. કિંતુ ‘ૐ અક્ષરને બ્રહ્મરૂપે કરીને ઉપાસના ‘કરે,’ એ અર્થમા તાત્પર્ય છે. જેની ઉપાસના વિધાન કરી છે, તે ઉપાસ્યના સ્વરૂપનો આ નિયમ નથી: જેવી ઉપાસના વિધાન કરી હોય તેવું જ ઉપાસ્યનું સ્વરૂપ હોય. કિંતુ જેવું વસ્તુનું સ્વરૂપ છે તેને ત્યાગીને, અન્ય સ્વરૂપની પણ તેને વિષે ઉપાસના કરાય છે. જેમ શાલિગ્રામ અને નર્મદેશ્વરની વિષ્ણુરૂપે અને શિવરૂપે કરીને ઉપાસના કહી છે: ત્યાં શંખ, ચક્ર આદિક સહિત ચતુર્ભુજ મૂર્તિ શાલિગ્રામની છે નહી. અને ગંગામૂર્ધિન [illegible]-ચર્મ-કપાલિકા સહિત ભદ્રામુદ્રાએ શરણાગતને ત્રિગુણરહિત [illegible] ઉપદેશ દેવાવાળી મૂર્તિ નર્મદેશ્વરની છે નહિ: કિંતુ [illegible] છે. અને શાસ્ત્રની આજ્ઞાથી તે શિલારૂપની દૃષ્ટિ [illegible] ક્રમથી વિષ્ણુરૂપ અને શિવરૂપની ઉપાસના કરાય છે [illegible]

સ્વરૂપને આધીન ઉપાસના થતી નથી, કિંતુ વિધિને આધીન છે. શાસ્ત્રનુ વચન જેમ વિધાન કરે તેવી ઉપાસના કરે. જેમ છાંદોગ્ય ઉપનિષદમા પંચાગ્નિવિદ્યાપ્રકરણમાં, સ્વર્ગલોક, મેઘ, ભૂમિ, પુરુષ, સ્ત્રી, એ પચ પદાર્થોની અગ્નિરૂપ કરીને ઉપાસના કહી છે. અને શ્રદ્ધા, સોમ, વર્ષા, અન્ન, વીર્ય, એ પંચ પદાર્થોની પંચ અગ્નિની આહુતિરૂપ ઉપાસના કહી છે, ત્યા સ્વર્ગ આદિક અગ્નિ છે નહિ, અને શ્રદ્ધાસોમ આદિ આહુતિ છે નહિ. તથાપિ વેદની આજ્ઞાથી સ્વર્ગલોકાદિકોની અગ્નિરૂપથી અને શ્રદ્ધા આદિકોની આહુતિરૂપથી ઉપાસના કરાય છે. એ રીતિએ ૐ અક્ષરની બ્રહ્મરૂપે કરીને ઉપાસના કહી છે ત્યાં ૐ અક્ષર બ્રહ્મરૂપ છે નહિ, તોપણ બ્રહ્મરૂપે કરીને ઉપાસના બને છે.

ઉપાસનાવાક્યમાં વસ્તુના અભેદની અપેક્ષા નથી; કિંતુ ભિન્ન વસ્તુની પણ અભિન્નરૂપથી ઉપાસના થાય છે; અને વિચારથી જોઈએ તો બ્રહ્મનો વાચક જે ૐ અક્ષર છે, તેનો તો પોતાના વાચ્ય બ્રહ્મ સાથે અભેદ બને પણ છે.–ઘટ આદિ અન્ય પદોનો પોતપોતાના જડરૂપ અર્થ સાથે અભેદ બને નહિ.–કેમ કે, 'સર્વ નામરૂપ બ્રહ્મમાં કલ્પિત છે. બ્રહ્મ અધિષ્ઠાન છે, ૐઅક્ષર પણ બ્રહ્મનુ નામ છે, એથી બ્રહ્મમા કલ્પિત છે. કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન હોય નહિ; કિંતુ અધિષ્ઠાનરૂપ જ હોય છે, એથી ૐઅક્ષર બ્રહ્મરૂપ છે. અને ઘટ આદિક પદોનો જે જડરૂપ પોતાનો અર્થ, તે અધિષ્ઠાન નથી, કિંતુ વાચ્ય સહિત ઘટઆદિકપદ બ્રહ્મમાં કલ્પિત છે, અને બ્રહ્મ તેઓનું અધિષ્ઠાન છે. એથી બ્રહ્મ સાથે તો સર્વનો અભેદ બને પણ છે. પરંતુ ઘટ આદિક પદોનો પોતાના જડરૂપ વાચ્ય અર્થ સાથે અભેદ કોઈ રીતિએ બને નહિ. એથી ભટ્ટ-મતમા વાચ્યવાચકનો અભેદ અસંગત છે.

૪૨૪. અને વાચ્યવાચકનો કેવળ ભેદ જે અંગીકાર કરે છે તેઓના મતમાં ભટ્ટે આ દોષ કહ્યો છે: 'જો ઘટપદનું વાચ્ય ઘટપદથી અત્યંત ભિન્ન હોય, તો જેમ ઘટપદે કરી અત્યંત ભિન્ન વસ્ત્રરૂપ અર્થની પ્રતીતિ થાય નહિ, તેમ ઘટપદે કરી અત્યંત ભિન્ન કળશરૂપ અર્થની પ્રતીતિ પણ થશે નહિ. અને ઘટપદથી વાચ્યને ભિન્ન માનીને, તેની ઘટપદથી પ્રતીતિ માનશો, તો જેમ ઘટપદથી અત્યંત ભિન્ન કલશરૂપ અર્થની પ્રતીતિ થાય છે તેમ અત્યંત ભિન્ન વસ્ત્રની પણ ઘટપદે કરી પ્રતીતિ થવી જોઈએ;' એ દોષ પણ જે સામર્થ્ય અથવા ઇચ્છા-શક્તિ નહિ માને, તેઓના મતમા છે. જે શક્તિ અંગીકાર કરે તેઓના

મતમાં દોષ નથી. કેમ કે ઘટપદનો વાચ્ય જે કળશ અને તેનાં અવાચ્ય વસ્ત્રાદિ તે બન્ને ઘટપદથી ભિન્ન છે; પરંતુ ઘટપદમાં કળશરૂપ અર્થનું જ્ઞાન કરવાની શક્તિ છે, અને અન્ય અર્થનું જ્ઞાન કરવાની શક્તિ નથી. એથી ઘટપદે કરી કળશરૂપ અર્થથી ભિન્ન અર્થની પ્રતીતિ થાય નહિ. એ રીતિએ જે પદમાં જે અર્થની શક્તિ છે, તે જ અર્થની તે પદે કરી પ્રતીતિ થાય છે, અન્ય અર્થની નહિ. એથી વાચ્યવાચકના અત્યંત ભેદમાં દોષ નથી. તેઓનો ભેદ સહિત અભેદરૂપ તાદાત્મ્ય-સંબંધ બને નહિ.

૪૨૫. ભેદ અને અભેદ પોતપોતામાં વિરોધી છે. તેમ ઉપાદાન-કારણનો કાર્ય સાથે ભેદ સહિત અભેદ નથી, કેવળ[૧૯૬] ભેદ છે. અને કેવળ ભેદમાં જે દોષ કહ્યા છે, તે નૈયાયિક અને શક્તિવાદીના મતમાં નથી. કેમ કે કારણકાર્યના અત્યંત ભેદમાં આ દોષ છે: 'જો મૃત્પિંડથી અત્યંત ભિન્ન ઘટની ઉત્પત્તિ થાય, તો અત્યંત ભિન્ન તૈલની પણ મૃત્પિંડથી ઉત્પત્તિ થવી જોઈએ; અને અત્યંત ભિન્ન તૈલની ઉત્પત્તિ નહિ થાય તો અત્યંત ભિન્ન ઘટની પણ ઉત્પત્તિ ન થવી જોઈએ.'

૪૨૬. એ દોષ નૈયાયિકમતમાં નથી (આવતો); કેમ કે સર્વ વસ્તુની ઉત્પત્તિમાં નૈયાયિક પ્રાગભાવને[૧૯૭] કારણ માને છે. જેમ ઘટની ઉત્પત્તિમાં દંડ, ચક્ર, કુલાલ કારણ છે, તેમ ઘટનો પ્રાગભાવ પણ ઘટનું કારણ છે. તેમ સર્વનો પ્રાગભાગ સર્વની ઉત્પત્તિમાં કારણ

---

૧૯૬. શક્તિવાદી જે સિદ્ધાંતી તેના મતમાં ઉપાદાન કારણનો કાર્યથી કેવળ ભેદ નથી, કિંતુ અનિર્વચનીય તાદાત્મ્ય છે. તથાપિ અહીંયાં કાર્યકારણનો જે કેવળ ભેદ કહ્યો છે તે 'પ્રૌઢિવાદ' છે.

પ્રૌઢિવાદ: 'પ્રૌઢિ' નામ પોતાની ઉત્કૃષ્ટતાને લીધે 'વાદ' નામ કથન તેનું લક્ષણ આ છે. પ્રતિવાદીની ઉક્તિ માનીને પણ સ્વમતમાં દોષનો પરિહાર કરે. અહીંયાં કાર્યકારણના ભેદપક્ષમાં જે દોષ કહ્યો હતો તે [illegible] માનીને પણ સ્વમતમાં દોષનો પરિહાર કર્યો છે. એથી તે 'પ્રૌઢિવાદ' છે.

[illegible]

૧૯૭. પૂર્વ અભાવ—કાર્યની ઉત્પત્તિથી પૂર્વ [illegible] સંસર્ગનો અભાવ. શાસ્ત્રીય—શબ્દમાં [illegible] કહે છે. તે 'પ્રાગ્ અભાવ' અનાદિ [illegible] [illegible]ના મતમાં ચાર અભાવ [illegible] [illegible]. તેમાં અનાદિ [illegible]

છે. તે ઘટનો પ્રાગભાવ ઘટનું ઉપાદાન કારણ મૃત્પિંડ રહે છે, તેમાં અન્યમાં નહિ. તૈલનો પ્રાગભાવ તિલમાં રહે છે, અન્યમાં નહિ. એમ સર્વ કાર્યોનો પ્રાગભાવ પોતપોતાના ઉપાદાન કારણમાં રહે છે. જે પદાર્થોમાં જેનો પ્રાગભાવ હોય, તે પદાર્થથી તેની ઉત્પત્તિ થાય છે, અન્યની નહિ. જેમ મૃત્પિંડમાં ઘટનો પ્રાગભાવ છે. એથી મૃત્પિંડથી ઘટની જ ઉત્પત્તિ થાય છે, તૈલની નહિ; અને તૈલનો પ્રાગભાગ તિલમાં રહે છે, તેથી તિલોથી તૈલની જ ઉત્પત્તિ થાય છે, ઘટની નહિ. એમ સર્વ કાર્યમા પ્રાગભાવ કારણ છે. એથી કાર્યકારણનો અત્યંત ભેદ માનવાથી નૈયાયિકમતમાં દોષ નથી.

૪૨૭. અને સામર્થ્યરૂપશક્તિવાદીના મતમાં દોષ નથી; કેમ કે મૃત્પિંડમા ઘટની સામર્થ્યરૂપ શક્તિ છે, તૈલની નહિ અને તિલમા તૈલની સામર્થ્ય( રૂપ શક્તિ ) છે, ઘટની નહિ. એથી મૃત્પિંડથી ઘટની જ ઉત્પત્તિ થાય છે. અને તૈલની નહિ. તેમ તિલોથી તૈલની જ ઉત્પત્તિ થાય છે, ઘટની નહિ. એ રીતિએ ઉપાદાનકારણનો અને કાર્યનો અત્યંત ભેદ માનવામા દોષ નથી. ભેદાભેદ અસંગત છે, અને ભેદમા તથા અભેદમા જે દોષ ભટ્ટે કહ્યા છે, તે બંને પક્ષના દોષ ભટ્ટના મતમાં અવશ્ય રહે છે. કેમ કે ભટ્ટે ભેદ સહિત અભેદ અંગીકાર કર્યો છે. એથી આ અર્થ સિદ્ધ થયો: કારણકાર્યનો ભેદ પણ છે, અને અભેદ પણ છે. ભેદ છે એથી ભેદપક્ષઉક્ત દોષ થશે. અને અભેદ છે એથી અભેદપક્ષઉક્ત દોષ થશે. જેમ ચોરીનો દોષ અને દ્યૂતનો દોષ જે એક એક કરવાવાળાને કહ્યો છે, તે બને વ્યસન જેને હોય તેને ચોરીદ્યૂત બંનેના દોષ થાય છે. તેમ ગુણગુણી આદિકોના ભેદાભેદ માનવાથી પણ, ભેદપક્ષ અને અભેદપક્ષના બંને દોષ થશે અને શક્તિવાદીના મતમાં કેવળ ભેદ અંગીકાર કર્યાથી દોષ નહિ થાય; કેમ કે ગુણીમા ગુણને ધારવાની ( ધારણ કરવાની ) શક્તિ છે, અન્યની નથી. એથી ભેદપક્ષમાં જે દોષ કહ્યો હતો કે,–' ઘટના રૂપાદિક જેમ ઘટથી ભિન્ન છે, તેમ પટ આદિક પણ ઘટથી ભિન્ન છે, રૂપાદિકોની પેઠે પટ આદિક પણ ઘટમાં રહેવાં જોઈએ, અથવા પટાદિકોની પેઠે રૂપાદિક પણ ન રહેવા જોઈએ.' તે દોષ શક્તિ અગીકાર નહિ કરે તેના મતમા છે શક્તિવાદીના મતમાં કેવળ ભેદ માનવાથી પણ દોષ નથી. ઊલટું ભટ્ટમતમા ભેદઅભેદ બંને માનવાથી બંને પક્ષના દોષ, ઉક્ત દૃષ્ટાંતે કરી છે. અને ભેદ–અભેદવિરોધીધર્મનો અસંભવ દોષ છે. તેમ

જાતિવ્યક્તિનો અને ક્રિયાક્રિયાવાનનો પણ કેવળ ભેદ છે. તથાપિ વ્યક્તિમાં જાતિને ધારવાની શક્તિ છે, અને ક્રિયાવાનમાં ક્રિયા ધારવાની શક્તિ છે, અન્ય ધારવાની શક્તિ નથી. એ રીતિએ ઉપાદાન અને કાર્યનો તથા ગુણગુણી આદિકોનો ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ અસંગત છે. સર્વનો પોતામાં ભેદ માનવામાં ભટ્ટઉક્ત દોષને શક્તિ ગ્રસે છે. યદ્યપિ વેદાન્તસિદ્ધાન્તમાં પણ, કાર્ય, ગુણ, જાતિ, અને ક્રિયાનો–ઉપાદાન, ગુણી, વ્યક્તિ, અને ક્રિયાવાનથી,–અત્યંત ભેદ નહિ, કિંતુ તાદાત્મ્ય-સંબંધ જ અંગીકારકર્યો છે. તથાપિ વેદાન્તમતમાં ભેદાભેદરૂપ તાદાત્મ્ય (સંબંધ) નથી, કિંતુ ભેદ અને અભેદથી વિલક્ષણ (=કલ્પિત ભેદ સહિત વાસ્તવ અભેદ) અનિર્વચનીયરૂપ, તાદાત્મ્ય સંબંધ છે. ભેદથી વિલક્ષણ છે, એથી ભેદપક્ષના દોષ નથી, અને અભેદથી વિલક્ષણ છે, તેથી અભેદપક્ષના દોષ નથી. એ રીતિએ ભેદાભેદથી વિલક્ષણ અનિર્વચનીય તાદાત્મ્યસંબંધ છે, પરંતુ ભેદાભેદરૂપ તાદાત્મ્ય અસંગત છે. એથી 'વાચકવાચ્યનો ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ જ શક્તિ છે' એ ભટ્ટઅનુસારીનો પક્ષ સમીચીન નથી, કિંતુ પદને સાંભળતાં જ અર્થનું જ્ઞાન કરવાનું પદમાં જે સામર્થ્ય, તે જ પદમાં શક્તિ છે.

इति शक्तिनिरूपण

## ૪૨૮. (શક્યનું લક્ષણ)

લક્ષણાના જ્ઞાનમા શક્યનું જ્ઞાન ઉપયોગી છે, કેમ કે શક્યસબધ લક્ષણાનું સ્વરૂપ છે, શક્ય જાણ્યા વિના શક્યસબંધરૂપ લક્ષણાનુ જ્ઞાન થાય નહિ. એથી શક્યનુ લક્ષણ કહે છે.

दुहो

मनवदर्म अरु ब्रह्मको, कह्यो जु वेद अभेद ।
तामें अन्यरहस्य कछु लख्यो न भट्ट सुभेद ॥ ३४ ॥

છે પદમાં જે અર્થની શક્તિ, શક્ય તે જાણ,
[વળી] વાચ્યઅર્થ કહે તેહને, વાચક પદ જ પિછાણ. ૩૪

જે પદમા જે અર્થની શક્તિ હોય, તે પદનો તે અર્થ શક્ય જાણો, [અને શક્યઅર્થને જ વાચ્ય અર્થ પણ કહે છે. (એને જ અભિધેય અર્થ અને મુખ્ય અર્થ પણ કહે છે.)] જેમ અગ્નિપદમાં અંગારરૂપ અર્થની શક્તિ છે એથી અગ્નિપદનો અગાર શક્યઅર્થ અને વાચ્યઅર્થ કહેવાય છે. અને વાચ્યઅર્થનું બોધકપદ વાચક કહેવાય છે.

## ૪૨૯. લક્ષણા અને જહતી આદિક ભેદલક્ષણ

कवित

व्है पदमें जा अर्थकी, शक्ति शक्य सो जानि ।
वाच्य अर्थ पुनि कहत तिहिं, वाचक पदहि पिछानि ॥
सवयको संबंध जो स्वरूप जानि लक्षनको ।
लक्षना सो भान जाको लक्ष्य सु पिछानिये ॥
वाच्य अर्थ सारो त्यागी, वाच्यको संबंध जहां ।
होई परतीति तहां, जहती बखानिये ॥
वाच्ययुत वाच्यके संबंधिका जु ज्ञान होय ।
ताहि ठौर लक्षना अजहतीहि मानिये ॥
एक वाच्य भागत्याग होत तहां भागत्याग ।
दूजो नाम जहती अजहती प्रमानिये ॥ ३५ ॥

શક્યનો સબંધ જે સ્વરૂપ જાણ લક્ષણાનું,
લક્ષણાએ ભાન જેનું લક્ષ્ય તે પિછાણિયે;
વાચ્યઅર્થ સર્વ ત્યાગી, વાચ્યનો સંબંધ જહિં.
થાય પ્રતીતિ તહિં જહતી વખાણિયે;
વાચ્યયુક્ત વાચ્યના સંબંધીનું જે જ્ઞાન થાય,
તેહ સ્થળ લક્ષણા અજહતી જ માનિયે;
એક વાચ્ય ભાગ ત્યાગ થાય તહિં ભાગત્યાગ,
અન્ય નામ જહતી–અજહતી પ્રમાણિયે. ૩૫

'શક્ય' નામ વાચ્યઅર્થનો જે 'સંબંધ' નામ મિલાપ તે, 'લક્ષણાનું સ્વરૂપ' નામ લક્ષણ જાણ. અને જે અર્થનું પદની શક્તિએ જ્ઞાન થાય નહિ, કિંતુ લક્ષણાએ 'ભાન' નામ જ્ઞાન થાય, (અને વક્તાના તાત્પર્યનો વિષય હોય) તે પદનો લક્ષ્યઅર્થ કહેવાય છે. (કવિતના એક પદે કરી લક્ષણાનું સ્વરૂપ કહ્યું.)

### ૪૩૦. (જહતીલક્ષણા)

હવે લક્ષણાના જહતી આદિ ત્રણ ભેદોનાં લક્ષણ (કવિતના) એક એક પાદે કરી કહે છે. 'વાચ્ય' ઇત્યાદિએ જયાં વાચ્ય અર્થને સંપૂર્ણ ત્યાગીને, વાચ્યઅર્થના સંબંધીની પ્રતીતિ થાય ત્યાં જહતીલક્ષણા કહેવાય છે. જેમ કોઈએ કહ્યું: 'ગંગામાં ગ્રામ છે.' એ સ્થાનમાં ગંગાપદની તીરમાં જહતીલક્ષણા છે; કેમ કે ગંગાપદનો

વાચ્યઅર્થ દેવનદીનો પ્રવાહ છે, તેને વિષે ગ્રામની સ્થિતિનો અસંભવ છે; એથી સર્વ વાચ્યઅર્થને ત્યાગીને તીર વિષે ગંગાપદની જહતીલક્ષણા છે. (વાચ્યના સંબંધનું નામ લક્ષણા છે.) આ સ્થાનમાં ગંગાપદનું વાચ્ય જે પ્રવાહ તેનો તીર સાથે સંયોગ સંબંધ છે. એથી ગંગાપદના વાચ્યનો જે તીર સાથે (સંયોગ) સંબંધ તે લક્ષણા. અને વાચ્યનો સર્વ ત્યાગ જહતીલક્ષણા.

## ૪૩૧. (અજહતીલક્ષણા)

'વાચ્યયુક્ત' ઈત્યાદિ તૃતીય પાદે કરી અજહતીલક્ષણા દેખાડે છે. વાચ્યયુક્ત નામ વાચ્યઅર્થ સહિત વાચ્યના સંબંધીનું જે પદે કરી જ્ઞાન થાય, તે પદમાં અજહતીલક્ષણા માનીએ. જેમ કોઈએ કહ્યું: 'શોણ ધાવન કરે છે.' (લાલ દોડે છે) ત્યાં 'શોણ' પદની લાલ રંગવાળા અશ્વ વિષે અજહતીલક્ષણા (છે). કેમ કે શોણ નામ લાલ રંગનું છે. એથી શોણપદનો વાચ્ય લાલ રંગ છે. તે કેવળ (લાલ રંગ)માં ધાવનનો અસંભવ છે. એ કારણથી શોણપદનો વાચ્ય જે લાલ રંગ તે સહિત અશ્વમાં શોણપદની અજહતીલક્ષણા છે. ગુણનો અને ગુણીનો તાદાત્મ્યસંબંધ કહે છે. અને લાલ પણ રૂપનો ભેદ હોવાથી ગુણ છે. એથી શોણપદનો વાચ્ય જે લાલ ગુણ તેનો ગુણી અશ્વની સાથે જે તાદાત્મ્યસંબધ તે લક્ષણા અને વાચ્યનો ત્યાગ નહિ, (કિંતુ) અધિકનું ગ્રહણ, એથી અજહતીલક્ષણા.

## ૪૩૨. જહતીઅજહતી અથવા ભાગત્યાગલક્ષણા

'એક વાચ્ય' ઇત્યાદિ (કવિતના) ચતુર્થ પાદે કરી ભાગત્યાગ-લક્ષણા બતાવે છે. જ્યાં પદોના વાચ્યઅર્થમાંથી એક ભાગનો ત્યાગ થાય (અને) એક ભાગનું ગ્રહણ થાય ત્યાં ભાગત્યાગલક્ષણા કહેવાય છે. તે ભાગત્યાગને જ જહતીઅજહતીલક્ષણા પણ કહે છે. જેમ પ્રથમ દીઠેલા પદાર્થને અન્ય દેશમા દેખીને કોઈએ કહ્યું: 'તે આ છે,' ત્યાં ભાગત્યાગલક્ષણા છે, કેમ કે અતીતકાળમા અને અન્યદેશમાં સ્થિતવસ્તુને 'તે' કહે છે, એથી અતીત કાળસહિત અને અન્ય દેશ સહિત વસ્તુ 'તે' પદનો વાચ્યઅર્થ છે. અને વર્તમાનકાળ (અને) સમીપ દેશમાં સ્થિત વસ્તુને 'આ' કહે છે, એથી વર્તમાનકાળસહિત અને સમીપદેશ સહિત વસ્તુ 'આ' પદનો વાચ્યઅર્થ છે. અને અતીત-કાળ સહિત અન્યદેશ સહિત જે વસ્તુ, તે જ વર્તમાનકાળ અને સમીપ

દેશ સહિત છે. એ સમુદાયનો વાચ્યઅર્થ છે, તે સંભવે નહિ; કેમ કે અતીતકાળ અને વર્તમાનકાળનો વિરોધ છે, તથા અન્યદેશનો અને સમીપદેશનો વિરોધ છે. એથી બન્ને પદમાં દેશકાળ (રૂપ) જે વાચ્ય-ભાગ તેને ત્યાગીને વસ્તુમાત્રમાં બન્ને પદની ભાગત્યાગલક્ષણા.

### ૪૩૩. (તત્ત્વમસિ મહાવાક્યની લક્ષણા)

'તત્ત્વમસિ' (તે તું છું) (એ) મહાવાક્યમા લક્ષણા દેખાડવાને 'તત્'પદ અને 'ત્વમ્' પદનો વાચ્ય અર્થ દેખાડે છે.

('તત્'પદવાચ્યનિરૂપણ)

दुहो

**सर्वशक्ति सर्वज्ञ विभु, ईश स्वतंत्र परोक्ष।**
**मायी तत्पद वाच्य सो, जामें बंध न मोक्ष॥ ३६॥**

સર્વશક્તિ, સર્વજ્ઞ, વિભુ, ઈશ, સ્વતંત્ર, પરોક્ષ;
માયી, 'તત્પદવાચ્ય' તે, જેમાં બંધ ન મોક્ષ. ૩૬

'સર્વશક્તિ' નામ જેમાં સર્વ સામર્થ્ય (છે), 'સર્વજ્ઞ' નામ સર્વ વસ્તુને જાણવાવાળો, 'વિભુ' નામ વ્યાપક, 'ઈશ' નામ સર્વનો પ્રેરક, અને 'સ્વતંત્ર' નામ કર્મને અધીન નહિ, અને 'પરોક્ષ' નામ જીવના પ્રત્યક્ષનો વિષય નહિ, 'માયી' નામ માયા જેને અધીન અને બંધમોક્ષરહિત (જેમાં બંધ હોય તેનો મોક્ષ થાય છે. ઈશ્વર બંધ-રહિત છે એથી ઈશ્વરમા મોક્ષ પણ નથી.) એટલા ધર્મવાળું ઈશ્વર ચેતન 'તત્' પદનો વાચ્ય અર્થ છે.

### ૪૩૪. 'ત્વમ્'પદવાચ્યનિરૂપણ

दुहो

**कहे धर्म जो ईशके, सब तिनतैं विपरीत।**
**व्है जिहिं चेतन जीव तिहि, त्वंपद वाच्य प्रतीत॥ ३७॥**

કહ્યા ધર્મ જે ઈશના સર્વ તેથી વિપરીત;
છે જે ચેતન, જીવ તે 'ત્વંપદવાચ્ય' પ્રતીત. ૩૭

ઈશ્વરના જે ધર્મ કહ્યા, તેઓથી વિપરીત ધર્મ જેમાં હોય તે જીવચેતન, ત્વંપદનું વાચ્ય 'પ્રતીત' નામ જાણ. એનો ભાવ આ છે. અલ્પશક્તિ, અલ્પજ્ઞ, પરિછિન્ન, અનીશ, કર્મને અધીન, અવિદ્યામોહિત, અને બંધમોક્ષવાળો, અને પ્રત્યક્ષ (જીવ છે). કેમ કે પોતાનું સ્વરૂપ કોઈને

પરોક્ષ નથી, પ્રત્યક્ષ જ હોય છે. યદ્યપિ ઈશ્વરને પણ પોતાનું સ્વરૂપ પ્રત્યક્ષ છે, તથાપિ ઈશ્વરનું સ્વરૂપ જીવને પ્રત્યક્ષ નથી, એથી 'પરોક્ષ' કહેવાય છે. અને જીવના સ્વરૂપને, જીવ (અને) ઈશ્વર બન્ને જાણે છે. એથી 'પ્રત્યક્ષ'[૧૯૮] કહેવાય છે. એટલા ધર્મવાળું જીવચેતન 'ત્વં'-પદનું વાચ્ય કહેવાય છે.

૪૩૫. (વાચ્યઅર્થમાં એકતાનો વિરોધ અને લક્ષણાની કર્તવ્યતા)

दुहो

**महावाक्यमें एकता, व्है दोनोंकी भान।**
**सो न बनै यातैं सुमति, लक्ष्य लक्षन हि जान ॥ ३८ ॥**

મહાવાક્યમાં એકતા, થાય ઉભયની ભાન;
તે ન બને એથી સુમતિ, લક્ષ્ય લક્ષણથી જાણ. ૩૮

સામવેદની છાન્દોગ્યઉપનિષદ (ના ૫૪ પ્રપાઠકમાં ઉદ્દાલકમુનિએ પુત્ર શ્વેતકેતુને જગતની ઉત્પત્તિ કરવાવાળો ઈશ્વર બતાવીને કહ્યું:- 'તત્ત્વમસિ' (તે તું છું). તેનો વાચ્ય અર્થ આ છે: 'તત્' નામ તે,-જગતની ઉત્પત્તિ કરવાવાળો, સર્વશક્તિ, સર્વજ્ઞતા આદિ ધર્મ સહિત ઈશ્વર-, 'ત્વમ્' નામ તું,-અલ્પશક્તિ અલ્પજ્ઞતા આદિ ધર્મવાળો જીવ,-'અસિ' નામ છું. અહીંયાં 'તે તું છું' એમ કહ્યાથી, ઈશ્વરજીવની એકતા વાચ્યઅર્થથી ભાન થાય છે, તે બને નહિ. કેમ કે સર્વશક્તિ અને અલ્પશક્તિ, સર્વજ્ઞ અને અલ્પજ્ઞ, વિભુ અને પરિછિન્ન, સ્વતંત્ર અને કર્મઅધીન, પરોક્ષ અને પ્રત્યક્ષ, માયા જેને અધીન અને અવિદ્યામોહિત એક છે, એમ કહેવું તે 'અગ્નિ શીતળ છે' એમ કહેવાના સમાન છે. એથી હે સુમતે! 'લક્ષણથી નામ લક્ષણાથી લક્ષ્યઅર્થ જાણ; વાચ્યઅર્થમાં વિરોધ છે.'

दुहो

**आदि दोय नहि संभवै, महावाक्यमें तात।**
**भागत्याग यातैं लखहु व्है जातैं कुशलात ॥ ३९ ॥**

---

૧૯૮. યદ્યપિ જીવ પોતાનું નિજરૂપ-અહં પદનું લક્ષ્ય કૂટસ્થ માત્ર-(તે)ને જાણતો નથી, તથાપિ અહં પદનું વાચ્ય જે અંતઃકરણવિશિષ્ટચેતન-કિંવા સ્થૂળ-સૂક્ષ્મસંઘાતવિશિષ્ટચેતન-હું છું એમ જાણે છે. એથી જીવને વિવેકજ્ઞાનથી પૂર્વ પણ વિશિષ્ટાત્મરૂપે કરી પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રત્યક્ષ છે. પં. પી. પુ.

આદિ બેય નહિ સંભવે, મહાવાક્યમાં તાત!
ભાગત્યાગ એથી ગ્રહો, થાય જેથી કુશલાત. ૩૯

હે તાત (શિષ્ય)! મહાવાક્યમાં 'આદિ બેય' નામ જહતી અજહતી (લક્ષણા) નહિ સંભવે. એથી ભાગત્યાગલક્ષણા મહાવાક્યમાં 'ગ્રહો' નામ જાણો, જેથી 'કુશલાત' નામ વિરોધનો પરિહાર થાય.

૪૩૬. જહતી(લક્ષણા)અસંભવપ્રતિપાદન

दुहो

**ज्ञेय जु साक्षी ब्रह्मचित्, वाच्यमाहिं सो लीन।**
**मान हु जहती लक्षना, व्है कछु ज्ञेय नवीन ॥ ४० ॥**

જ્ઞેય સાક્ષી ને બ્રહ્મચિત્, વાચ્યમાંહિ તે લીન;
માને જહતીલક્ષણા, થાય જ્ઞેય નવીન. ૪૦

સંપૂર્ણ વેદાંતનું જ્ઞેય–સાક્ષીચેતન અને 'બ્રહ્મચિત્' નામ બ્રહ્મચેતન–છે. તે સાક્ષીચેતન અને બ્રહ્મચેતન ત્વંપદ અને તત્પદના વાચ્યમાં 'લીન' નામ પ્રવિષ્ટ છે. અને જહતી લક્ષણા જ્યાં હોય, ત્યાં વાચ્ય સંપૂર્ણનો ત્યાગ કરીને વાચ્યનો સંબંધી અન્ય જ્ઞેય હોય છે. એથી મહાવાકયમા જહતીલક્ષણા માનીએ તો વાચ્યમાં આવું જે ચેતન તેથી 'નવીન' નામ અન્ય કોઈ જ્ઞેય થશે. ચેતનથી ભિન્ન અસત્–જડ–દુઃખરૂપ છે. તેના જાણવાથી પુરુષાર્થ સિદ્ધ થાય નહિ. એથી મહાવાકયમાં જહતીલક્ષણા નથી.

૪૩૭. અજહતીલક્ષણાઅસંભવપ્રતિપાદન

दुहो

**वाच्य हु सारो रहत है, जहां अजहती मीत।**
**वाच्यअर्थ सविरोध यों तजहु अजहती रीत ॥ ४१ ॥**

વાચ્યઅર્થ સર્વે રહે, જહા અજહતી મિત્ર'
વાચ્યઅર્થ સવિરોધ ઇમ, તજી અજહતી રીત. ૪૧

હે મિત્ર–પ્રિય! જ્યાં અજહતી લક્ષણા હોય ત્યાં વાચ્ય અર્થ સર્વ રહે છે, અને વાચ્યથી અધિકનું ગ્રહણ થાય છે. મહાવાકયમાં અજહતીલક્ષણા અંગીકાર કરીએ તો વાચ્યઅર્થ સર્વ રહેશે અને વાચ્ય-અર્થ મહાવાકયમાં 'સવિરોધ' નામ વિરોધસહિત છે. વિરોધ દૂર કરવાને લક્ષણા અંગીકાર કરી છે. અજહતી માનીએ તો મહાવાકયોમાં વિરોધ દૂર થાય નહિ. એથી અજહતીની રીતિ મહાવાકયોમાં ત્યજો.

### ૪૩૮. ભાગત્યાગલક્ષણાપ્રકાર

દુહો

**त्यागी विरोधी धर्म सब, चेतन शुद्ध असंग ।**
**लखहु लक्षनाते सुमति, भागत्याग यह अंग ॥ ४२ ॥**

ત્યાગી વિરોધી ધર્મ સહુ, ચેતન શુદ્ધ અસંગ;
જાણુ લક્ષણાથી સુમતિ, ભાગત્યાગ એ અગ। ૪૨

હે અંગ (નામ) હે પ્રિય! તત્પદનો વાચ્ય ઈશ્વર અને ત્વં-પદનો વાચ્ય જીવ તેઓના પરસ્પરમાં વિરોધી ધર્મ ત્યાગીને, શુદ્ધ અસંગ ચેતન લક્ષણાથી જાણો. એ ભાગત્યાગ લક્ષણા છે. આ સ્થાનમાં આ સિદ્ધાંત છે: ઈશ્વર જીવનું સ્વરૂપ અનેક પ્રકારનું અદ્વૈતગ્રંથોમા કહ્યું છે. વિવરણગ્રંથમાં અજ્ઞાનમાં પ્રતિબિંબ 'જીવ,' અને બિંબ 'ઈશ્વર' કહ્યો છે. અને વિદ્યારણ્યના મતમાં–શુદ્ધસત્ત્વ ગુણ સહિત માયામાં આભાસ 'ઈશ્વર,' અને મલિન સત્ત્વગુણ સહિત જે અંતઃ-કરણનું ઉપાદાન કારણ અવિદ્યાનો અંશ તેમાં આભાસ 'જીવ' કહ્યો છે.

### ૪૩૯. (આભાસવાદ)

યદ્યપિ પંચદશી ગ્રંથમાં વિદ્યારણ્યસ્વામીએ અંતઃકરણમાં આભાસને જીવ કહ્યો છે, તથાપિ અંતઃકરણના આભાસને જીવ માનીએ તો સુષુપ્તિ-માં અંતઃકરણ રહે નહિ, એથી જીવનો પણ અભાવ થવો જોઈએ; અને પ્રાજ્ઞરૂપ જીવ સુષુપ્તિમાં રહે છે એથી વિદ્યારણ્યસ્વામીનો આ અભિપ્રાય છે: અંતઃકરણરૂપ પરિણામને પ્રાપ્ત જે થાય અવિદ્યાનો અંશ તેમાં આભાસ જીવ છે. તે અવિદ્યાનો અંશ સુષુપ્તિમાં પણ રહે છે. એથી પ્રાજ્ઞનો અભાવ નથી. અને કેવળ આભાસ[૧૯૯] જ જીવ

૧૯૯. કેવળ ચિદાભાસ જ જીવ–ઈશ્વર નથી. કારણ કે પોતાના તાદાત્મ્ય સંબંધે કરી અધિષ્ઠાન સાથે અભિન્ન થઈને જે પ્રતીત થાય તે આરોપિત કહેવાય છે. આરોપિતની અધિષ્ઠાનથી ભિન્નતાએ કરી પ્રતીતિ થાય નહિ. જેમ રજ્જુ વિષે સર્પ આરોપિત છે, એથી તેની રજ્જુથી ભિન્નતાએ કરીને પ્રતીતિ થાય નહિ, કિંતુ રજ્જુ સાથે અભિન્ન થઈને અને રજ્જુના સ્વરૂપને ઢાંકીને સર્પની પ્રતીતિ થાય છે. તેમ માયા–અવિદ્યામાં જે આભાસ છે તે પણ તેમાં આરોપિત છે તેથી તેઓની પોતાના અધિષ્ઠાન કૂટસ્થ અને બ્રહ્મથી ભિન્ન કરીને પ્રતીતિ સંભવે નહિ. કિંતુ તે બેની પોતાનુ અધિષ્ઠાન કૂટસ્થ તથા બ્રહ્મ સાથે તાદાત્મ્ય સંબંધરૂપ એકતાને પામીને. તેઓના સ્વરૂપને ઢાંકીને જ પ્રતીત થાય છે. એથી અધિષ્ઠાનચેતન અને ઉપાધિ સહિત ચિદાભાસ રૂપ [illegible]

[illegible]

ઈશ્વર નથી, કિંતુ માયાનું અધિષ્ઠાનચેતન અને માયા સહિત આભાસ ઈશ્વર છે. અને અવિદ્યાઅંશનુ અધિષ્ઠાનચેતન, અને અવિદ્યાના અંશ સહિત આભાસ જીવ છે. ઈશ્વરના ઉપાધિમા શુદ્ધસત્ત્વગુણ છે, એથી ઈશ્વરમા સર્વશક્તિ સર્વજ્ઞતાદિક ધર્મ છે. અને જીવના ઉપાધિમાં મલિનસત્ત્વગુણ છે, એથી જીવમાં અલ્પશક્તિ અલ્પજ્ઞતાદિક ધર્મ છે. એને આભાસવાદ કહે છે.

૪૪૦. ( પ્રતિબિંબવાદ, અન્યનિષ્ઠની અન્યત્ર પ્રતીતિનું વ્યવસ્થાપન )

અને વિવરણના મતમાં યદ્યપિ જીવ-ઈશ્વર બન્નેનો ઉપાધિ એક જ અજ્ઞાન છે, એથી બન્ને અલ્પજ્ઞ ( વા સર્વજ્ઞ ) થવા જોઈએ. તથાપિ જે ઉપાધિમાં પ્રતિબિંબ હોય તેનો આ સ્વભાવ હોય છે: પ્રતિબિંબમાં પોતાના ( ઉપાધિના ) દોષ કરે છે, બિંબમાં નહિ. જેમ દર્પણરૂપ ઉપાધિમાં મુખનું પ્રતિબિંબ થાય છે, ગ્રીવામાં ( ડોકમાં ) સ્થિત મુખ બિંબ છે, ત્યાં દર્પણરૂપ ઉપાધિના શ્યામ, પીત, લઘુતાદિક અનેક દોષ પ્રતિબિંબમાં ભાન થાય છે. અને ગ્રીવામાં સ્થિત જે બિંબ છે તેમાં ભાન થાય નહિ. તેમ દર્પણસ્થાનીય જે અજ્ઞાન તે વિષે પ્રતિબિંબરૂપ જીવમાં, અજ્ઞાનકૃત અલ્પજ્ઞતાદિ દોષ છે, અને બિંબરૂપ ઈશ્વરમાં[૨૦૦] નથી. એથી ઈશ્વરમાં સર્વજ્ઞતાદિક છે, અને જીવમાં અલ્પજ્ઞતાદિક છે.

૪૪૧. ( આભાસ અને પ્રતિબિંબવાદનો ભેદ )

આભાસ અને પ્રતિબિંબનો આટલો ભેદ છે: આભાસ પક્ષમાં તો આભાસ મિથ્યા છે; અને પ્રતિબિંબવાદમાં પ્રતિબિંબ મિથ્યા નથી, કિંતુ સત્ય છે; કેમ કે પ્રતિબિંબવાદીનો આ સિદ્ધાંત છે: દર્પણમાં જે મુખનું પ્રતિબિંબ છે તે મુખની છાયા નથી. કેમ કે છાયાનો આ સ્વભાવ છે: જે દિશામા છાયાવાનનાં મુખ અને પૃષ્ઠ ( પીઠ ) હોય, એ દિશામાં છાયાનાં મુખ અને પૃષ્ઠ હોય છે. અને દર્પણના પ્રતિબિંબના મુખ અને પીઠ, બિંબથી વિપરીત હોય છે. એથી દર્પણમાં છાયારૂપ પ્રતિબિંબ નથી, કિંતુ દર્પણને વિષય કરવાને સારુ નેત્ર દ્વારા

---

૨૦૦. યદ્યપિ પ્રતિબિંબવાદમા શુદ્ધ બ્રહ્મ જ ઈશ્વર છે તેમાં સર્વજ્ઞતાદિ ધર્મ પણ સંભવે નહિ, તથાપિ જીવના અલ્પજ્ઞતાદિક ધર્મની અપેક્ષાએ શુદ્ધ બ્રહ્મમાં બિંબતા, ઈશ્વરતા, સર્વજ્ઞતા આદિ ધર્મોનો આરોપ થાય છે. વાસ્તવથી જીવ ઈશ્વર ઉભય બ્રહ્મરૂપ છે. તેમાં કોઈ ધર્મનો સંભવ નથી. પં. પી. પુ

નીકળી જે અંતઃકરણની વૃત્તિ, તે દર્પણને વિષય કરીને તત્કાળ જ દર્પણથી નિવૃત્ત થઈને ગ્રીવામાં સ્થિત મુખને વિષય કરે છે. જેમ ભ્રમણના વેગથી અલાતનું (અર્ધદગ્ધ કાષ્ઠ) ચક્ર (જેવું) ભાન થાય છે. અને ચક્ર છે નહિ; તેમ દર્પણ અને મુખને વિષય કરવામાં, વૃત્તિના વેગથી મુખ દર્પણમાં સ્થિત (છે એમ) ભાન થાય છે અને મુખ ગ્રીવા વિષે જ સ્થિત છે, દર્પણમાં નથી, અને છાયા પણ નથી. વૃત્તિના વેગથી દર્પણમાં મુખની જે પ્રતીતિ, તે જ પ્રતિબિંબ છે, એ રીતિએ દર્પણરૂપ ઉપાધિના સંબંધથી ગ્રીવામાં સ્થિત મુખ જ બિંબરૂપ અને પ્રતિબિંબરૂપ ભાન થાય છે. અને વિચારથી બિંબપ્રતિબિંબભાવ છે નહિ, તેમ અજ્ઞાનરૂપ ઉપાધિના સંબંધથી અસંગચેતનમાં બિંબસ્થાનીય ઈશ્વરભાવ, અને પ્રતિબિંબસ્થાનીય જીવભાવ પ્રતીત થાય છે અને વિચારદષ્ટિએ ઈશ્વરતા-જીવતા છે નહિ. અજ્ઞાનથી ચેતનમાં જે જીવભાવની પ્રતીતિ તે જ અજ્ઞાનમાં પ્રતિબિંબ કહેવાય છે, એથી બિંબતા અને પ્રતિબિંબતા તો મિથ્યા છે. અને સ્વરૂપે બિંબપ્રતિબિંબ સત્ય છે; કેમ કે બિંબપ્રતિબિંબનું સ્વરૂપ, દૃષ્ટાંત વિષે તો મુખ છે, અને દાર્ષ્ટાંત વિષે ચેતન છે; તે મુખ અને ચેતન સત્ય છે. એ રીતિએ પ્રતિબિંબને સ્વરૂપથી સત્ય હોવાથી, સત્ય કહે છે. અને આભાસનું સ્વરૂપ છાયા માને છે એથી મિથ્યા છે. એવો આભાસવાદ તથા પ્રતિબિંબવાદનો ભેદ[૨૦૧] છે.

---

૨૦૧. (જડ-જીવ-ઈશ્વર-પરમાત્મા-વિષય વિચાર)

અહીંયાં કંઈક વિશેષ છે; જલપૂરિત અનેક ઘટો વિષે સૂર્યનાં અનેક પ્રતિબિંબ (આભાસ) થાય છે. તેઓમા એક એક પ્રતિબિબ વ્યષ્ટિ કહેવાય છે; અને સર્વ મળીને એક સમષ્ટિ પ્રતિબિંબ કહેવાય છે. તેઓમાં જે પ્રતિબિંબનો જળના અભાવે અભાવ થાય તેનો સૂર્ય સાથે અભેદ કહેવાય છે, અન્યોનો નહિ. એમ જ્યારે સર્વ પ્રતિબિંબનો અભાવ થાય ત્યારે તે સમષ્ટિપ્રતિબિંબનો સૂર્ય સાથે અભેદ કહેવાય છે. તેમ એ ઉક્ત આભાસાદિકના પક્ષમાં અનેકબુદ્ધિ વા અવિદ્યાઅંશરૂપ જળ વિષે બ્રહ્મનાં અનેક પ્રતિબિંબ (આભાસ) તેઓમાં એક એક અનેક વ્યષ્ટિ કહેવાય છે, અને સર્વ મળીને એક સમષ્ટિપ્રતિબિંબ કહેવાય છે. તેઓમાં અનેક વ્યષ્ટિપ્રતિબિંબ જીવો છે; અને એક સમષ્ટિપ્રતિબિંબ ઈશ્વર છે. તેઓમાંથી જે જીવનો ઉપાધિના અભાવથી અભાવ થાય તેનો બ્રહ્મ સાથે ઉપચારમાત્ર અભેદ કહેવાય છે. એમ જ્યારે સર્વ જીવોનો અભાવ થશે ત્યારે તે સમષ્ટિપ્રતિબિંબરૂપ ઈશ્વરનો વિદેહમોક્ષ થશે. એ પક્ષમાં

જગત અને બ્રહ્મના કિંવા જીવ અને બ્રહ્મના અભેદનાં બોધક શ્રુતિવાક્યોમાં ભાગત્યાગ લક્ષણાનો જ સ્વીકાર નથી, કિંતુ 'ગંગામાં ગ્રામ છે.' એ વાક્યની પેઠે સર્વ વાચ્ય(અર્થ)નો ત્યાગ અને તેના સંબંધી બ્રહ્મના ગ્રહણથી જહતી-લક્ષણાનો સ્વીકાર છે. એ અધિષ્ઠાનકૂટસ્થને છોડીને કેવળ બુદ્ધિ સહિત વા અવિદ્યા સહિત આભાસને જીવ માનવાવાળા કોઈ વેદાંતના એકદેશીઆભાસવાદીનો મત છે.

એ પક્ષમાં પુરુષાર્થ—મોક્ષને નિમિત્ત પ્રયત્ન કરવાવાળા જીવનો મોક્ષદશા વિષે અભાવ થાય છે. એથી 'ધનવૃદ્ધિની વાંછાએ વ્યાપાર કરવાવાળાનું મૂળ ધન પણ નષ્ટ થયું,' એની પેઠે મોક્ષની પ્રાપ્તિને નિમિત્ત પ્રયત્ન કરવાવાળા જીવનું સ્વરૂપ નષ્ટ થશે. (એવી શંકાએ) એ અનર્થ જાણીને એ સિદ્ધાંતમાં કોઈ મુમુક્ષુની પ્રવૃત્તિ નહિ થાય, એથી એ પક્ષ સમીચીન નથી (ગણતો).

પંચદશી અને આ વિચારસાગર આદિક ગ્રંથોમાં 'અધિષ્ઠાનકૂટસ્થ સહિત' સાભાસબુદ્ધિ વા અવિદ્યાને જીવ માન્યો છે અને 'અધિષ્ઠાનબ્રહ્મ સહિત' સાભાસ માયાને ઈશ્વર માન્યો છે.

એમાં વાચ્યભાગના એકદેશના ત્યાગથી અને એકદેશના ગ્રહણથી મહાવાક્ય આદિક સ્થળમાં સિદ્ધાંતસંમત ભાગત્યાગલક્ષણાનો જ સ્વીકાર છે એ પક્ષમા મુખ્ય આકાશના દૃષ્ટાંતનો જ અંગીકાર છે. તે આકાશના દૃષ્ટાંતનું સવિસ્તર વર્ણન પંચદશીના ચિત્રદીપમા અને વિચારસાગરના ચતુર્થ તરંગમા કર્યું છે. એ પક્ષની રીતિએ આકાશના કિંવા મુખ આદિકના પ્રતિબિંબનું અધિષ્ઠાનરૂપ ઉપાદાન—ઘટાકાશ અને દર્પણાદિક છે, અને પરિણામી ઉપાદાન—જળ અને અવિદ્યા આદિક છે, અને નિમિત્ત કારણ—મહાકાશ અને મુખાદિક બિંબ અને ઉપાધિનો સંનિધિ છે. તે પ્રતિબિંબનો બાધ કરીને, પોતાના બિંબ મુખાદિક સાથે અભેદ થાય છે. તથાપિ જ્યા લગી જળ—દર્પણ આદિક અને બિંબના સંનિધિ-રૂપ નિમિત્ત હોય ત્યાં લગી બાધિત પ્રતિબિંબની પણ અનુવૃત્તિ—પ્રતીત—હોય છે. એને બાધિતાનુવૃત્તિ કહે છે. તેમ ચિદાભાસરૂપ જીવનું અધિષ્ઠાનરૂપ ઉપાદાન કૂટસ્થ છે, અને પરિણામી ઉપાદાન નાનાબુદ્ધિ કિંવા અજ્ઞાનઅંશ છે; અને પ્રારબ્ધ નિમિત્તકારણ છે. તેઓમાથી જે ચિદાભાસ, બુદ્ધિ વા અજ્ઞાનઅંશરૂપ ઉપાધિ સહિત પોતાના સ્વરૂપનો બાધ કરીને, અહં (હુ) આદિક જીવવાચક પદનો લક્ષ્યઅર્થ જે કૂટસ્થઅધિષ્ઠાનરૂપ પોતાનું નિજરૂપ—તેનું અભિમાન કરીને તે અહંપદના લક્ષ્ય—કૂટસ્થની બિંબરૂપ બ્રહ્મસંગે પૂર્વસિદ્ધ એકતા છે તેને જાણે છે—તે મુક્ત થાય છે. અન્ય બદ્ધ છે. યદ્યપિ ઉક્ત 'અહં બ્રહ્માસ્મિ' એ જ્ઞાનના સમયમાં જ અવિદ્યારૂપ ઉપાદાનના નાશે કરી તેમાં કાર્યજગત સહિત ચિદાભાસનો બાધ થાય છે, તથાપિ જ્યા લગી પ્રારબ્ધરૂપ નિમિત્ત છે ત્યાં લગી બાધ થયે મિથ્યા જાણે દેહાદિ જગત સહિત ચિદાભાસની અનુવૃત્તિ પ્રતીત થાય છે. જ્યારે

### ૪૪૨. (અવચ્છેદવાદ[૨૦૨])

અને કેટલાક ગ્રંથોમાં શુદ્ધ સત્ત્વગુણ સહિત માયાવિશિષ્ટ ચેતન ઈશ્વર કહેવાય છે અને મલિનસત્ત્વગુણ સહિત અંતઃકરણના ઉપાદાન અવિદ્યા-ના અંશવિશિષ્ટચેતન જીવ કહેવાય છે. એને અવચ્છેદવાદ કહે છે.

### (આભાસવાદ મુખ્ય છે.)

વેદાંતની સર્વા જ પ્રક્રિયા અદ્વૈતઆત્માને જણાવવાને છે. એથી જેવી પ્રક્રિયાથી જિજ્ઞાસુને બોધ થાય તે જ તેને સમીચીના છે. તથાપિ વાક્યવૃત્તિ અને ઉપદેશસાહસ્રીમાં, ભાષ્યકારે આભાસવાદ જ લખ્યો છે. એથી આભાસવાદ જ મુખ્ય છે. તેની રીતિએ માયા અને માયામા

---

પ્રારબ્ધનો અંત થાય છે ત્યારે તે પ્રતીતિનો અભાવ થાય છે. તે જ તેનો વિદેહમોક્ષ છે.

પૂર્વોક્ત પક્ષથી એ પક્ષ ઉત્તમ છે, અને બિંબપ્રતિબિંબવાદ વિષે પ્રતિ-બિંબનુ અધિષ્ઠાનરૂપ ઉપાદાન બિંબ છે, અને પરિણામી ઉપાદાન મુખ્ય આદિક બિંબનું અજ્ઞાન છે. તેનું નિમિત્તરૂપ દર્પણ અને બિંબનો સંનિધિ આદિક છે. બિંબપ્રતિબિંબના અભેદજ્ઞાનથી પ્રતિબિંબભાવની નિવૃત્તિ થાય છે. પરંતુ જ્યાં લગી બિંબ અને દર્પણના સન્નિધિરૂપ ઉપાધિ નિમિત્ત હોય ત્યાં લગી મિથ્યા જાણેલ પ્રતિબિંબ ભાવરહિત પ્રતિબિંબના સ્વરૂપની પ્રતીતિ થાય છે. જ્યારે દર્પણ આદિકનું અપસરણ થાય ત્યારે પ્રતિબિંબની પ્રતીતિનો અભાવ થાય છે. તેમ એક જ અજ્ઞાને કરી શુદ્ધ બ્રહ્મરૂપબિંબમાં જીવરૂપ પ્રતિબિંબભાવ પ્રતીત થાય છે. તેનું ઉપાદાન અજ્ઞાન છે, અને અધિષ્ઠાન શુદ્ધ બ્રહ્મ છે, અને નિમિત્ત કારણ અદૃષ્ટ છે. જ્યારે તે પ્રતિબિંબને પોતાના બિંબબ્રહ્મસંગે પોતાની એકતા પ્રતીત થાય છે, ત્યારે તેનો પ્રતિબિંબભાવ–જીવભાવ નિવૃત્ત થાય છે. પરંતુ જ્યાં લગી પ્રારબ્ધરૂપ ઉપાધિ–નિમિત્ત છે, ત્યાં લગી બાધિત થયેલ જગતસહિત આ જીવના જીવભાવરહિત સ્વરૂપની પ્રતીતિ થાય છે. જ્યારે પ્રારબ્ધનો અંત થશે ત્યારે તે પ્રતીતિનો અભાવ થઈને કેવળ શુદ્ધબ્રહ્મ અવશેષ રહેશે, તે જ તેનો વિદેહમોક્ષ છે. એ પક્ષમાં સ્વપ્નની પેઠે મુખ્ય એક જીવનો અંગીકાર છે. અને નાના જીવ જે પ્રતીત થાય છે તે જીવ–આભાસ છે. એમાં સત્તાત્રયનો અંગીકાર છે. એથી એ પણ વ્યાવહારિક પક્ષ કહેવાય છે. પરંતુ અન્ય સર્વ વ્યાવહારિક પક્ષો વિષે એ પક્ષ ઉત્તમ છે. એ રીતિએ આભાસવાદ અને પ્રતિબિંબવાદનો ભેદ છે.

પં. પી. પુ.

૨૦૨. એને અવચ્છિન્નવાદ પણ કહે છે. અંતઃકરણ અવચ્છિન્ન ચૈતન્ય=જીવ. તેનો 'વાદ' નામ વ્યવસ્થાપન.

આભાસ; અને માયાનુ અધિષ્ઠાન જે ચેતન, તે સર્વશક્તિ, સર્વજ્ઞતાદિક ધર્મ સહિત ઈશ્વર છે; તે જ તત્પદનો વાચ્ય છે. અને વ્યષ્ટિ-અવિદ્યા, તેમાં આભાસ અને તેનું અધિષ્ઠાનચેતન, (તે) અલ્પશક્તિ અલ્પજ્ઞતાદિક ધર્મ સહિત જીવ છે. તે ત્વંપદનો વાચ્ય છે. તેઓ બન્નેની 'તત્ત્વમસિ' વાકયે એકતા બોધન કરી અને (=પણ તે બને નહિ એથી આભાસ સહિત માયા અને માયાકૃત સર્વશક્તિ સર્વજ્ઞતાદિક ધર્મ એટલા) વાચ્યભાગને ત્યાગીને, ચેતનભાગ વિષે તત્પદની ભાગત્યાગ-લક્ષણા, તેમ આભાસ સહિત અવિદ્યા અંશ અને અવિદ્યાકૃત અલ્પશક્તિ અલ્પજ્ઞતાદિક ધર્મ જે ત્વંપદનો વાચ્યભાગ તેને ત્યાગીને, ચેતનભાગમાં ત્વંપદની ભાગત્યાગલક્ષણા (છે).

૪૪૩. (ચાર મહાવાકયો)

એ રીતિએ ભાગત્યાગલક્ષણાથી ઈશ્વર અને જીવના સ્વરૂપમા લક્ષ્ય જે ચેતનભાગ તેઓની એકતા (સામવેદની છાંદોગ્ય-ઉપનિષદગત) 'તત્ત્વમસિ' (તે તું છું) (એ ઉપદેશક) મહાવાકય બોધન કરે છે. તેમ (અથર્વણની માણ્ડૂકયઉપનિષદગત) 'અયમ્ આત્મા બ્રહ્મ' એ વાકયમાં 'આત્મા' પદનો જીવ વાચ્ય છે, અને 'બ્રહ્મ' પદનો ઈશ્વર વાચ્ય છે. [બ્રહ્મપદનો શુદ્ધ (બ્રહ્મ) વાચ્ય નથી, ઈશ્વર જ વાચ્ય છે. એ ચતુર્થતરંગમા પ્રતિપાદન કરી આવ્યા છીએ.] પૂર્વની પેઠે બન્ને પદોની લક્ષણા છે. લક્ષ્યઅર્થ પરોક્ષ નથી, એ અર્થને જણાવવા સારુ 'અયમ્' પદ છે. 'અયમ્' નામ સર્વનો 'અપરોક્ષ[૨૦૩] આત્મા બ્રહ્મ છે,' એ વાકયનો અર્થ છે. (યજુર્વેદની બૃહદારણ્યકઉપનિષદગત) 'અહં બ્રહ્માસ્મિ' એ (અનુભવપ્રદર્શક) મહાવાકયમાં 'અહં' પદનો જીવ વાચ્ય છે, અને 'બ્રહ્મ' પદનો ઈશ વાચ્ય છે. બન્ને પદની ચેતનભાગમાં લક્ષણા (છે.) 'હુ બ્રહ્મ છું' એ વાકયનો અર્થ છે. (ઋગ્વેદની ઐતરેયઉપનિષદગત) પ્રજ્ઞાનમાનંદં બ્રહ્મ' એ મહાવાકયમાં 'પ્રજ્ઞાનં' પદનો જીવ વાચ્ય (અર્થ) છે, 'બ્રહ્મ' પદનો ઈશ (વાચ્ય અર્થ) છે. પૂર્વોની પેઠે લક્ષણા

૨૦૩. અપરોક્ષ બે પ્રકારના છે. એક તો સ્વયંપ્રકાશ હોવાથી બુદ્ધિરૂપ જ્ઞાનનો વિષય જે આત્માનુ સ્વરૂપ તે અપરોક્ષ છે. બીજો પ્રકાર–'હુ સ્વપ્રકાશ આત્મા છુ' એ રીતિએ બુદ્ધિ વડે અવલોકન કરવુ તે પણ 'અપરોક્ષ' કહેવાય છે. તેઓમા પ્રથમ પ્રકારનો અપરોક્ષ નિત્ય–સદા વિદ્યમાન છે અને બીજા પ્રકારનો બુદ્ધિવૃત્તિરૂપ અપરોક્ષ અનિત્ય–કદાચિત્ થવાવાળો છે ૫. પી. પુ.

(છે). લક્ષ્ય જે બ્રહ્માત્મા તે આનંદગુણવાન નહિ કિંતુ આનંદરૂપ છે, એ અર્થને જણાવવાને 'આનંદ' પદ છે. 'આત્મા સાથે અભિન્ન બ્રહ્મ આનંદરૂપ છે.' એ વાક્યનો અર્થ છે. જેમ મહાવાક્યોમાં ભાગત્યાગલક્ષણા છે, તેમ અન્ય વાક્યોમાં સત્ય, જ્ઞાન, આનંદ, (એ) પદો પણ શુદ્ધબ્રહ્મને ભાગત્યાગલક્ષણાએ જ બોધન કરે છે. શક્તિએ નહિ. કેમ કે શુદ્ધબ્રહ્મ કોઈ પદનો વાચ્ય નથી, એ સિદ્ધાંત છે. એથી સર્વ પદ વિશિષ્ટનાં વાચક છે, અને શુદ્ધના લક્ષક છે. માયાની આપેક્ષિક સત્યતા અને ચેતનની નૈરપેક્ષિક સત્યતા મળીને સત્યપદનું વાચ્ય છે. નૈરપેક્ષિક સત્ય લક્ષ્ય છે. બુદ્ધિવૃત્તિરૂપ-જ્ઞાન, અને સ્વયંપ્રકાશ (ચેતનરૂપ) જ્ઞાન, બન્ને મળી તો જ્ઞાન પદનું વાચ્ય, અને સ્વયંપ્રકાશભાગ લક્ષ્ય. વિષયસંબંધજન્ય સુખાકાર સાત્ત્વિક અંતઃકરણની વૃત્તિ, અને પરપ્રેમનું આસ્પદ સ્વરૂપસુખ, (એ) બન્ને મળી આનંદપદનું વાચ્ય. અને વૃત્તિભાગને ત્યાગીને સ્વરૂપભાગ લક્ષ્ય (છે). એ રીતિએ સર્વ પદની શુદ્ધમાં લક્ષણા સંક્ષેપશારીરકમાં પ્રતિપાદન કરી છે.

## ૪૪૪ : ઉક્તઅર્થસંગ્રહ

कवित

'गंगामैं ग्राम' जहति लक्षना या ठौर लखि ।
'सोन धावैं' लक्षना अजहति जनाईये ॥
'सोई यह वस्तु' इहां लक्षना है भागत्याग ।
दूजो नाम जहती अजहति सुनाईये ॥
'तत्त्वमसि' आदि महावाक्यनमें भागत्याग ।
लक्षना न जहति अजहति बताईये ॥
ब्रह्म काहू पदको न वाच्य यों बखानै वेद ।
यातें सर्वपदनमें रीति यों लखाईये ॥ ४२ ॥

'ગંગામાં ગ્રામ' જહતીલક્ષણા એ સ્થાન જાણી
'શોણ ધાય' લક્ષણા અજહતી જણાવિયે,
'તે જ આ વસ્તુ' ઈહા લક્ષણા છે ભાગત્યાગ,
બીજું નામ જહતીઅજહતી સુણાવિયે;
'તત્ત્વમસિ' આદિ મહાવાક્યોમા ભાગત્યાગ
લક્ષણા, ન જહતી અજહતી બતાવિયે,

'બ્રહ્મ કોઈ પદનો ન વાચ્ય' એ વખાણે વેદ,
એથી સર્વ પદોમાંહિ રીતિ એ લક્ષાવિયે. ૪૩

मायामांही सत्यता जु और भांति भाषियत।
ब्रह्ममांही सत्यता जु और भांति भाषिये॥
दोउ मिली सत्यपद वाच्य मुनि भाषत हैं।
ब्रह्ममांहि सत्यता सु लक्ष्य भाग राखिये॥
बुद्धिवृत्ति संवित द्वै मिले ज्ञानपद वाच्य।
संवित स्वरूप लक्ष्य बुद्धिवृत्ति नाखिये॥
आत्म औ विषैको सुख वाच्य पद आनंदको।
विषैसुख त्यागि आत्मसुख लक्ष आखिये॥ ४४॥

માયામાહિ સત્યતા સાપેક્ષ રીતિએ કહત,
બ્રહ્મમા સત્યતા નિરપેક્ષ રીત્યા ભાખિયે;
બંને મળી સત્યપદવાચ્ય મુનિ ભાખે છે,
'બ્રહ્મમાહિ સત્યતા' તે લક્ષ્યભાગ રાખિયે;
'બુદ્ધિવૃત્તિ સંવિત દ્વૈ' મિલે જ્ઞાનપદવાચ્ય,
'સંવિત્ સ્વરૂપ' લક્ષ્ય, બુદ્ધિવૃત્તિ નાશિયે;
'આત્મા અને વિષયસુખ' વાચ્યપદ આનંદનું,
વિષયસુખ ત્યાગી આત્મસુખ લક્ષ્ય આંખિયે. ૪૪

૪૪૫. (શંકા: બન્ને પદમાં લક્ષણા માનવી નિષ્ફળ છે.)

મહાવાક્યોમાં વિરોધ દૂર કરવાને બન્ને પદમાં લક્ષણા અંગીકાર કરી. ત્યાં કોઈ કહે છે: એક પદમાં લક્ષણા અંગીકાર કરાય પણ વિરોધ દૂર થાય છે. બન્ને પદમાં લક્ષણા માનવાનું પ્રયોજન નથી.

दुहो

एकहि पदमें लक्षना, मानैं नहीं विरोध।
दोय पदनमें लक्षना, निष्फल कहत सुबोध॥ ४५॥

એક જ પદમાં લક્ષણા માને, નહિ વિરોધ;
બેય પદોમાં લક્ષણા નિષ્ફલ કહે સુબોધ. ૪૫

ટીકા: 'સુબોધ' નામ સુજ્ઞ બન્ને પદોમાં લક્ષણા નિષ્ફળ કહે છે. કેમ કે એક જ પદમાં લક્ષણા માન્યેથી વિરોધ દૂર થઈ જાય છે.

એનો ભાવ આ છે: યદ્યપિ સર્વજ્ઞતાદિવિશિષ્ટની, અલ્પજ્ઞતાદિવિશિષ્ટની સાથે એકતા નથી બનતી. તથાપિ એક પદનો લક્ષ્ય (અર્થ) જે શુદ્ધ તેની વિશિષ્ટની સાથે એકતા બને છે. દૃષ્ટાંત: જેમ 'શૂદ્ર-મનુષ્ય બ્રાહ્મણ છે.' એ રીતિએ શૂદ્રત્વધર્મવિશિષ્ટ મનુષ્યની, બ્રાહ્મણત્વ-ધર્મવિશિષ્ટની સાથે એકતા કહેવી વિરુદ્ધ છે; અને 'મનુષ્ય બ્રાહ્મણ છે,' એ રીતિએ શૂદ્રત્વધર્મરહિત શુદ્ધમનુષ્યને બ્રાહ્મણત્વવિશિષ્ટતા કહેવામાં વિરોધ નથી. તેમ અલ્પજ્ઞતાદિધર્મવિશિષ્ટ ચેતનની અને સર્વજ્ઞતાદિધર્મવિશિષ્ટ(ચેતન)ની એકતા વિરુદ્ધ છે ખરી, પરંતુ જીવવાચક પદ અને ઈશવાચક પદની ચેતનમાં લક્ષણા કરીને, ચેતનમાત્રની, સર્વજ્ઞતાદિ ધર્મવિશિષ્ટની સાથે વા અલ્પજ્ઞતાદિ ધર્મવિશિષ્ટની સાથે, એકતા કહેવામાં વિરોધ નથી, એથી બે પદમાં લક્ષણા માનવામાં કોઈ યુક્તિ નથી.

૪૪૬. (સમાધાન: બન્ને પદમાં લક્ષણા માનવી યોગ્ય છે.)

कवित्त

लक्षना जो कहै एकपद मांहि ताकूं यह ।
पूछि दोयपदनमें कौनसे मैं लक्षना ॥
प्रथम वा द्वितीयमें कहै ताहि भाषी यह ।
वाक्यन को होयगो विरोध मूढलक्षना ॥
तीनि वाक्यमध्य जीववाचक प्रथमपद ।
'तत्त्वमसि' यामैं आदिपद ईशलक्षना ॥
प्रथम वा द्वितीयको नेम नहि बनै याते ।
भाषत द्वु पदनमैं लक्षना सुलक्षना ॥ ४६ ॥

લક્ષણા જે કહે એક પદમાં તેને આ પૂછો,
બેય પદોમધ્યેથી છે કિયા માંહી લક્ષણા?
પ્રથમ વા દ્વિતીયમાં કહે, તેને ભાખો આ,
વાક્યોનો વિરોધ થાશે, અહો મૂઢલક્ષણા'
ત્રણે વાક્યમાં છે જીવવાચક પ્રથમ પદ,
'તત્ત્વમસિ' એમાં આદિપદ ઈશલક્ષણા
પ્રથમ વા દ્વિતીયનો ન બને નિયમ એથી,
ભાખે બેય પદોમાં તે લક્ષણા સુલક્ષણા. ૪૬

એક પદમાં જે લક્ષણા અંગીકાર કરે, તેને આ પૂછો: બન્ને પદમાંથી કયા પદમા લક્ષણા છે? જો આમ કહે: સર્વ મહાવાક્યોના પ્રથમ પદમાં લક્ષણા છે, દ્વિતીયમા નહિ. યદ્વા દ્વિતીય પદમાં લક્ષણા

સર્વ વાકયોમાં છે, પ્રથમમાં નહિ. તેને હે શિષ્ય! આમ કહે: હે મૂઢલક્ષણ! પ્રથમ વા દ્વિતીય પદમાં જો નિયમે કરી લક્ષણા સર્વ વાકયોમાં માને, તો વાકયોનો પરસ્પર વિરોધ થશે. કેમ કે 'ત્રણે વાકયમા' નામ 'અહં' 'બ્રહ્માસ્મિ;' 'પ્રજ્ઞાનમાનંદં બ્રહ્મ;' 'અયમાત્મા બ્રહ્મ;' એ ત્રણ વાકયોમાં જીવવાચક પદ, 'પ્રથમ' નામ પૂર્વ છે, અને 'તત્ત્વમસિ,' એ વાકયમાં 'આદિ પદ' નામ પ્રથમ પદ 'ઈશલક્ષણા' નામ ઈશ્વરનુ બોધક છે. જો સર્વત્ર પૂર્વપદમાં લક્ષણા માનીએ તો, ત્રણ વાકયનો તો આ અર્થ થશે: 'ચેતન' સર્વજ્ઞતાદિવિશિષ્ટ અસંસારી ઈશ્વરરૂપ છે; અને 'તત્ત્વમસિ' વાકયનો આ અર્થ થશે: ચેતન, અલ્પજ્ઞતાદિવિશિષ્ટ સંસારી જીવરૂપ 'છે.' કેમ કે ત્રણ વાકયમાં પૂર્વ (પ્રથમ) જીવવાચક પદ છે, તેની ચેતનભાગમાં લક્ષણા અને દ્વિતીય જે ઈશ્વરવાચક પદ તેના વાચ્યનું ગ્રહણ છે. અને 'તત્ત્વમસિ'મા આદિ (પ્રથમ) ઈશવાચક પદ (છે), તેની ચેતનભાગમાં લક્ષણા અને દ્વિતીય જીવવાચક પદ તેના વાચ્યનું ગ્રહણ છે. એ રીતિએ (આદિપદમાં) લક્ષણાનો નિયમ કરે તો વાકયોનો પરસ્પર વિરોધ થશે. તેમ સર્વ વાકયોના 'દ્વિતીયપદ' નામ આગલ્યા (બીજા) પદમાં લક્ષણા માનીએ તો, ત્રણે વાકયોમાં પૂર્વ, જે જીવપદ, તેના વાચ્યનું ગ્રહણ, અને ઉત્તર ઈશપદની ચેતનભાગમાં લક્ષણા એથી અલ્પજ્ઞતાદિ ધર્મવિશિષ્ટ ચેતન છે,' એવો ત્રણે વાચ્યોનો અર્થ થશે. અને 'તત્ત્વમસિ'મા આદિ ઈશપદ, તેના વાચ્યનુ ગ્રહણ અને દ્વિતીય જીવપદની ચેતનભાગમા લક્ષણાએથી 'સર્વજ્ઞતાદિધર્મવિશિષ્ટ ચેતન છે,' એવો 'તત્ત્વમસિ'નો અર્થ થવાથી પરસ્પર વિરોધ જ થશે. એ રીતિએ પ્રથમ વા દ્વિતીય પદમાં લક્ષણાનો નિયમ બને નહિ. એથી 'સુલક્ષણા' નામ સુંદર છે. લક્ષણ જેનાં, તે આચાર્ય બે પદમાં લક્ષણા ભાષે છે.

૪૪૭. અને જો એમ કહે કે: 'પ્રથમ વા દ્વિતીય પદમા લક્ષણા છે,' એ નિયમ ન કરે, કિંતુ 'સર્વ વાકયમાં જે ઈશ્વરવાચક (પદ) તેમાં લક્ષણા છે' એ નિયમ કરે–તે ઈશ્વરવાચક (પદ) પૂર્વ હોય વા ઉત્તર હોય–એથી વાકયોનો પરસ્પર વિરોધ નથી, તેનું સમાધાન.

दुहो

ईशपद हि लक्षक कहै, सब अनर्थकी खानि ।
ज्ञेय दोय श्रुति वाक्यमें, व्है पुरुषारथहानि ॥ ४७ ॥

ઈશપદ જ લક્ષક કહે સર્વ અનર્થની ખાનિ;
જ્ઞેય થાય શ્રુતિવાકયમા થઈ પુરુષાર્થની હાનિ. ૪૭

જો ઈશ્વરવાચક પદને જ લક્ષક કહે, તો સર્વ અનર્થ—અલ્પજ્ઞતા પરાધીનતા, જન્મમરણથી આદિ લઈને જે દુઃખનાં સાધન—તેની ‘ખાનિ’ જે સંસારી જીવ તે શ્રુતિવાક્યમાં જ્ઞેય-થાય. એથી ‘પુરુષાર્થ-ની’ નામ મોક્ષની હાનિ થશે. એનો ભાવ આ છે: જો ઈશ્વરવાચક પદમાં જ લક્ષણા માને તો મહાવાક્યનો આ અર્થ થશે: તત્પદનું લક્ષ્ય જે અદ્વય, અસંગ, માયામલરહિત ચેતન, તે (ચેતન) કામ કર્મ અવિદ્યાને અધીન, અલ્પજ્ઞ, અલ્પશક્તિ, પરિચ્છિન્ન,—પુણ્યપાપ, સુખદુઃખ, જન્મમરણ, ગમનાગમન, આદિક અનંત અનર્થનું પાત્ર છે. જો મહાવાક્યનો એવો અર્થ થાય તો જિજ્ઞાસુને એ જ અર્થ વિષે બુદ્ધિની સ્થિતિ કરવી પડશે. અને જેમા બુદ્ધિની સ્થિતિ હોય છે, પ્રાણવિયોગથી અનંતર, તેને જ પ્રાપ્ત થાય છે. એથી વેદવાક્યોના વિચારે કરી, મુમુક્ષુને અનર્થની જ પ્રાપ્તિ થશે. આનંદની પ્રાપ્તિ નહિ. એથી ‘ઈશ્વરવાચક પદમા લક્ષણા છે, જીવવાચકમા નહિ.’ એ નિયમ અસંગત છે.

૪૪૮. અને જો આમ કહે કે:—સર્વ મહાવાક્યોમાં જે જીવ-વાચક પદ છે તેઓમા લક્ષણા છે, ઈશવાચકમાં નહિ એથી પુરુષાર્થની હાનિ નથી; કેમકે જીવવાચક પદમાં લક્ષણા માનીએ તો મહાવાક્યનો આ અર્થ થશે: જે ત્વંપદનુ લક્ષ્ય—ચેતનભાગ, તે સર્વશક્તિ, સર્વજ્ઞ, સ્વતંત્ર, જન્માદિકબંધરહિત, ઈશ્વરરૂપ છે. એ અર્થમાં બુદ્ધિની સ્થિતિએ કરી જિજ્ઞાસુને અતિ ઉત્તમ ઈશ્વરભાવની જ પ્રાપ્તિ થશે. એથી જીવવાચક પદમાં લક્ષણાનો નિયમ કરે છે, તેનું સમાધાન.

दुहो (જીવ તે ઈશ્વર નથી)

**साक्षी त्वंपद लक्ष्य कहु, कैसै ईशस्वरूप ।**
**याते दोपद लक्षना, भाषत यतिवर भूप ॥ ४८ ॥**

સાક્ષી ત્વંપદલક્ષ્ય કહો કયમ ઈશ્વરસ્વરૂપ?
એથી બે પદ લક્ષણા, ભાખે યતિવરભૂપ. ૪૮

ત્વંપદનો લક્ષ્ય (અર્થ) જે સાક્ષી તે ઈશસ્વરૂપ કેમ? એ કહો. અર્થ આ:—ત્વંપદના લક્ષ્યને ઈશ્વરરૂપ કહેવો બને નહિ. એથી ‘યતિ’ જે સંન્યાસી, તેઓમાં ‘વર’ નામ જે શ્રેષ્ઠ, તેઓનો ‘ભૂપ’=સ્વામી (શંકરાચાર્ય) બંને પદોમાં લક્ષણા કહે છે.[૨૦૪] એનો

૨૦૪. सोऽयं द्विज इति वाक्यं त्यक्त्वा परोक्षापरोक्षदेशादिकं [illegible] ।
द्विजमात्रलक्षकत्वात् कथयन्त्येव पदार्थ[illegible] ॥ ३६ ॥
तद्वत्तत्त्वमसीति त्यक्त्वा परोक्षापरोक्ष[illegible] ।
चिद्वन्तु लक्षयित्वा [illegible] ॥ [illegible] ॥ [illegible]

ભાવ આ છે,—જો જીવવાચક પદમાં લક્ષણા જે માને અને ઈશવાચક ('પદ )માં માને નહિ, તેને આ પૂછીએ છીએ : ત્વંપદની લક્ષણા વ્યાપકચેતનમાં છે, અથવા જેટલા દેશમાં જીવનો ઉપાધિ છે, એટલા દેશમાં સ્થિત જે સાક્ષિચેતન તેમાં ત્વંપદની લક્ષણા છે? જો વ્યાપકચેતનમાં ત્વંપદની લક્ષણા કહે તો બને નહિ, કેમકે, વાચ્યઅર્થમાં જેનો પ્રવેશ હોય તેમાં ભાગત્યાગલક્ષણા હોય છે અને વ્યાપકચેતનનો પ્રવેશ વાચ્યમાં નથી, કિંતુ જીવત્વના ઉપાધિદેશમાં સ્થિત જે સાક્ષિચેતન તેનો વાચ્યમાં પ્રવેશ છે. એથી સાક્ષીચેતનમાં જ ત્વંપદની લક્ષણા છે, વ્યાપકચેતનમાં નહિ. તે સાક્ષીચેતનમાં સર્વના હૃદયનું પ્રેરણ અને સર્વપ્રપંચમાં વ્યાપકતાદિક ઈશ્વરના ધર્મોનો અસંભવ છે. અને સાક્ષી સદા અપરોક્ષ છે. તેને વિષે પરોક્ષતા (રૂપ) ઈશ્વરધર્મતાનો અત્યંત અસંભવ છે. અને માયારહિતને. માયાવિશિષ્ટ કહેવો અસંભવ છે. જેમ દંડરહિતને દંડી કહેવો, અને સંસ્કારરહિત દ્વિજબાલકને સંસ્કારવિશિષ્ટ કહેવો અસભવ છે એથી સાક્ષીચેતનનો ઈશ્વરસંગ અભેદ કહે, તો મહાવાક્ય અસંભવ અર્થનાં પ્રતિપાદક થશે.

૪૪૯ અને બન્ને પદમાં લક્ષણા માને તો દોષ નથી. કેમકે, જે એકતાના વિરોધી ધર્મ છે, તે સર્વને ત્યાગીને, બન્ને પદમાં પ્રકાશરૂપ ચેતન, જે વાચ્યભાગ, તે સર્વધર્મરહિત ચેતનમાં (ત્વં અને તત્) બન્ને પદોની લક્ષણા: ઉપાધિ અને ઉપાધિકૃત ધર્મોથી ચેતનનો ભેદ છે, સ્વરૂપેકરી નથી. ઉપાધિ અને ઉપાધિકૃત ધર્મોનો ત્યાગ કર્યેથી બન્ને પદોના લક્ષ્યચેતનની એકતા સંભવે છે. જેમ (કેવળ) ઘટાકાશમાં ઘટદૃષ્ટિ ત્યાગીને મઠવિશિષ્ટ આકાશ સાથે એકતા બને નહિ, અને મઠદૃષ્ટિ (પણ) ત્યાગ કરેથી (કેવળ આકાશસંગે) એકતા બને છે.

दुहो

**तत त्वं तत् रीति यह, सब वाक्यनमें जानि ।**
**जाते होय परोक्षता परिच्छिन्नताहानि ॥ ४९ ॥**

તત્ ત્વં, ત્વં તત્, રીતિ એ, સર્વ વાક્યમાં જાણિ,
જેથી થાય પરોક્ષતા[૨૦૫] પરિચ્છિન્નતા હાનિ. ૪૯

સર્વ વાક્યમાં તત્ ત્વં, ત્વં તત્ (તે તું, તું તે) એ રીતિએ ઓતપ્રોતભાવની[૨૦૬] રીતિ જાણ. જે ઓતપ્રોતભાવ કર્યાથી વાક્યના

૨૦૫. ઈશ્વરની પરોક્ષતા. જીવની પરીચ્છિન્નતા.

૨૦૬. વસ્ત્રના તાણાનું અને વાણાનુ સૂત્ર. ગમન- અને આગમનરૂપ

અર્થમાં પરોક્ષતા અને પરિછિન્નતા (રૂપ) ભ્રાંતિની[207] હાનિ થાય છે.

'તત્ ત્વં' એ કહેવાથી 'તત્'પદના અર્થનો 'ત્વં'પદ અર્થ સાથે અભેદ કહ્યો. તે ત્વંપદનો અર્થ સાક્ષી નિત્ય અપરોક્ષ છે. એથી (તત્પદાર્થમાં) પરોક્ષતા ભ્રાંતિની હાનિ. અને 'ત્વં તત્', એ કહેવાથી 'ત્વં'પદના અર્થનો 'તત્'પદના અર્થ સાથે અભેદ કહ્યો. તે તત્પદનો અર્થ વ્યાપક છે, એથી (ત્વંપદાર્થમાં) પરિચ્છિન્નતા ભ્રાંતિની હાનિ. તેમ 'અહં બ્રહ્મ', 'પ્રજ્ઞાનં બ્રહ્મ'. 'આત્મા બ્રહ્મ', એથી પરિછિન્નતાની હાનિ. અને 'બ્રહ્મ અહં', 'બ્રહ્મ પ્રજ્ઞાનં', 'બ્રહ્મ આત્મા', એથી પરોક્ષતાહાનિ.

---

પરિચય વિના માર્ગના સમ્યક્જ્ઞાનના અભાવની પેઠે ઓતપ્રોતભાવ વિના સમ્યક્ અભેદ્જ્ઞાન થાય નહિ. એથી મહાવાક્યના ઉપદેશના અનંતર જિજ્ઞાસુને ઓતપ્રોતભાવ (વ્યાપકવ્યાપ્યભાવ) કર્તવ્ય છે. એને અન્વય અને વ્યતિરેક પણ કહે છે. પં. પી. પુ.

૨૦૭. ઇહાં આ પ્રશ્ન છે: મહાવાક્યના ઉપદેશના અનંતર જિજ્ઞાસુને બ્રહ્મ અને આત્મા વિષે પરોક્ષતા અને પરિચ્છિન્નતા (રૂપ) ભ્રાંતિ પ્રતીત થાય નહિ. તિહાં ભ્રાંતિનું કોઈ અન્ય કારણ તો સંભવે નહિ. કિંતુ બ્રહ્મ વિષે સ્થિતા, માયા અને આત્મા વિષે સ્થિતા અવિદ્યા, ભ્રાતિનાં કારણ સંભવે. તે માયા–અવિદ્યા. બ્રહ્મને અને આત્માને આશ્રિતા થઈને પૂર્વે રહ્યાં હતા: તે જ્યારે જિજ્ઞાસુએ તત્ત્વંપદાર્થનું શોધન કર્યું ત્યારે બન્ને નષ્ટ થઈ ગયાં. જેમ ઘટસ્વરૂપનો વિચાર કરે ઘટનિષ્ટ અવિદ્યા રહે નહિ તેમ બ્રહ્મ અને આત્માનો વિચાર કર્યાં છતાં તેઓ વિષે સ્થિતા માયા–અવિદ્યા રહે નહિ, કિંતુ તે અધિકારીની દૃષ્ટિએ બાધિત થાય છે. અને તૃતીય ચેતનનો અભાવ છે. અને ચેતન વિના અન્ય જડ વસ્તુને આશ્રિત માયા–અવિદ્યા રહે નહિ. અને માયા અવિદ્યાની સ્થિતિ વિના ઉક્ત બે પ્રકારની ભ્રાતિ સંભવે નહિ. અને જિજ્ઞાસુના ચિત્તમાં પ્રતીયમાના જે ભ્રાંતિ તેની માયાઅવિદ્યા વિના અન્યગતિ–કારણ–સંભવે નહિ. અર્થાપત્તિપ્રમાણે કરી માયાઅવિદ્યાની એ સ્થિતિની કલ્પના થાય છે. એથી મહાવાક્યના ઉપદેશ અનન્તર એ માયા અવિદ્યા ક્યાં સ્થિતા થઈને પરોક્ષતાપરિચ્છિન્નતા ભ્રાતિને ઉપજાવે છે. એ પ્રશ્ન છે તેનો આ ઉત્તર છે:

યદ્યપિ પદાર્થશોધનના અનન્તર જ્ઞાત–વિચારિત–જે બ્રહ્મ અને આત્મા.–તેઓ વિષે તો માયાઅવિદ્યા સભવે નહિ. તથાપિ મહાવાક્યની અર્થરૂપ બ્રહ્મ–આત્માની જે એકતા તે સમ્યક્ જ્ઞાત થઈ નહિ, કિંતુ અજ્ઞાત છે. તે એકતા વિષે માયા–અવિદ્યા સ્થિત થઈને પરોક્ષતારૂપ અને પરિચ્છિન્નતારૂપ ભ્રાંતિને ઉપજાવે છે. તે ભ્રાંતિના નિવારણઅર્થ ઓતપ્રોતભાવ કર્તવ્ય છે. ઓતપ્રોતભાવ કર્યે એકતાનું સમ્યક્ જ્ઞાન થઈને માયાઅવિદ્યાની નિવૃત્તિ દ્વારા પરોક્ષતાપરિચ્છિન્નતારૂપ ભ્રાંતિની નિવૃત્તિ થાય છે. પં. પી. પુ.

दुहो

जीवब्रह्मकी एकता, कहत वेदस्मृति वैन ।
शिष्य तहां पहिचानिये, भागत्यागकी सैन ॥ ५० ॥

જીવબ્રહ્મની એકતા, કહે વેદસ્મૃતિવાણ,
શિષ્ય! તિહાં પીછાણિયે ભાગત્યાગની સાન, ૫૦

હે શિષ્ય! વેદવાણ (વચન) અને સ્મૃતિવાણ જીવબ્રહ્મની જે એકતા કહે ત્યાં સર્વ ભાગત્યાગની સંજ્ઞા જાણવી.

૪૫૦ दुहो

अस शिष गुरु उपदेश सुनी, भो ततकाल निहाल ।
भलै विचारै याहि जो, ताके नशत जंजाल ॥ ५१ ॥

શિષ્ય ગુરુઉપદેશ સુણી, થયો જ સત્ય નિહાલ;
જે સુવિચારે એહને જાય તેની જંજાલ. ૫૧

सोरठो

मिथ्यागुरु सुरबानी, कियो ग्रंथ उपदेश यह ।
सुनत करत तमहानि, यहताकी भाषा करी ॥ ५२ ॥

મિથ્યા ગુરુ, સુરવાણી, કર્યો ગ્રંથ ઉપદેશ એ,
સુણે કરે તમ-હાનિ, આ તેની ભાષા કરી. ૫૨

दुहो

अगृधदेवकूं स्वप्नमें, यह किय गुरु उपदेश ।
नस्यो न तहुं दुःखमूल वह, मिथ्या बनको देश ॥ ५३ ॥

અગૃધદેવને સ્વપ્નમા ગુરુએ કિધ ઉપદેશ,
પણ ન નાસ્યુ દુઃખમલ એ, મિથ્યા વનનો વેશ. ૫૩

વેશ નામ સ્વરૂપ અન્ય અર્થ સ્પષ્ટ છે.

૪૫૧. (એ પૂર્વોક્ત ગ્રંથ ભણે છતાં પણ દુઃખનું મૂલ ભાસે છે, એમ શિષ્ય કહે છે.)

अगृध उवाच–चोपाई

भगवन यह तुम ग्रंथ पढायो, अर्थ सहित सो मो हिय आयो ।
बनदुःख मूल तउ मुहि भासै, कहु उपाय जाते यह नासै ॥ ५४ ॥
ભગવન્! આપે ગ્રંથ ભણાવ્યો, અર્થસહિત તે મજ મન આવ્યો,
વન દુઃખમૂલ તોય મજ ભાસે, કહો ઉપાય જેથી એ નાસે. ૫૪

૪૫૨. ગુરુ ઉત્તર દે છે: (તે પ્રમાણે આચરતાં સ્વપ્રરૂપ સર્વનો નાશ થઈ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે.)

बोले गुरु सुनि शिपकी बानि, सुनि शिप व्है जातैं बनहानी ।
अस उपाय को और नहीं ह, बनका नाशक हेतु यही है ॥ ५५ ॥
महावाक्यको अर्थ विचारहु, 'मैं अगृध' यों टेरि पुकारहु ।
सुनि पुनि वाक्य विचारे चेला, 'अहं अगृध' यह दीनों हेला ॥५६॥
निद्रा गई नन परकाशे, बन गुरु ग्रंथ सब वह नाशे ।
भयो सुखी बनदुःख बिसरायो, हुतो अगृध निजरूप सु पायो ॥५७॥

બોલ્યા ગુરુ સુણિ શિષ્યની વાણી, સુણ શિશુ થાય જેથી વનહાનિ,
એવો ઉપાય અન્ય ન કોઈ, વનનાશક હેતુ આ સોઈ. ૫૫
મહાવાક્યનો અર્થ વિચાર જ,–'હુ અગૃધ' એ સબલ પોકાર જ,
સુણી શિષ્યે ફરી વાક્ય વિચારી, 'અહં અગૃધ' દીધુ ઉચ્ચારી. ૫૬
નિદ્રા ગઈ, પ્રકાશાં નયન જ-નાસ્યા વન, ગુરુ, ગ્રથ જ, સર્વ જ,
થયો સુખી, વિસર્યો વનદુઃખ તે, હતો અગૃધ પામ્યો નિજરૂપ તે. ૫૭

**(અંક ૩૩૩થી અંક ૪૫૨ પર્યંત અગૃધદેવ અર્થે રચિત ગ્રંથની સમાપ્તિ)**

૪૫૩ दुहो

अगृधदेवमैं नींदते, भौ बनदुःख जिहिं रीति ।
आतमम अज्ञानतैं, त्यों जगदुःख प्रतीति ॥ ५८ ॥
ज्यों मिथ्या गुरु ग्रथतैं, मिथ्या बनसंहार ।
त्यों मिथ्या गुरु वेदतैं, मिथ्या जग परिहार ॥ ५९ ॥
लक्ष्य अर्थ लखि वाक्यको, व्है जिज्ञासु निहाल ।
निरावरन सो आप है, दादू दीनदयाल ॥ ६० ॥

નિદ્રાથી અગૃધ વિષે, થયુ વનદુખ જે રીતિ,
આત્મામાં અજ્ઞાનથી, ત્યમ જગદુઃખપ્રતીતિ. ૫૮
જ્યમ મિથ્યા ગુરુ-ગ્રંથથી, મિથ્યા વન સંહાર,
ત્યમ મિથ્યા ગુરુ-વેદથી. મિથ્યા જગ પરિહાર. ૫૯
લક્ષ્યાર્થ લક્ષી વાક્યનો. થાય જિજ્ઞાસુ નિહાલ,
નિરાવરણ તે આપ છે, દાદુ દીનદયાલ. ૬૦

इति श्रीविचारसागरे गुरुवेदादिसाधनमिथ्यावर्णनं नाम षष्ठतरग

## જીવન્મુક્તિ[208] વિદેહમુક્તિવર્ણન[209]

૪૫૪ दुहो

**उत्तम मध्य कनिष्ठ तिहुँ, सुनि अस गुरु उपदेश ।**
**ब्रह्म आत्म उत्तम लख्यो, रह्यो न संशय लेश ॥ १ ॥**

ઉત્તમ મધ્ય કનિષ્ઠ ત્રણ સુણ્યો એ ગુરુઉપદેશ;
લહ્યો બ્રહ્માત્મા ઉત્તમે, રહ્યો ન સશય લેશ. ૧

યદ્યપિ ગુરુએ ઉપદેશ ત્રણેને (ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ શિષ્યોને) સાથે જ કર્યો, તથાપિ ગુરુપદેશથી સાક્ષાત્કાર ઉત્તમ (અધિકારી) તત્ત્વદૃષ્ટિને થયો.

(जीवन्मुक्तनी स्थिति) दुहा

**भ्रमन करत ज्यों पवनतें, सूको पीपरपात ।**
**शेष कर्म प्रारब्धतें, क्रिया करत दरशात ॥ २ ॥**

ભ્રમણ કરે જ્યમ પવનથી, પીપરપત્ર સુકુ આય;
શેષકર્મ પ્રારબ્ધથી, ક્રિયા કરે દેખાય. ૨

**कबहुक चढि रथ बाजि गज, बाग बगीचे देखि ।**
**नग्नपाद पुनि एकले, फिर आवत तिहिं लेखि ॥ ३ ॥**

કદા ચઢી રથ વાજી ગજ, બાગબગીચે સોઈ,
નગ્નપાદ વળી એકલા ફરી આવે ત્યાં જોઈ. ૩

**विविध देश शय्याशयन, उत्तम भोजन भोग ।**
**कबहुंक अनशन गिरि गुहा, रजनि शिला संयोग ॥**

વિવિધ દેશ, શય્યા શયન, ઉત્તમ ભોજન ભોગ;
કદાપિ અનશન, ગિરિગુહા, રજની શિલા સયોગ. ૪

**करि प्रनाम पूजन करत, कहुँ जन लाख हजार ।**
**उभय लोकते भ्रष्ट लखि, कहत कर्मी धिक्कार ॥ ५ ॥**

કરી પ્રણામ પૂજન કરે, કહિ જન લાખ હજાર;
ઉભય લોકથી ભ્રષ્ટ ગણી કર્મી કહે, ધિક્કાર ૫

---

૨૦૮. બાધિત દેહાદિક પ્રપંચની પ્રતીતિ સહિત બ્રહ્મસ્વરૂપે અવસ્થિતિ=જીવન્મુક્તિ.

૨૦૯. પ્રપંચની પ્રતીતિરહિત બ્રહ્મસ્વરૂપે અવસ્થિતિ=વિદેહમુક્તિ.

जो ताकी पूजा करत, संचित सुकृत सु लेत ।
दोषदृष्टि तिहिं जो लखै, ताहि पापफल देत ।। ६ ।।

જે તેની પૂજા કરે, સંચિત સુકૃત્ય સુલેય;
દોષદૃષ્ટિથી જે લખે તેને પાપ ફલ દેય. ૬

ऐसे ताके देहको, विना नियम व्यवहार ।
कवहु न भ्रम संदेह व्है, लह्यो तत्त्वनिर्धार ।। ७ ।।

એવો તેના દેહનો, નિયમ વિના વ્યવહાર,
થાય ન કદી સંદેહ ભ્રમ. લહ્યું તત્ત્વ નિર્ધાર ૭

नहि ताकूं कर्त्तव्य कछु, भयो भेदभ्रम नाश ।
ऊपज्यो वेदप्रमानते, अद्वय ब्रह्मप्रकाश ।। ८ ।।

નહિ તેને કર્તવ્ય કંઈ, થયો ભેદભ્રમ નાશ;
ઉપજ્યો વેદપ્રમાણથી, અદ્વય બ્રહ્મપ્રકાશ.* ૮

૪૫૫. (પૂર્વપક્ષીનો અંક ૪૫૫થી ૪૭૩ પર્યંત આક્ષેપ છે કેઃ–જ્ઞાની સદા સમાધિ ઇચ્છે છે.)

ज्ञानीके व्यवहारमें, कोऊ कहत है नेम ।
त्रिपुटि तजै दुःख हेतु लखि, लहै समाधि सप्रेम ।। ९ ।।

જ્ઞાનીના વ્યવહારમા, કોઈ નિયમ કહે જ;
ત્રિપુટી તજે. દુઃખ હેતુ ગણી, પ્રેમે સમાધિ લે જ. ૯

व्है किंचित् व्यवहार जो, भिक्षाशन जल पान ।
भूलै नांहि समाधिसुख, व्है त्रिपुटी तैं ग्लान ।। १० ।।

થાય કંઈક વ્યવહાર જો, ભિક્ષાશન જલપાન;
ભૂલે નહિ જ સમાધિસુખ, થાય ત્રિપુટીથી ગ્લાન. ૧૦

लहै प्रयत्न समाधि कौ, पुनि ज्ञानी इह हेत ।
जो समाधिसुख तजि भ्रमत, नर कूकर खर प्रेत ।। ११ ।।

લહે પ્રયત્ન સમાધિનો વળી જ્ઞાની એ હેત;
જે સમાધિ સુખ તજી ભ્રમે, નર કુક્કુર-ખર પ્રેત. ૧૧

गौडपादमुनि कारिका, लिख्यो समाधिप्रकार ।
ज्ञानी तजी विक्षेप यों, लहैं सकल सुखसार ।। १२ ।।

ગૌડપાદમુનિકારિકા લિખ્યો સમાધિપ્રકાર;
જ્ઞાની ત્યજી વિક્ષેપ યોં, લહે સકલ સુખસાર. ૧૨

* બ્રહ્મજ્ઞાન.

अष्ट अंग विन होत नहि, सो समाधिसुख मूल ।
अष्ट अंग ते अव सुनो, जे समाधि अनुकूल ॥ १३ ॥

અષ્ટઅંગ વિન થાય નહિ. તે સમાધિ સુખમૂલ;
તે અષ્ટાંગ હવે સુણો, જે સમાધિ અનુકૂલ ૧૩

पांच पांच यमनियम लखि, आसन बहुतप्रकार ।
प्रानायाम अनेकविधि, प्रत्याहार विचार ॥ १४ ॥

નિયમ પંચ, યમ પંચ, વળી આસન બહુ પ્રકાર;
પ્રાણાયામ અનેકવિધ, પ્રત્યાહાર વિચાર ૧૪

छठी धारना ध्यान पुनि, अरु सविकल्पसमाधि ।
अष्ट अंग ये साधिके, निर्विकल्प अराधि ॥ १५ ॥

છઠ્ઠું ધારણા, ધ્યાન વલી, અને સવિકલ્પ સમાધિ,
અષ્ટ અંગ એ સાધીને, નિર્વિકલ્પ આરાધ્ય* ૧૫

દુહાના અક્ષર અર્થ સ્પષ્ટ છે. ભાવ આ છે: જ્ઞાનવાનને શરીર-વ્યવહારનો નિયમ નથી. કેમકે જ્ઞાનીના વ્યવહારમાં અજ્ઞાન અને તેનું કાર્ય–ભેદભ્રાંતિ, તથા ભેદભ્રમનાં કાર્ય–રાગ દ્વેષ–તો છે નહિ; કિંતુ જ્ઞાનવાનનાં પણ પ્રારબ્ધકર્મ શેષ રહે છે, તે જ તેના વ્યવહારમાં નિમિત્ત છે. તે પ્રારબ્ધકર્મ પુરુષભેદથી નાના પ્રકારનું હોય છે, એથી જ્ઞાનીના પ્રારબ્ધકર્મજન્ય વ્યવહારનો નિયમ નથી, એ (પ્રથમ દુહાથી ૮ દુહા પર્યંતનો) સિદ્ધાંત પક્ષ છે. (૮) (નવમા દુહાથી ૧૫મા દુહા સુધી પૂર્વપક્ષનો અનુવાદ છે તેનો ભાવ) કોઈ આમ કહે છે: જ્ઞાનીના વ્યવહારમા કોઈ અન્ય કર્મનો તો નિયમ છે નહિ, પરંતુ જ્ઞાનવાનને નિવૃત્તિનો નિયમ છે. પ્રવૃત્તિ થાય તો દેહસ્થિતિના હેતુ–ભિક્ષાઅશન, કૌપીનઆચ્છાદનમાત્રગ્રહણમાં પ્રવૃત્તિ થાય છે; અન્ય પ્રવૃત્તિ થાય નહિ. કેમકે જ્ઞાનની ઉત્પત્તિથી પ્રથમ જિજ્ઞાસાકાલમાં વિષયમા દોષદૃષ્ટિએ કરી વૈરાગ્ય થાય છે. તે વૈરાગ્ય જ્ઞાનની ઉત્પત્તિથી અનંતર પણ દોષદૃષ્ટિએ તથા વિષયોમાં મિથ્યા બુદ્ધિએ હોય છે. અપરોક્ષરૂપથી મિથ્યા જાણેલા પદાર્થોમાં સત્યબુદ્ધિ થાય નહિ. દોષદૃષ્ટિથી રાગ થાય નહિ, અને પ્રવૃત્તિ રાગથી થાય છે; જ્ઞાનીને રાગ સંભવે નહિ, એથી પ્રવૃત્તિ થાય નહિ.

* ૧૬મો દુહો હિંદુસ્થાની આવૃત્તિમાં અત્ર મુદ્રાંકિત કર્યો છે. પરંતુ તેને અંક ૪૭૩ પછી આ આવૃત્તિમાં મૂક્યો છે.

(ત્રણ પ્રકારનાં કર્મ)

શરીર નિર્વાહક ભોજનાદિકોમાં પ્રવૃત્તિ તો રાગ વિના પ્રારબ્ધ કર્મથી સંભવે છે. કર્મ ત્રણ પ્રકારનાં છે. સંચિત, આગામી, અને પ્રારબ્ધ. તેમાં ભૂતશરીરમાં કરેલાં ફલારંભરહિત કર્મ સંચિત કહેવાય છે. ભવિષ્યત્ (વર્તમાન શરીરે થતાં) કર્મ આગામી કહેવાય છે. ભૂતશરીરમાં કરેલાં વર્તમાન શરીરના હેતુ કર્મ પ્રારબ્ધ કહેવાય છે. તેઓમાંથી સંચિત્ કર્મનો જ્ઞાનથી નાશ થાય છે. જ્ઞાનવાનના આત્મામાં કર્તૃત્વભ્રાંતિ નથી, એથી તેને આગામી કર્મનો સંભવ નથી. અને જે પ્રારબ્ધકર્મે, જ્ઞાનીના શરીરનો આરંભ કર્યો છે, તે જ પ્રારબ્ધકર્મ શરીરસ્થિતિના હેતુ ભિક્ષાદિકોમાં પ્રવૃત્તિ કરાવે છે. પ્રારબ્ધકર્મનો નાશ ભોગ વિના થતો નથી.

અને ક્યાંક આમ લખ્યુ છે: સંચિત (અને) આગામી કર્મની પેઠે જ્ઞાનીનાં પ્રારબ્ધકર્મ પણ રહે નહિ, તેથી ભોજનાદિ પ્રવૃત્તિ પણ જ્ઞાનીને સંભવે નહિ, તેનો આ અભિપ્રાય છે: જ્ઞાનીની દૃષ્ટિથી આત્મામાં કર્મ અને તેના ફળનો સંબંધ નથી, એથી આત્મામાં સર્વ કર્મનો નિષેધ, (એ) અભિપ્રાયથી, પ્રારબ્ધનો નિષેધ કર્યો છે; અને જ્ઞાનથી પૂર્વ કરેલાં પ્રારબ્ધનો જ્ઞાનીના શરીરને ભોગ થાય નહિ, એ અભિપ્રાયથી પ્રારબ્ધનો નિષેધ નથી. કેમકે સૂત્રકારે આ લખ્યું છે: જ્ઞાનીનાં સંચિત કર્મનો જ્ઞાનથી નાશ થાય છે. આગામીનો સંબંધ થાય નહિ. (અને) પ્રારબ્ધનો ભોગથી નાશ છે. એથી પ્રારબ્ધના બળથી શરીરનિર્વાહકક્રિયા જ્ઞાનીની થાય છે, અધિક નહિ.

૪૫૬. પરંતુ કર્મ નાના પ્રકારનાં છે. જ્યાં એક કર્મ નાના શરીરનું આરંભક હોય, એવા કર્મથી રચિત પ્રથમ શરીરમાં જેને જ્ઞાન થાય, ત્યાં જ્ઞાનવાનને અન્ય શરીરની પ્રાપ્તિ થવી જોઈએ, કેમકે, જે કર્મે ફળનો આરંભ કર્યો છે તે પ્રારબ્ધ કહેવાય છે, તેનો ભોગ વિના નાશ થાય નહિ. અનેક શરીરનો હેતુ કર્મ એક છે. તેણે પ્રથમશરીર જે ઉપજાવ્યું તેમાં જ્ઞાન થયું, તે કર્મનાં ફળ, જ્ઞાનથી અનંતર, અન્ય શરીર શેષ રહે છે, એથી જ્ઞાનવાનને પણ અન્ય શરીરની પ્રાપ્તિ થવી જોઈએ.

૪૫૭. અને જો આમ કહે: પ્રારબ્ધકર્મનું ફળ જેટલાં શરીર હોય— તેટલાં શરીર જ્ઞાનીને પણ થાય છે, પ્રારબ્ધના ભોગથી અધિક થાય નહિ, એથી જ્ઞાન પણ સફળ થાય છે, તે બને નહિ; કેમ કે વેદનો

ઢંઢેરો આ છેઃ 'જ્ઞાનવાનના પ્રાણ અન્યલોકમાં, વા આ લોકનાં અન્યશરીરમાં ગમન 'નથી કરતા, કિન્તુ તે જ સ્થાનમાં (તે જ દેશાવચ્છિન્ન ચેતનમાં) અંતઃકરણ ઇંદ્રિય સહિત લીન થાય છે.' અને પ્રાણગમન વિના અન્યશરીરની પ્રાપ્તિ સંભવે નહિ. એથી 'જ્ઞાનવાનને પ્રારબ્ધશેષથી અન્યશરીર થાય છે,' એ કહેવું તો સંભવે નહિ.

કિંતુ આ સમાધાન છેઃ જ્યાં અનેક શરીરનું આરંભક એક કર્મ હોય, ત્યાં અંતશરીરમાં જ જ્ઞાન થાય છે. પૂર્વશરીરમાં જ્ઞાન થાય નહિ. કેમ કે અનેક શરીરનું આરંભક પ્રારબ્ધ જ જ્ઞાનનું પ્રતિબંધક છે. જેમ વિષયોમાં આસક્તિ બુદ્ધિમંદતા ભેદવાદિવચનમાં વિશ્વાસ, જ્ઞાનના પ્રતિબંધક છે; તેમ વિલક્ષણ (જન્માંતરનો હેતુશેષ) પ્રારબ્ધ પણ જ્ઞાનનું પ્રતિબંધક છે. અને જ્ઞાનના પ્રતિબંધક છતાં જ્યાં જ્ઞાનનાં સાધન શ્રવણાદિક હોય ત્યાં, પ્રતિબંધક દૂર થયેથી, પ્રથમજન્મ વિષે કરેલાં જે શ્રવણાદિક છે તેઓનાથી જ, અન્યશરીરમાં જ્ઞાન થાય છે. જેમ વામદેવે પૂર્વજન્મ વિષે શ્રવણાદિક કર્યાં ત્યારે પ્રારબ્ધનું ફળ એકશરીરશેષ હોતાં જ્ઞાન થયું નહિ, કિંતુ શ્રવણાદિક કરતાં વર્તમાનશરીરનો પાત થઈને અન્યશરીરની પ્રાપ્તિ થવાથી, પૂર્વજન્મમાં કરેલાં શ્રવણાદિકોથી ગર્ભ વિષે જ્ઞાન થયું છે. એથી જ્ઞાનથી અનંતર અન્ય શરીરનો સંબંધ થાય નહિ. અને વર્તમાનશરીરની ચેષ્ટા પ્રારબ્ધે કરી થાય છે, ત્યાં જેટલી ચેષ્ટા શરીરની નિર્વાહક છે તે જ થાય, રાગજન્યા અધિકચેષ્ટા થાય નહિ. એથી સર્વપ્રવૃત્તિરહિત જ્ઞાની હોય છે.

૪૫૮. એ રીતિએ નિવૃત્તિપ્રધાન જ્ઞાનીનો વ્યવહાર હોય છે. એને વિષે આવી શંકા છેઃ મનનો સ્વભાવ અતિ ચંચળ છે. નિરાલંબ (આશ્રયરહિત) મનની સ્થિતિ હોય નહિ. કંઈ આલંબનથી મનની સ્થિતિ હોય છે, એથી મનને કંઈ આલંબનની પ્રાપ્તિનિમિત્ત પણ જ્ઞાનવાનની પ્રવૃત્તિ થાય છે.

તેનું આ સમાધાન છેઃ યદ્યપિ સમાધિહીન પુરુષનું મન ચંચળ હોય છે, તથાપિ સમાધિથી મનનો વિજય થાય છે અને જ્ઞાનવાન સમાધિ વિષે સ્થિત થાય છે, તેથી જ્ઞાનવાનની પ્રવૃત્તિ થાય નહિ. તે સમાધિનાં અષ્ટ અંગ (અંક ૪૫૯થી ૪૬૫ પર્યંત).

### ૪૫૯. (યોગનાં અષ્ટાંગ)

તે સમાધિ આ અષ્ટ અંગોથી થાય છેઃ યમ ૧, નિયમ ૨, આસન ૩, પ્રાણાયામ ૪, પ્રત્યાહાર ૫, ધારણા ૬, ધ્યાન ૭, સવિકલ્પ

સમાધિ ૮, એ અષ્ટ અંગોથી સમાધિ થાય છે.

૪૬૦. (યમ)

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ પાંચ યમ કહ્યા છે.

૪૬૧. (નિયમ)

શૌચ, સંતોષ, તપ (મનઇંદ્રિયનું એકાગ્ર), સ્વાધ્યાય (સ્વ-શાખારૂપ વેદાધ્યયન), ઈશ્વરપ્રણિધાન (ઉપાસના), એ પાંચ નિયમ કહેવાય છે. અને (સુંદરદાસકૃત) જ્ઞાનસમુદ્ર ગ્રંથમાં દશ પ્રકારના યમ અને દશ પ્રકારના નિયમ કહ્યા છે, તે પુરાણની રીતિએ કહ્યા છે. વેદાંતસંપ્રદાયમાં યમનિયમના પાંચ પાંચ જ ભેદ છે.

૪૬૨. (આસન)

અને આસનના ભેદ અનંત છે. તેઓમાં સ્વસ્તિક, ગોમુખ, વીર, કૂર્મ, પદ્મ, કુક્કુટ, ઉત્તાન, કૂર્મક, ધનુષ્ય, મત્સ્ય, પશ્ચિમતાન, મયૂર, શબ, સિંહ, ભદ્ર, સિદ્ધ ઇત્યાદિક ચોરાશી આસન યોગ-ગ્રંથોમાં લખ્યાં છે. તેઓનાં લક્ષણ પણ ત્યાં લખ્યાં છે. ગ્રંથના વિસ્તાર-ભયથી તથા વેદાંતમાં અત્યંત ઉપયોગી નહિ હોવાથી, લક્ષણ (અહીં) લખ્યાં નથી. તેઓમાં પણ સિંહ, ભદ્ર, પદ્મ, સિદ્ધ, એ ચાર આસન પ્રધાન છે. તે ચારમા પણ સિદ્ધ આસન અત્યંત પ્રધાન છે. તેનુ આ લક્ષણ છે: વામપદની એડી (પાની), ગુદા અને મેઢ્ર(પુરુષનું અસાધારણ ચિહ્ન–ઉપસ્થ)ની મધ્ય શીવણમાં દાબીને મૂકે; દક્ષિણ પાદની એડી મેઢ્રની ઉપર દાબીને મૂકે; ભ્રૂકુટીના અંતરમાં દષ્ટિ રાખે, સ્થાણુ(શાખાશૂન્ય વૃક્ષ–સ્તંભ)ની પેઠે સરળ નિશ્ચલ શરીરથી સ્થિતિને સિદ્ધાસન કહે છે.

અને કોઈ આવું કહે છે: વામપાદની એડી શીવણમાં ન લગાવે, કિંતુ મેઢ્રની ઉપર લગાવે, અને તેના ઉપર દક્ષિણ એડી મૂકે, બીજુ પૂર્વ પ્રમાણે. એ સિદ્ધાસન જ અતિપ્રધાન છે. કેમ કે કેટલાંક આસન તો રોગનાશનાં હેતુ છે, અને કોઈ આસન એવાં છે કે, પ્રાણાયામાદિક સમાધિનાં અંગ, જેઓથી થાય છે. અને સિદ્ધાસન સમાધિકાલમાં હોય છે, એથી (તે) અતિપ્રધાન છે. એને જ વજ્રાસન. મુક્તાસન, ગુપ્તાસન કહે છે.

૪૬૩. (પ્રાણાયામ)

આસનસિદ્ધિથી અનંતર પ્રાણાયામ પણ કરે. તે પ્રાણાયામ બહુ

પ્રકારનો છે. તથાપિ સંક્ષેપથી આ લક્ષણ છે: નાસિકાના વામ (ડાબા) છિદ્ર દ્વારા 'ઇડા' નામે નાડીએ કરી વાયુને પૂરણ કરે તેને પૂરક કહે છે; અને દક્ષિણે (જમણી પાસ) કરી છોડી દે તેને રેચક કહે છે. સુષુમ્ણા (નાડી)એ રોકે તેને કુંભક કહે છે. એ રીતિએ પૂરક, રેચક, કુંભકને પ્રાણાયામ કહે છે. તે બે પ્રકારનો છે: એક અગર્ભ છે. ને બીજો સગર્ભ છે. [પ્રણવના ઉચ્ચારણરહિત પ્રાણાયામ અગર્ભ કહેવાય છે. પ્રણવના ઉચ્ચારણ સહિત પ્રાણાયામ સગર્ભ કહેવાય છે.]

૪૬૪. (પ્રત્યાહાર, ધારણા, અને ધ્યાન)

વિષયોથી સકલ ઇંદ્રિયના નિરોધને પ્રત્યાહાર કહે છે. અંતરાયરહિત અંતઃકરણની સ્થિતિ ધારણા કહેવાય છે. અંતરાય સહિત અદ્વિતીય વસ્તુ વિષે અંતઃકરણનો પ્રવાહ ધ્યાન કહેવાય છે.

૪૬૫. (સમાધિ અને તેના પ્રકાર)

વ્યુત્થાન સંસ્કારનો તિરસ્કાર અને નિરોધ સંસ્કારની પ્રકટતા છતા અંતઃકરણનો એકાગ્રતારૂપપરિણામ સમાધિ કહેવાય છે. તે સમાધિ બે પ્રકારની છે: એક સવિકલ્પ સમાધિ છે, અને બીજી નિર્વિકલ્પ સમાધિ છે. જ્ઞાતાજ્ઞાનજ્ઞેયરૂપ ત્રિપુટીભાન સહિત અદ્વિતીય બ્રહ્મ વિષે અંતઃકરણની વૃત્તિની સ્થિતિ સવિકલ્પસમાધિ કહેવાય છે. તે સવિકલ્પ સમાધિ બે પ્રકારની છે.

એક તો શબ્દાનુવિદ્ધ છે, અને બીજો શબ્દાનનુવિદ્ધ છે. 'અહં બ્રહ્માસ્મિ' એ શબ્દે કરીને 'અનુવિદ્ધ' નામ સહિત હોય તે શબ્દાનુવિદ્ધ કહેવાય છે. શબ્દરહિતને શબ્દાનનુવિદ્ધ કહે છે. ત્રિપુટીભાનરહિત અખંડ બ્રહ્માકારઅંતઃકરણવૃત્તિની સ્થિતિ નિર્વિકલ્પસમાધિ કહેવાય છે. એ રીતિએ સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિના બે ભેદ છે. તેઓમા સવિકલ્પસમાધિ સાધન છે, અને નિર્વિકલ્પસમાધિ ફળ છે. સાધનરૂપ જે સવિકલ્પસમાધિ છે, તે વિષે યદ્યપિ ત્રિપુટીરૂપ દ્વૈત પ્રતીત થાય છે, તથાપિ તે દ્વૈત આ રીતિએ બ્રહ્મરૂપે કરીને પ્રતીત થાય છે: જેમ મૃત્તિકાના વિકારને મૃત્તિકારૂપ જાણ્યાથી વિવેકીને મૃત્તિકાના વિકાર—ઘટાદિક—પ્રતીત પણ થાય છે, પરંતુ મૃત્તિકારૂપ જ પ્રતીત થાય છે; તેમ સવિકલ્પ સમાધિમા ત્રિપુટીદ્વૈત બ્રહ્મરૂપ જ પ્રતીત થાય છે. નિર્વિકલ્પસમાધિ વિષે પણ સવિકલ્પસમાધિની પેઠે, ત્રિપુટીરૂપ દ્વૈત વિદ્યમાન પણ હોય છે. તોપણ ત્રિપુટીદ્વૈતની પ્રતીતિ થાય નહિ. જેમ જળમાં લવણને (મીઠાને) નાંખે, ત્યાં લવણ વિદ્યમાન હોય છે

પરંતુ નેત્રથી લવણની સર્વથા પ્રતીતિ થાય નહિ. એ રીતિએ સવિકલ્પ નિર્વિકલ્પ(સમાધિ)નો આ ભેદ સિદ્ધ થયો: સવિકલ્પસમાધિમાં બ્રહ્મરૂપે કરીને (ત્રિપુટીરૂપ) દ્વૈતની પ્રતીતિ અને નિર્વિકલ્પ સમાધિમાં ત્રિપુટીરૂપ દ્વૈતની અપ્રતીતિ.

૪૯૬. (સુષુપ્તિઅવસ્થા અને નિર્વિકલ્પસમાધિમાં ભેદ)

સુષુપ્તિથી નિર્વિકલ્પ(સમાધિ)નો ભેદ આ છે: સુષુપ્તિમાં અંતઃકરણની બ્રહ્માકારવૃત્તિનો અભાવ હોય છે. અને નિર્વિકલ્પસમાધિમા અંતઃકરણની બ્રહ્માકારવૃત્તિ તો હોય છે (પરંતુ) તેનું ભાન હોય નહિ. એ રીતિએ સુષુપ્તિમાં તો વૃત્તિ સહિત અંતઃકરણનો અભાવ હોય છે; અને નિર્વિકલ્પસમાધિમાં વૃત્તિ સહિત અંતઃકરણ તો હોય છે (કારણ નિદ્રાળુની પેઠે સમાધિસ્થ યોગી પડી જતો નથી. પરતુ) તે (અંતઃકરણ)ની પ્રતીતિ હોય નહિ. નિર્વિકલ્પસમાધિ વિષે અંતઃકરણની જે બ્રહ્માકારવૃત્તિ હોય છે, તેનો હેતુ સવિકલ્પસમાધિનો અભ્યાસ છે. એથી સાધનરૂપ અષ્ટ અંગોમા સવિકલ્પસમાધિ ગણી છે. નિર્વિકલ્પ સમાધિ ફળ છે.

૪૯૭. (નિર્વિકલ્પસમાધિના બે પ્રકાર)

તે નિર્વિકલ્પસમાધિ પણ બે પ્રકારની હોય છે: એક અદ્વૈતભાવનારૂપ અને બીજી અદ્વૈતાવસ્થાનરૂપ હોય છે. અદ્વૈતબ્રહ્મકારઅંતઃકરણની અજ્ઞાતવૃત્તિ સહિત (સમાધિ) હોય તે 'અદ્વૈત ભાવનારૂપ નિર્વિકલ્પસમાધિ' કહેવાય છે. એ સમાધિમા અભ્યાસ અધિક થયાથી (અજ્ઞાત) બ્રહ્માકારવૃત્તિ પણ શાત થઈ જાય છે, એથી વૃત્તિરહિતને 'અદ્વૈતતાવસ્થાનરૂપ નિર્વિકલ્પસમાધિ' કહે છે.[૨૧૦] જેમ તપ્ત લોહના ઉપર જળનું બિંદુ નાંખ્યું (તે) તપ્તલોહમા પ્રવેશ કરે છે (લય થાય છે), તેમ અદ્વૈતભાવનારૂપ સમાધિના દૃઢ અભ્યાસથી અત્યંત પ્રકાશમાન બ્રહ્મ વિષે વૃત્તિનો લય થાય છે, તે અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પસમાધિ જ મુખ્ય ફળ છે, તેનું સાધન અદ્વૈતભાવનારૂપ નિર્વિકલ્પસમાધિ છે.

૪૯૮. અદ્વૈતાવસ્થાનરૂપ સમાધિ અને સુષુપ્તિનો આટલો ભેદ છે: સુષુપ્તિમાં વૃત્તિનો લય અજ્ઞાનમા થાય છે. અદ્વૈતાવસ્થાનસમાધિમા

૨૧૦. निर्विकारतया वृत्या ब्रह्माकारतया पुन. ।
वृत्तिविस्मरणं सम्यक् समाधिरभिधीयते ॥

વૃત્તિનો લય[211] બ્રહ્મપ્રકાશમાં થાય છે અને સુષુપ્તિનો આનંદ આવૃત છે અને સમાધિમાં નિરાવરણ બ્રહ્માનંદનું ભાન થાય છે.

૪૬૯. (નિર્વિકલ્પસમાધિમાં ચાર વિઘ્ન)

પરંતુ નિર્વિકલ્પસમાધિમાં ચાર વિઘ્ન હોય છે. તે નિષેધ કરવાને કહેવાય છે. લય ૧, વિક્ષેપ ૨, કષાય ૩ અને રસાસ્વાદ ૪.

(લય અને તેનુ વિરોધિ ચિત્તસંબોધન)

આલસ્યે કરી અથવા નિદ્રાએ કરીને વૃત્તિના અભાવને લય કહે છે. તે લયથી સુષુપ્તિ સમાન અવસ્થા થાય છે, બ્રહ્માનંદનું ભાન થાય નહિ. એથી નિદ્રાઆલસ્યાદિ નિમિત્તથી જ્યારે વૃત્તિનો પોતાના ઉપાદાન અંતઃકરણમા લય થતો દેખે, ત્યારે રોગી સાવધાન થઈને નિદ્રાદિકોને રોકીને વૃત્તિને જગાડે. એ રીતિએ લયરૂપ વિઘ્નનું વિરોધી (અને) નિદ્રાઆલસ્યનિરોધ સહિત વૃત્તિના પ્રવાહરૂપ જે જાગરણ તેને ગૌડપાદાચાર્ય ચિત્તસંબોધન કહે છે.

૪૭૦. (વિક્ષેપ અને તેનો વિરોધી શમ)

વિક્ષેપનો આ અર્થ છે. જેમ બાજ અથવા બિલાડીથી ડરીને ચકલી ગૃહમાં પ્રવેશ કરે, ત્યારે ભયવ્યાકુળને ગૃહના અંતર્ તત્કાળ સ્થાન દેખાય નહિ, એથી ફરી બહિર્ આવીને ભય અથવા મરણરૂપ ખેદને પ્રાપ્ત થાય છે. તેમ અનાત્મપદાર્થોને દુઃખહેતુ જાણીને અદ્વૈતાનંદને વિષય કરવા સારુ અંતર્મુખા થઈ જે વૃત્તિ, ત્યાં વૃત્તિનો વિષય ચેતન અતિસૂક્ષ્મ છે, એથી કિંચિત્કાળ વૃત્તિની સ્થિતિ વિના, તત્કાળ જ ચેતનસ્વરૂપ આનંદનો લાભ થાય નહિ, તેથી-(તે) વૃત્તિ બહિર્મુખા થાય છે, એ રીતિએ બહિર્મુખવૃત્તિ વિક્ષેપ કહેવાય છે. તે

૨૧૧. અહીં આ રહસ્ય છે યદ્યપિ ઉક્ત સમાધિ વિષે નિઃશેષ રજતમના તિરોધાનથી આવિર્ભાવને પ્રાપ્ત થયા શુદ્ધસત્ત્વગુણરૂપ ઉપાદાન વિષે જ વૃત્તિનો લય સંભવે છે, નિર્વિકાર બ્રહ્મપ્રકાશ વિષે નહિ; (તપ્તલોહ વિષે જલબિંદુના લયનું દૃષ્ટાંત કહ્યું ત્યા પણ વિચાર દૃષ્ટિએ પાર્થિવ લોહ વિષે જલબિંદુનો લય નહિ, કિંતુ જલનું ઉપાદાન જે અગ્નિ માત્ર તે વિષે જલબિંદુનો લય થાય છે. તેનો તપ્તલોહ વિષે ઉપચાર-કથન થાય છે.) તથાપિ બ્રહ્મપ્રકાશના માનરૂપ નિમિત્તે કરી વૃત્તિનો લય થયો છે, એથી ઉપચારથી બ્રહ્મપ્રકાશ વિષે લય કહેવાય છે. કિંવા તે સમાધિમાન બ્રહ્મવિદ્વરિષ્ટની દૃષ્ટિએ ગુણાદિક પ્રતીત થાય નહિ; કિંતુ શુદ્ધબ્રહ્મ પ્રતીત થાય છે. ત્યાં તે વૃત્તિનો બ્રહ્મવિવર્ત દૃષ્ટિનો-અભાવ એથી પણ બ્રહ્મપ્રકાશ વિષે પ્રવૃત્તિનો લય કહેવાય છે. પં. પી. પુ.

વૃત્તિની સ્થિરતા વિના સ્વરૂપાનંદનો અલાભ હોય છે. એથી અંતર્મુખ-વૃત્તિ થયાથી પણ જેટલો કાળ વૃત્તિ બ્રહ્માકાર થાય નહિ. તેટલો કાળ બાહ્યપદાર્થોમાં, દોષભાવનાથી, વૃત્તિને બહિર્મુખતા યોગી થવા દે નહિ; કિંતુ વૃત્તિની અંતર્મુખતા જ સ્થાપન કરે. વિક્ષેપરૂપ વિઘ્નનો વિરોધી જે યોગીનો પ્રયત્ન, તેને ગૌડપાદાચાર્યે શમ કહ્યો છે.

૪૭૧. ( કષાય અને તેનું વિરોધી–વિષયમાં દોષદર્શન )

રાગાદિ દોષને કષાય કહે છે. યદ્યપિ રાગાદિક બે પ્રકારના છે. એક બાહ્ય છે અને બીજા આંતર.સ્ત્રીપુત્રધનાદિક જેઓના વિષય વર્તમાન હોય તે (રાગાદિ) બાહ્ય કહેવાય છે. ભૂતનું અથવા ભાવિનું ચિંતનરૂપ જે મનોરાજ્ય તે (રાગાદિ) આંતર કહેવાય છે. તે બન્ને પ્રકારના રાગાદિક સમાધિમાં પ્રવૃત્ત યોગી વિષે સંભવે નહિ.

( ચિત્તની પંચભૂમિકા )

કેમ કે ચિત્તની પંચભૂમિકા છે. તેમાં એક ક્ષેપ નામ ભૂમિકા છે, બીજી મૂઢતા, ત્રીજી વિક્ષેપ, ચોથી એકાગ્રતા અને પાંચમી નિરોધ ભૂમિકા છે.

લોકવાસના, દેહવાસના, શાસ્ત્રવાસના એને આદિ લઈને રજોગુણનું પરિણામ જે દઢ અનાત્મવાસના (તેને) ક્ષેપ કહે છે. નિદ્રા આલસ્ય-આદિક તમોગુણ પરિણામને મૂઢતા કહે છે. ધ્યાનમાં પ્રવૃત્તચિત્તની કદાચિત્ બાહ્યપ્રવૃત્તિને વિક્ષેપ કહે છે. અંતઃકરણનું અતીત પરિણામ અને વર્તમાન પરિણામ સમાનાકાર હોય તેને એકાગ્રતા કહે છે. એ એકાગ્રતા-નું લક્ષણ યોગસૂત્રમાં પતંજલિએ કહ્યુ છે તેનો ભાવ આ છે: સમાધિકાળમાં યોગીના અંતઃકરણમા એકાગ્રતા હોય છે, તે એકાગ્રતા વૃત્તિના અભાવ-રૂપ નહિ, કિંતુ જેટલા અંતઃકરણના પરિણામ સમાધિકાળમાં થાય છે તે સર્વ, બ્રહ્મને જ વિષય કરે છે; એથી અંતઃકરણના અતીત પરિણામ અને વર્તમાન પરિણામ કેવળ બ્રહ્માકાર હોવાથી સમાનાકાર થાય છે. તે એકાગ્રતાની વૃદ્ધિને નિરોધ કહે છે, એ પાંચ ભૂમિકા અંતઃકરણની છે ( ભૂમિકા નામ અવસ્થાનું છે ).

એ પંચભૂમિકા સહિત અંતઃકરણના આ ક્રમથી નામ છે : ક્ષિપ્ત ૧, મૂઢ ૨, વિક્ષિપ્ત ૩, એકાગ્ર ૪, નિરુદ્ધ ૫. તેઓમા ક્ષિપ્ત અને મૂઢ અંતઃકરણનો તો સમાધિ વિષે અધિકાર નથી. વિક્ષિપ્ત અંતઃકરણને અધિકાર છે. એકાગ્ર અને નિરુદ્ધ અંતઃકરણ સમાધિકાળમાં હોય છે, એ યોગગ્રંથોમાં કહ્યું છે. રાગાદિક દોષ સહિત અંતઃકરણ ક્ષિપ્ત જ છે.

તે ક્ષિપ્ત અંતઃકરણનો યોગમાં અધિકાર નથી. એથી રાગાદિક દોષરૂપ કષાય સમાધિનાં વિઘ્ન છે, એમ કહેવું સંભવે નહિ. તથાપિ આ સમાધાન છે: બાહ્ય અથવા આંતર જે રાગાદિક છે, તે તો ક્ષિપ્ત અંતઃકરણમાં જ હોય છે, તે(ક્ષિપ્ત અંતઃકરણ)નો અધિકાર પણ નથી. તોપણ અનેક જન્મ વિષે પૂર્વ અનુભવ કર્યો જે બાહ્ય આંતર રાગદ્વેષ તેઓને સૂક્ષ્મસંસ્કાર વિક્ષિપ્તાદિક અંતઃકરણમાં પણ સંભવે છે; એથી રાગદ્વેષનું નામ કષાય નહિ, કિંતુ રાગદ્વેષાદિકના સંસ્કાર કષાય કહેવાય છે, તે સંસ્કાર અંતઃકરણ રહે ત્યાં સુધી દૂર થાય નહિ: એથી સમાધિકાળમાં પણ અંતઃકરણમાં રહે છે. પરંતુ રાગદ્વેષાદિકોના ઉદ્ભૂત સંસ્કાર સમાધિના વિરોધી છે. અનુદ્ભૂત વિરોધી નથી. (પ્રકટને ઉદ્ભૂત કહે છે, અપ્રકટને અનુદ્ભૂત કહે છે.) સમાધિમાં પ્રવૃત્ત યોગીને, જો રાગદ્વેષના સંસ્કારની પ્રકટતા થાય તો, વિષયમાં દોષદર્શન થી, (તેને) ડાબી દે. વિક્ષેપ (અને) કષાયનો આ ભેદ છે: બાહ્યવિષયાકાર વૃત્તિને 'વિક્ષેપ' કહે છે. અને યોગીના પ્રયત્નથી જ્યા વૃત્તિ અંતર્મુખા તો થાય, પરંતુ રાગાદિકોના ઉદ્ભૂતસંસ્કારથી અંતર્મુખ થયેલી વૃત્તિ પણ રોકાઈ જાય—બ્રહ્મને વિષય કરે નહિ તેને 'કષાય' કહે છે. વિષયમાં દોષદર્શન સહિત યોગીના પ્રયત્નથી કષાય (રૂપ) વિઘ્નની નિવૃત્તિ થાય છે.

૪૭૨. (રસાસ્વાદ)

રસાસ્વાદનો આ અર્થ છે: યોગીને બ્રહ્માનંદનો અનુભવ થાય છે અને વિક્ષેપરૂપ દુઃખની નિવૃત્તિનો અનુભવ થાય છે. ક્યાંક દુઃખની નિવૃત્તિએ પણ આનંદ થાય છે. જેમ ભારવાહી પુરુષનો ભાર ઊતરેથી તેને આનંદ થાય, ત્યાં આનંદમા બીજો તો કોઈ વિષય હેતુ છે નહિ, કિંતુ ભારજન્ય દુઃખની નિવૃત્તિથી આમ કહે છે: 'મને આનંદ થયો છે.' એથી દુઃખની નિવૃત્તિ પણ આનંદનો હેતુ છે. તેમ યોગીને સમાધિમા વિક્ષેપજન્ય દુઃખની નિવૃત્તિએ કરી જે આનદ થાય, તેનો અનુભવ રસાસ્વાદ કહેવાય છે, જો દુઃખનિવૃત્તિજન્ય આનંદના અનુભવે કરી જ યોગી અલંબુદ્ધિ કરી લે, તો સકળ ઉપાધિરહિત બ્રહ્માનંદાકાર વૃત્તિના અભાવથી તે(બ્રહ્માનંદ)નો અનુભવ સમાધિમાં થાય નહિ, એથી દુઃખનિવૃત્તિજન્ય આનંદનો અનુભવરૂપ રસાસ્વાદ પણ સમાધિમાં વિઘ્ન છે. વાંચ્છિતની પ્રાપ્તિ વિના પણ વિરોધિનીની નિવૃત્તિએ કરી આનંદની ઉત્પત્તિમા અન્ય દૃષ્ટાંત: જેમ પૃથ્વીમાં નિધિ (દાટેલા ધનનો ભંડાર) હોય તે નિધિ અત્યંત વિષધર સર્પથી રક્ષિત હોય, ત્યાં

નિધિ પ્રાપ્તિથી પ્રથમ પણ, નિધિપ્રાપ્તિનો વિરોધી જે સર્પ છે તેની નિવૃત્તિએ કરી, આનંદ થાય છે. ત્યાં સર્પનિવૃત્તિના આનંદમાં જો અલં-બુદ્ધિ કરે, તો ઉદ્યમ ત્યાગવાથી નિધિપ્રાપ્તિનો પરમાનંદ પ્રાપ્ત થાય નહિ. તેમ અદ્વૈતબ્રહ્મરૂપ નિધિ છે, દેહાદિક અનાત્મપદાર્થોની પ્રતીતિ રૂપ જે વિક્ષેપ તે સર્પ છે, વિક્ષેપરૂપ સર્પની નિવૃત્તિજન્ય જે અવાન્તર આનંદરૂપથી રસના અનુભવરૂપ આસ્વાદન છે તે (રસાસ્વાદન), નિધિ-રૂપી અદ્વૈતબ્રહ્મની પ્રાપ્તિજન્ય જે મહા આનંદ છે, તેની પ્રાપ્તિનો પ્રતિબંધક હોવાથી વિઘ્ન કહેવાય છે.

અથવા રસાસ્વાદનો આ બીજો અર્થ છે : સવિકલ્પસમાધિથી ઉત્તર નિર્વિકલ્પસમાધિ થાય છે. અને સવિકલ્પસમાધિમાં ત્રિપુટી પ્રતીત થાય છે, એથી સવિકલ્પસમાધિનો આનંદ ત્રિપુટીરૂપ ઉપાધિ સહિત હોવાથી 'સોપાધિક' કહેવાય છે. અને નિર્વિકલ્પસમાધિમાં ત્રિપુટી પ્રતીત થાય નહિ, એથી 'નિરુપાધિક' આનંદ નિર્વિકલ્પ સમાધિ-માં થાય છે. એ રીતિએ સવિકલ્પસમાધિથી ઉત્તર નિર્વિકલ્પસમાધિના આરંભમાં પણ સવિકલ્પસમાધિના સોપાધિક આનંદને ત્યાગી શકે નહિ: કિંતુ તેને જ અનુભવ કરે તે રસાસ્વાદ કહેવાય છે. એથી વિક્ષેપનિવૃત્તિજન્ય આનંદનો અનુભવ, અથવા સવિકલ્પસમાધિના આનંદનો અનુભવ, રસાસ્વાદ કહેવાય છે. તે બન્ને પ્રકારનો રસાસ્વાદ, નિર્વિકલ્પ સમાધિના પરમાનંદના અનુભવનો વિરોધી હોવાથી, વિઘ્ન છે; એથી તેને પણ ત્યાગે. એમ નિર્વિકલ્પસમાધિમા ચાર વિઘ્ન હોય છે.

ચારે વિઘ્ન સમાધિના આરંભમાં હોય છે.

૪૭૩. (પૂર્વપક્ષનુસાર જીવન્મુક્ત)

એથી સાવધાનતાથી ચારે વિઘ્નને રોકીને સમાધિમાં પરમાનંદને વિદ્વાન અનુભવ કરે છે, તેને જ જીવન્મુક્ત કહે છે. એ રીતિએ જ્ઞાનીનુ ચિત્ત નિરાલંબ નથી હોતું. જ્યારે પ્રારબ્ધબળે સમાધિથી ઉત્થાન થાય, ત્યારે પણ સમાધિમાં જે પરમાનંદનો અનુભવ કર્યો છે, તેની સ્મૃતિ થાય છે. એથી ઉત્થાનકાળમાં પણ જ્ઞાનીનું ચિત્ત નિરાલંબ નથી, અને જ્ઞાનવાનની ભોજનાદિકમાં જે પ્રવૃત્તિ થાય છે; તે કેવળ પ્રારબ્ધથી થાય છે; પરંતુ ભોજનાદિક વ્યવહારમાં જ્ઞાની ખેદ માનીને પ્રવૃત્ત થાય છે; કેમ કે ભોજનાદિકોમાં પ્રવૃત્તિ પણ સમાધિ-સુખની વિરોધિની છે. જેને ભોજનાદિક શરીરનિર્વાહની પ્રવૃત્તિ જ ખેદરૂપ થાય, તેની અધિક પ્રવૃત્તિ સંભવે નહિ. એ રીતિએ બહુ

આચાર્યોએ એ જ પક્ષ લખ્યો છે. અને જીવન્મુક્તિનો આનંદ પણ બાહ્યપ્રવૃત્તિમાં થાય નહિ, કિંતુ નિવૃત્તિમાં થાય છે એથી જીવન્મુક્તિના સુખાર્થી જ્ઞાનવાનની બાહ્યપ્રવૃત્તિ સંભવે નહિ.

૪૭૪. (ગત અંક ૪૫૫થી ૪૭૩ પર્યંતના આક્ષેપનું સમાધાન)

દુહો

**सुनि समाधि कर्त्तव्यता, तत्त्वदृष्टि हसि देत ।**
**उत्तर कछु भासत नहीं, लखि तिहिं बकत सप्रेत ॥ १६ ॥**

સુણી સમાધિકર્તવ્યતા, તત્ત્વદૃષ્ટિ હસી દેત;
ઉત્તર કંઈ ભાખે નહિ, જાણી બકત સપ્રેત. ૧૬

(જેમ 'સપ્રેત' નામ પ્રેતસહિત ભૂતના આવેશવાળો બકે તેવું અન્યથા કહેવું સાંભળીને તત્ત્વદૃષ્ટિ હસે છે.)

તથાપિ જ્ઞાનવાનની નિવૃત્તિનો પણ નિયમ કહેવો સંભવે નહિ. કેમકે નિવૃત્તિમાં અથવા પ્રવૃત્તિમાં વેદની આજ્ઞારૂપ વિધિ તો જ્ઞાનીને છે નહિ, જેથી જ્ઞાનીના વ્યવહારમાં નિયમ થાય, એથી જ્ઞાની નિરકુંશ છે, તેનો વ્યવહાર પ્રારબ્ધે કરી થાય છે. જે જ્ઞાનીનું પ્રારબ્ધ ભિક્ષાભોજનમાત્ર ફળનો હેતુ છે, તેની ભિક્ષાભોજનમાત્રમાં પ્રવૃત્તિ હોય છે. જેનું પ્રારબ્ધ અધિક ભોગનો હેતુ હોય, તેની અધિકમાં પણ પ્રવૃત્તિ હોય છે.

અને જો આમ કહે: 'જેનું પ્રારબ્ધ ભિક્ષાભોજનમાત્રનો હેતુ હોય, તેને જ જ્ઞાન થાય છે, અધિક વ્યવહારનો હેતુ જેનું પ્રારબ્ધ હોય તેને જ્ઞાન થાય નહિ. એથી ભિક્ષાભોજનાદિક વ્યવહારથી અધિક વ્યવહાર જ્ઞાનીનો હોય નહિ; જેની અધિક પ્રવૃત્તિ હોય તે જ્ઞાની નહિ.'

તે શંકા બને નહિ; કેમ કે યાજ્ઞવલ્ક્ય, જનકાદિક જ્ઞાની કહેવાયા છે. સભાવિજય વડે ધનસંગ્રહવ્યવહાર યાજ્ઞવલ્ક્યનો તથા રાજ્યપાલનવ્યવહાર જનકનો કહ્યો છે. અને વાસિષ્ઠ ગ્રંથમાં અનેક જ્ઞાની પુરુષોના વ્યવહાર નાના પ્રકારના કહ્યા છે. એથી જ્ઞાનીને પ્રવૃત્તિ અથવા નિવૃત્તિનો નિયમ નથી. યદ્યપિ યાજ્ઞવલ્કયે સભાવિજયથી ઉત્તર વિદ્વત્સંન્યાસરૂપ નિવૃત્તિ જ ધારી છે; અને પ્રવૃત્તિમાં ગ્લાનિના હેતુ નાના દોષ કહ્યા છે. તથાપિ યાજ્ઞવલ્કયને વિદ્વત્સંન્યાસની પૂર્વે જ્ઞાન હતું નહિ, એ કહેવું તો સંભવે નહિ. કિંતુ જ્ઞાન તો પ્રથમ પણ હતું, પરંતુ વિદ્વત્સંન્યાસથી પૂર્વે જીવન્મુક્તિનો આનંદ પ્રાપ્ત થયો નહિ; એથી જીવન્મુક્તિના આનંદ સારુ સર્વસંગ્રહનો ત્યાગ કર્યો છે. યાજ્ઞવલ્ક્યનું પ્રારબ્ધ કંઈક કાળ અધિક ભોગનો હેતુ હતું, અને ઉત્તર-

કાલ ન્યૂન ભોગનો હેતુ હતું એથી પ્રથમ તો યાજ્ઞવલ્કયને ગ્લાનિ
વિના અધિક ભોગ, અને પછી ગ્લાનિથી સર્વ ભોગનો ત્યાગ થયો
છે. અને જનકનું પ્રારબ્ધ મરણ પર્યંત રાજ્યપાલનાદિક સમૃદ્ધિભોગનો
હેતુ થયું છે, એથી સદા ત્યાગનો અભાવ જ થયો છે; ભોગોમાં
ગ્લાનિ પણ થઈ નહિ. અને વામદેવાદિકોનું પ્રારબ્ધ ન્યૂન ભોગનો
હેતુ થયું છે, તેઓને સદા ભોગોમાં ગ્લાનિથી પ્રવૃત્તિનો અભાવ જ
કહ્યો છે. અને વાસિષ્ઠમાં આવો પણ પ્રસંગ છે: શિખરધ્વજની
જ્ઞાનથી અનંતર અધિક પ્રવૃત્તિ થઈ છે. એ રીતિએ નાના પ્રકારના
વિલક્ષણ વ્યવહાર જ્ઞાની પુરુષોના કહ્યા છે. તેઓ સર્વને જ્ઞાન સમાન
છે, અને તેનું ફળ મોક્ષ પણ સમાન[212] છે; અને પ્રારબ્ધભેદે કરી
વ્યવહારનો ભેદ છે. વ્યવહારની ન્યૂનતાએ જીવન્મુક્તિના સુખની
અધિકતા; અને વ્યવહારની અધિકતાએ જીવન્મુક્તિના સુખની

---

૨૧૨. અહીં આ સાંપ્રદાયિક શ્લોક છે:

कृष्णो भोगी शुकस्त्यागी नृपौ जनकराघवौ ।
वसिष्ठः कर्मकर्ता च त एते ज्ञानिन समा ॥

કૃષ્ણ ભોગી, શુકદેવ ત્યાગી, જનક અને રામચંદ્ર એ બે રાજા. અને
વસિષ્ઠ કર્મકર્તા હતા, (એ રીતિએ તેઓના પ્રારબ્ધભેદથી વિલક્ષણ વ્યવહાર
હતા તથાપિ) તેઓ અને આ (આધુનિક) જ્ઞાનીઓ સમાન છે. 'ત એતે'ને
સ્થાને પાઠાંતરમાં 'પંચૈતે' છે, ત્યાં એ કૃષ્ણાદિ પાંચે જ્ઞાનીઓ સમાન છે,
એમ અર્થ થાય છે.

પંચદશીગ્રંથગત ચિત્રદીપમા પણ વદે છે કે:

आरब्धकर्मनानात्वाद्बुद्धानामन्यथाऽन्यथा ।
वर्तनं तेन शास्त्रार्थे भ्रमितव्यं न पण्डितैः ॥ २८७ ॥
स्वस्वकर्मानुसारेण वर्तंता ते यथा तथा ।
अविशिष्टः सर्वबोधः समा मुक्तिरिति स्थितिः ॥ २८८ ॥

પ્રારબ્ધકર્મ નાનાત્વથી બુદ્ધ(જ્ઞાનીઓ)નુ વર્તન અન્યથા અન્યથા (પરસ્પર
વિલક્ષણ) હોય છે. તેણે કરી પંડિતોએ શાસ્ત્રાર્થમાં ભ્રમિત થવુ યોગ્ય નથી. (૨૮૭)
તેઓ (જ્ઞાનીઓ) પોતપોતાના કર્મ અનુસાર યથા તથા (આમ તે-વિલક્ષણ)
વર્તો, (પરંતુ) સર્વનો બોધ અવિશિષ્ટ (સમાન છે) અને (બોધનુ ફળ મુક્તિ
(પણ) સમાન છે, એવી 'સ્થિતિ' નામ મર્યાદા (શાસ્ત્રનો તથા વિદ્વાનોનો
નિર્ણય) છે.

ન્યૂનતા થાય છે.

૪૭૫. એને વિષે કોઈ આવી શંકા કરે છે: ‘જે જીવન્મુક્તિના સુખને ત્યાગીને તુચ્છ ભોગોમાં પ્રવૃત્ત થાય, તે વિદેહમોક્ષને પણ ત્યાગીને, વૈકુંઠાદિ લોકની ઇચ્છા ધારીને જશે.’

તે શંકા બને નહિ. કેમ કે જીવન્મુક્તિના સુખનો ત્યાગ અને ભોગોમાં પ્રવૃત્તિ તો જ્ઞાનીની પ્રારબ્ધબળથી સંભવે છે. અને વિદેહ મોક્ષનો ત્યાગ અને પરલોક પ્રતિ ગમન સંભવે નહિ. કેમ કે જ્ઞાનીના પ્રાણ બહિર્ગમન કરતા નથી. એથી પરલોક પ્રતિ ગમન સંભવે નહિ અને વિદેહમોક્ષનો ત્યાગ પણ સંભવે નહિ. કેમકે જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થઈને પ્રારબ્ધભોગથી અનંતર સ્થૂલસૂક્ષ્મશરીરાકાર અજ્ઞાનનો ચેતનમાં લય વિદેહમોક્ષ[૨૧૩] કહેવાય છે, તે અવશ્ય થાય છે. જો મૂલ અજ્ઞાન શેષ રહે, અથવા નષ્ટ અજ્ઞાનની પુનઃ ઉત્પત્તિ થાય તો વિદેહમોક્ષનો અભાવ થાય. તે મૂલ અજ્ઞાનનું વિરોધી જ્ઞાન થયેથી, અજ્ઞાન શેષ રહે નહિ. અને પ્રમાણથી નાશ થયેલા અજ્ઞાનની પુનઃ ઉત્પત્તિ થાય નહિ. એથી વિદેહમોક્ષનો અભાવ થાય નહિ. અને વિદેહમોક્ષના ત્યાગમાં તથા પરલોકના ગમનમાં જ્ઞાનીની ઇચ્છા પણ સંભવે નહિ. કેમ કે જ્ઞાનીને ઇચ્છા કેવળ પ્રારબ્ધથી થાય છે. જેટલી સામગ્રી વિના પ્રારબ્ધનો ભોગ સંભવે નહિ એટલી સામગ્રીને પ્રારબ્ધ રચે છે. ઇચ્છા વિના ભોગ સંભવે નહિ, એથી જ્ઞાનની ઇચ્છા પણ પ્રારબ્ધનું ફળ છે. અને અન્ય લોકમાં અથવા આ લોકમાં અન્ય શરીરનો સંબંધ જ્ઞાનીને પ્રારબ્ધે કરી પણ થાય નહિ, એ પૂર્વે આ જ તરંગમાં પ્રતિપાદન કરી આવ્યા છીએ. એથી જ્ઞાનીને પ્રારબ્ધે કરી વિદેહમોક્ષના ત્યાગની વા પરલોક પ્રતિ ગમનની ઇચ્છા થાય નહિ.

૪૭૬. વર્તમાન શરીરમા જીવન્મુક્તિના સુખના વિરોધી અધિક ભોગોની ઇચ્છા તો, (સંન્યાસીને) ભિક્ષાભોજનાદિકની પેઠે જનકાદિકોને સંભવે છે. એ સ્થાનમાં આ રહસ્ય છે: જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિ જીવન્મુક્તિની વિરોધિની નથી, કિંતુ જીવન્મુક્તિના વિલક્ષણ સુખની વિરોધિની છે. કેમ કે આત્મા નિત્યમુક્ત છે. અવિદ્યાથી બંધ પ્રતીત

૨૧૩. प्रारब्धक्षयवशात् देहत्रयभंगं प्राप्योपाधिविनिर्मुक्तघटाकाशवत् परिपूर्णता विदेहमुक्ति. ॥

થાય છે. જે કાલમાં જ્ઞાન થાય છે તે જ કાલમાં અવિદ્યાકૃત બંધભ્રમ નષ્ટ થાય છે. જ્ઞાન થયેથી પુનઃ બંધભ્રાંતિ થાય નહિ. શરીર સહિત (પુરુષ)ને બંધભ્રમનો અભાવ જ જીવન્મુક્તિ[૨૧૪] કહેવાય છે. દેહાદિકોની પ્રવૃત્તિમાં તથા નિવૃત્તિમાં જ્ઞાનીને બંધભ્રાંતિ આત્મામાં થાય નહિ. એથી બાહ્ય પ્રવૃત્તિએ કરી પણ જીવન્મુક્તિ દૂર થાય નહિ. તોપણ બાહ્ય પ્રવૃત્તિમાં જીવન્મુક્તને વિલક્ષણ સુખ થાય નહિ. એકાગ્રતારૂપ અંતઃકરણ(ના) પરિણામથી સુખ થાય છે. તે એકાગ્રતા(રૂપ અંતઃકરણનું) પરિણામ બાહ્ય પ્રવૃત્તિમાં થાય નહિ. એ રીતિએ પ્રારબ્ધભેદથી જ્ઞાની પુરુષોના વ્યવહાર નાના પ્રકારના છે. પરંતુ જેનું પ્રારબ્ધ અધિક પ્રવૃત્તિનો હેતુ હોય છે તેનું મંદપ્રારબ્ધ[૨૧૫] કહેવાય છે. કેમ કે અધિકપ્રવૃત્તિ એકાગ્રતાની વિરોધિની છે. અને એકાગ્રતા વિના નિરુપાધિક આનંદ પ્રતીત થાય નહિ. એ સમાધિનિરૂપણમા કહ્યું છે.

૪૭૭. અને જે પૂર્વે (અંક ૪૦૬ વિષે) કહ્યું : 'જ્ઞાનવાનને સર્વ અનાત્મપદાર્થોમાં મિથ્યાબુદ્ધિ હોય છે; રાગ થાય નહિ, એથી પ્રવૃત્તિ સંભવે નહિ.'

તે શકા પણ બને નહિ, કેમ કે જેમ દેહ વિષે મિથ્યાબુદ્ધિ પણ જ્ઞાનીને હોય છે, તોપણ દેહને અનુકૂળ જે ભિક્ષાદિક છે તેઓમા કેવળ પ્રારબ્ધે કરી પ્રવૃત્તિ થાય છે: તેમ જેનું અધિક ભોગનુ પ્રારબ્ધ

૨૧૪. દ્વૈતનુ. અદર્શન નહિ, કિંતુ અજ્ઞાનનિવૃત્તિ જ જીવન્મુક્તિ કહેવાય છે.

૨૧૫ જેમ સર્વ (શત્રુઓનો સંહાર કરીને) પૃથ્વીના રાજ્યને પ્રાપ્ત થયેલા પુરુષને રોગનો હેતુ પ્રારબ્ધ,—ભોગનુ વિરોધી હોવાથી, મદ કહેવાય છે; તેમ બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલા અવિદ્યા (અને) તત્કાર્યરૂપ શત્રુઓનો સંહાર કરીને જ્ઞાનીને અધિક પ્રવૃત્તિનો હેતુ પ્રારબ્ધ, (વિલક્ષણ સુખપ્રદ) એકાગ્રતાનુ વિરોધી હોવાથી મંદ કહેવાય છે. અહી 'મંદ' પદનો 'નિકૃષ્ટ' અર્થ છે, 'શિથિલ' અર્થ નથી કેમકે જેમ ઉક્ત રાજા શિથિલ પ્રારબ્ધજન્ય સુસાધ્ય વા કષ્ટસાધ્ય રોગની તો ઔષધાદિક પ્રયત્ન વતી નિવૃત્તિ કરે છે, પરતુ તીવ્રતર પ્રારબ્ધજન્ય અસાધ્ય રોગની નિવૃત્તિ કરવી એ તે રાજાએ કરી અશક્ય છે, તેમ શિથિલ પ્રારબ્ધના ફળરૂપ પ્રવૃત્તિને તો જ્ઞાની જીવન્મુક્તિના સુખ અર્થે, વાસના—રાગદ્વેષના નિવારણરૂપ પ્રયત્ન વતી દૂર કરે છે. પરંતુ તીવ્રતર પ્રારબ્ધની ફળરૂપ પ્રવૃતિ તે જ્ઞાનીએ કરી નિવારણ કરવાને અશક્ય છે. એ રીતિએ વ્યવસ્થા કર્યે પ્રારબ્ધ અને પુરુષાર્થ ઉભય સફળ થાય છે. એથી અધિક પ્રવૃત્તિનો હેતુ પ્રારબ્ધ શિથિલ નથી. કિતુ 'નિકૃષ્ટ' છે, એથી 'મંદ' કહેવાય છે.

હોય તે જ્ઞાનીની અધિક પ્રવૃત્તિ પણ થાય છે; જેમ ( માયાવી ) બાજીગરના તમાશાને મિથ્યા જાણીને સર્વ લોકોની પ્રવૃત્તિ થાય છે, તેમ સર્વ પદાર્થોમાં જ્ઞાનીને મિથ્યાબુદ્ધિ થયેથી પણ પ્રવૃત્તિ સંભવે છે.

૪૭૮. અને જો આમ કહે: ‘જેને જે પદાર્થમાં દોષદૃષ્ટિ હોય તેને વિષે તે પુરુષની પ્રવૃત્તિ થાય નહિ. જ્ઞાનીને અનાત્મપદાર્થોમાં દોષદૃષ્ટિ હોય છે, રાગ હોય નહિ, એથી પ્રવૃત્તિ સંભવે નહિ.’

તે પણ બને નહિ. કેમ કે, જે અપથ્યસેવનમાં, રોગીએ અન્વય-વ્યતિરેકથી દોષનિશ્ચય કર્યો છે, તે અપથ્યસેવનમાં પ્રારબ્ધે કરી જેમ રોગીની પ્રવૃત્તિ થાય છે; તેમ પ્રારબ્ધે કરી જ્ઞાનીની સર્વ વ્યવહારમાં પ્રવૃત્તિ, દોષદૃષ્ટિ હોવા છતાં પણ સંભવે છે. એ રીતિએ જ્ઞાનીના વ્યવહારનો નિયમ નથી. એ પક્ષ વિદ્યારણ્યસ્વામીએ વિસ્તારથી ( પંચદશીના ) તૃપ્તિદીપમાં ( ૧૪૩થી ૧૯૨ પર્યંત શ્લોકે કરી ) પ્રતિપાદન કર્યો છે, એથી તત્ત્વદૃષ્ટિનો વ્યવહાર નિયમરહિત છે. સમાધિરૂપ નિયમનો વિધિ સાંભળીને તત્ત્વદૃષ્ટિ હસે છે. ૧૬.

(તત્ત્વદૃષ્ટિનો દેશાદિક અપેક્ષારહિત દેહપાત)

૪૭૯. દુહો

**भ्रमन करत कछु काल यूं, तत्त्वदृष्टि सुज्ञान ।**
**भोगौ निजप्रारब्ध तव, लीन भये तिहिं प्रान ॥ १७ ॥**

એમ ભ્રમણ કંઈ કાળ કરી, તત્ત્વદૃષ્ટિ સુજ્ઞાન;
ભોગવ્યુ નિજ પ્રારબ્ધ તવ, થયા લીન તે પ્રાણ ૧૭

પ્રારબ્ધભોગથી અનંતર જ્ઞાનીના પ્રાણ ગમન કરે નહિ, એથી તત્ત્વદૃષ્ટિના પ્રાણ લીન થયા એ કહ્યું. અને જ્ઞાનીના શરીરત્યાગમાં કાળવિશેષની અપેક્ષા નથી. ઉત્તરાયણમાં અથવા દક્ષિણાયનમાં, દેહપાત થાય, સર્વથા ( તે ) મુક્ત છે. તેમ દેશવિશેષની પણ અપેક્ષા નથી. કાશી આદિક પવિત્ર દેશમા અથવા અત્યંત મલિન દેશમાં ( ગમે ત્યાં ) જ્ઞાનીનો દેહપાત થાય ( પણ જ્ઞાની ) સર્વથા મુક્ત છે. તેમ આસન-વિશેષની અપેક્ષા નથી. પૃથિવીમાં શબઆસનથી અથવા સિદ્ધઆસન-થી દેહપાત થાય, તેમ ( કાં તો ) સાવધાન બ્રહ્મચિંતન કરતા, અથવા

રોગવ્યાકુલ હાહા શબ્દ પોકારતાં, દેહપાત થાય ( પણ જ્ઞાની )સર્વથા મુક્ત છે, કેમ કે જે કાળમાં જ્ઞાને કરી અજ્ઞાન નિવૃત્ત થયુ તે જ કાળમાં જ્ઞાની મુક્ત છે. એથી જ્ઞાનીને વિદેહમોક્ષમાં દેશકાળ આસનાદિકોની અપેક્ષા[219] નથી, જેમ જ્ઞાનીને દેહપાતમાં દેશકાલાદિકોની અપેક્ષા નથી, તેમ જ્ઞાનના નિમિત્ત શ્રવણમાં પણ દેશકાલઆસનાદિકોની અપેક્ષા નથી.

૪૮૦. અને ઉપાસકને દેશકાલાદિકોની અપેક્ષા છે. યદ્યપિ ભીષ્માદિક જ્ઞાની કહ્યા છે, અને ભીષ્મે ઉત્તરાયણ વિના પ્રાણત્યાગ કર્યો નથી; તથાપિ ભીષ્માદિક અધિકારી પુરુષ છે. એથી ઉપાસકોના ઉપદેશ અર્થે તેઓએ કાળવિશેષની પ્રતીક્ષા કરી છે ( વાટ જોઈ છે). અને વસિષ્ઠ-ભીષ્માદિક અધિકારી છે એથી જ તેઓને અનેક જન્મ થયા છે. કેમ કે અધિકારી પુરુષોનું એક કલ્પ પર્યંત પ્રારબ્ધ હોય છે. કલ્પના અંત વિના વિદેહમોક્ષ થાય નહિ. અને કલ્પના અંતરમાં તેઓને ઇચ્છાબળથી નાના શરીર થાય છે. તથાપિ આત્મસ્વરૂપ વિષે તેઓને જન્મમરણભ્રાંતિ થાય નહિ, એથી ( તેઓ ) જીવન્મુક્ત છે. તે અધિકારી પુરુષોના વ્યવહાર સંપૂર્ણ અન્યના ઉપદેશના નિમિત્ત છે. અને અન્ય જ્ઞાનીના વ્યવહારમાં કોઈ નિયમ નથી. એ અભિપ્રાયથી તત્ત્વદૃષ્ટિના દેહપાતનું દેશકાળ આસનાદિક કંઈ કહ્યું નહિ.

૪૮૧. ( અદૃષ્ટિનો દેશાદિક અપેક્ષા સહિત દેહપાત )

दुहा

**दूजो शिष्य अदृष्टि तिहिं, गंगातट सुभस्थान।**
**देस इकंत पवित्र अति, कियो ब्रह्मको ध्यान ॥ १८ ॥**

---

૨૧૯. અહીં આ સાંપ્રદાયિક વચનો છે.

तीर्थे वा श्वपचगृहे नष्टस्मृतिर्वा परित्यजन् देह ।
ज्ञानफलकालसमये कैवल्यं याति विगतशोक ॥
रथ्यान्तरे मूत्रपुरीषमध्ये चाडालवेश्मन्यथवा स्मशाने ।
कृतप्रयत्नोऽप्यकृतप्रयत्नो देहावसाने लभते च मोक्षम् ॥
देहः पततु वा काश्यां श्वपचस्य गृहेऽथवा ।
ज्ञानसंप्राप्तिसमये सर्वथा मुक्त एव स ॥

**शास्त्ररीति तजि देहकू, पूरव कह्यो जु राह ।**
**जाय मिल्यो सो ब्रह्मतैं, पायो अधिक उछाह ॥ १९ ॥**

બીજો શિષ્ય અદષ્ટ તે ગંગાતટ શુભ સ્થાન;
દેશકાત પવિત્ર અતિ, કર્યું બ્રહ્મનું ધ્યાન. ૧૮

શાસ્ત્ર રીતે ત્યજી દેહને, પૂર્વ કહ્યો જે રાહ,
જઈ મિલ્યો તે બ્રહ્મ સહ, પામી અધિક ઉત્સાહ. ૧૯

જેમ જ્ઞાનીને દેશકાળની અપેક્ષા નથી. તેથી વિપરીત, ઉપાસકને (અપેક્ષા) જાણવી. ઉત્તમ દેશમાં, ઉત્તમ ઉત્તરાયણાદિક કાળમાં ઉપાસક શરીર ત્યજે ત્યારે ઉપાસનાનું ફળ થાય. અને જ્ઞાનીને મરણ-સમયે સાવધાનતાથી જ્ઞેયની સ્મૃતિની અપેક્ષા નથી. ઉપાસકને મરણ-સમયે ધ્યેયના સ્વરૂપની સ્મૃતિની અપેક્ષા છે. જે ધ્યેયનું પૂર્વે ધ્યાન કર્યું છે, તે ધ્યેયની સ્મૃતિ મરણસમયે થાય, ત્યારે ઉપાસનાનું ફળ થાય છે. જેમ ધ્યેયની સ્મૃતિ જોઈએ, તેમ ધ્યેયબ્રહ્મની પ્રાપ્તિનો જે માર્ગ પંચમ તરંગમાં કહ્યો છે, તેની પણ સ્મૃતિ જોઈએ. કેમ કે માર્ગચિંતન પણ ઉપાસનાનું અંગ છે. અને જ્ઞાનનિમિત્ત શ્રવણમાં દેશકાળઆસનની અપેક્ષા નથી. ધ્યાનમાં ઉત્તમ દેશ, નિરંતર કાળ, સિદ્ધાદિક આસનની અપેક્ષા છે. એથી અદષ્ટિને ઉત્તમ દેશ, ગંગા-તીરમાં સ્થિતિ, અને મરણસમયે પણ યોગશાસ્ત્રરીતિએ દેહપાત કહ્યો.

૪૮૨ : (તર્કદૃષ્ટિનો નિશ્ચય—સર્વ શાસ્ત્રોને બ્રહ્મજ્ઞાનની હેતુતા)

दुहा

**तर्कदृष्टि पुनि तीसरो, लहि गुरुमुखउपदेश ।**
**अष्टादसप्रस्थान जिन, अवगाहन करि बेस ॥ २० ॥**
**जेति बानी वैखरी, ताको अलं पिछान ।**
**हेतु मुक्ति को ज्ञान लखि, अदयनिश्चय ज्ञान ॥ २१ ॥**

તર્કદૃષ્ટિ ત્રીજો વળી, લઈ ગુરુમુખ ઉપદેશ;
અષ્ટાદશ પ્રસ્થાનમાં કર્યું અવગાહન* બેશ. ૨૦
યાવત્ વાણી વૈખરી તેને અલં પિછાન;
હેતુ મુક્તિનો જ્ઞાન લખી અદ્વય નિશ્ચય જ્ઞાન. ૨૧

તર્કદૃષ્ટિ નામે ત્રીજો, ગુરુ દ્વારા ઉપદેશને શ્રવણ કરીને, સાંભળેલા

* સ્નાન. અંતઃપ્રવેશ.

અર્થમાં અન્ય શાસ્ત્રોનો વિરોધ દૂર કરવાને, સર્વ શાસ્ત્રોના અભિપ્રાય વિચારીને, આ નિશ્ચય કર્યો: સકળ શાસ્ત્રોનું પરમ પ્રયોજન મોક્ષ છે. મોક્ષનું સાધન જ્ઞાન છે, તે જ્ઞાન અદ્વયનિશ્ચયરૂપ છે, ભેદનિશ્ચય યથાર્થ જ્ઞાન નથી. (અને) સર્વ શાસ્ત્ર સાક્ષાત્ અથવા પરંપરાથી બ્રહ્મજ્ઞાનનો હેતુ છે.

યદ્યપિ સંસ્કૃત વૈખરીવાણીનાં અષ્ટાદશ પ્રસ્થાન છે. તેઓમાં કોઈ કર્મને પ્રતિપાદન કરે છે, કોઈ વિષયસુખના ઉપાયોને પ્રતિપાદન કરે છે, કોઈ બ્રહ્મભિન્ન દેવોની ઉપાસનાને બોધન કરે છે. તેમ જ્ઞાન-નિમિત્ત જે ન્યાયસાંખ્ય આદિ શાસ્ત્ર છે, તે પણ ભેદજ્ઞાનને જ યથાર્થ જ્ઞાન કહે છે. એથી સર્વ(શાસ્ત્રો)ને અદ્વૈતબ્રહ્મની બોધકતા બને નહિ. તથાપિ સકલ શાસ્ત્રોના કર્તા (ઋષિમુનિ) સર્વજ્ઞ થયા છે, અને કૃપાળુ થયા છે. એથી તેઓનાં કરેલાં મૂળ સૂત્રોનો તો વેદને અનુસાર જ અર્થ છે. પરંતુ તેમના વ્યાખ્યાનકર્તા ભ્રાંત થયા છે. (તેઓએ) મૂળ સૂત્રકારોના અભિપ્રાયથી વિલક્ષણ અર્થ કર્યા છે તે વેદથી વિરુદ્ધ તે સૂત્રોનો અર્થ નથી, કિંતુ સર્વ શાસ્ત્રનો વેદાનુસારી અર્થ છે. તર્કદૃષ્ટિએ ઉત્તમ સંસ્કારથી એ નિશ્ચય કર્યો.

૪૮૩. (વિદ્યાનાં અષ્ટાદશ પ્રસ્થાન[૨૧૭])

વિદ્યાનાં અષ્ટાદશ પ્રસ્થાન (માર્ગ) આ છે: ચાર વેદ, ચાર ઉપવેદ, ષડ્ વેદનાં અંગ, (ચાર ઉપાગ=) પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, એ રીતિએ વૈખરીવાણીરૂપ વિદ્યાના અઢાર ભેદ છે, તેઓને પ્રસ્થાન કહે છે.

૪૮૪. (ચાર વેદ અને તેઓનુ બ્રહ્મજ્ઞાનમા તાત્પર્ય)

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, એ ચાર વેદ છે. તેઓમાં કેટલાક વચન જ્ઞેય બ્રહ્મને બોધન કરે છે; કેટલાક ધ્યેય(બ્રહ્મ)ને બોધન કરે છે; અને શેષ કર્મને બોધન કરે છે. જે કર્મનાં બોધક વેદવચન છે, તેઓનુ પણ અંતઃકરણશુદ્ધિ દ્વારા જ્ઞાન જ પ્રયોજન છે. અને પ્રવૃત્તિમાં કોઈ વેદવચનનો અભિપ્રાય નથી, કિંતુ નિષિદ્ધ સ્વાભાવિક પ્રવૃત્તિથી રોકવામાં અભિપ્રાય છે. એથી અભિચારાદિક કર્મનો પ્રતિપાદક જે અથર્વવેદ છે, તેનું પણ નિવૃત્તિમાં તાત્પર્ય છે. જો દ્વેષથી

૨૧૭. ઉપદેશ–ઉપાય. જેમ શ્રુતિસ્મૃતિન્યાયપ્રદર્શક ઉપનિષદ ગીતા–શારીરકસૂત્રરૂપત્રયભાષ્યરૂપ પ્રસ્થાનત્રય.

શત્રુ મારવામાં પ્રવૃત્ત હોય તો ગર(વિષ)દાને અથવા અગ્નિદાહે શત્રુને મારે નહિ, એ સારુ અભિચારકર્મ–શ્યેનયાગાદિક–કહ્યાં છે. (શત્રુમારણના નિમિત્ત જે કર્મ તે 'અભિચાર' કહેવાય છે. એવો શ્યેનનામક યજ્ઞ છે.) શ્યેનયાગનું બોધક જે વેદવચન છે, તેનો આ આ અર્થ નથી: 'શત્રુમારણકામનાવાળો શ્યેનયાગમાં પ્રવૃત્ત થાય,' કિંતુ શત્રુ મારવાની જેને કામના થાય તે શ્યેનયાગથી ભિન્ન જે ગરદાનાદિક શત્રુ મારવાના ઉપાય છે, તેઓમાં પ્રવૃત્ત થાય નહિ. એ રીતિએ દ્વેષથી પ્રાપ્ત જે ગરદાનાદિક તેઓથી નિવૃત્તિમાં શ્યેનયાગ-બોધક વચનનો અભિપ્રાય છે, પ્રવૃત્તિમાં નથી. કેમ કે, પ્રવૃત્તિ દ્વેષથી પ્રાપ્ત છે. જે અન્યથી પ્રાપ્ત હોય તેમાં વાક્યોનો અભિપ્રાય હોય નહિ. એ રીતિએ સર્વ અથર્વવેદનું નિવૃત્તિમાં તાત્પર્ય છે. અને ત્રણે વેદમાં કર્મબોધક વાક્યોનો, અંતઃકરણશુદ્ધિ દ્વારા, જ્ઞાનમાં ઉપયોગ સ્પષ્ટ છે.

૪૮૫. (ચાર ઉપવેદ અને તેઓનું બ્રહ્મજ્ઞાનમાં તાત્પર્ય)

તેમ ચાર ઉપવેદ છે. આયુર્વેદ ૧, ધનુર્વેદ ૨, ગાન્ધર્વવેદ ૩, અર્થવેદ ૪. તેઓમાં આયુર્વેદના કર્તા બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિની-કુમાર, ધન્વંતરિ આદિક છે. ચરક, વાગ્ભટાદિક ચિકિત્સાશાસ્ત્ર આયુ-ર્વેદ છે. અને વાત્સ્યાયનકૃત કામશાસ્ત્ર પણ આયુર્વેદના અંતર્ભૂત છે. કેમ કે કામશાસ્ત્રનો વિષય–વાજીકરણ, સ્તંભનાદિક પણ ચરકાદિકોએ કથન કર્યો છે. તે આયુર્વેદનો વૈરાગ્યમાં જ અભિપ્રાય છે. કેમ કે આયુર્વેદની રીતિએ રોગાદિકોની નિવૃત્તિ થયાથી પણ પુનઃરોગાદિક ઉત્પન્ન થાય છે. એથી લૌકિક ઉપાય તુચ્છ છે. એ અર્થમાં આયુર્વેદનો અભિપ્રાય છે. અને ઔષધદાનાદિકોથી પુણ્ય થઈને અંતઃકરણની શુદ્ધિ દ્વારા પણ જ્ઞાનમાં ઉપયોગ છે.

તેમ વિશ્વામિત્રકૃત ધનુર્વેદમાં આયુધ નિરૂપણ કર્યાં છે. આયુધ ચાર પ્રકારનાં છે: મુક્ત ૧, અમુક્ત ૨, મુક્તામુક્ત ૩, યંત્રમુક્ત ૪. (ચક્રાદિક હાથવતે ફેંકીએ તે મુક્ત કહેવાય છે. ખડ્ગાદિક અમુક્ત કહેવાય છે. બરછી આદિક મુક્તામુક્ત કહેવાય છે. શર, ગોળી આદિક યંત્રમુક્ત કહેવાય છે.) એ રીતિએ ચાર પ્રકારનાં આયુધ છે. તેઓમાં મુક્ત આયુધને અસ્ત્ર કહે છે. અમુક્તને શસ્ત્ર કહે છે. એ ચારે પ્રકારનાં આયુધોના, બ્રહ્મા, વિષ્ણુ, પશુપતિ, પ્રજાપતિ, અગ્નિ, વરુણ આદિક દેવતા (અને) મંત્ર કહ્યા છે. (એ આયુધોના) ક્ષત્રિયકુમાર

અધિકારી કહ્યા છે. અને તેઓના અનુસારી બ્રાહ્મણાદિક પણ અધિકારી કહ્યા છે. અને તેઓના ચાર ભેદ કહ્યા છે: પદાતિ ૧, રથારૂઢ ૨, અશ્વારૂઢ ૩, ગજારૂઢ ૪, અને યુદ્ધમાં શકુનમંગલ કહ્યાં છે. એટલો અર્થ ધનુર્વેદના પ્રથમ પાદમાં કહ્યો છે. અને આચાર્યનાં લક્ષણ તથા આચાર્યથી શસ્ત્રોનાં ગ્રહણની રીતિ ધનુર્વેદના દ્વિતીય પાદમાં કહી છે. અને ગુરુસંપ્રદાયથી પ્રાપ્ત થયેલાં શસ્ત્રોનો અભ્યાસ તથા મંત્રસિદ્ધિ (અને) દેવતાસિદ્ધિનો પ્રકાર તૃતીય પાદમાં કહ્યો છે. સિદ્ધ થયેલા મંત્રોનો પ્રયોગ ચતુર્થ પાદમાં કહ્યો છે. એટલો અર્થ ધનુર્વેદમા છે. તે બ્રહ્મા પ્રજાપતિ આદિકોથી વિશ્વામિત્રને પ્રાપ્ત થયો છે. (અને) તેણે પ્રકટ કર્યો છે, અને વિશ્વામિત્રથી ધનુર્વેદ ઉત્પન્ન નથી થયો. દુષ્ટ ચોરાદિકોથી પ્રજાપાલન ક્ષત્રિયનો ધર્મબોધક ધનુર્વેદ છે. એથી તેનો પણ અંતઃકરણશુદ્ધિ કરીને, જ્ઞાન દ્વારા મોક્ષમા જ અભિપ્રાય છે.

ગાન્ધર્વવેદ ભરતે પ્રકટ કર્યો છે. તેમાં સ્વર તાલ મૂર્છના સહિત, ગીત, નૃત્ય, વાદ્યનું નિરૂપણ વિસ્તાર વડે કર્યું છે. દેવતાનું આરાધન, નિર્વિકલ્પ સમાધિની સિદ્ધિ, ગાન્ધર્વ વેદનું પ્રયોજન કહ્યું છે. એથી તેનું પણ અંતઃકરણની એકાગ્રતા કરીને, જ્ઞાન દ્વારા, મોક્ષ જ પ્રયોજન છે.

તેમ અર્થવેદ પણ નાના પ્રકારનો છે. નીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સૂપકાર(પાક)શાસ્ત્ર, આદિ લઈને ધનપ્રાપ્તિના ઉપાયબોધક શાસ્ત્ર અર્થવેદ કહેવાય છે. ધનપ્રાપ્તિના સકળ ઉપાયોમાં નિપુણ પુરુષને પણ ભાગ્ય વિના ધનની પ્રાપ્તિ થાય નહિ. એથી અર્થવેદનું પણ વૈરાગ્યમાં જ તાત્પર્ય છે.

૪૮૬. (ચાર વેદનાં ષડંગોનું અર્થ સહિત પ્રયોજન)

ચાર વેદોનાં છ અંગ છે: શિક્ષા ૧, કલ્પ ૨, વ્યાકરણ ૩, નિરુક્ત ૪, જ્યોતિષ ૫, (છંદસ કિંવા) પિંગલ ૬. એ છ વેદનાં ઉપયોગી હોવાથી વેદનાં અંગ કહેવાય છે.

તેઓમાં શિક્ષાના કર્તા પાણિનિ છે. વેદના શબ્દોમાં અક્ષરોના સ્થાનનું જ્ઞાન, અને ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિતનું જ્ઞાન શિક્ષાથી થાય છે. વેદના વ્યાખ્યાનરૂપ જે અનેક પ્રતિશાખા નામે ગ્રંથો છે, તે પણ શિક્ષાના અંતર્ભૂત છે.

તેમ વેદબોધિત કર્મના અનુષ્ઠાનની રીતે કલ્પસૂત્રોથી જાણી જાય છે. યજ્ઞ કરાવવાવાળા બ્રાહ્મણ ઋત્વિક્ કહેવાય છે. તેઓમાં ભિન્ન

ભિન્ન કરવા યોગ્ય જે કર્મ તેઓના પ્રકારનાં બોધક કલ્પસૂત્ર છે. તે કલ્પસૂત્રના કર્તા કાત્યાયન આશ્વલાયનાદિ મુનિ છે. એથી કલ્પસૂત્ર પણ વેદનાં ઉપયોગી હોવાથી વેદનાં અંગ છે.

તેમ વ્યાકરણથી વેદના શબ્દોની શુદ્ધતાનું જ્ઞાન થાય છે. તે વ્યાકરણ સૂત્રરૂપ અષ્ટાધ્યાયી પાણિનિ નામે મુનિએ કર્યું છે. કાત્યાયન અને પતંજલિએ તે સૂત્રોનાં વ્યાખ્યાનરૂપ વાર્તિક અને ભાષ્ય કર્યાં છે. અન્ય જે વ્યાકરણો છે તેઓમાં વેદના શબ્દોનો વિચાર નથી, તેથી પુરાણાદિકોમાં તો ઉપયોગી છે, પરંતુ વેદનાં ઉપયોગી નથી અને પાણિનિકૃત વ્યાકરણ વેદના શબ્દોની પણ સિદ્ધિ કરે છે; એથી વેદનું અંગ છે.

તેમ યાસ્કનામે મુનિએ ત્રયોદશ અધ્યાયરૂપ નિરુક્ત કર્યું છે. તેમાં વેદના મંત્રોમાં અપ્રસિદ્ધ પદોના અર્થબોધના નિમિત્ત નામ નિરૂપણ કર્યાં છે. એથી વૈદિક અપ્રસિદ્ધ પદોના અર્થજ્ઞાનમાં ઉપયોગી હોવાથી, નિરુક્ત પણ વેદનું અંગ છે. સંજ્ઞાનો બોધક જે પંચાધ્યાયરૂપ નિઘંટુ નામે ગ્રંથ યાસ્કે કર્યો છે, તે પણ નિરુક્તના અંતર્ભૂત છે. અમરસિંહ હેમાદિકોએ કરેલા જે સંજ્ઞાના બોધક અન્ય કોશ છે, તે સર્વ નિરુક્તના અંતર્ભૂત છે.

તેમ પિંગલમુનિએ સૂત્રઅષ્ટઅધ્યાયથી છંદ નિરૂપણ કર્યા છે. તેઓથી વૈદિક ગાયત્રી આદિક છંદોનું જ્ઞાન થાય છે, એથી પિંગલકૃત સૂત્ર પણ વેદનાં અંગ છે.

તેમ આદિત્ય, ગર્ગાદિકૃત જ્યોતિષ પણ વેદનું અંગ છે. કેમ કે વૈદિક કર્મના આરંભમા કાળનું જ્ઞાન જોઈએ તે કાળજ્ઞાન જ્યોતિષથી થાય છે, એથી વેદનું અંગ છે.

એ ષટ્ જે વેદનાં અંગ છે, તેઓમાંથી વેદમાં ઉપયોગી જે અર્થ નથી તેનું પ્રસંગથી નિરૂપણ કર્યું છે, પ્રધાનતાએ નથી કર્યું. એથી વેદનું જે પ્રયોજન છે તે જ ષડ્ અંગોનું પ્રયોજન છે, પૃથક્ નથી.

૪૮૭. પુરાણ અષ્ટાદશ (અઢાર) છે. વ્યાસ નામ મુનિએ કર્યાં છે. તેઓના આ નામ છે: બ્રહ્મ ૧, પદ્મ ૨, વિષ્ણુ ૩, શિવ ૪, ભાગવત ૫, નારદીય ૬, માર્કંડેય ૭, અગ્નિ ૮, ભવિષ્ય ૯, બ્રહ્મવૈવર્ત્ત ૧૦, લિંગ ૧૧, વરાહ ૧૨, સ્કંધ ૧૩, વામન ૧૪, કૂર્મ ૧૫, મત્સ્ય ૧૬, ગરુડ ૧૭, બ્રહ્માણ્ડ ૧૮. એ અષ્ટાદશ પુરાણ વ્યાસે કર્યાં છે.

તેમ કાલીપુરાણાદિ અન્ય બહુ છે, તે ઉપપુરાણ છે. કોઈ ઉપપુરાણ પણ અષ્ટાદશ કહે છે, તે નિયમ નથી. ઉપપુરાણ બહુ છે. ભાગવત બે છે: એક તો વૈષ્ણવ ભાગવત છે, અને બીજું ભગવતીભાગવત છે. બેની સમાનસંખ્યા અષ્ટાદશસહસ્ર છે. અને બન્નેના દ્વાદશ સ્કંધ છે. પરંતુ તેઓમાં એક પુરાણ છે, અને બીજુ ઉપપુરાણ છે. બન્ને વ્યાસ કૃત છે, એથી બન્ને પ્રમાણ છે. જેમ વ્યાસે પુરાણ કર્યાં છે, તેમ કેટલાંક ઉપપુરાણ પણ વ્યાસે કર્યાં છે. કેટલાંક ઉપપુરાણ પરાશર આદિ અન્ય સર્વજ્ઞ મુનિઓએ કર્યાં છે. એથી ઉપપુરાણ પણ પ્રમાણ છે. જે ઉપનિષદનો અર્થ છે, તે જ ઉપપુરાણ સહિત પુરાણનો અર્થ છે. એ વાર્તા આગળ (અંક ૫૧૦થી ૫૧૭ પર્યંત) પ્રતિપાદન કરીશું.

૪૮૮. પંચ અધ્યાયરૂપ ન્યાયસૂત્ર ગૌતમે કર્યાં છે. તેઓમાં યુક્તિપ્રધાન છે. યુક્તિચિંતનથી પુરુષની તીવ્રબુદ્ધિ થાય, ત્યારે મનન કરવાવિષે સમર્થ થાય છે. એથી યુક્તિપ્રધાન ન્યાયસૂત્રોનું પણ મનન દ્વારા વેદાંતજન્ય જ્ઞાન જ ફળ છે. અને કણાદ નામ મુનિએ દશ અધ્યાયરૂપ વૈશેષિકસૂત્ર કર્યાં છે; તેઓનો પણ ન્યાયમાં અન્તર્ભાવ છે.

૪૮૯. તેમ મીમાંસાના બે ભેદ છે: એક ધર્મમીમાંસા (કિંવા કર્મમીમાંસા) અને બીજી બ્રહ્મમીમાંસા. ધર્મમીમાંસાને પૂર્વમીમાંસા કહે છે અને બ્રહ્મમીમાંસાને ઉત્તરમીમાંસા કહે છે. ધર્મમીમાંસાના દ્વાદશ અધ્યાય છે. જૈમિનિ નામે તેના કર્તા છે. કર્મઅનુષ્ઠાનની રીતિ તેમા પ્રતિપાદન કરી છે. એથી વિધિએ કરી કર્મમા પ્રવૃત્તિ એ ધર્મમીમાંસાનું ફળ છે. કર્મમાં પ્રવૃત્તિએ કરી અંતઃકરણ શુદ્ધિ, તેણે કરી જ્ઞાન, અને જ્ઞાનથી મોક્ષ. એ રીતિએ ધર્મમીમાંસાનું મોક્ષ ફળ છે. અને ધર્મમીમાંસાના દ્વાદશ અધ્યાયોમાં પોતામાં અર્થનો ભેદ છે. તે કઠિન છે એથી લખ્યો નથી. અને સંકર્ષણકાંડ પંચ અધ્યાયરૂપ જૈમિનિએ કર્યો છે, તે વિષે ઉપાસના કહી છે. તેનો પણ ધર્મમીમાંસામા અંતર્ભાવ છે તેમ બ્રહ્મમીમાંસાના ચાર અધ્યાય છે. તેના કર્તા વ્યાસ છે. એક એક અધ્યાયના ચાર ચાર પાદ છે. ત્યાં પ્રથમ (સમન્વય) અધ્યાયમાં આ અર્થ છે: સર્વ ઉપનિષદવાક્ય, બ્રહ્મને પ્રતિપાદન કરે છે; અન્યને નહિ. અને ઉપનિષદવાક્યનો, મંદબુદ્ધિ પુરુષને પોતામાં વિરોધ પ્રતીત થાય છે, તેનો પરિહાર દ્વિતીય (અવિરોધ) અધ્યાયમાં કહ્યો છે. અને જ્ઞાન તથા ઉપાસનાનાં સાધનનો વિચાર તૃતીય (સાધન) અધ્યાયમાં કહ્યો છે. જ્ઞાનઉપાસનાનું ફળ ચતુર્થ (ફળ) અધ્યાયમાં કહ્યું છે. એ બ્રહ્મ-

મીમાંસારૂપ[૨૧૮] શારીરકશાસ્ત્ર જ સર્વ શાસ્ત્રમાં પ્રધાન છે. મુમુક્ષુને

૨૧૮. બ્રહ્મસૂત્રનાં નામાતર: ભિક્ષુસૂત્ર, ઉત્તરમીમાંસા, બાદરાયણસૂત્ર, બ્રહ્મ-મીમાસા વેદાતસૂત્ર, વ્યાસસૂત્ર, શારીરકસૂત્ર.

એ ઉપર વ્યાખ્યાન ગ્રંથો બહુ છે. તેમાંથી બહુ પ્રસિદ્ધનાં નામ:




### ૨: શંકરભાષ્ય ઉપર અન્ય ટીકાઓ

[પંચપાદિકા (૧). ભામતી (૨). પૂર્વ ઉક્તા.]

શારીરકભાષ્યન્યાયનિર્ણય (આનંદગિરિકૃત) ૩. બ્રહ્મવિદ્યાભરણ (અદ્વૈતાનંદ-કૃત) ૪. રત્નપ્રભા (રામાનંદસરસ્વતીકૃતા) ૫. ભાષ્યદીપિકા (જગન્નાથયતિ કૃતા) ૬. ઇત્યાદિ

### ૨: શંકરભાષ્ય ઉપરિ વાર્તિક

ભિક્ષુસૂત્રભાષ્યવાર્તિક (બાલકૃષ્ણાનન્દકૃત)

### ૧. બ્રહ્મસૂત્ર ઉપર વૃત્તિઓ

ભગવાન ઉપવર્ષકૃતાવૃત્તિ (૧). બ્રહ્મામૃતવર્ષિણી (રામાનંદસરસ્વતીકૃતા) (૨) બ્રહ્મસૂત્રવૃત્તિ (શંકરાનંદકૃતા) (૩) બ્રહ્મસૂત્રાર્થપ્રકાશિકા (જ્ઞાનેન્દ્રસ્વામિ-કૃતા) (૪). સુબોધિની (ગંગાધરકૃતા) (૫). મિતાક્ષરા (અન્નંભટ્ટકૃતા) (૬).

એ જ ઉપાદેય છે. તેના વ્યાખ્યાનરૂપ ગ્રંથ યદ્યપિ નાના છે, તથાપિ શ્રીશંકરકૃત ભાષ્યરૂપ વ્યાખ્યાન જ મુમુક્ષુને શ્રોતવ્ય છે. તેનું જ્ઞાન દ્વારા મોક્ષફળ સ્પષ્ટ જ છે.

૪૯૦. તેમ મનુ, યાજ્ઞવલ્ક્ય, વિષ્ણુ, યમ, અંગિરા, વસિષ્ઠ, દક્ષ, સંવર્ત, શાતાતપ, પરાશર, ગૌતમ, શંખ, લિખિત, હારિત, આપસ્તંબ, શુક્ર, બૃહસ્પતિ, વ્યાસ, કાત્યાયન, દેવલ, નારદ ઇત્યાદિક સર્વજ્ઞ થયા છે, તેઓએ વેદ અનુસાર સ્મૃતિ નામ ગ્રંથો કર્યા છે. તે ધર્મશાસ્ત્ર કહેવાય છે. તેમાં વર્ણ (અને) આશ્રમના કાયિક, વાચિક, માનસિક, ધર્મ કહ્યા છે. તેઓનું પણ અંતઃકરણશુદ્ધિ દ્વારા જ્ઞાન થઈ મોક્ષ જ પ્રયોજન છે.

તેમ વ્યાસે મહાભારત અને વાલ્મીકિએ રામાયણ કર્યું છે. તેઓનો પણ ધર્મશાસ્ત્રમાં અંતર્ભાવ છે. અને દેવતા–આરાધનાના નિમિત્ત જે મંત્રશાસ્ત્ર છે તેનો પણ ધર્મશાસ્ત્રમા અંતર્ભાવ છે. દેવતા-આરાધનનું અંતઃકરણશુદ્ધિ પ્રયોજન છે.

૪૯૧. તેમ સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર, વૈષ્ણવતંત્ર, શૈવતંત્ર,

---

વિદ્વજ્જનમનોરમા (રંગનાથકૃતા) (૭) સમંજસા (અનૂપનારાયણકૃતા) (૮) બ્રહ્મસૂત્રતાત્પર્ય (ભૈરવદીક્ષિત તિલકકૃત) (૯). બ્રહ્મસૂત્રવૃત્તિ (રામભદ્રકૃતા) (૧૦). ભવદેવમિશ્રકૃતા વૃત્તિ (૧૧) દિગ્દર્શિની (૧૨). શંકરપાદભૂષણ (રઘુનાથશાસ્ત્રી પર્વતેકૃત) (૧૩). નારાયણભટ્ટકૃતા વૃત્તિ (૧૪). ઇત્યાદિ.

૧. બ્રહ્મસૂત્રના અધિકરણ અનુસાર રચિત ગ્રંથો શારીરકમીમાંસાન્યાયસંગ્રહ (પ્રકાશાત્મયતિકૃત) (૧). વેદાંતનયભૂષણ (સ્વયંપ્રકાશાનંદસરસ્વતીકૃત) (૨). વેદાંતસૂત્રમુક્તાવલિ (બ્રહ્માનંદસરસ્વતીકૃત) (૩) વેદાંતાધિકરણમાલા સટીક (માધવાચાર્યકૃતા) (૪) શારીરકન્યાયરક્ષામણિ (અપ્પય્યદીક્ષિતકૃત) (૫). બ્રહ્મસૂત્રેન્દુશેખર (નાગોજીભટ્ટકૃતા) (૬). ઇત્યાદિ

### ૧. બ્રહ્મસૂત્રાદ્યનુસારી નિબંધો

સંક્ષેપશારીરક (પદ્યાત્મક) (સર્વજ્ઞાત્મમુનિકૃત) (૧)

એ ઉપરી ટીકાઓ· તત્ત્વબોધિની (નૃસિંહાશ્રમકૃત) (૧). સં. શા. સારસંગ્રહ (મધુસૂદનસરસ્વતીકૃત) (૨). વિદ્યામૃતવર્ષિણી (રાઘવાનંદસરસ્વતીકૃતા) (૩). સર્વાર્થપ્રકાશિકા (રામતીર્થકૃતા) (૪) સિદ્ધાંતદીપ વિશ્વવેદકૃતા (૫)

(૧) વિવરણપ્રમેયસંગ્રહ વિદ્યારણ્યકૃત) (૨) શારીરકરહસ્ય (શ્લોકાત્મક) (રામતીર્થકૃત) (૩). ઇત્યાદિ.

ઇત્યાદિ અસંખ્ય પ્રસિદ્ધાપ્રસિદ્ધ ગ્રંથો છે.

આદિક પણ ધર્મશાસ્ત્રના અંતર્ભૂત છે; કેમ કે તેઓમાં પણ માનસ-ધર્મ(ઉપાસના)નુ નિરૂપણ છે.

ત્યાં સાખ્યશાસ્ત્ર ષડધ્યાયરૂપ કપિલે કર્યું છે. તેના પ્રથમ અધ્યાયમાં વિષયનિરૂપણ કર્યાં છે. દ્વિતીય અધ્યાયમાં મહત્તત્ત્વ અહંકારાદિક પ્રધાનના કાર્ય કહ્યાં છે. તૃતીય અધ્યાયમાં વિષયોથી વૈરાગ્ય કહ્યો છે. ચોથા અધ્યાયમાં વિરક્તોની આખ્યાયિકા કહી છે. પાંચમા અધ્યાયમાં પરપક્ષનું ખંડન કહ્યું છે. છઠ્ઠા અધ્યાયમા સર્વ અર્થનો સંક્ષેપે સંગ્રહ કર્યો છે. પ્રકૃતિપુરુષના વિવેકથી પુરુષનું અસંગ જ્ઞાન (એ) સાંખ્યશાસ્ત્રનુ પ્રયોજન છે. તેનુ પણ ત્વંપદના લક્ષ્ય-અર્થ શોધન દ્વારા મહાવાક્યજન્ય જ્ઞાનમા ઉપયોગ હોવાથી મોક્ષ જ ફળ છે.

૪૯૨. તેમ યોગશાસ્ત્ર ચાર પાદરૂપ છે. પતંજલિ તેના કર્તા છે. તે પતંજલિ શેષનો અવતાર છે. એક ઋષિ સંધ્યા–ઉપાસન કરતા હતા, તેમની અંજલિમા પ્રકટ થઈને પૃથ્વીમાં પડ્યા છે, એથી પતજલિ નામ કહેવાય છે. તેણે શરીરના રોગરૂપી મળને દૂર કરવાને સારુ ચિકિત્સા ગ્રંથ કર્યો છે. અને અશુદ્ધ શબ્દના ઉચ્ચારણરૂપી જે વાણીનો મળ છે, તેના નાશ સારુ પાણિનિ વ્યાકરણનું ભાષ્ય કર્યું છે. તેમ વિક્ષેપરૂપ અંતઃકરણનો મળ છે, તે(વિક્ષેપ)ના નાશ સારુ યોગસૂત્ર કર્યાં છે. ત્યાં પ્રથમપાદમા ચિત્તવૃત્તિના નિરોધરૂપ સમાધિ અને તેના સાધન–અભ્યાસ વૈરાગ્યાદિક કહ્યા છે. (તેને સમાધિપાદ વા સિદ્ધપાદ કહે છે). તેમ વિક્ષિપ્ત ચિત્તને સમાધિના સાધન–યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, એ આઠ સમાધિના અંગ દ્વિતીય પાદમાં કહ્યાં છે. (તેને સાધનપાદ વા ક્રિયાપાદ કહે છે.) તૃતીય પાદમાં યોગની વિભૂતિ કહી છે. (તેને વિભૂતિપાદ કહે છે.) ચતુર્થ પાદમાં યોગનું ફળ મોક્ષ કહ્યો છે. (તેને કૈવલ્યપાદ વા ફળપાદ કહે છે.)

એ રીતિએ યોગશાસ્ત્ર પણ જ્ઞાનસાધન–નિદિધ્યાસનના સપાદન દ્વારા મોક્ષનો હેતુ છે. અને શારીરકસૂત્રમાં જે સાંખ્યયોગનું ખંડન કર્યું છે, તે તેઓમા વ્યાખ્યાન જે ઉપનિષદથી વિરુદ્ધ કર્યાં છે, તેઓનું ખંડન કર્યું છે; સૂત્રોનું નહિ. તેમ ન્યાયવૈશેષિકનુ ખંડન પણ વિરુદ્ધ વ્યાખ્યાનનું છે.

૪૯૩. તેમ નારદે પંચરાત્ર નામે તત્ર કર્યું છે. તેમાં વાસુદેવમાં

અંતઃકરણસ્થાપન કહ્યું છે. તેનુ પણ અંતઃકરણની સ્થિરતા વડે જ્ઞાન દ્વારા મોક્ષ જ ફળ છે. સર્વ વૈષ્ણવગ્રંથ પંચરાત્રના અંતર્ભૂત છે. તે પંચરાત્ર ધર્મશાસ્ત્રના અંતર્ભૂત છે. તેમ પાશુપત તંત્રમાં પશુપતિનું આરાધન કહ્યું છે. તેના કર્તા પશુપતિ છે. તેનું પણ અંતઃકરણની નિશ્ચળતા દ્વારા મોક્ષસાધન જ્ઞાન ફળ છે. અન્ય જે શૈવ ગ્રંથ છે, તે સર્વ પાશુપત તંત્રના અંતર્ભૂત છે. તેમ ગણેશ, સૂર્ય, દેવીની ઉપાસનાબોધક ગ્રંથોનુ, ચિત્તની નિશ્ચળતા દ્વારા, જ્ઞાન ફળ છે. અને સર્વનો ધર્મશાસ્ત્રમાં અંતર્ભાવ છે.

૪૯૪. પરંતુ દેવીની ઉપાસનાના બોધક ગ્રંથમાં બે સંપ્રદાય છે: એક દક્ષિણ સંપ્રદાય અને બીજો ઉત્તર સંપ્રદાય છે. ઉત્તર સંપ્રદાયને વામમાર્ગ કહે છે. તેઓમાં દક્ષિણસંપ્રદાયની રીતિએ જે ગ્રંથમાં દેવીની ઉપાસના છે, તે ધર્મશાસ્ત્રના અંતર્ભૂત છે. અને વામમાર્ગ જે ગ્રંથોમાં છે તે ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ છે, એથી અપ્રમાણ છે. યદ્યપિ વામતંત્ર શિવે કર્યું છે, તથાપિ સકળ શાસ્ત્ર અને વેદથી વિરુદ્ધ છે, એથી પ્રમાણ નથી. જેમ વિષ્ણુના બુદ્ધાવતારે નાસ્તિક ગ્રંથ કર્યા છે, તે વેદ વિરુદ્ધ છે, એથી પ્રમાણ નથી. તેમ શિવકૃત વામતંત્ર અત્યંત વિરુદ્ધ છે, એથી પ્રમાણ નથી; મદિરાદિક અત્યંત અશુદ્ધ પદાર્થોનું તેમાં ગ્રહણ લખ્યુ છે. અને ઉત્તમ પદાર્થોનાં જે નામ છે, તે જ મલિન પદાર્થોનાં નામ લોકવંચનાને નિમિત્ત કહે છે. મદિરાનું નામ તીર્થ, માંસનું નામ શુદ્ધ, મદિરાપાત્રનુ નામ પદ્મા, પલાંડુ(પ્યાજ=ડુંગળી)નું નામ વ્યાસ, લસણનું નામ શુકદેવ, મદિરાકારી કલાલનું નામ દીક્ષિત કહે છે, તેમ વેશ્યાસેવી (ગણિકાને સેવનાર), ચર્મકારી આદિક ચાંડાલીસેવીને, પ્રયાગસેવી, કાશીસેવી કહે છે. અને ભૈરવીચક્રમાં સ્થિત જે ચાંડાલાદિક છે તેઓને બ્રાહ્મણ કહે છે; અને અત્યંત વ્યભિચારિણીને યોગિની (કહે છે) અને વ્યભિચારીને યોગી કહે છે, એમ અનેક પ્રકારે નિષિદ્ધ તેઓનો વ્યવહાર છે. પૂજનના સમયે અનેક દોષવતી સ્ત્રીને ઉત્તમશક્તિ કહે છે. જાતિની ચાંડાલી, અતિવ્યભિચારિણી રજસ્વલા સ્ત્રીને દેવીબુદ્ધિથી પૂજન કરે છે. તેનુ ઉચ્છિષ્ટ મદિરાપાન કરે છે અને અધિક મદિરાપાને કરી જે વમન કરી દે, તેને પૃથ્વી ઉપર પડવા દેતા નથી, અને આચાર્ય સહિત બીજા સાવધાન ભક્ષણ કરે છે. વમનને ભૈરવી કહે છે. સ્ત્રીની-માં જીભ લગાવીને મંત્રનો જપ કરે છે. મદિરા ૧, માંસ ૨, મત્સ્ય ૩, મુદ્રા ૪, મંત્ર (મૈથુન) ૫, એ પાંચ મકારોને

ભોગમોક્ષ નિમિત્ત સેવન કરે છે. પ્રથમ દ્વિતીયાદિક ત્રણે મકારોનો અપ્રસિદ્ધ નામથી વ્યવહાર કરે છે, એથી આદિ લઈને વામતંત્રનો સકળ વ્યવહાર આ લોકથી અને પરલોકથી ભ્રષ્ટ કરે છે. એ કારણથી કર્ણછેદી યોગી અને અવધૂત ગોસાંઈ, તેમ અનેક સંન્યાસી અને બ્રાહ્મણાદિક વામમાર્ગને સેવન કરે છે, તોપણ લોકવેદનિંદિત જાણીને ગુપ્ત રાખે છે. અધિક શું કહીએ ! ! વામતંત્રની રીતિ સાંભળીને મ્લેચ્છને પણ રોમાચ થઈ જાય, એવું નિંદિત વામતંત્ર છે. સર્વાંગી (સર્વભક્ષી) જે અ(ભક્ષ્ય) ભક્ષણ કરે છે તે સર્વ નિંદિત માર્ગ વામતંત્રમાં કહ્યા છે. અતિનીચ વ્યવહાર લખવા યોગ્ય નહિ. એથી વિશેષ પ્રકાર લખ્યો નથી. સર્વથા વામતંત્ર ત્યાગવા યોગ્ય છે.

૪૯૫. તેમ નાસ્તિક મત પણ ત્યાગવા યોગ્ય છે. નાસ્તિકના છ ભેદ છે: માધ્યમિક ૧, યોગાચાર ૨, સૌત્રાતિક ૩, વૈભાષિક ૪, ચાર્વાક ૫, દિગંબર ૬. એ છએ વેદને પ્રમાણ નથી માનતા. તેઓના પોતામાં વિલક્ષણ સિદ્ધાંત છે. માધ્યમિક શૂન્યવાદી છે. યોગાચારના મતમાં સર્વ પદાર્થ વિજ્ઞાનથી ભિન્ન નથી, વિજ્ઞાન જ તત્ત્વ છે, તે વિજ્ઞાન ક્ષણિક છે. સૌત્રાંતિક મતમા વિજ્ઞાનનો આકાર બાહ્ય પદાર્થ વિષય વિના હોય નહિ, એથી વિજ્ઞાને કરી બાહ્ય પદાર્થોનું અનુમાન થાય છે; એ રીતિએ સૌત્રાંતિક મતમાં અનુમાનપ્રમાણના વિષય બાહ્ય પદાર્થ છે, પ્રત્યક્ષ નથી અને સ્થિર નથી; કિંતુ સર્વ પદાર્થ ક્ષણિક છે. અને વૈભાષિક મતમાં બાહ્ય પદાર્થ ક્ષણિક તો છે, પરંતુ પ્રત્યક્ષ પ્રમાણના વિષય છે, એટલો ભેદ છે. એ ચારે મત સુગતના છે.

ચાર્વાક મતમાં પદાર્થ ક્ષણિક નથી, પરંતુ તેના મતમાં દેહ આત્મા છે. અને દિગંબર મતમાં દેહ આત્મા નથી; દેહથી આત્મા ભિન્ન છે, પરંતુ જેટલું દેહનું પરિમાણ હોય એટલું આત્માનું પરિમાણ છે એ રીતિએ એઓનો પોતામાં મતનો ભેદ છે. બીજી પણ તેમની પોતામાં મતની વિલક્ષણતા બહુ છે. પરંતુ સર્વ વેદના વિરોધી છે, એથી નાસ્તિક છે. એ કારણથી તેઓના મતનું ઉપપાદન અને ખંડન વિશેષે કરીને લખ્યું નથી.

૪૯૬. એ રીતિએ વામમાર્ગ અને નાસ્તિક મતોના ગ્રંથ યદ્યપિ સંસ્કૃતવાણીરૂપ છે, તથાપિ વેદબાહ્ય છે. એથી વેદનાં અનુસારી વિદ્યાનાં પ્રસ્થાન અષ્ટાદશ જ છે. બીજા મમ્મટ આદિકોએ જે સાહિત્યગ્રંથ કર્યા છે, તેઓનો પણ કામશાસ્ત્રમાં અંતર્ભાવ છે. તેમ સકલ કાવ્યોનો

પણ કોઈનો કામશાસ્ત્રમાં, કોઈનો ધર્મશાસ્ત્રમાં અંતર્ભાવ છે. એ રીતિએ અષ્ટાદશ વિદ્યાનાં પ્રસ્થાન સર્વ બ્રહ્મજ્ઞાન દ્વારા મોક્ષનાં હેતુ છે. કોઈ સાક્ષાત્ જ્ઞાનનો હેતુ છે, કોઈ પરંપરાથી જ્ઞાનનો હેતુ છે. તર્કદૃષ્ટિએ સકલ શાસ્ત્રનો એ અભિપ્રાય[219] નિશ્ચય કર્યો. યદ્યપિ ઉત્તર-મીમાંસા વિના સર્વ શાસ્ત્ર જિજ્ઞાસુને હેય (ત્યાજ્ય) છે; એ શારીરક-માં સૂત્રકાર ભાષ્યકારે પ્રતિપાદન કર્યું છે, એથી અન્યશાસ્ત્ર પણ મોક્ષનાં ઉપયોગી છે એમ કહેવું સંભવે નહિ, તથાપિ સારગ્રાહિણી દૃષ્ટિ વડે તર્કદૃષ્ટિએ એ સાર નિશ્ચય કર્યો.

૪૯૭. (તર્કદૃષ્ટિનો એક વિદ્વાન સહ મિલાપ)

दुहो

**सुनि प्रसिद्ध विद्वान पुनि, मिल्यो आप तिहिं जाय ।**
**निश्चय अपनो ताहि तिहिं, दीनो सकल सुनाय ॥ २२ ॥**

સુણી પ્રસિદ્ધ વિદ્વાન વળી, મિલ્યો આપ ત્યાં આવી,
નિજ નિશ્ચય તેને તહાં, દીધો સકળ સુણાવી. ૨૨

ગુરુ દ્વારા સાંભળેલા અર્થમાં બુદ્ધિની સ્થિરતાના નિમિત્ત સકલ શાસ્ત્રોનો અભિપ્રાય વિચાર્યો. તો પણ પુનઃ સંદેશ થયો: 'જે શાસ્ત્રો-નો અભિપ્રાય મેં નિશ્ચય કર્યો તે જ છે, અથવા અન્ય અભિપ્રાય છે. કેમ કે તર્કદૃષ્ટિ કનિષ્ઠ અધિકારી કહ્યો છે. એથી વારંવાર કુતર્કથી સંદેહ થાય છે. તેની નિવૃત્તિ અર્થે અન્ય વિદ્વાનના નિશ્ચય સાથે પોતાના નિશ્ચયની એકતા કરવાને ગયો.'

૪૯૮. (તે વિદ્વાનની અનુમતિ)

दुहो

**तर्कदृष्टिके वैन सुनि, सो बोल्यो बुधसंत ।**
**जो मोसू तैं यह कह्यो, सोइ मुख्य सिद्धांत ॥ २३ ॥**

---

૨૧૯ કોઈ પંડિત કહે છે કે —

भक्तिज्ञाने यत्र विष्णोर्यत्र वेदा परा प्रमा ।
मतानि तानि सर्वाणि जीवोद्धारस्य हेतव ॥

જે (મતો) વિષે વિષ્ણુ(વ્યાપક પરમાત્મા)ની ભક્તિ વા જ્ઞાન છે અને જે વિષે વેદો પરમ પ્રમાણ છે, તે સર્વ મતો (સાક્ષાત્ કિંવા પરંપરાએ) જીવના ઉદ્ધારના હેતુઓ છે.

**संशय सकल नसाय यूं, लख्यो ब्रह्म अपरोक्ष ।**
**जग जान्यो जिन सब असत, तैसें बंध रु मोक्ष ॥ २४ ॥**

તર્કદૃષ્ટિના વચન સૂણી, બોલ્યા તે બુધસંત,
'જે મુજને તે એ કહ્યો, તે જ મુખ્ય સિદ્ધાંત.' ૨૩
નસાડી સંશય સકલ ઈમ. લખ્યો બ્રહ્મ અપરોક્ષ;
જગત જાણ્યુ સૌ અસત્ જેમ, તેમ બંધ ને મોક્ષ. ૨૪

(જ્ઞાનીને ઇચ્છા સંબંધી અભિપ્રાય)

**शेष रह्यो प्रारब्ध यों, इच्छा उपजी येह ।**
**चलि तत्काल हि देखिये, जननिजनक जुतगेह ॥ २५ ॥**

શેષ રહ્યા પ્રારબ્ધથી, ઇચ્છા ઊપજી એહ–
જઈ તત્કાળ જ દેખિયે, જનનીજનકયુત ગેહ. ૨૫

'જ્ઞાનીના સકલ વ્યવહાર અજ્ઞાનીની પેઠે પ્રારબ્ધે કરી થાય છે.' એ પૂર્વે કહ્યું છે, એથી ઇચ્છા સંભવે છે. અને ક્યાંક શાસ્ત્રમાં આવું લખ્યુ છે: 'જ્ઞાનીને ઇચ્છા થાય નહિ.' તેનો આ અભિપ્રાય નથી: જ્ઞાનીનુ અંતઃકરણ પદાર્થની ઇચ્છારૂપ પરિણામને પ્રાપ્ત થાય નહિ.

કેમ કે અંતઃકરણના ઇચ્છાદિક સહજ ધર્મ છે. અને અંતઃકરણ યદ્યપિ ભૂતોના સત્ત્વગુણનુ કાર્ય કહ્યું છે, તથાપિ રજોગુણતમોગુણ સહિત સત્ત્વગુણનું કાર્ય છે, કેવળ સત્ત્વગુણનું નહિ. કેવળ સત્ત્વગુણનું કાર્ય હોય તો અંતઃકરણનો ચલસ્વભાવ ન થવો જોઈએ. તેમ રાજસીવૃત્તિ–કામક્રોધાદિક, અને મૂઢતાદિક તામસીવૃત્તિ કોઈ અંતઃકરણની ન થવી જોઈએ (પણ તે થાય છે). એથી કેવળ સત્ત્વગુણનુ અંતઃકરણ કાર્ય નથી, કિંતુ અપ્રધાન રજોગુણતમોગુણસહિત પ્રધાન સત્ત્વગુણવાળા ભૂતોથી અંતઃકરણ ઊપજે છે. એથી અંતઃકરણમા ત્રણ ગુણ રહ્યા છે. તે ત્રણે ગુણ પણ પુરુષોના જેટલાં અંતઃકરણ છે તેઓમાં સમ નથી, કિંતુ ન્યૂન–અધિક છે. એથી ગુણોની ન્યૂનતા–અધિકતાએ કરી સર્વના વિલક્ષણ સ્વભાવ છે, એ રીતિએ ત્રણે ગુણનુ કાર્ય અંતઃકરણ છે.

જ્યા સુધી અંતઃકરણ રહે ત્યા સુધી રજોગુણના પરિણામરૂપ ઇચ્છાનો અભાવ બને નહિ. એથી 'જ્ઞાનીને ઈચ્છા થાય નહિ' તેનો આ અભિપ્રાય છે: અજ્ઞાની અને જ્ઞાની બન્નેને ઇચ્છા તો સમાન થાય છે. પરંતુ અજ્ઞાની તો ઇચ્છાદિક આત્માના ધર્મ જાણે છે; અને

જ્ઞાનીને જે કાળમાં ઇચ્છાદિ થાય છે તે કાળમા પણ, ઇચ્છાદિકને આત્માના ધર્મ (છે એમ) જાણે નહિ. કિંતુ કામ, સંકલ્પ, સંદેહ, રાગ, દ્વેષ, શ્રદ્ધા, ભય, લજ્જા, ઇચ્છાદિક, અંતઃકરણનાં પરિણામ છે, એથી અંતઃકરણના ધર્મ (છે એમ) જાણે છે. એ રીતિએ ઇચ્છાદિક થાય પણ છે, (કિંતુ) ઇચ્છાદિક આત્માના ધર્મ (છે એમ) જ્ઞાનીને પ્રતીત થાય નહિ. એથી જ્ઞાનીમાં ઇચ્છાનો અભાવ કહ્યો છે. તેમ મન, વાણી, તનુ વડે જે વ્યવહાર જ્ઞાની કરે તે સર્વ (વ્યવહાર) જ્ઞાનીને આત્મામાં પ્રતીત થાય નહિ. કિંતુ સર્વ ક્રિયા મન-વાણી-તનુમાં છે, અને 'આત્મા અસંગ છે' એ જ્ઞાનીનો નિશ્ચય છે. એથી સર્વ વ્યવહાર કરતાં પણ જ્ઞાની અકર્તા છે. એ જ કારણથી શ્રુતિમાં આ કહ્યું છે: 'જ્ઞાનથી ઉત્તર, કર્યાં જે વર્તમાન શરીરમાં શુભ-અશુભ કર્મ તેઓનાં ફળ-પુણ્ય-પાપનો સંબધ (જ્ઞાનીને) થાય નહિ.' પ્રારબ્ધબળથી અજ્ઞાનીની પેઠે સર્વ વ્યવહાર અને તેની ઇચ્છા (જ્ઞાનીને) સંભવે છે.

શુભસંતતિ નામ રાજાને ત્યાગીને ત્રણે પુત્રો નીકળ્યા તેમાં પુત્રની કથા કહી. હવે પિતાનો પ્રસંગ કહે છે.

### ૪૯૯. (શુભસંતતિનો પ્રસંગ, ઉપાસના)

दुहो

**पुत्र गये लखि गेह तैं, पितु चित उपज्यो खेद ।**
**सूनो राज न तिनितज्यो, नहि यथार्थ निर्वेद ॥ २६ ॥**

ગૃહથી પુત્ર ગયા લખી, પિતૃચિત ઊપજ્યો ખેદ,
સૂનુ રાજ્ય ત્યજ્યુ નહિ. નહિ યથાર્થ નિર્વેદ. ૨૬

પુત્ર ગૃહથી નીકળ્યા ત્યારે રાજાને તીવ્ર વૈરાગ્યના અભાવથી, તેઓના વિયોગનું દુઃખ થયુ. તેમ મંદ વૈરાગ્ય થયો છે તેથી વિષય-ભોગનું સુખ થાય નહિ; અને બહિર્ નીકળવાની ઇચ્છા કરી પુત્રોના નીકળવાથી સૂનુ રાજ્યને છોડી શકયો નહિ, એથી પણ દુઃખ થયુ. જો તીવ્ર વૈરાગ્ય હોત તો સૂનું રાજ્ય પણ ત્યાગી દેત ને વૈરાગ્ય તીવ્ર થયો નહિ, કિંતુ મંદ થયો છે, એથી ત્યાગી શકયો નહિ. અને ભોગોમા આસક્તિ નહિ. એથી ઉભયતા ખેદ જ છે. ['નહિ યથાર્થ નિર્વેદ' નામ તીવ્ર વૈરાગ્ય નહિ.] મંદવૈરાગ્યનું ફળ ઉપાસ્યની જિજ્ઞાસા (પંડિતમંડળ આગળ રાજા) કહે છે.

૫૦૦ (શુભસંતતિના પ્રશ્ન)

चोपाई

शुभसंतति पितु सो बडभागा, भयो प्रथम तिहिं मंदविरागा।
जिज्ञासा उपजी यह ताकूं, देव ध्येय को ध्याऊं जाकूं ॥ २७ ॥
पंडित निर्णय करन बुलाये, यथायोग्य आसन बैठाये।
प्रश्न कियो यह सबके आगै, असको देव न सोवे जागे ॥ २८ ॥
पुरुषारथ हित जन जिहि जाचै, भक्तिमानके मनमैं राचै।
सुनि यह पृथिवीपतिकी बानी, इक तिनमें बोल्यो सुज्ञानी ॥ २९ ॥

શુભસંતતિ પિતા મહાભાગ. તેને ઉપન્યો મંદવિરાગ;
કિયો દેવ ધ્યેય જ હું, જેને ઉપાસું? એ જિજ્ઞાસા તેને. ૨૭
કરવા નિર્ણય પંડિત તેડ્યા, યથાયોગ્ય આસન દઈ છેડ્યા;
પ્રશ્ન કર્યો આ સહુની આગે, છે કો દેવ, ન સૂએ, ન જાગે? ૨૮
'જન પુરુષાર્થ હિત જેને યાચે, ભક્તિમાનના મનમા રાચે.'
સુણી એ પૃથિવીપતિની વાણી, તેમાં એક વદ્યો સુજ્ઞાની. ૨૯

૫૦૧. (વિષ્ણુઉપાસક પંડિતનો ઉત્તર)

सुन राजा तू हि कहूं सु देवा, शिव विरंची लागे जिमि सेवा।
शंख चक्र धारी हितकारी, पद्म गदा धर परउपकारी ॥ ३० ॥
मंगलमूर्ती विश्नु कृपालू, निज सेवक लखि करत निहालू।
शक्ति गनेस सूर शिव जे हैं। सब आज्ञा ताकीमैं ते हैं ॥ ३१ ॥
भारत सकलग्रंथ यह भाखैं, पद्म पुरान तापिनी आखै।

સુણ રાજા તુ કહું સુદેવ, જેની કરે બ્રહ્મા શિવ સેવ;
શંખચક્રધારી હિતકારી, પદ્મગદાધર પરઉપકારી. ૩૦
મંગલમૂર્તિ વિષ્ણુ કૃપાલ, નિજ સેવક લખી કરે નિહાલ;
શક્તિ, ગણેશ, સુર, શિવ જે છે, આજ્ઞા તેનીમાં સૌ તે છે. ૩૧
ભારત સકલ ગ્રંથ ભાખે છે, પદ્મપુરાણ તાપની કહે છે;

['તાપની' નામ નૃસિંહતાપની, રામતાપની, ગોપાલતાપની (નામક અથર્વવેદની) ઉપનિષદ]

विश्नुरूपतैं उपजत सबही, परैं भीर जाचैं तिहि तबही ॥ ३२ ॥
विविधवेषको धरि अवतारा, सबदेवनकूं देत सहारा।
यातैं ताकी कीजे पूजा, विश्नुसमान सेव्य नहि दूजा ॥ ३३ ॥

विष्णु भक्त शिव उत्तम कहिये, तथापि सेव्य स्वरूप न लहिये ।
रूप अमंगल शिवको शवसम, ध्यान करैं नहि ताको योंहम ॥३४॥
राख डमरु गजचर्म कपाला, धरै आप किहिं करै निहाला ।
ताको पूत गनेस हु तैसो, रूप विलक्षन नरपसु जैसो ॥ ३५ ॥
शठ हठतैं ध्यावत जो देवी, ता समरूप धरत तिहिं सेवी ।
तियि निंदित असुची न पवित्रा, औगुन गिने न जात विचित्रा ॥३६
कपट कूटको आकर कहिये, पराधीन निज तंत्र न लहिये ।
ऐसो रूप जु चहिये जाकूं, सो सेवहु नर खरसम ताकूं ॥ ३७ ॥
भ्रमत फिरै निशदिन यह भानू, रहत न निश्चल छन इक थानू ।
भ्रमतो फिरै उपासक ताको, तिहि समान सेवक जौ जाको ॥३८॥
आन देव यातें सब त्यागै, सेवनीय इक हरि नित जागै ।
पूजन ध्यान करन बिधि जो है, नारदपंचरात्रमे सो है ॥ ३९ ॥

વિષ્ણુરૂપથી ઉપજે સર્વ હિ, પડે ભીડ તે પ્રતિ યાચે સહિ. ૩૨
વિવિધ વેષનો ધરી અવતાર જ, સૌ દેવોને દેય સહાય જ;
એથી કરિયે પૂજા તેની, નહિ સેવ્ય કોઈ સમાન જેની. ૩૩
વિષ્ણુભક્ત શિવ ઉત્તમ કહ્યો, તથાપિ સેવ્યસ્વરૂપ ન લહ્યો,
રૂપ અમંગલ શબસમ જેનુ, ધ્યાન અમે નવ કરિયે તેનુ. ૩૪
રાખ, ડમરુ, ગજચર્મ, કપાલ, ધરે આપ શું કરે નિહાલ,
તેનો પુત્ર ગણેશ જ તેવો, રૂપ વિલક્ષણ નરપશુ જેવો. ૩૫
જે શઠ હઠથી ધ્યાયે દેવી, તે સમરૂપ ધરે તે સેવી,
સ્ત્રીનિંદિત અશુચિ અપવિત્રા અવગુણ ગણ્યા ન જાય વિચિત્રા. ૩૬
કૂટ કપટનો આકર કહિયો, પરાધીના નિજતંત્ર ન લહિયો;
એવું રૂપ જ જોઈ રે જેને. તે સેવો નર ખર સમ તેને. ૩૭
નિશદિન ભાનુ ભ્રમતો ફરે હ, સ્થાન એક ક્ષણ નિશ્ચલ ન રેહ;
ભ્રમતો ફરે ઉપાસક તેનો, તે સમાન સેવક જે તેનો. ૩૮
જેથી અન્યદેવ સહુ ત્યાજ્ય જ, સેવનીય હરિ જાગ્રત નિત્ય જ;
પૂજનધ્યાનકરણ વિધિ જે છે. નારદપંચરાત્રમા તે છે. ૩૯

વિષ્ણુને ત્યાગીને પ્રસિદ્ધ જે ચારે ઉપાસના છે, તે એકએકનો નિષેધ કર્યેથી પણ સ્માર્તઉપાસનાનો પણ નિષેધ કર્યો. કેમ કે પાંચે દેવોને સમબુદ્ધિ કરીને ઉપાસે તેને સ્માર્તઉપાસના કહે છે. શિવ આદિ ચારે દેવોને વિષ્ણુની સમતા નિષેધવાથી સ્માર્તઉપાસનાનો

નિષેધ પણ અર્થથી કર્યો.

૫૦૨. (શિવઉપાસક પંડિતનો ઉત્તર)

चोपाई

**शिवसेवक मुनि सुनि तहि बैना, क्रोध सहित बोल्यो चल नैंना ।**
**सुन राजन बानी इक मोरी, जामैं वचन प्रमान करोरी ॥ ४० ॥**
**शिवही समान आन को कहिये, मांगै देत जाहि जो चहिये ।**
**सब विभूति हरिकूं दै मागी, धरत विभूति आप नितत्यागी ॥४१॥**
**चर्म कपाल हेतु इहि धारै, सम नहि उत्तम अधम विचारै ।**
**नग्न रहत उपदेसत येही, नहि विरागसम सुख है केही ॥४२॥**

'શિવસેવક' મુનિ સુણી તે બોલ્યો, ક્રોધ સહિત ચલ નયને બોલ્યો:
સુણ રાજન્! મુજ વાણી એક જ, જેમા વચન પ્રમાણ કોટિજ. ૪૦
શિવ સમાન અન્ય કો કહિયે! માગે દે જેને જે જોઈયે;
સૌ વિભૂતિ× હરિને દે માગી, ધરે વિભૂતિ+ આપ નિત્ય ત્યાગી. ૪૧
ચર્મ કપાલ આ હેતુ ધારે:–સમ,–નહિ ઉત્તમ અધમ,–વિચારે;
નગ્ન રહી ઉપદેશે એવુ, સુખ નહિ કોઈ વિરાગ જેવું. ૪૨

વૈષ્ણવે ચર્મકપાલાદિક નિંદિત વસ્તુનું ધારણ (શિવમા) આક્ષેપ કર્યું, તેનું આ સમાધાન છે: મહાદેવને સર્વ પદાર્થોમાં સમબુદ્ધિ છે. દ્વિતીય પાદનો અન્વય આમ છે:

સમ વિચારે ઉત્તમ અધમ ન વિચારે.

चोपाई

**सदावर्त ऐसो दे भारी, कासीपुरी मरे नरनारी ।**
**सो सायुज्यमुक्तिकूं जावै, गर्भवाससंकट नहि पावै ॥ ४३ ॥**
**शिवसमान नरनारी ते सब, लहत सु दिव्यभोग सगरे तब ।**
**करत आप अद्वयउपदेशा, तजत लिंग यूं ब्रह्मप्रवेशा ॥ ४४ ॥**
**उंचनीच रंचहु नहि देखै, मुक्ति सबनकूं दै इक लेखै ।**
**शिवसमान राजन को दाता, भक्त अभक्त सबनको त्राता ॥ ४५ ॥**
**विश्नुसुभाव सुन्यो हम ऐसो, जगमैं जन प्राकृत व्है तैसो ।**
**त्राता भक्त अभक्त न त्राता, यह प्रसिद्ध सब जगमें नाता ॥ ४६ ॥**

---

× ઐશ્વર્ય. અણિમાદિ સિદ્ધિઓ. + ભસ્મ, રાખ.

हरिसेवक हर सेव्य बखान्यो, रामचंद्र रामेश्वर मान्यो।
स्कंदपुरान व्यास बहु भाख्यो, हरिसेवक हर सेव्यहि राख्यो ॥४७॥
कह्यो जु भारत पद्मपुराना, सबदेवनतैं हरि अधिकाना।
भारततातपर्य नहि देख्यो, जो अप्पयदीक्षित बुध लेख्यो ॥४८॥

સદાવ્રત એવું દે ભારી,–મરે કાશીપુરીમા નરનારી;
તે સાયુજ્યમુક્તિ પ્રતિ જાય, ગર્ભવાસ સંકટ નહિ થાય 43
શિવ સમાન નરનારી તે સહુ, દિવ્ય ભોગ ત્યારે લે તે બહુ,
કરે આપ અદ્વય ઉપદેશ, ત્યજે લિંગ ઈમ બ્રહ્મપ્રવેશ. 44
ઊંચ નીચ કિંચિત્ નહિ દેખે, મુક્તિ સર્વને દે એક લેખે,
રાજન્! શિવ સમાન કો દાતા? ભક્ત અભક્ત સર્વનો ત્રાતા 45
સુણો સ્વભાવ વિષ્ણુનો એવો, જગમા જન પ્રાકૃત છે જેવો,
ત્રાતા ભક્ત, અભક્ત ન ત્રાતા, પ્રસિદ્ધ છે જગમાં એ તાતા 46
હરિસેવક, હરસેવ્ય, વખાણ્યા, રામે (જો) રામેશ્વર માન્યા,
વ્યાસે સ્કંદપુરાણે ભાખ્યા હરિસેવક, હરસેવ્ય જ રાખ્યા. 47
કહ્યું બલી ભારત પદ્મપુરાણે, સૌ દેવથી હરિ અધિક માને;
ભારતતાત્પર્ય ન દેખ્યુ જે, અપ્પય્યદીક્ષિત બુધે લખ્યુ જે. 48

વૈષ્ણવે આ કહ્યું (હતુ): ભારતાદિ ગ્રંથોમાં 'સર્વ દેવોના પૂજ્ય વિષ્ણુને કહ્યા છે,' તે બને નહિ. કેમ કે ભારત ગ્રંથનું તાત્પર્ય દેખતાં શિવ પ્રતિ જ ઈશ્વરતા પ્રતીત થાય છે, એ (શિવોત્કર્ષમંજરી આદિના કર્તા) અપ્પય્યદીક્ષિત નામે વિદ્વાને સકલ પુરાણ–ઈતિહાસનું તાત્પર્ય લખ્યુ છે. ત્યાં ભારતમાં આ પ્રસંગ છે: અશ્વત્થામાએ નારાયણાસ્ત્ર અને આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કર્યો, ત્યારે બહુ સેનાનો તો સંહાર પણ થયો, પરંતુ પાંચ પાંડવોમાંથી કોઈ મર્યા નહિ; ત્યારે રથને ત્યાગીને ધનુર્વેદ અને આચાર્યનો ધિક્કાર કરતા વન પ્રતિ ચાલ્યા: ત્યાં વ્યાસ ભગવાન તેમને મળ્યા, અને આમ કહ્યું: 'હે બ્રાહ્મણ! તું આચાર્ય અને વેદને ધિક્કાર મા. એ અર્જુન (અને) કૃષ્ણ બંને નરનારાયણરૂપ છે. તેઓએ શિવનું પૂજન બહુ કર્યું છે. એથી તેઓની ભક્તિને અધીન થયેલા ત્રિશૂલી મહાદેવ તેઓના રથની આગળ રહે છે. એથી એ એના ઉપર પ્રયોગ કરેલા અનેક શસ્ત્રઅસ્ત્રોના સામર્થ્યનો મહાદેવ નાશ કરી દે છે.' એ ભારતપ્રસંગથી નારાયણરૂપ કૃષ્ણની વિભૂતિ મહાદેવની કૃપાથી ઊપજી છે, એ સિદ્ધ થાય છે. એથી વિષ્ણુચરિત્રના પ્રતિપાદક જે ગ્રંથ છે, તે શિવની અધિકતાને પ્રતિપાદન કરે

છે; કેમ કે તે ગ્રંથોમાં વિષ્ણુને સેવ્ય કહ્યા છે, તે વિષ્ણુ ભારતપ્રસંગથી શિવના ભક્ત છે. એથી જે શિવની ભક્તિથી વિષ્ણુ સેવ્ય થાય છે, તે શિવ જ પરમસેવ્ય છે. એ રીતિએ અપ્પય્ય દીક્ષિતે સકલ વૈષ્ણવગ્રંથોના પ્રતિપાદ્ય શિવ કહ્યા છે.

चोपाई

**शिव सबको प्रतिपाद्य बखान्यो, भक्तनमैं उत्तम हरि गान्यो ।**
**ईश देव पद सबमैं कहिये, महतसहित ईक शिवमैं लहिये ॥ ४९ ॥**

સૌ પ્રતિપાદ્ય શિવ વખણાયા, ભક્તોમાં ઉત્તમ હરિ ગાયા;
ઈશ, દેવ, પદ સહુમા કહિયે, 'મહત્'સહિત એક શિવમાં લહિયે. ૪૯

[ મહાદેવ, મહેશ ( મહા+ઈશ ) એમ શિવને કહે છે. અન્યને તો ( માત્ર ) દેવ, ઈશ કહે છે. ]

**शिवतैं भिन्न अशिव जो कहिये, तिहिं तजि शिव कल्यानहि लहिये ।**
**जलशायी जिहि नाम बखान्यो, सो जागै यह मिथ्या गान्यो ॥५० ॥**

શિવથી ભિન્ન અશિવ જે કહિયે, તે તજી શિવ–કલ્યાણ જ લહિયે;
જલશાયી જે નામ વખાણ્યો, તે જાગે એ મિથ્યા માનો ૫૦

[ કલ્યાણને શિવ કહે છે, તેથી ભિન્ન અશિવ છે. તેનો આ અર્થ સિદ્ધ થયો : શિવથી ભિન્ન અન્ય દેવતા 'અશિવ' નામ અકલ્યાણરૂપ છે. તે અકલ્યાણરૂપ દેવતાને ત્યાગીને કલ્યાણરૂપ શિવને ઉપાસે. ]

**विश्व लख जब सबकूं उपज्यो डर, निर्भय किये सकल गर धरि गर ।**
**जाको पूत गनेस कहावै, विघ्नजाल तत्काल नसावै ॥ ५१ ॥**
**कारजमैं कारन गुन होवै, यों शिव विघ्न मूलतें खोवै ।**
**जन्ममरन दुःख विघ्न कहावै, तिहिं समूल शिवध्यान नसावै ॥५२॥**
**सेवनयोग्य सदाशिव एका, जागै सहित समाधि विवेका ।**
**तंत्र पासुपत रीति जु गावै, त्यों पूजनकारी ध्यान लगावै ॥ ५३ ॥**
**नारदपंचरात्रमत झूठो, यह परिमल परसंग अनूठो ।**
**यातें शिव सेवा चित लावै, पुरुषारथ जो चहै सु पावै ॥ ५४ ॥**

વિષ લખીને સહુને ઉપજ્યો ડર, કર્યા અભય સૌ કંઠ ધરી ગર;
જેનો પુત્ર ગણેશ જ કહાવે, વિઘ્નજાળ તત્કાળ નશાવે. ૫૧
કાર્યમાંહિ કારણ ગુણ હોય, ઈમ શિવ વિઘ્ન મૂલથી ખોય,
જન્મમરણદુ:ખ વિઘ્ન કહાવે, ને સમૂલ શિવધ્યાન નશાવે. ૫૨

સેવનયોગ્ય સદાશિવ એક, જાગે સહિત સમાધિ વિવેક;
તંત્રપાશુપતિરીતિ ગાવે. તેમ પૂજન કરી ધ્યાન લગાવે. ૫૩
નારદપંચરાત્ર મત જૂઠો. પરિમલ ખંડી કરે છે ફૂટો,
એથી શિવસેવા ચિત લાવે, જે પુરુષાર્થ ચહો તે આવે. ૫૪

[ નારદપંચરાત્રના મતનું સૂત્રભાષ્યમાં ખંડન કર્યું છે, તેના અનુસારી રામાનુજ આદિક નવીન વૈષ્ણવોનો મત (શંકરકૃત) સૂત્રભાષ્ય ઉપર વાચસ્પતિમિશ્રકૃત ભામતી વા શારીરકભાષ્યવિભાગ નામે ગ્રંથ છે તેની ટીકા (અમલાનંદકૃત) કલ્પતરુની ટીકા (અપ્પય્ય દીક્ષિતકૃત) પરિમલમાં ખંડન કર્યું છે. ]

૫૦૩. (ગણેશઉપાસકનો ઉત્તર)

चोपाई

शिवको पूत गनेस बतायो, कारनगुन कारजमैं गायो ।
सुनि गनेसको पूजक बोल्यो अस किय कोप सिंहासन डोल्यो ॥५५
राजन सुन दोनूं ये झूठै, वचन सत्य सम कहत अनूठै ।
शिवको पूत गनेस बतावै, पराधीनता तामें गावै ॥ ५६ ॥
कहुं प्रसंग सुनहु इक ऐसो, लिख्यो व्यास भगवत मुनि जैसो ।
चढे त्रिपुर मारनकूं सारै, हरिहरसहित देव अधिकारै ॥५७॥
नहि गनेसको पूजन कीनो, त्रिपुर न रंचहु तिनतें छीनो ।
पुनि पछिताय मनाय गनेसा, त्रिपुर विनास्यो रह्यो न लेसा ॥५८॥
भये समर्थ किये जिहि पूजा, सेवन योग्य सु इक नहि दूजा ।
रामपूत दसरथको जैसै, विघ्नहरन शिवको सुत तैसै ॥५९॥
व्यास गनेसपुरान बनायो, सबको हेतु गनेस बतायो ।
हरिहर विधि रवि शक्ति समेता, तुंडीते उपजत सब तेता ॥६०॥
करत ध्यान जिहि छन जन मनमैं, नासत विघ्न प्रधान गगनमैं ।
विघ्नहरन यूं जागत निसदन, भक्तिसहित सेवहु तिहि अनुछिन ॥६१

[ શિવનો પુત્ર ગણેશ બતાવ્યો, કહ્યું 'કારણગુણ કાર્યે આવ્યો';
સુણી ગણેશનો પૂજક બોલ્યો, કર્યો કોપ, સિંહાસન ડોલ્યો ] ૫૫
રાજન્' સુણ બન્ને એ જૂઠા, વચન સત્ય સમ કહે છે જૂઠા;
શિવનો પુત્ર ગણેશ બતાવે, પરાધીનતા તેમા ગાવે. ૫૬
કહું પ્રસંગ એક સુણ એવો, લખ્યો વ્યાસ ભગવાને જેવો;
ત્રિપુર મારવા ચઢ્યો સુરારિ, હરિહર સહિત દેવ અધિકારી. ૫૭

ગણેશપૂજન ન કર્યું એથી, જરા ન ત્રિપુર છિનાયો તેથી;
મનવ્યા પછી પસ્તાઈ ગણેશ, ત્રિપુર વિનાશ્યો રહ્યો ન લેશ ૫૮
થયા સમર્થ કરી પૂજા રીઝા, સેવનયોગ્ય તે એક ન બીજા,
રામ પુત્ર દશરથનો જેવો, વિઘ્નહરણ શિવનો સુત[૨૨૦] તેવો. ૫૯
જુવો ગણેશપુરાણ વ્યાસકૃત, ગણેશ સૌનો હેતુ કહ્યો સત,
હરિ, હર, વિધિ. રવિ, શક્તિ આદિ બહુ, તુંડીથી* ઉપજે તે તો સહુ. ૬૦
કરે ધ્યાન જન જ્યાં ક્ષણ મનમાં, નાશે વિઘ્નો, પ્રધાન ગણમાં;
વિઘ્નહરણ ઇમ જાગે નિશદિન, ભક્તિ સહિત સેવો અનવચ્છિન્ન. ૬૧

૫૦૪. (દેવીઉપાસકનો ઉત્તર)

**हेतु गनेस शक्ति को सुनिके, भगतभागवत उचर्यो गुनिके ।**
**सुन राजन बानी मम साची, तीनूं सकल कहत ये काची ॥ ६२ ॥**
**सूने देव शक्तिबिन सारे, मृतक देहसम लखि हत्यारे ।**
**शक्ति हिन असमर्थ कहावै, सो कैसै कारज उपजावै ॥ ६३ ॥**
**जिन बहु शक्तिउपासन धारी, तातें भये सकल अधिकारी ।**
**हरि हर सूर गनेस प्रधाना, तिनमैं शक्ति देखियत नाना ॥ ६४ ॥**

[હેતુ શક્તિનો ગણેશ સુણીને, ભગવતીભક્ત ઉચર્યો ગુણીને;+]
સુણ રાજન્‌! મુજ વાણી સાચી, ત્રણે સકલ કહે એ કાચી. ૬૨
વિના શક્તિ સૂના સુર સારા, મૃતક દેહ સમ લખ હત્યારા;
શક્તિહીન અસમર્થ કહાવે, કાર્ય કેમ તે તો ઉપજાવે? ૬૩
જેણે શક્તિઉપાસન કર્યું ભારી, તે થયા સકલ અધિકારી.
હરિ, હર, ગણેશ, રવિ સર્વેમાં, નાના શક્તિ દેખીએ તેમાં; ૬૪
શક્તિ લોકમાં ભાખે જેને, રૂપ ભગવતીનું લખ તેને.

ભગવતીનાં બે રૂપ છે: એક સામાન્ય અને (બીજું) વિશેષ. સર્વ પદાર્થોમાં પોતાનું કાર્ય કરવાની જે સામર્થ્યરૂપ શક્તિ, તે ભગવતીનુ સામાન્યરૂપ છે અને અષ્ટભુજાદિક સહિત મૂર્તિ વિશેષરૂપ છે. સામાન્યરૂપ શક્તિના સંખ્યારહિત અનંત અંશ છે. જેમાં શક્તિના ન્યૂન અંશ હોય તે અલ્પશક્તિ હોય છે (તે) અસમર્થ કહેવાય છે.

---

૨૨૦ દશરથની ભક્તિથી રામચંદ્રજી તેના પુત્ર થયા, તેમ શિવની ભક્તિથી ગણપતિ તેના પુત્ર થયા છે. પરંતુ બન્ને પુત્રો પિતાથી શ્રેષ્ઠ છે, એવું તે ગણેશભક્તનું કહેવું છે.

* ગણપતિ + વિચારીને.

જેમાં શક્તિના અધિક અંશ હોય તે સમર્થ કહેવાય છે. વિષ્ણુ, શિવ આદિકોમાં શક્તિના અંશ અધિક છે. એથી અધિક સમર્થ કહેવાય છે. એ રીતિએ ભગવતીનું સામાન્યરૂપ જે શક્તિ, તેના અંશોની અધિકતાથી વિષ્ણુ, શિવ, ગણેશ, સૂર્યનો મહિમા પ્રસિદ્ધ છે. અને શક્તિએ રહિત હોય તો, જેમ પ્રાણ વિના શરીર અમંગળરૂપ થાય છે તેમ સર્વ દેવ 'હત્યારા' નામ અમંગળરૂપ થઈ જાય. એથી જે શક્તિની અધિકતાથી દેવનો મહિમા પ્રસિદ્ધ છે, તે મહિમા શક્તિનો છે; તે દેવોની નથી. વિષ્ણુ, શિવ આદિકોએ જ ભગવતીની સામાન્યરૂપ શક્તિની અધિક ઉપાસના કરી છે, એથી તેઓમાં શક્તિના અંશ અધિક છે. એ પૂર્વ ગ્રંથોમાં (અંક ૬૩–૪ની ચોપાઈમાં) ભગવતી-ભક્તનો અભિપ્રાય છે.

જેમ ભગવતીની નિરાકારરૂપ શક્તિના અનંત અંશ છે, તેમ સાકાર રૂપના પણ અનંત અંશ છે. તે સાકાર અંશોમાં કાળી રૂપ પ્રધાન છે. અને માહેશ્વરી, વૈષ્ણવી, સૌરી, ગાણેશી, આદિક પણ પ્રધાન અંશ છે. વિષ્ણુને ભગવતીની ઉપાસનાથી વૈષ્ણવી નામે ભગવતીના અંશનો લાભ, તેમ અન્ય દેવોને ભગવતીના ઉપાસનથી નિજ નિજ માહેશ્વરી આદિક અંશોનો લાભ થયો છે: તેઓમા પણ ભગવતીના વિષ્ણુ (અને) શિવ (એ) બન્ને પ્રધાન ભક્ત છે. કેમ કે ધ્યાતાને ધ્યેયરૂપની પ્રાપ્તિ (એ) ઉપાસનાનો પરમ અવધિ છે. વિષ્ણુશિવને ઉપાસનાથી ધ્યેયરૂપની પ્રાપ્તિ થઈ છે, એથી પ્રધાન ઉપાસક છે, એ અઢી ચોપાઈથી પ્રતિપાદન કરે છે:

**शक्ति लोकमें भाषत जाकूं, रूप भगवतीको लखि ताकूं ।**
**लाख करोरि मात्रिका गन पुनि, तंत्रग्रंथ लखि अंस सकल गुनि ॥૬૫**
**काली ताको अंस प्रधाना, महेश्वरी आदि लखि नाना ।**
**हरि हर ब्रह्म सकल तिहिं ध्यावै, निजनिज अंश कृपा तिहि पावै ॥૬૬**
**ध्येयरूप ध्याता ह्वै जबही, सिद्ध उपासन लखिये तबहीं ।**
**असउपासना हरि अरु हरकी, नारीमूर्ति धरी तजि नरकी ॥૬૭॥**

[illegible] તંત્રગ્રંથમાં [illegible] લક્ષકોટિ માતૃકાગણ (સુણી) [illegible] કાલી તેનો અંશ પ્રધાના. માહેશ્વરી [illegible] આદિ [illegible] હરિ, હર, બ્રહ્મા, સહુ તે ધ્યાયે, પામે [illegible] થાય ધ્યેયરૂપ ધ્યાતા જ્યારે. સિદ્ધ ઉપાસન [illegible] ઉપાસના એવી હરિહરની. નારી મૂર્તિ [illegible]

દુહો

**अमृत मथन प्रसंगमैं, हरि मोहिनी स्वरूप।**
**अर्ध अंग शिवको लसै, देवीरूप अनूप ॥ ६८॥**

અમૃતમથનપ્રસંગમા, હરિ મોહિનીસ્વરૂપ;
શોભે શિવ અર્ધાંગમા, દેવીરૂપ અનૂપ. ૬૮

(સમુદ્ર)મથન કરીને અમૃત પ્રકટ કર્યું ત્યારે સુરઅસુરનો વિવાદ મટાડવાને વિષ્ણુ અસમર્થ થયા, ત્યારે પોતાની ઉપાસ્યરૂપા ભગવતીનું એવું એકાગ્ર ચિત્તે ધ્યાન કર્યું (કે) જેથી પોતે વિષ્ણુ ઉપાસ્યરૂપને પ્રાપ્ત થયા. તે રૂપના માહાત્મ્યથી અસુર પણ તેને અનુકૂળ થયા. તેમ શિવે પણ સમાધિમા એવું ભગવતીનું ધ્યાન કર્યું, જેથી અર્ધવિગ્રહ શિવનું ઉપાસ્યરૂપ થયુ. કદાચિત્ વિક્ષેપથી સમાધિનો અભાવ થાય છે. એથી શિવનું સર્વ વિગ્રહ (શરીર) ઉપાસ્યરૂપ નથી. એ રીતિએ સર્વ દેવ ભગવતીના ઉપાસક છે. તે ઉપાસના બે રીતિએ કહી છે, દક્ષિણ આમ્નાયથી (માર્ગથી) અને ઉત્તર આમ્નાયથી. દક્ષિણ આમ્નાય પૂર્વ કહ્યો છે; અગ્રે ઉત્તર આમ્નાય કહે છે.

चोपाई

**भक्त भगवतीके हर हरि हैं, इन सम कौन उपासन करी हैं।**
**तदपि महामाया जो ध्यावै, तुरत सकल पुरुषारथ पावै ॥ ६९॥**
**नहि साधन जगमैं अस औरा, उपजै भोग मोक्ष इकठौरा।**
**भक्त भगवतीको जो जगमैं, भोगै भोग न आवत भगमैं ॥ ७०॥**
**शिवकृत तंत्ररिति यह गाई, भक्ति भगवती अति सुखदाई।**
**पंच मकार न तजिये कबहू, जिनहि सनातन सेवत सबहु ॥ ७१॥**
**कृस्नदेव वलदेव सुज्ञानी, प्रथमा पिवत सदा ज्यों पानी।**
**औरप्रधान पुरातन जेते, सेवत सकल मकारहि तेते ॥ ७२॥**
**तिन सेवनकी जो विधि सारी, शिव निजमुख भाषी उपकारी।**
**शिवको वचन धरै जो मनमैं, लहै सुभोग मोक्ष इक तनुमैं ॥ ७३॥**
**ग्रंथ भागवत व्यास बनायो, उपपुरान काली समुझायो।**
**भक्ति भगवतीकी इक गाई, पूजा विधि सगरी समुझाई ॥ ७४॥**
**ध्याता सकल भगवतीके हैं, हरिहर सुर गनेस जिते हैं।**
**सकल पिये प्रथमा मतिवारे, पूजत शक्ति मग्न मन सारे ॥ ७५॥**

ભક્ત ભગવતીના હર હરિ છે, એ સમ કોણે ઉપાસના કરી છે?
તદપિ મહામાયા ધ્યાયે સહિ, પામે તુરત સકલ પુરુષાર્થ હિ ૬૯
જગમાં સાધન એવું અન્ય નહિ, ઊપજે ભોગ મોક્ષ એકત્ર જહિ,
ભક્ત ભગવતીનો જે જગમાં, ભોગ ભોગવે, ના'વે ભગમાં. ૭૦
શિવકૃતતંત્ર રીતિ એ ગાઈ, ભક્તિ ભગવતી અતિ સુખદાયી;
પંચ મકાર ન તજિયે એવા, સનાતન જેને સર્વે સેવ્યા. ૭૧
કૃષ્ણદેવ, બલદેવ સુજ્ઞાની, પ્રથમા પિયે સદા જ્યમ પાણી,
અન્ય પ્રધાન પુરાતન જે જે, સેવે સકલ મકાર જ તે તે. ૭૨
વિધિ તે સેવનનો ઉપકારી, કહ્યો નિજ મુખે શિવે ભારી;
શિવના વચન ધરે જે મનમા. લહે સુભોગ મોક્ષ એક તનમાં. ૭૩
ગ્રથ ભાગવત વ્યાસે બાંધ્યો, ઉપપુરાણ કાલી અનુસાધ્યો;
એક ભક્તિ ભગવતીની ગાઈ, પૂજાવિધિ સકલ સમજાવી. ૭૪
ધ્યાતા સકલ ભગવતીના છે, હરિ, હર, સુર, ગણેશ જેટલા છે;
સકલ પ્રિયે પ્રથમા મતિવાલા, પૂજે શક્તિમગ્નમન સારા. ૭૫
જગજ્જનની જાગે એક દેવી પરમાનંદ લહે તે સેવી;

૫૦૫. (સૂર્યભક્તનો ઉત્તર)

जगजननी जागै इक देवी, परमानंद लहै तिहि सेवी ।
सूर्यभक्त भगवतीको यह सुनि, क्रोधसहित बोल्यो इक मुनि पुनि ।।७६
सुन राजन! इक बानी मोरी, भाषूं झूठ न सपथ करोरी।
अतिपापिष्ट नीच मत याको, श्रवन स्नेह सुन्यो तैं जाको ।। ७७।।
औगुन जिते बखानत जगमें, ते गिनियत गुन गन या भगमैं ।
मद्य मलीनहि तीरथ राखत, शुद्ध नाम आमिषको आखत ।। ७८।।
कहत और यूं सब विपरीता, शंभुतंत्र सेवी मति रीता ।
दच्छिन संप्रदाय जो दूजी, यद्यपि श्रेष्ठ अनेक न पूजी ।। ७९।।
तौ भी बिन भानु सब अंधे, इन सबके मन जिनमे बंधे ।
करत भानु सगरो उजियारो, ता बिन होत तुरत अंधियारो ।। ८०।।
और प्रकाशक जगमें जे हैं, अंश सबै सूरजके ते हैं।
भानु समान कौन हितकारी, भ्रमत आप परहित मतिधारी ।। ८१।।
काल अधीन होत सब कारज, ताहि त्रिविध भाषत आचारज।
वर्त्तमान भावि अरु भूता, सूरज किया करत यह सूता ।। ८२

**या विधि सकल भानुतें उपजैं, भस्म होत सब जब यह कुपिजैं।**
**भानुरूप द्वैभांत्ति पिछानहु, निराकार साकारहि जानहु ॥ ८३ ॥**
**निराकार परकास जु कहिये, नामरूपमें व्यापक लहिये।**
**अधिष्ठान सबको सो एका, जगत विवर्त व्है जिहिं अविवेका ॥ ८४ ॥**
**'अहं भानु' अस वृत्ति उदै जब। तमैं प्रगटि बिनासत तम सब ८५**

સૂર્ય, ભક્ત ભગવતીનો' એ સુણી, ક્રોધ સહિત બોલ્યો એક મુનિ. ૭૬
સુણ રાજન્? મુજ વાણી એક જ, જૂઠ ન ભાખું કોટી શપથ જ;
અતિપાપિષ્ઠ નીચ મત એનો, શ્રવણ સ્નેહથી સૂણ્યો તેં જેનો. ૭૭
અવગુણ જેહ ગણાયે જગમા, ગણે જ તે ગુણગણ એ ભગમાં;
મદ્ય મલિનનું 'તીર્થ' જ રાખે, 'શુદ્ધ' નામ આમિષનુ ભાખે. ૭૮
કહે અન્ય ઇમ સહુ વિપરીત, શંભુતંત્ર સેવી મતિરહિત,
દક્ષિણસંપ્રદાય જે દૂજો, યદ્યપિ અનેક શ્રેષ્ઠે પૂજો. ૭૯
તથાપિ ભાનુ વિના સૌ અંધ, એ સૌના મન જેમાં બદ્ધ,
ભાનુ કરે સકલ અજવાળુ, તે વિન થાય તુરત અંધારું. ૮૦
અન્ય પ્રકાશક જગમા જે છે, અંશ સૂર્યના સર્વે તે છે;
ભાનુ સમાન કોણ હિતકારી? ભ્રમે આપ પરહિત મતિધારી. ૮૧
કાલાધીન થાય સહુ કાર્ય જ, કાલ ત્રિવિધ ભાખે આચાર્ય જ;
વર્તમાન ભાવિ ને ભૂત, સૂર્ય ક્રિયા કરે એ સૂત * ૮૨
એ વિધિ સકલ ભાનુથી ઊપજે, તે કોપે સહુ ભસ્મ થાય જે;
દ્વિવિધ ભાનુરૂપ પિછાનો, નિરાકાર સાકાર જ જાણો. ૮૩
નિરાકાર જે પ્રકાશ કહિયે, નામરૂપમાં વ્યાપક લહિયે;
અધિષ્ઠાન સર્વનુ તે એક, જગતવિવર્ત, જેનો અવિવેક. ૮૪
અહં ભાનુ એ વૃત્તિ ઉદય જ્યા, તેમાં પ્રકટી વિનાશે તમ ત્યાં. ૮૫

સૂર્યનાં બે રૂપ છે, નિરાકાર પ્રકાશ અને સાકાર પ્રકાશ. તે બેમાં નિરાકાર પ્રકાશ સર્વ નામરૂપમાં વ્યાપક છે. જેને વેદાંતી 'ભાતિ' શબ્દે કરીને વ્યવહાર કરે છે, તે નિરાકાર પ્રકાશરૂપ જે સૂર્યનું સામાન્યરૂપ છે, તે સર્વ જગતનું અધિષ્ઠાન છે. તેના અજ્ઞાનથી જગતરૂપી વિવર્ત ઊપજે છે. તે જ નિરાકાર પ્રકાશ અંતઃકરણની વૃત્તિમાં (ચૈતન્યના) પ્રતિબિંબ સહિત જ્ઞાન કહેવાય છે. 'અહંભાનુ' એવી અંતઃકરણની વૃત્તિ પ્રકાશના પ્રતિબિંબ સહિત થાય, ત્યારે અજ્ઞાનની નિવૃત્તિ દ્વારા જગતની નિવૃત્તિ થાય છે.

* ઊપજેલા છે.

चोपाई

सुनि साकाररूप यह ताको, होय चांदना दिनमैं जाको ।
ताके अंश और बहुतेरे, चंद तारका दीप घनेरे ॥८६॥
याते द्वैविध भानु बतायो, ज्ञेय ध्येयको भेद जनायो ।
वेद सकल याहीकूं भाखत, रूप प्रकाश सत्य तिहिं आखत ॥८७॥

સુણ સાકારરૂપ આ તેનુ, થાયે સુતેજ દિનમા જેનું;
તેના અંશ અન્ય છે ઝાઝા, તારા ચંદ્ર દીપ નહિ માઝા. ૮૬
એથી બે વિધ ભાનુ બતાવ્યો, જ્ઞેય ધ્યેયનો ભેદ જણાવ્યો;
વેદ સકલ તેને ભાખે છે–પ્રકાશરૂપ સત્, તેને કહે છે ૮૭

નિરાકાર સાકાર ભેદથી ભાનુના બે રૂપ છે. તેમા નિરાકારરૂપ જ્ઞેય છે; અને સાકારરૂપ ધ્યેય છે. એને જ વેદાંતો( ઉપનિષદો )મા નિર્ગુણસગુણ ભેદથી બે પ્રકારનું બ્રહ્મ કહે છે.

जामें लेश न तमको कबही । लखि तिहि जग जन जागत सबही ॥
कबहु न सोवै सो यूं जागै, ध्यान करत ताको तम भागै ।
औरहि जागत भाषत सगरे, राजन जानि झूठ ते झगरे ॥८९॥
ऐसे पांच उपासक बोले, निजगुण अवगुण परके खोले ।
पंडित और अनेक जु आये, भिन्नभिन्न निज मत समुझाये ॥९०॥

કદાપિ જેમાં તમલેશ નહિ તે લખી જગજન સહુ જાગે સહિ. ૮૮
કદાપિ ન સૂવે તે ત્યમ જાગે. ધ્યાન કરે તેનું તમ ભાગે;
અન્ય જ જાગ્રત ભાખે, સઘળા, રાજન્ ! જાણ જૂઠા તે ઝઘડા. ૮૯
એવુ પાચ ઉપાસક બોલ્યા, નિજગુણ, પરના અવગુણ ખોલ્યા;
પંડિત અન્ય અનેક જ આવ્યા, ભિન્ન ભિન્ન નિજમત સમજાવ્યા. ૯૦

૫૦૬. (સ્માર્ત મત)

જેમ પાચ ઉપાસક પરસ્પર વિરુદ્ધ વચન બોલ્યા, તેમ અનેક પંડિત નિજનિજબુદ્ધિને અનુસાર વિરુદ્ધ જ બોલ્યા. જેમ એ પાચેના પરસ્પર વિરુદ્ધ મત છે, તેમ સ્માર્ત જે પંડિત–પાંચે દેવોમાં ભેદબુદ્ધિ કરે નહિ તેનો મત પણ એ સર્વથી વિરુદ્ધ છે; કેમ કે વૈષ્ણવનો આ મત છે: 'વિષ્ણુ સમાન અન્ય દેવ નથી. સર્વ વિષ્ણુના ભક્ત છે. અને વિષ્ણુના રામ, કૃષ્ણ, નારાયણાદિક જે નામ છે તેઓના સમાન જે અન્ય દેવોના નામને જાણે તે નામાપરાધી[221] છે. તેને રામાદિક

૨૨૧. નામાપરાધ દશ પ્રકારના છે. તેઓમાંથી કોઈ પણ 'નામાપરાધ'

નામઉચ્ચારણનું યથાર્થ ફળ થાય નહિ.' તેમ શૈવ મતમાં શિવ સમાન અન્ય દેવ નથી. અને શિવના નામઉચ્ચારનું ફળ વિષ્ણુનામઉચ્ચારણથી થાય નહિ. એ રીતિએ સર્વના મતમાં પોતપોતાના ઉપાસ્ય દેવના સમાન અન્ય દેવ નથી. અને સ્માર્તમતમાં સર્વ દેવ સમ છે. એથી તેનો મત પણ પાંચેથી વિરુદ્ધ છે.

૫૦૭. (ષટ્ શાસ્ત્રના ભિન્નભિન્ન મત)

સાંખ્ય, પાતંજલ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા, એ ષટ્ શાસ્ત્રોના મત પણ પરસ્પર વિરુદ્ધ છે; કેમ કે સાંખ્યશાસ્ત્રે કરી ઈશ્વરનો અંગીકાર નથી, (અને) યોગમાં નિરપેક્ષ (એવા) પ્રકૃતિ-પુરુષના, વિવેકજ્ઞાનથી, મોક્ષ માન્યો છે. અને પાતંજલશાસ્ત્રમાં ઈશ્વરનો અંગીકાર (અને) સમાધિથી મોક્ષ માન્યો છે. એ વિરોધ છે. ન્યાયમતમા ચાર પ્રમાણ અને વૈશેષિક મતમાં બે પ્રમાણ, એ વિરોધ છે. તેમ ન્યાયવૈશેષિકનો અન્ય પણ પોતામા બહુ વિરોધ છે. (પણ) જિજ્ઞાસુને અપેક્ષિત નથી એથી લખ્યો નથી. તેમ પૂર્વમીમાસામાં ઈશ્વરનો અંગીકાર નથી, મોક્ષરૂપ નિત્ય સુખનો અંગીકાર નથી, કિંતુ

---

કરે તે નામાપરાધી કહેવાય છે

'सन्निन्दाऽसति नामवैभवकथा श्रीशेषयोर्भेदधी-
रश्रद्धा श्रुतिशास्त्रदैशिकगिरां नाम्न्यर्थवादभ्रम ।
नामास्तीतिनिषिद्धवृत्तिविहितत्यागो हि धर्मान्तरैः
साम्य नाम्नि जपे शिवस्य च हरेर्नामापराधा दश' ॥ १ ॥

(૧) સત્પુરુષની નિંદા, (૨) અસાધુ (મનુષ્ય) પાસે નામવૈભવની કથા, (૩) શ્રીઈશ (વિષ્ણુ) અને ઈશ (શિવ) એ બેમાં ભેદબુદ્ધિ, (૪) શ્રુતિ-વાક્યમાં અશ્રદ્ધા (૫) શાસ્ત્રવાક્યમાં અશ્રદ્ધા, (૬) ગુરુવાક્યમાં અશ્રદ્ધા, (૭) નામમા અર્થવાદનો ભ્રમ, (૮) નામ (જે પાપનું નાશક છે તે મારી પાસે) છે એ હેતુથી, નિષિદ્ધનું આચરણ, અને (૯) વિહિતનો ત્યાગ, (૧૦) અને ઈશ્વરનામ વિષે ધર્માન્તર સાથે તુલ્યતા માનવી, એ દશ શિવ અને હરિના જપ વિષે નામ—અપરાધ છે.

ભાષામા આ દુહો પ્રચલિત છે.

રામ રામ સબ કો કહે, દશઋતે કહે ન કોય,
એક વાર દશઋતે કહે, કોટિ યજ્ઞફળ હોય.

અહીં રામના પિતા શ્રી દશરથનો ધ્વનિ છે, કિંતુ અર્થ 'દશ'=નામાપરાધ, 'ઋતે'=વિના, એવો છે — પ. પી. પુ.

કર્મજન્ય વિષયસુખ જ પુરુષાર્થ છે. અને ઉત્તરમીમાંસામાં, ઈશ્વરનો (અને) મોક્ષનો, અંગીકાર (છે), વિષયસુખ પુરુષાર્થ નથી. ઉત્તર મીમાંસાનો અન્ય મત આ ગ્રંથમાં સ્પષ્ટ જ છે. સર્વ શાસ્ત્રોના મત એથી વિરુદ્ધ છે, અન્યમાં ભેદવાદ છે. આમાં (ઉત્તરમીમાંસામા) ભેદનું ખંડન અને અભેદનું પ્રતિપાદન છે. એ રીતિએ સકળ શાસ્ત્રોના સિદ્ધાંત પરસ્પર વિરુદ્ધ છે.

૫૦૮. (વિરુદ્ધ મત સાંભળી રાજાની સ્થિતિ)

चोपाई

वचन विरुद्ध सुने जब राजा, यह संशय उपज्यो तिहि ताजा।
इनमैं कौन सत्य बुध भाखत, युक्ति प्रमान सकल सम आखत ॥९१॥
संशय शोक दुखित यों जियमैं, को उपास्य यह लख्यो न हियमैं।
चिंता हृदय हुई यह जाकूं, निजसंदेह सुनाउं काकूं ॥९२॥
शास्त्रनिपुनपंडित जग जेते, सुने विरुद्ध बकत यह तेते।
यूं चिंतत बहुकाल भयो जब, तर्कदृष्टि तिहि आय मिल्यो तब ॥९३॥

નૃપે વચન વિરુદ્ધ સુણ્યા જ્યાં. સંશય તાજો ઊપજ્યો આ ત્યાં;
એમાં સત્ય કોણ બુદ્ધ કે, છે? યુક્તિપ્રમાણ સકલ સમ દે છે. ૯૧
સંશયશોકે દુખિત જીવમાં કો ઉપાસ્ય એ લખ્યું ન મનમાં;
ચિંતા હૃદય થઈ એ તેને, નિજસંદેહ સુણાવું કેને? ૯૨
શાસ્ત્રનિપુણ પંડિત જગ જે સહુ, સુણ્યા વિરુદ્ધ બકતા આ તે સહુ;
એમ ચિંતન બહુ કાલ થયો જ્યાં તર્કદૃષ્ટિ આવી મળિયો ત્યાં. ૯૩

૫૦૯. (શુભસંતતિ પિતા અને તર્કદૃષ્ટિ પુત્રનો મિલાપ)

दोहा

मिले परस्पर ते उभैं, पुत्र पिता जिहि रीति।
करि प्रनाम आसिष दुहुं, आसन लहे सप्रीति ॥९४॥
निजपितु चिंतासहित लखि, सुत बोल्यो यह बात।
को चिंता चित रावरे, मुख प्रसन्न नहि तात ॥९५॥

મળ્યા પરસ્પર તે ઉભય, પુત્ર પિતાની રીતિ;
કર્યું નમન, આશિષ દીધી, આસન લીધાં સપ્રીતિ. ૯૪
સચિંત સ્વપિતાને લખી સુત બોલ્યો આ વાત;
શી ચિંતા ચિત્ત [illegible] મુખ પ્રસન્ન નહિ તાત? ૯૫

चोपाई

**शुभसंतति सुतकी सुनि बानी, तिहि भाषी निज सकल कहानी ।**
**चित चिंताको हेतु सुनायो, को उपास्य यह तत्त्व न पायो ॥ ९६ ॥**
**तर्कदृष्टि सुनि पितुके बैना, बोल्यो शुभसंततिसुखदैना ।**

શુભસંતતિએ સુણી સુતવાણી, કહી તેને નિજ સકલ કહાણી;
ચિત ચિંતાનો હેતુ દીધો કહી—કો ઉપાસ્ય એ તત્ત્વ જડે નહિ ૯૬
તર્કદૃષ્ટિ સુણી પિતાનુ વેણ. કહ્યુ શુભસંતતિને સુખદેણ;

(તર્કદૃષ્ટિ કાર્યકારણના વિવેકે પિતાને સમાધાન દેખાડે છે.)

**कारन रूप उपास्य पिछानहु, ताके नाम अनंतहि जानहु ॥ ९७ ॥**
**कारजरूप तुछ लखि तजिये, यह सिद्धांत वेदको भजिये ।**
**रचै व्यास इतिहास पुराना, तिनमैं यही मतो नहि नाना ॥ ९८ ॥**
**मनमें मर्म न लखत जु पंडित, करत परस्पर मत तें खंडित ।**
**नीलकंठ पंडित बुध नीको, कियो ग्रंथ भारतको टीको ॥ ९९ ॥**
**तिन यह प्रथमहि लिख्यो प्रसंगा,**
**श्रुति सिद्धांत कह्यो जो चंगा ॥ १०० ॥**

'કારણરૂપ ઉપાસ્ય પિછાણો, તેના નામ અનંત જ જાણો. ૯૭
કાર્યરૂપ તુચ્છ લખી તજીએ એ સિદ્ધાત વેદનો ભજીએ.
રચ્યા પુરાણ ઇતિહાસ વ્યાસે, તેમા નહિ નાના મત ભાસે ૯૮
મનમા મર્મ ન જાણે પડિત, કરે પરસ્પર મત તે ખંડિત;
નીલકંઠ પડિત બુધ ભારી, કરી ટીકા ભારતની સારી ૯૯
તેણે પ્રથમ પ્રસંગ લિખ્યો છે, અદોષ શ્રુતિસિદ્ધાત કહ્યો છે. ૧૦૦

૫૧૦. ('અનેક દેવો વિષયે સમાધાન)

યદ્યપિ સકલ પુરાણના કર્તા એક વ્યાસ છે. તેણે સ્કંદપુરાણમાં શિવને, સ્વતંત્રાદિક ઈશ્વરધર્મ કહ્યા અને અન્ય દેવોને શિવકૃપાથી સર્વ વિભૂતિની પ્રાપ્તિ કહી, એથી (અન્ય દેવના) જીવધર્મ કહ્યા. તેમ વિષ્ણુપુરાણ, પદ્મપુરાણમાં વિષ્ણુને ઈશ્વરતા કહી. તેમ કોઈને પુરાણમા, કોઈને ઉપપુરાણમા, વિષ્ણુશિવથી ભિન્ન જે ગણેશાદિક છે, તેઓને ઈશ્વરતા કહી. એ રીતિએ વ્યાસવાક્યમાં વિરોધ પ્રતીત થાય છે, તેનું સમાધાન (નીલકંઠ) આ (પ્રમાણે) કરે છે: સર્વ (પંચાયતન દેવ) ઈશ્વર છે. જે પ્રકરણમાં અન્ય દેવની નિંદા છે, તેની

નિંદા કરીને તેની ઉપાસનાના ત્યાગમા વ્યાસનો અભિપ્રાય નથી; કિંતુ વૈષ્ણવપુરાણમાં શિવાદિકની નિંદા અને વિષ્ણુની સ્તુતિ કરીને, વિષ્ણુની ઉપાસનામાં પ્રવૃત્તિનો હેતુ છે, તેમ શિવપુરાણમાં વિષ્ણુ આદિકોની નિંદા પણ, તેઓની ઉપાસનાના ત્યાગ અર્થે નથી, કિંતુ તેઓની નિંદા શિવની ઉપાસનામાં પ્રવૃત્તિને અર્થે છે. જો એક પ્રકરણમાં અન્યની નિંદા ત્યાગ અારુ હોય, તો સર્વની ઉપાસનાનો ત્યાગ થશે, એથી અન્યની નિંદા એકની સ્તુતિને અર્થે છે, ત્યાગ અર્થે નથી.

દૃષ્ટાંત : વેદમાં અગ્નિહોત્રના બે કાળ કહ્યા છે : એક તો સૂર્યઉદયથી પ્રથમ; અને બીજો સૂર્યઉદયથી અનંતર કાળ કહ્યો છે. ત્યાં ઉદયકાળના પ્રસંગમાં અનુદયકાળની નિંદા કરી છે અને અનુદયકાળના પ્રસંગમાં ઉદયકાળની નિંદા કરી છે. ત્યાં નિંદાનું તાત્પર્ય ત્યાગમાં હોય તો બન્ને કાળમાં હોમનો ત્યાગ થશે. અને નિત્યકર્મનો ત્યાગ સંભવે નહિ. એથી ઉદયકાળની સ્તુતિ સારુ અનુદયકાળની નિંદા છે. અને અનુદયકાળની સ્તુતિ સારુ ઉદયકાળની નિંદા છે. તેમ એક દેવની ઉપાસનાના પ્રસંગમાં અન્યની નિંદાનું એકની સ્તુતિમાં તાત્પર્ય છે, અન્યની નિંદામાં તાત્પર્ય નથી. જેમ શાખાભેદથી કોઈ ઉદયકાળમાં હોમ કરે છે, કોઈ અનુદયકાળમાં કરે છે. ફળ બન્નેને સમાન થાય છે.

૫૧૧. તેમ ઇચ્છાભેદથી પાંચે દેવોમાંથી જેની ઉપાસના કરે તે સર્વથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. ત્યાં ભોગ ભોગવીને વિદેહમોક્ષ થાય છે. યદ્યપિ વિષ્ણુ આદિકોની ઉપાસનાથી વૈકુંઠ લોકાદિકોની પ્રાપ્તિ પુરાણમાં કહી છે, બ્રહ્મલોકની નહિ; તથાપિ ઉત્તમ ઉપાસક વિદેહમુક્તિના અધિકારી દેવયાનમાર્ગથી સર્વ બ્રહ્મલોક પ્રતિ જ જાય છે. પરંતુ એક જ બ્રહ્મલોક વૈષ્ણવ ઉપાસકને વૈકુંઠરૂપ પ્રતીત થાય છે. અને (તે) લોકવાસી સર્વ તેને ચતુર્ભુજ પાર્ષદ(સભ્ય, અનુચર)રૂપ પ્રતીત થાય છે. અને પોતે પણ ચતુર્ભુજ મૂર્તિ થાય છે. તેમ શૈવઉપાસકને બ્રહ્મ-લોક જ શિવલોક (રૂપ) પ્રતીત થાય છે. તે લોકવાસી સર્વ ત્રિનેત્ર મૂર્તિ પોતા સહિત પ્રતીત થાય છે. એ રીતિએ સર્વ ઉપાસકને બ્રહ્મ-લોક જ પોતાના ઉપાસ્યના લોક (રૂપ) પ્રતીત થાય છે. કેમ કે આ નિયમ છે : દેવયાનમાર્ગ વિના અન્ય માર્ગથી જે જાય છે તેઓનું સંસારમાં આગમન થાય છે. અને દેવયાનમાર્ગ એક બ્રહ્મલોકનો છે. એથી વિદેહમોક્ષના યોગ્ય ઉપાસક સર્વ બ્રહ્મલોક પ્રતિ જાય છે. તે બ્રહ્મલોકમાં આવો અદ્‌ભુત મહિમા છે : ઉપાસકની ઇચ્છા અનુસાર

સર્વ સામગ્રી સહિત તે બ્રહ્મલોક જ તેને પ્રતીત થાય છે. એ રીતિએ પાંચે દેવના ઉપાસકોને સમફળ થાય છે.

૫૧૨. એ વિષે આ શંકા થાય છે: પાંચે દેવોનાં નામરૂપ ભિન્ન ભિન્ન કહ્યાં છે, અને ઈશ્વર એક છે. એક ઈશ્વરના નાના રૂપ સંભવે નહિ. તેનું આવું સમાધાન છે: પરમાર્થે કરી નામરૂપ કંઈ પરમાત્મામાં છે નહિ. મંદબુદ્ધિને ઉપાસના સારુ, નામરૂપરહિત પરામાત્માનાં માયાકૃત કલ્પિત નામરૂપ (શાસ્ત્રે) કહ્યાં છે. એથી એક પરમાત્મામાં માયાકૃત કલ્પિત નામરૂપ નાના સંભવે છે. એ રીતિએ સર્વ પુરાણવાક્યોનો વિરોધ દૂર થાય છે.

૫૧૩. (પુરાણવાક્યોમાં વિરોધ ભાસે તેનું સમાધાન)

અને પુરાણવાક્યોમાં વિરોધશંકાનું મુખ્ય સમાધાન તો આ છે: વિષ્ણુ, શિવ, ગણેશ, દેવી, સૂર્ય એથી આદિ લઈને જેટલાં એકએકનાં નામ છે, તે સર્વ કારણ બ્રહ્મનાં નામ છે. અને કાર્ય બ્રહ્મનાં પણ તે સર્વ નામ છે. જેમ માયાવિશિષ્ટ કારણને બ્રહ્મ કહે છે, અને હિરણ્યગર્ભ કાર્ય છે, તેને પણ બ્રહ્મ કહે છે. એ રીતિએ કારણબ્રહ્મને વિષ્ણુ, શિવ, ગણેશ, દેવી, સૂર્ય (એ) પદ બોધન કરે છે; અને કાર્યબ્રહ્મને પણ એ પાંચે પદ બોધન કરે છે. એમ પાંચે પદના જે નારાયણ, નીલકંઠ, વિઘ્નેશ, શક્તિ, ભાનુ, ઇત્યાદિ અનંત પર્યાય છે તે સર્વ કારણબ્રહ્મ અને કાર્યબ્રહ્મ બન્નેને બોધન કરે છે. ક્યાંક કારણબ્રહ્મને અને ક્યા કાર્યબ્રહ્મને પ્રસંગથી બોધન કરે છે. જેમ 'સૈંધવ'-પદ, અશ્વ, લવણ બન્નેને બોધન કરે છે. ભોજનપ્રસંગમા 'સૈંધવ'પદ 'લવણ'ને બોધન કરે છે, અને ગમનપ્રસંગમાં 'સૈંધવ'પદ 'અશ્વ'ને બોધન કરે છે. (તેમ) વિષ્ણુપુરાણમાં વિષ્ણુ, નારાયણાદિ પદ કારણ બ્રહ્મનાં બોધક છે; શિવ, ગણેશ, સૂર્યાદિક પદ કાર્યબ્રહ્મનાં બોધક છે.

૫૧૪. એથી વૈષ્ણવ ગ્રંથોમાં વિષ્ણુની સ્તુતિ અને શિવ આદિકોની નિંદાથી વ્યાસનો આ અભિપ્રાય છે: કારણબ્રહ્મ ઉપાસ્ય છે; અને કાર્યબ્રહ્મ ઉપાસ્ય નથી તેમ સ્કંદપુરાણાદિક શૈવગ્રંથોમાં શિવ-મહેશાદિક પદ કારણબ્રહ્મનાં બોધક છે; અને વિષ્ણુ, ગણેશ, દેવી, સૂર્યાદિક પદ કાર્યબ્રહ્મનાં બોધક છે. એથી તેઓમાં પણ કારણબ્રહ્મની સ્તુતિ અને કાર્યબ્રહ્મની નિંદા છે. તેમ ગણેશપુરાણમાં ગણેશ પદ કારણબ્રહ્મનું વાચક અને વિષ્ણુ–શિવાદિક પદ કાર્યબ્રહ્મના વાચક છે. એથી કારણની સ્તુતિ અને કાર્યની નિંદા છે. તેમ કાલીપુરાણમા કાલી, દેવી, આદિક

પદ કારણબ્રહ્મનાં બોધક (છે). અને વિષ્ણુ, શિવ, ગણેશ, સૂર્ય-આદિક પદ કાર્યબ્રહ્મનાં બોધક (છે). એથી કાલીપદબોધ્ય કારણની સ્તુતિ, અને વિષ્ણુશિવાદિકપદબોધ્ય કાર્યબ્રહ્મની નિંદા છે. તેમ સૌર-પુરાણમાં સૂર્ય–ભાનુ પદબોધ્ય કારણબ્રહ્મ છે, તેની સ્તુતિ અને અન્ય-પદબોધ્ય કાર્યની નિંદા છે. એ રીતિએ સકળ પુરાણમા કાર્ય–કારણની સંજ્ઞારૂપ સંકેતનો તો ભેદ છે, (પણ) ઉપાદેય (ગ્રાહ્ય) હેય (ત્યાજ્ય) જે અર્થ તેનો ભેદ નથી. સકલ પુરાણમાં કારણબ્રહ્મની ઉપાસના ઉપા-દેય છે, અને કાર્યની ઉપાસના હેય છે. એથી સર્વ પુરાણ એક કારણબ્રહ્મની ઉપાસ્યતા બોધન કરે છે. તેઓનો પોતામાં વિરોધ નથી.

### ૫૧૫. (મૂર્તિસંબધમાં વિચાર)

યદ્યપિ ચતુર્ભુજ, ત્રિનેત્ર, સતુંડ, અષ્ટભુજાદિક મૂર્તિ માયાનાં પરિણામ છે, અને ચેતનના વિવર્ત છે, એથી કાર્ય છે અને તેઓની પણ ઉપાસના કહી છે; તથાપિ તે ચતુર્ભુજાદિ મૂર્તિઓનું જે માયા-વિશિષ્ટ કારણ છે, તેથી વિચાર કરવાથી ભેદ નથી. એથી તે આકારોને બાંધીને કારણરૂપથી તેઓની ઉપાસનામા તાત્પર્ય છે. કેમ કે આકાર કાર્ય છે, એથી તુચ્છ છે, અને કારણ સત્ય છે. અને તેની મંદપ્રજ્ઞા આકારમાં જ સ્થિત હોય, તે શાસ્ત્રઉક્ત આકારની જ ઉપાસના કરે, તેથી પણ પ્રજ્ઞા નિશ્ચળ થઈને કારણબ્રહ્મની ઉપાસનામાં સ્થિતિ થાય છે.

## ૫૧૬. (કારણબ્રહ્મની ઉપાસનાની રીતિ)

### (મૂર્તિપ્રતિપાદનનો અભિપ્રાય)

કારણબ્રહ્મની ઉપાસના આ રીતિએ કહી છે: બ્રહ્મ જગતનું કારણ છે, સત્યકામ છે, સત્યસંકલ્પ છે, સર્વજ્ઞ છે, સ્વતંત્ર છે, સર્વનું પ્રેરક છે, કૃપાળુ છે, એવા ઈશ્વરના ધર્મોનુ ચિંતન કરે. મૂર્તિ-ચિંતનમાં શાસ્ત્રનું તાત્પર્ય નથી. અને અનેક મૂર્તિ જે શાસ્ત્રમા લખી છે તે ઉપાસનાનું નિમિત્ત નથી. કિંતુ સર્વ મૂર્તિઓ કારણ-બ્રહ્મનું ઉપલક્ષણ છે. જે વસ્તુ જેના એક દેશમાં હોય, અને કદાચિત્ હોય, અને વ્યાવર્તક હોય તે ઉપલક્ષણ કહેવાય છે. જેમ 'કાકવાળું દેવદત્તનું ગૃહ છે.' એ વાક્યમા દેવદત્તના ગૃહનું કાક ઉપલક્ષણ છે. કેમ કે ગૃહના એક દેશમાં કાક હોય છે, અને કદાચિત હોય છે. સર્વદા નહિ, અને અન્ય ગૃહથી દેવદત્તના ગૃહનો વ્યાવર્તક છે. તેમ જગતનું કારણ બ્રહ્મ છે. તેના એક દેશમાં મૂર્તિ હોય છે, અને

કદાચિત્ હોય છે. અને ચતુર્ભુજાદિક મૂર્તિ કારણ બ્રહ્મ વિષે જ હોય છે, અન્યમાં નહિ, એથી વ્યાવર્તક હોવાથી ઉપલક્ષણ છે. ઉપલક્ષણનું આ પ્રયોજન હોય છે: વિશેષ્ય વસ્તુના સ્વરૂપનું જ્ઞાન થાય. જેમ કાકથી દેવદત્તના ગૃહનું જ્ઞાન થાય, અન્ય પ્રયોજન કાકથી નથી; તેમ ચતુર્ભુજાદિક આકારોથી નિરાકાર કારણબ્રહ્મનું જ્ઞાન જ ઉપાસનાના નિમિત્ત મૂર્તિ પ્રતિપાદનનું પ્રયોજન છે, અન્ય નહિ.

૫૧૭. અને મંદપ્રજ્ઞાવાળા શાસ્ત્રઅભિપ્રાયને સમજ્યા વિના તે આકારોમા આગ્રહ કરે છે; અને 'શ્યાલસારમેયન્યાય'થી પરસ્પર કલહ કરે છે; (સ્રીના ભાઈને 'શ્યાલ' (સાલો) કહે છે, કૂતરાને 'સારમેય' કહે છે, અને દૃષ્ટાંતને 'ન્યાય' કહે છે.) કોઈના સાળાનું નામ ઉત્ફાલક હતુ, અને સાળાના શત્રુનું નામ ધાવક હતું. તે પુરુષના ગૃહના કૂતરાનુ નામ ધાવક અને બીજા ગૃહના કૂતરાનું નામ ઉત્ફાલક હતુ. ત્યા તે પુરુષની સ્રી ગૃહ વિષે પ્રથમ આવી. ત્યારે બન્ને કૂતરા પોતામા હમેશ લડે. ત્યાં સ્રીનો પતિ, શ્વશુર આદિક ઉત્ફાલક(કૂતરા)ને ગાળો દે, અને પોતાના ધાવક (કૂતરા)ની બડાઈ કરે, ત્યારે તે સ્રીને આ ભ્રાંતિ થઈ: મારા ભાઈને ગાળો દે છે, (અને) તેના શત્રુની બડાઈ કરે છે. તેથી દુઃખી થઈને ભર્તા સાથે ક્લેશ કરતી થઈ. જેમ તેઓનો અભિપ્રાય જાણ્યા વિના સમાન સંજ્ઞાથી ભ્રમે કરીને સ્રીએ ક્લેશ કર્યો; તેમ વૈષ્ણવ ગ્રંથનાં શિવાદિક નામથી કાર્યબ્રહ્મની નિંદા કરી છે, એ અભિપ્રાયને ન જાણીને શૈવાદિ દુઃખિત થાય છે; અને વિષ્ણુના નામથી કાર્યની નિંદાને નહિ જાણીને, વૈષ્ણવ દુખિત થાય છે. અને સકળ પુરાણનો આ અભિપ્રાય છે: કારણબ્રહ્મ ઉપાસ્ય છે, કાર્યબ્રહ્મ ત્યાજ્ય છે. (માયાવિશિષ્ટ ચેતન કારણબ્રહ્મ કહેવાય છે. માયાકૃત કાર્યવિશિષ્ટ ચેતન કાર્યબ્રહ્મ કહેવાય છે.) એ જ અર્થ ભારતની ટીકાના આરંભમા લખ્યો છે, અને સર્વ વેદાંતોનો એ જ સિદ્ધાંત છે.

૫૧૮. चोपाई

**शुभसंतति सुनि सुतके बैना, उपज्यो जियमैं किंचित चैना ।**
**पुनि तिन प्रश्न कियो निजपूतहि, शास्त्र परस्पर कहत असूतहि १०१**
**तिनमैं सत्य कौन सो कहिये, जाको अर्थ बुद्धिमैं लहिये ॥ १०२ ॥**

શુભસંતતિને સુણી સુતવેણ, જીવમાં ઊપજ્યુ કિંચિત્ ચેન;
વળી પુત્રને કર્યો જ પ્રશ્ન જ, 'શાસ્ત્ર પરસ્પર કહે અસૂત જ. ૧૦૧
તેમા સત્ય કોણ તે કહિયે, જેનો અર્થ બુદ્ધિમાં લઈયે.' ૧૦૨

[પુરાણુમાં વિરોધ (લાગ્યો હતો પરંતુ પુત્રનાં વચન સાંભળીને) તેની શંકાના નાશથી 'ચેન' નામ સુખ થયું, અને ષટ્શાસ્ત્રની પરસ્પર વિરોધ શંકા મટી નહિ. એથી 'કિંચિત્' ચેન થયુ, સર્વથા નહિ. 'અસૂત' નામ વિરુદ્ધ કહે છે.]

૫૧૯. (ઉત્તરમીમાંસા સર્વમાં શ્રેષ્ઠ)

**तर्कदृष्टि सुनि निजपितु बानी, बोल्यो वचन सु परम प्रमानी।**
**उत्तर मीमांसा उपदेसा, वेदविरुद्ध न जामैं लेसा ॥१०३॥**
**शास्त्र पंच ते वेदविरुद्धं, यातैं जानहु तिनहि अशुद्धं।**
**किंचितअंश वेद अनुसारी, लखि बहुग्रहत मंद अधिकारी ॥१०४॥**

તર્કદૃષ્ટિ સુણી નિજ પિતૃવાણી, બોલ્યો વચન સુપરમ પ્રમાણી,
'ઉત્તરમીમાંસા' ઉપદેશ, જેમાં વેદવિરુદ્ધ ન લેશ. ૧૦૩
પંચશાસ્ત્ર તે વેદ વિરુદ્ધ, એથી જાણો તે જ અશુદ્ધ;
કિંચિત્ અંશ વેદ અનુસારી, લખી બહુ ગ્રહે મંદ અધિકારી ૧૦૪

યદ્યપિ ષટ્શાસ્ત્રોના કર્તા સર્વજ્ઞ કહ્યા છે. સાંખ્યના કર્તા કપિલ, પાતંજલના કર્તા પતંજલિ શેષનો અવતાર, ન્યાયના કર્તા ગૌતમ, વૈશેષિક શાસ્ત્રના કર્તા કણાદ, પૂર્વમીમાંસાના કર્તા જૈમિનિ, ઉત્તરમીમાંસાના કર્તા વ્યાસ. એ સર્વનું માહાત્મ્ય પ્રસિદ્ધ છે. એથી એમનાં વચનરૂપ સર્વ શાસ્ત્ર પણ સમાન પ્રમાણ જોઈએ, તથાપિ સર્વ વાક્યોમાં પ્રબળ પ્રમાણ વેદવાક્ય છે. કેમ કે વેદના કર્તા સર્વજ્ઞ ઈશ્વર છે. તેના વિષે ભ્રમ, સંદેહ, વિપ્રલિપ્સાદોષ સંભવે નહિ. એ શાસ્ત્રોના કર્તા જીવ છે. તેઓને વિષે ભ્રમ આદિક દોષોનો સંભવ છે. યદ્યપિ શાસ્ત્રકારને પણ સર્વજ્ઞ કહ્યા છે; તથાપિ તેઓને સર્વજ્ઞતા યોગમાહાત્મ્યે કરી થઈ છે, એથી યુંજાનયોગી થયા છે. અને ઈશ્વરને સર્વજ્ઞતા સ્વભાવસિદ્ધ છે, એથી યુક્તયોગી છે. [ચિંતન કર્યા પદાર્થનું જેને જ્ઞાન થાય તે યુંજાનયોગી કહેવાય છે. જેને સર્વદા એકરસ સર્વ પદાર્થ અપરોક્ષ પ્રતીત હોય તે યુક્તયોગી કહેવાય છે. એવો ઈશ્વર છે.] યુક્તયોગીકૃત વેદવચન પ્રબળ અને યુંજાનયોગીકૃત શાસ્ત્રવચન દુર્બળ છે.

૫૨૦. એથી વેદ અનુસારી શાસ્ત્રપ્રમાણ અને વેદવિરુદ્ધ અપ્રમાણ. પાંચ શાસ્ત્ર જેમ વેદ વિરુદ્ધ છે, તેમ શારીરક આદિ ગ્રંથોમાં સ્પષ્ટ છે અને ઉત્તરમીમાંસા કોઈ અંશમાં વેદ વિરુદ્ધ નથી, એથી પ્રમાણ

છે. અન્ય શાસ્ત્ર પણ કોઈ અંશમાં વેદના અનુસારી દેખીને મંદબુદ્ધિ તેઓમાં વિશ્વાસ કરે છે; પરંતુ બહુ અંશમાં વેદ વિરુદ્ધ છે, એથી ત્યાજ્ય છે. કોઈક અંશમાં વેદ અનુસારી હોવાથી ઉપાદેય થાય તો જૈનશાસ્ત્ર પણ અહિંસાઅંશમાં વેદઅનુસારી છે, (તે) ઉપાદેય થવું જોઈએ અને ત્યાજ્ય છે, ઉપાદેય નથી. યદ્યપિ સુગત ઈશ્વરનો અવતાર છે, જેને બુદ્ધ કહે છે. તેનાં વચન પણ વેદ સમાન પ્રમાણ જોઈએ; તથાપિ બુદ્ધ (અવતાર) વિપ્રલિપ્સાનિમિત્તથી થયો છે, એથી તેનાં વચન સર્વથા અપ્રમાણ છે. [વંચનની ઇચ્છાને વિપ્રલિપ્સા કહે છે. જેને બહેકાવવાની ઇચ્છા કહે છે.] એથી સર્વ અંશમાં વેદઅનુસારિણી ઉત્તરમીમાસા જ સર્વથા મુમુક્ષુને ઉપાદેય છે. યદ્યપિ ઉત્તરમીમાંસા વ્યાસકૃત સૂત્રરૂપ છે, તેનું વ્યાખ્યાન પણ અનેક પુરુષોએ નાના રીતિએ કર્યું છે. તથાપિ પૂજ્યચરણ શંકરકૃત વ્યાખ્યાન જ વેદાનુસારી છે, અન્ય નહિ. એ પંચમ તરંગમાં પ્રતિપાદન કર્યું છે. એથી અન્ય પંચશાસ્ત્ર અપ્રમાણ છે.

૫૨૧. અને આ તરંગમાં જે પૂર્વે સર્વ શાસ્ત્ર મોક્ષઉપયોગી કહ્યાં, તે તર્કદૃષ્ટિના સારગ્રાહી વિવેકથી કહ્યાં. જેમ કોઈનો શત્રુ તરવાર મારે તેથી રુધિર નીકળીને દૈવગતિથી રોગ નિવૃત્ત થઈ જાય, ત્યારે સારગ્રાહી પુરુષ તરવાર મારનારનો ઉપકાર માની લે: તેમ અન્ય શાસ્ત્રોથી પણ કોઈ રીતિએ અંતઃકરણની શુદ્ધિ વા નિશ્ચળતા થયેથી પુરુષ નિવૃત્ત થઈને વેદ અનુસાર નિશ્ચય કરે, તો મોક્ષ થાય છે. સર્વથા તેમાં જ આગ્રહ કરે તો અંધગોલાગૂલન્યાયથી અનર્થને પ્રાપ્ત થાય છે. એથી સકળ શાસ્ત્ર ત્યાગીને, અદ્વૈતવ્યાખ્યાનરીતિએ ઉત્તરમીમાસા ઉપાદેય છે.

૫૨૨. અંધગોલાંગૂલન્યાય આ છે: કોઈ ધનીના ભૂષણયુક્ત પુત્રને ચોર લઈ ગયા. વનમાં ભૂષણ (કાઢી) લઈ, તેના નેત્ર ફોડીને છોડી ગયા. ત્યારે તે રુદન કરતા બાળકને કોઈ નિર્દય વંચક, બળ-ઉન્મત્ત બલીવર્દનું લાગૂલ (પૂછડું) પકડાવી દે અને આ કહે: 'તું એનું પૂછડું છોડીશ મા, તારા 'ગ્રામમાં એ પહોંચાડી દેશે.' તે દુઃખી બાળક તેના વચનમાં વિશ્વાસ કરીને દુઃખ અનુભવ કરીને નષ્ટ થાય છે. તેમ વિષયરૂપ ચોર વિવેકરૂપ નેત્રને ફોડીને સંસાર(રૂપ) વનમાં નાખે છે; ત્યાં ભેદવાદી નિર્દય વંચક અન્ય શાસ્ત્રોના સિદ્ધાંતમાં આગ્રહ કરાવે છે, અને આ કહે છે: 'અમારો ઉપદેશ જ તને પરમસુખ-

પ્રાપ્તિનો હેતુ થશે, તેને છોડીશ મા.' તેઓનાં વાક્યોમાં વિશ્વાસ કરીને (તેવા મનુષ્યો) પુરુષાર્થસુખરહિત થાય છે. અને જન્મમરણરૂપ મહા-દુઃખને અનુભવ કરે છે. એથી અન્યશાસ્ત્ર ત્યાજ્ય છે.

૫૨૩. (શુભસંતતિ રાજાનું મૃત્યુ અને બ્રહ્મલોકની પ્રાપ્તિ)

दुहा

तर्कदृष्टिके बचन सुनि, शुभसंतति तिहिं तात।
संशय सोक नस्यो सकल, लह्यौ हिये कुशलात ॥१०५॥
कारनब्रह्म उपासना, करी बहुत चित लाय।
तर्कदृष्टि निज लखि गुरु, राजसमाज चढाय॥१०६॥

તર્કદૃષ્ટિનાં વચન સુણી, શુભસંતતિ તે તાત;
સંશયશોક ગયો સકલ, થયો હૃદય કુશલાત ૧૦૫
કારણબ્રહ્મઉપાસના, કરી બહુ ચિત્ત લગાવી;
તર્કદૃષ્ટિ નિજગુરુ ગણી, રાજસમાજ ચડાવી. ૧૦૬

[યદ્યપિ તર્કદૃષ્ટિ પુત્ર હતો તથાપિ ઉપદેશ ઉત્તમ કર્યો એથી ગુરુપદવીને પ્રાપ્ત થયો. એ બ્રહ્મવિદ્યાનું માહાત્મ્ય છે.]

૫૨૪. दुहो

कछु बतीत्यो काल तब, तजि राजा निज प्रान।
ब्रह्मलोकमें सो गयो, मुनि जहँ जात सध्यान॥१०७॥

પછી કંઈ કાળ વીતી જતા, રાજા ત્યજી નિજપ્રાણ;
બ્રહ્મલોકમા તે ગયો, જ્યાં મુનિ જાય સધ્યાન ૧૦૭

રાજાના મરણનો દેશકાળ કહ્યો નહિ, તેનો આ અભિપ્રાય છે: ઉપાસકના મરણમાં દેશકાળની અપેક્ષા નથી. દિનમાં મરે અથવા રાત્રિમાં. દક્ષિણાયનમાં અથવા ઉત્તરાયણમાં, પવિત્ર ભૂમિમાં અથવા અપવિત્રમાં. સર્વથા ઉપાસનાના બળથી, દેવયાનમાર્ગ દ્વારા બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. અને અદૃષ્ટિના પ્રસંગમાં પૂર્વે દેશકાળની અપેક્ષા કરી. તે યોગ સહિત ઉપાસકને કહી છે. કેવળ ઈશ્વરશરણ ઉપાસકને દેશ-કાળની અપેક્ષા નથી. એ અર્થ સૂત્રકાર–ભાષ્યકારે પ્રતિપાદન કર્યો છે.

૫૨૫. (તર્કદૃષ્ટિનો દેહપાત અને પરમાત્માસહ અભેદ)

दुहा

राजकाज सब तब कियो, तर्कदृष्टि हुशियार।
लग्यो न रंचक रंग तिहि, लह्यो ब्रह्म निरधार॥१०८॥

**अंत भयो प्रारब्धको, पायो निश्चल गेह।**
**आतम परमातम मिल्यो, देह खेहमें छेह ॥१०९॥**

રાજકાર્ય સર્વે કર્યાં, તર્કદૃષ્ટિએ સાર;
પણ ન રંગ લાગ્યો જરા, લહ્યો બ્રહ્મ નિર્ધાર. ૧૦૮
અંત થયે પ્રારબ્ધનો, પામ્યો નિશ્ચલ* ગેહ;
આત્મા પરમાત્મા મળ્યો, દેહ ખેહમા છેહ. ૧૦૯

'દેહનો ખેહ' નામ (શરીરનો) રાખમાં 'છેહ' નામ અન્ત. 'આત્મા' કહેતાં કૂટસ્થ–સાક્ષી–તેનો 'પરમાત્મા સહ' અભેદ.

યદ્યપિ કૂટસ્થનો પરમાત્મા સાથે સદા અભેદ છે, તથાપિ ઉપાધિકૃત ભેદ છે, ઉપાધિના લયથી ઉપાધિકૃત ભેદનો અભાવ થાય છે. પરમાત્મા સહ અભેદ કહ્યો તેનો આ અભિપ્રાય છે: વિદેહમુક્તિમાં ઈશ્વર સાથે અભેદ થાય છે, શુદ્ધ ચેતનબ્રહ્મ સહ નહિ. એ વાર્તા શારીરકભાષ્યના ચતુર્થ અધ્યાયમાં પ્રતિપાદન કરી છે. ત્યાં આ પ્રસંગ છે: વિદેહમુક્તિમા સત્યસંકલ્પાદિકરૂપની પ્રાપ્તિ જૈમિનિના મત વડે કહી છે. ઔડુલૌમિના મતમાં સત્યસંકલ્પાદિકોનો અભાવ કહ્યો છે. અને સિદ્ધાંતમતમા સત્યસંકલ્પાદિકોનો ભાવ–અભાવ બન્ને કહ્યો છે. તેનો આ અભિપ્રાય છે: ઈશ્વર સાથે અભેદ થાય છે. [ઈશ્વરના સત્યસંકલ્પાદિક મુક્તમા, (છે એવો) અન્ય જીવોએ કરી વ્યવહાર કરાય છે.] તે ઈશ્વર પરમાર્થદૃષ્ટિએ શુદ્ધ છે, તેને વિષે કોઈ ગુણ છે નહિ, કિંતુ નિર્ગુણ છે; એથી સત્યસંકલ્પાદિકોનો અભાવ છે. યદ્યપિ સંસારદશા વિષે પણ જીવ પરમાર્થે કરી નિર્ગુણ છે, શુદ્ધ છે; તથાપિ જીવને સંસારદશામાં અવિદ્યાએ કરી, કર્તૃત્વ, ભોક્તૃત્વ પ્રતીત થાય છે. ઈશ્વરને કદી પણ આત્મામાં અથવા અન્યમાં સંસાર પ્રતીત થાય નહિ; એથી સદા અસંગ, નિર્ગુણ, શુદ્ધ છે. એથી ઈશ્વર સાથે જે અભેદ છે તે જ શુદ્ધ સાથે અભેદ છે. અને ઈશ્વર સાથે અભેદને શુદ્ધબ્રહ્મ સહ અભેદ નહિ માને, તો ઈશ્વરને શુદ્ધબ્રહ્મની પ્રાપ્તિ કદી પણ થાય નહિ. કેમ કે જીવની પેઠે ઈશ્વરને ઉપદેશજન્ય જ્ઞાન અને વિદેહમોક્ષ તો કદી થાય નહિ, સદા પ્રાપ્ત જે તેનું રૂપ તે શુદ્ધ નહિ, એથી જીવથી પણ ન્યૂન ઈશ્વર સદા બદ્ધ છે, એ સિદ્ધ થશે. એથી આ માનવું યોગ્ય છે: ઈશ્વરને આવરણ નહિ એથી ઉપદેશજ્ઞાનની

* અચલધામ.

અપેક્ષા નહિ. આવરણના અભાવથી ભ્રાંતિ નહિ એથી નિત્યસર્વજ્ઞ છે, નિત્યમુક્ત છે. માયા અને તેનું કાર્ય (ઈશ્વરના) આત્મામાં પ્રતીત થાય નહિ, એથી સદા અસંગ છે, એથી જ શુદ્ધ છે. એ રીતિએ ઈશ્વર સહ અભેદ જ શુદ્ધ ચેતન સહ અભેદ છે; અને દૃષ્ટાંત વડે પણ ઈશ્વર સાથે જ અભેદ સિદ્ધ થાય છે. જેમ મઠમાં ઘટનો અભાવ થાય તો મઠાકાશમાં ઘટાકાશનો લય થાય છે, મહાકાશમાં નહિ. તેમ વિદ્વાનનું શરીર ઈશ્વરકૃત બ્રહ્માંડમાં નષ્ટ થાય છે, અને સર્વ બ્રહ્માંડ ઈશ્વરશરીર માયાના અંતર્ભૂત છે. વિદ્વાનનો આત્મા વિદેહ મોક્ષમાં બ્રહ્માંડના બહિર્ ગમન કરે નહિ, એથી ઈશ્વર સાથે અભેદ થાય છે. પરંતુ જેમ મઠાકાશ સાથે ઘટાકાશનો અભેદ થયો, તે મઠાકાશ મહાકાશરૂપ જ છે; તેમ ઈશ્વર સાથે અભેદ થાય છે, તે ઈશ્વર શુદ્ધ બ્રહ્મ જ છે, એથી શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

### ૫૨૬. (ગ્રંથસમાપ્તિ)

दुहा

यह विचारसागर कियो, जामैं रत्न अनेक।
गोप्य केवल सिद्धांततैं, प्रगटलहत सविवेक॥११०॥
सांख्य न्यायमैं श्रम कियो, पढि व्याकरण आशेष।
पढे ग्रंथ अद्वैतके, रह्यो न एकहु शेष॥१११॥
कठिन जु और निबंध हैं, जिनमैं मतके भेद।
श्रमतैं अवगाहन किये, निश्चलदास सवेद॥११२॥
तिन यह भाषाग्रंथ किये, रंच न उपजी लाज।
तामैं यह ईक हेतु है, दयाधर्म सिरताज॥११३॥
बिन व्याकरन न पढिसकैं, ग्रंथसंसकृत मंद।
पढै याहि अनयासही, लहै सु परमानंद॥११४॥

આ વિચારસાગર કર્યો, તેમાં રત્ન અનેક;
ગોપ્ય વેદસિદ્ધાંત તે પ્રકટ લહે સવિવેક. ૧૧૦
સાંખ્ય-ન્યાયમાં શ્રમ કર્યો. પઢી વ્યાકરણ અશેષ;
પઢ્યા ગ્રંથ અદ્વૈતના. રહ્યો ન એકે શેષ ૧૧૧
કઠિન જ અન્ય નિબંધ છે જેમા મતના ભેદ;
શ્રમથી અવગાહન* કર્યા નિશ્ચલદાસ સવેદ. ૧૧૨

* સ્નાન—અન્તઃપ્રવેશ.

તેણે ભાષાગ્રંથ આ કર્યો, ન ઊપજી લાજ;
તેમાં હેતુ એક આ,–દયા ધર્મશિરતાજ. ૧૧૩
વિન વ્યાકરણુ ન પઢી શકે, સંસ્કૃત ગ્રંથો મંદ;
અનાયાસ આને પઢે, લહે સુપરમાનંદ. ૧૧૪

૫૨૭. दुहा

दिल्लीतें पश्चिम दिशा, कोस अठारह गाम ।
तामैं यह पूरो भयो, किहडौली तिहिनाम ॥ ११५ ॥
ज्ञानी मुक्ति विदेहमैं, जासों होय अभेद ।
दादू आदू रूपसो, जाहि बखानत वेद ॥ ११६ ॥
नामरूप व्यभिचारिमैं, अनुगत एक अनूप ।
दादूंपदको लक्ष्य है, आस्तिभाति प्रियरूप ॥ ११७ ॥

દિલ્લીથી પશ્ચિમ દિશા, કોશ અરાઢે ગ્રામ,
તેમાં આ પૂરો થયો, કિહડૌલો તે નામ. ૧૧૫
જ્ઞાની, વિદેહમુક્તિમા, જે સહ થાય અભેદ;
દાદુ આદિરૂપ તે, જેહ વખાણે વેદ. ૧૧૬
નામરૂપ વ્યભિચારીમા, અનુગત એક અનૂપ;
દાદુપદનું લક્ષ્ય છે, અસ્તિ–ભાતિ–પ્રિયરૂપ ૧૧૭

इति श्रीविचारसागरे जीवन्मुक्तिविदेहमुक्तिवर्णन नाम सप्तमस्तरग समाप्तः ॥



श्रीभगवत्पादाचार्यविरचितं

# प्रातःस्मरणम्

प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ।
यत्स्वप्नजागरसुषुप्तमवैति नित्यं
तद्ब्रह्म निष्कलमहं न च भूतसंघः ॥ १ ॥

प्रातर्नमामि मनसो वचसामगम्यं
वाचो विभान्ति निखिला यदनुग्रहेण ।
यन्नेतिनेतिवचनैर्निगमा अवोचु-
स्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥ २ ॥

प्रातर्भजामि तमसः परमर्कवर्णं
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम् ।
यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ
रज्ज्वां भुजंगम इव प्रतिभासितं वै ॥ ३ ॥

श्लोकत्रयमिदं पुण्यं लोकत्रयविभूषणम् ।
प्रातःकाले पठेद्यस्तु स गच्छेत्परमं पदम् ॥ ४ ॥

'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## ધર્મગ્રંથો

| | |
|---|---|
| મહાભારત-ભાષાંતર (સાત ગ્રંથોમાં) | ૫૨-૦ |
| શ્રીશિવમહાપુરાણ ૧-૨, | ૧૨-૦ |
| તુલસીકૃત રામાયણ ૧-૨, | ૧૦-૦ |
| વાલ્મીકિ રામાયણ ૧-૨, | ૧૧-૦ |
| શ્રીમદ્ ભાગવત ૧-૨, | ૧૦-૦ |
| ભગવતી (દેવી) ભાગવત | ૬-૦ |
| ગિરધરકૃત રામાયણ ... | ૪-૮ |
| શાંતિપર્વ મહાભારતનું .. | ૮-૮ |
| વિષ્ણુપુરાણ ... ... | ૪-૦ |
| એકનાથી ભાગવત-એકાદશ સ્કંધ-ભાગવતનો ... | ૫-૦ |
| શ્રીરામચરિતમાનસ-મૂળ ... | ૨-૦ |
| એકાદશ સ્કંધ-ભાગવતનો | ૨-૮ |

## ભગવદ્ગીતાઓ

| | |
|---|---|
| ભગવદ્ગીતા-પુરુષાર્થબોધિની-બે ગ્રંથો ... | ૧૨-૮ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા-શાંકરભાષ્ય | ૪-૦ |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | ૪-૮ |
| ભગવદ્ગીતા-નીલકંઠી ... | ૩-૦ |
| પંચરત્નગીતા-ભાષાંતર સાથે | ૨-૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા(મોટા અક્ષર) | ૦-૧૨ |
| જ્ઞાનસત્રગીતા ... ... | ૧-૪ |
| પંચરત્નગીતા-મૂળમૂળ ... | ૦-૮ |
| ગીતાસાર ... ... | ૦-૪ |
| ગીતાપોથી ... ... | ૦-૬ |
| ગીતાસંકલન ... ... | ૦-૩ |
| ઉત્તરગીતા ... ... | ૦-૬ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા અ. ૧૨,૧૫ | ૦-૩ |

## નીતિગ્રંથો

| | |
|---|---|
| મનુસ્મૃતિ ... ... | ૪-૮ |
| વિદુરનીતિ ... ... | ૧-૦ |
| વૈરાગ્યશતક ... ... | ૦-૪ |
| નીતિશતક ... ... | ૦-૪ |
| આર્યધર્મનીતિ અને ચાણક્ય-નીતિસાર ... ... | ૦-૧૨ |
| વિજ્ઞાનશતક ... ... | ૦-૬ |
| બોધવાણી ... ... | ૦-૨ |
| સો મૂર્ખોનાં લક્ષણો ... | ૦-૩ |
| પરવાળા .. ... | ૦-[illegible] |
| વ્યવહારમાળા . ... | ૦-[illegible] |
| વિવેક-વિચાર ... ... | -૬ |

## શ્રીમદ્ શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનના ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો | ૧–૦ | વિવેકચૂડામણિ ... ... | ૦–૧૨ |
| શતશ્લોકી ને બીજાં ચાર રત્નો | ૦–૧૨ | હસ્તામલકસ્તોત્ર ને વાક્યસુધા | ૦–૨ |
| સ્તોત્રસંગ્રહ ... ... | ૦–૧૦ | પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત-આનંદલહરી ... | ૦–૩ |
| સર્વવેદાંત–સિદ્ધાંતસારસંગ્રહ | ૧–૪ | | |

## સાંપ્રદાયિક પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| વચનામૃત (સ્વામી સહજાનંદ) | ૫–૦ | જપજી ... . | ૦–૧૦ |
| | | શિક્ષાપત્રી ... .. | ૦–૬ |

## ઉપનિષદો

| | | | |
|---|---|---|---|
| એકાદશ ઉપનિષદ ... | ૬–૦ | સો ઉપનિષદો .. .. | ૫–૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ ... | ૨–૦ | તૈત્તિરીય ઉપનિષદ ... | ૦–૩ |

## ધર્મકથા–પ્રાર્થના

| | | | |
|---|---|---|---|
| એકાદશી માહાત્મ્ય ... | ૧–૮ | ભગવત્પ્રસાદ ... ... | ૦–૪ |
| શ્રી ચંડીપાઠ ... .. | ૧–૪ | શિવમહિમ્નઃસ્તોત્ર ... | ૦–૮ |
| જપ અને નામસ્મરણ ... | ૧–૦ | કણ્ઠાભરણમ્ ... ... | ૦–૩ |
| નિત્યપાઠ... ... ... | ૦–૧૨ | બસીમાં ભગવાને શું ગાયું? | ૦–૨ |
| સત્યનારાયણની કથા ... | ૦–૧૦ | મણિરત્નમાળા ... | ૦–૧॥ |
| તુલસીસતસઈ ... ... | ૧–૮ | શાંડિલ્ય ભક્તિસૂત્ર . | ૦–૬ |
| અવધૂતગીતા .. .. | ૧–૪ | નારદનાં ભક્તિસૂત્રો . | ૦–૩ |
| અષ્ટાવક્રગીતા ... ... | ૦–૮ | સુબોધરત્નાકર ... .. | ૧–૮ |
| તુકારામગાથા (બે ગ્રંથો) ... | ૬–૦ | દૃષ્ટાંતશતક ... .. | ૧–૪ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (૨) .. | ૨–૦ | પરમહંસ શ્રીરામકૃષ્ણદેવનાં વચનામૃતો . | ૦–૬ |
| આખ્યાનમાળા–ભાગ ૧ લો | ૩–૦ | મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ | ૦–૩ |
| સતની વાતો ... ... | ૧–૮ | જેસલ–તોરલ તથા જાલંધર ને ગોપીચંદ | ૦–૪ |
| સંતગુરુનો પરિચય ... | ૨–૦ | કપિલ અને દેવહૂતિ ... | ૦–૧૦ |
| સંતોની ફૂલવાડી .. ... | ૦–૮ | મદાલસા અને અલર્ક ... | ૦–૫ |
| પ્રભુમય જીવનનું રહસ્ય ... | ૧–૦ | સ્વામી રામતીર્થ ઉપદેશો (૧) | ૩–૦ |
| પ્રભુમય જીવન ... .. | ૦–૧૨ | ગંગામાતા ... ... | ૦–૬ |
| ધર્મકથાઓ ... ... | ૧–૮ | | |
| શ્રીનારાયણકવચ ... | ૦–૮ | | |
| શ્રીવિષ્ણુસહસ્રનામ ... | ૦–૪ | | |
| ગજેન્દ્રમોક્ષ ... ... | ૦–૬ | | |

## સ્વ૦ પઢિયારનાં પુસ્તકો

| | |
|---|---|
| સ્વર્ગની કૂંચી ... ... | ૨—૦ |
| સ્વર્ગનો ખજાનો ... | ૨—૦ |
| સ્વર્ગનો પ્રકાશ ... ... | ૨—૦ |
| સ્વર્ગનો આનંદ... ... | ૨—૦ |
| સ્વર્ગની સીડી ... ... | ૨—૦ |
| સાચું સ્વર્ગ ... ... | ૨—૦ |

## સંતવાણી—ભજનો

| | |
|---|---|
| ભજનસાગર—ભા. ૧, ૨ | ૩—૮ |
| ,, —ભા. ૨ | ૨—૦ |
| મીરાંબાઈનાં ભજનો ... | ૦—૧૨ |
| નરસિંહ મહેતાના ભજનો | ૦—૧૨ |
| ભજનસંગ્રહ ... ... | ૧—૦ |
| પરિચિત પદસંગ્રહ ... | ૧—૧૨ |
| અખાની વાણી ... ... | ૩—૦ |
| પ્રીતમદાસની વાણી ... | ૩—૦ |
| સુમુખ તથા નૃસિંહકુંવર | ૦—૬ |
| તુલસીરામાયણનાં મહાવાક્યો | ૦—૮ |
| દલપતરામની કવિતા ... | ૦—૧૦ |
| શામળના છપ્પા ... ... | ૦—૧૨ |
| અખાના છપ્પા ... ... | ૧—૦ |
| સાખ્યસાર અને યોગસાર | ૦—૬ |
| વૈતાલ કહે ... ... | ૦—૩ |
| ગોરખવાણી ... ... | ૦—૬ |
| સંત દાદૂ ... ... | ૦—૪ |
| ગિરિધર કવિરાય ... | ૦—૩ |
| સો ભજનો ... ... | ૦—૬ |
| ઋષિરાજનાં પદો ... | ૦—૪ |
| ધ્રુવાખ્યાન ... ... | ૦—૬ |
| તુલસીદાસની સાખીઓ | ૦—૪ |
| કબીર સાહેબની સાખીઓ | ૦—૪ |
| પ્રબોધબાવની ... ... | ૦—૪ |
| રવિ, ભાણ અને મોરારસાહેબની વાણી ... ... | ૦—૪ |
| ભક્તકવિ રહીમ ને જમાલ | ૦—૪ |
| સાંઈ દીનદરવેશ ... | ૦—૪ |
| કેશવકૃતિ ... ... | ૦—૪ |
| દોહારત્નાવલિ ... ... | ૦—૩ |
| હરિપાઠ ... ... | ૦—૨ |
| ભક્ત સૂરદાસનાં પદો... | ૦—૬ |
| ભોજા ભગતના ચાબખા... | ૦—૬ |
| કવિ દીનદયાળગિરિ ... | ૦—૪ |
| ધીરા ભગતનાં પદો ... | ૦—૪ |
| હરિપાઠ ... ... | ૦—૨ |
| કવિ ગંગ કહે .. ... | ૦—૩ |
| સંતકવિ નઝીર... ... | ૦—૮ |

## उत्साहचेतना—प्रेरक ग्रंथो

| | |
|---|---|
| સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર ... | ૩—૦ |
| સાહિત્ય પ્રવેશિકા ... | ૨—૮ |
| સ્વામી અખંડાનંદજીના પત્રો | ૧—૪ |
| ભારતીય શિલ્પકળા ... | ૦—૬ |
| શુભસંગ્રહ (૨)... ... | ૩—૦ |
| શુભસંગ્રહ (૯)... ... | ૩—૦ |
| ખેતીનાં મૂળ તત્ત્વો—૧ ... | ૧—૪ |
| ,, ,, ,, —૨ ... | ૧—૦ |
| ,, ,, ,, —૩ ... | ૧—૮ |
| ,, ,, ,, —૪ ... | ૧—૧૨ |
| શાકભાજી અને બીજા લેખો | ૦—૧૨ |
| હિંદુસ્થાની સંગીત ... | ૦—૮ |

## જીવનચરિત્રો

| | |
|---|---|
| શ્રીમત્ શંકરાચાર્ય ... | ૦–૧૦ |
| ગૌતમ બુદ્ધ ... ... ... | ૧–૪ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય ... ... | ૧–૪ |
| સ્વામી ભાસ્કરાનંદ ... | ૧–૪ |
| સંત તુકારામ ... ... | ૩–૦ |
| શ્રી રમણ મહર્ષિ ... | ૨–૦ |
| મહર્ષિ દયાનંદ ... ... | ૧–૮ |
| હંસ મહારાજ ... ... | ૨–૮ |
| મહાત્મા સરયુદાસ ... ... | ૦–૮ |
| ભિક્ષુ અખંડાનંદ .. ... | ૩–૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ (૨) ... | ૩–૦ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ | ૧–૬ |
| વીર દુર્ગાદાસ ... ... | ૧–૪ |
| શિવાજી છત્રપતિ ... ... | ૧–૪ |
| અકબર ... ... ... | ૧–૦ |
| બેન્જામિન ફ્રેંકલિન ... | ૧–૪ |
| લક્ષ્મીબાઈ ... ... ... | ૦–૧૨ |
| જોન ઑફ આર્ક ... | ૦–૧૨ |
| સ્વામી વિવેકાનંદ (સંક્ષિપ્ત) | ૧–૮ |
| સ્વામી સહજાનંદ . | ૧–૮ |
| બુકર ટી. વૉશિંગ્ટન ... | ૧–૮ |
| સ્વામીશ્રી નિત્યાનંદ ... | ૦–૮ |
| મહાત્મા દાદૂ દયાળ ... | ૦–૮ |
| શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશય | ૧–૦ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ... | ૦–૮ |
| દેવર્ષિ નારદ ... ... | ૦–૫ |
| મહાત્મા મસ્તરામજી ... | ૦–૬ |
| બાળકોના વિવેકાનંદ ... | ૦–૪ |
| વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર | ૦–૪ |
| સંત મૂળદાસ ... | ૦–૬ |
| ગોસ્વામી તુલસીદાસ ... | ૦–૬ |
| ચંદ્રહાસ ... ... | ૦–૩ |
| સુદામાચરિત્ર (કાવ્ય) ... | ૦–૩ |
| વીર હનુમાન ... ... | ૦–૩ |
| કબીર સાહેબ ... ... | ૦–૬ |
| ભક્ત જલારામ... ... | ૦–૪ |
| હરિજન સંતો ... ... | ૦–૪ |
| રામકૃષ્ણ (સંક્ષિપ્ત) ... | ૦–૪ |
| દત્તાત્રેય (અવધૂત) ... | ૦–૪ |
| પ્રેમપંથ–ભાગ ૧–૨ ... | ૦–૭ |
| શ્રીતૈલંગસ્વામી ... | ૦–૪ |
| ભક્ત અંબરીષ ... | ૦–૪ |
| ભક્ત પ્રહ્લાદ ... ... | ૦–૬ |
| સ્વામી રામતીર્થ ... | ૦–૪ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ ... | ૦–૬ |
| સંતશિરોમણિ નામદેવ ... | ૦–૮ |
| નાનભટ બાપા ... ... | ૦–૪ |
| શ્રી શુકદેવજી ... ... | ૦–૪ |
| જડભરત ... ... | ૦–૩ |
| નાનક ... ... | ૦–૧ |
| રોહીદાસ ... ... | ૦–૧ |

## નાટકો

| | |
|---|---|
| કૃષ્ણચરિત્ર ... ... | ૧–૮ |
| ગોપીચંદ . ... | ૦–૧૨ |
| કોઈ ને કહેશો નહિ ... | ૧–૮ |
| અજયકુમારી ... ... | ૧–૪ |
| સૌભાગ્યવતી અને બીજાં નાટકોનું નવનીત ... | [illegible] |
| ગુજરાતની [illegible] ... | [illegible] |
| [illegible] અને [illegible] [illegible] ... | ૦–૪ |

## સ્ત્રી–બાલોપયોગી

કિસા ગૌતમી ને બીજાં સ્ત્રીરત્નો ૧–૪
ચાંદબીબી ને બીજાં સ્ત્રીરત્નો ૧–૪
પાકશાસ્ત્ર ... ... ૧–૧૨
નળાખ્યાન ... ... ૧–૦
ઓખાહરણ ... ... ૦–૮
ગૃહિણી ... ... ... ૧–૦
બાળક ... ... ... ૧–૪
ગૃહજીવનની કલા ... .. ૦–૧૨
શ્રમણ નારદ અને પાંડુ ઝવેરી ૦–૩
શ્રી શારદામણિદેવી ... ૦–૮
કલ્યાણમયી ... ... ૧–૮
સુખી જીવનની પગદંડી (અથવા)
ગૃહજીવનનું માંગલ્ય ... ૧–૮
ઈસપની બાલવાર્તાઓ ... ૧–૪
મહાભારતની નીતિકથાઓ ૧–૪
રાજા ભોજ અને કવિ કાલિદાસ ૧–૦
અરેબિયન નાઈટ્સ ... ૩–૦
બાલભારત ... ... ૧–૮
કહેવતો ... ... ... ૧–૪
ભીમના પરાક્રમો ... ... ૧–૮
ગદાધારી ભીમ ... ... ૨–૪
જગતમાં જાણવા જેવું ... ૦–૧૨
વિશ્વની વિચિત્રતાઓ ... ૦–૧૨
હાસ્યતરંગ ... ... ... ૦–૧૨
પ્રકાશના પગલાં (સચિત્ર) ૦–૧૨
સાહસ કથાઓ ... ... ૦–૧૨
અણોજો ... ... ... ૦–૪
પ્રમાણિક બાળકો ... ... ૦–૫
વિધિના લેખ અને બીજી વાતો ૦–૫
સમીસાંજની વાતો ... ૦–૬
શેઠ શગાળશા ... ... ૦–૪

ધારા મારુની વાર્તા ... ૦–૫
ઢોલામારુ ... ... ૦–૬
સિંદબાદનાં સાહસો ... ૦–૮
એક હતો શેઠ .. ... ૦–૪
લખપતિ લક્ષ્મીદાસ ... ૦–૬
બાળકોની વાતો ... ... ૦–૬
સુબોધક નીતિકથાઓ ... ૧–૦
બાલરામાયણ ... ... ૧–૦
બાલસદ્બોધ ... ... ૦–૮
વિદ્યાર્થી .. ... ... ૦–૮
વિદ્યાર્થી બહેનોને ... ... ૦–૮
બિરબલ અને બીજા ... ૨–૦
હિતોપદેશ ... ... ... ૧–૪
તંત્રકથા (સચિત્ર) ... ૧–૮
સદ્ગુણી બાળકો ... ... ૦–૧૦
દંડા પડોરની વાતો ... ૦–૧૨
મોહિની ને બીજી વાતો ... ૧–૦
દેરાણીનો કલહ ને બીજી વાતો ૧–૦
ગરીબાઈનો સંસાર ને બીજી વાતો ૧–૦
નવ્વાણુંનો ફેર ને બીજી વાતો ૧–૦
સુશીલા ... ... ૦–૪
સતી સાવિત્રી ... ૦–૪
દયાળુ માતા ... ... ૦–૪
સદ્ગુણી પુત્રી ... .. ૦–૬
તરંગલીલા ... ... ૦–૬
કથાસરિત્સાગર ... ... ૧–૦
ભગવાન બુદ્ધની વાતો .. ૧–૦
પરાક્રમી દશ કુમાર ... ૨–૮
ભોજપ્રબંધ ... ... ... ૧–૪
ગૃહ, ગૃહિણી અને ગૃહસ્થ ૧–૮

| | | | |
|---|---|---|---|
| -સો મૂર્ખાનાં લક્ષણો .. | ૦–૩ | શિશુસાથી–૧, ૨, ૩ દરેકના | ૦–૨ |
| જીવનની કલા ... ... | ૦–૧૨ | દેશપાડો ... ... | ૦–૪ |
| કચ્છુ અને બચ્છુ ... | ૦–૬ | કાકાનો સંજય ... ... | ૧–૧૨ |
| -ધાણીચણા ... .. | ૦–૪ | રાજર્ષિ ... ... ... | ૨–૦ |
| -બાળકોનો આનંદ .. | ૦–૩ | વસંતનું આગમન ... | ૦–૪ |
| બાળકોની રીતભાત ... | ૦–૪ | આકાશના તારા ... | ૦–૬ |
| -બાળકોના આચાર ... | ૦–૪ | અમારા માધવકાકા ... | ૦–૩ |
| -સદ્‌બોધવાટિકા ... ... | ૦–૩ | સૌથી પહેલા દાદાજી ... | ૦–૬ |
| -પ્રૌઢ વાચનપોથી ... | ૦–૪ | કુણાલ ... ... | ૦–૮ |
| પ્રૌઢ વાચનપૂર્તિ ... | ૦–૪ | ભીમભાઈનું પહેરણ ... | ૪–૦ |

## आरोग्य–वैद्क

| | | | |
|---|---|---|---|
| -સુશ્રુત આયુર્વેદ (બે ગ્રંથોમાં) | ૧૫–૦ | ખોરાકના ગુણદોષ... ... | ૦–૧૨ |
| -શાર્ઙ્ગધરસંહિતા ... | ૬–૦ | આરોગ્યની બારમાસી ... | ૧–૮ |
| અષ્ટાંગહૃદય–વાગ્ભટ્ટ .. | ૧૨–૦ | આયુર્વેદ યોગશતક ... | ૦–૧૨ |
| વનસ્પતિવર્ણન ... ... | ૨૦–૦ | વ્યાયામ અને સૂર્યનમસ્કાર | ૦–૮ |
| ભાવપ્રકાશ ભાગ ૧ ... | ૧૦–૦ | ખોરાકમાં ઝેર ... | ૦–૪ |
| -રસતંત્રસાર ને સિદ્ધપ્રયોગસંગ્રહ | ૧૦–૦ | માંદગીમાં ઉપવાસ ... | ૦–૬ |
| ભાવપ્રકાશ–નિઘંટુ ... | ૫–૦ | પાક–ઔષધિ ... ... | ૦–૬ |
| આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ ... | ૬–૦ | ચૂર્ણ–ઔષધિ ... | ૦–૪ |
| આરોગ્યની કૂંચી ... ... | ૨–૮ | ક્વાથ–ઔષધિ ... | ૦–૬ |
| ઘરઘરનો વૈદ્ય ... ... | ૧–૮ | પ્રકીર્ણ ઔષધિ ... ... | ૦–૫ |
| -વૈદ્યજીવન ... ... ... | ૧–૦ | વૈદકના અકસીર ઉપાયો | ૦–૬ |
| -વૈદક સંબંધી વિચારો–ભાગ ૨ | ૧–૧૦ | જીવનચર્યા ... ... | ૦–૬ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૦–૧૨ | માંદાનો આહારવિહાર ... | ૦–૪ |
| ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો | ૦–૧૦ | માંદગીનાં કારણો ... | ૦–૬ |
| આયુર્વેદ પરિચય ... | ૦–૧૨ | હરડે અને તેનો ઉપયોગ | ૦–૬ |

## काव्यो

વિશ્વજ્યોતિ ... ૦–૪ | મનને ૦–૩ | શ્રીમંતોનો સડો ૦–૪

## गझलो–लोकगीतो

ગુજરાતનાં લોકગીતો ૧–૪ | લોકસાહિત્યનાં રહસ્યો ૦–૪ | સોરઠી દોહાસંગ્રહ ૦–૧૨

## नवलकथा—वार्तासंग्रह

| | |
|---|---|
| લાખેણી વાતો ... ... | ૨—૦ |
| મંગળ વાતો ... ... | ૨—૦ |
| દિવ્ય વાર્તાઓ ... ... | ૧—૦ |
| આળા હૈયા ... ... ... | ૨—૦ |
| માણસાઈની વાતો ... ... | ૨—૦ |
| રંગમેળો ... ... ... | ૧—૮ |
| આદર્શ દૃષ્ટાંતમાળા (બે ભાગમાં) | ૫—૦ |
| ટૂંકી વાર્તાઓ—ગ્રંથ ૧લો ... | ૨—૮ |
| ટૂંકી વાર્તાઓ—ગ્રંથ ૨જો ... | ૨—૮ |
| ટૂંકી વાર્તાઓ—ગ્રંથ ૬ઠ્ઠો ... | ૨—૮ |
| ગુલાબસિંહ ... ... ... | ૪—૦ |
| વનરાજ ચાવડો ... ... | ૨—૮ |
| ઇન્સાન મિટા દૂંગા અને બીજી વાતો ... ... | ૧—૪ |
| ઇતિહાસને અજવાળે ... | ૦—૧૨ |
| ભરતીઓટ ... ... ... | ૨—૦ |
| સંગમ ... ... ... | ૨—૦ |
| જીવનરંગ ... ... ... | ૧—૮ |
| બનાવટી ફૂલો ... ... | ૧—૦ |
| અત્તરના દીવા ... ... | ૧—૮ |
| રંગ અને દીવા ... ... | ૧—૮ |
| માટીની મૂર્તિઓ ... ... | ૦—૧૨ |
| અક્ષયપાત્ર ... ... | ૧—૮ |
| અંધારી રાતે ... ... | ૦—૧૨ |
| રાખની ઢગલી ... ... | ૦—૧૦ |
| ગામડું બોલે છે ... ... | ૦—૧૦ |
| જીવનપરિવર્તન ... ... | ૦—૧૦ |
| પટલાઈના પેચ ... ... | ૧—૮ |
| જીવનસુવાસ ... .. | ૧—૮ |
| પલટાતા રંગ .. ... | ૧—૮ |
| અદાલતને આંગણે ... | ૧—૮ |
| સોનાનો સૂરજ ... ... | ૧—૪ |
| મીરાં દાસી જનમજનમકી | ૦—૧૨ |
| વિક્રમની વાતો .. ... | ૨—૮ |
| પાંચ લોકકથાઓ ... ... | ૧—૮ |
| વૈતાલની વાતો ... ... | ૧—૮ |
| સંત બળરામ અને પતિતા ... | ૦—૧૦ |
| કમળકુમાર ... ... | ૦—૧૨ |
| ગજરામારુ .. ... | ૦—૧૦ |
| સુંદર કામદારની વાર્તા ... | ૦—૧૨ |
| અરાસ—કસ્તૂરી .. ... | ૦—૮ |
| નંદબત્રીસી ... ... | ૦—૫ |
| મદન—મોહના ... ... | ૦—૪ |
| દુષ્યંત ને શકુંતલા ... | ૦—૬ |
| ધાવણની ધાર ને બીજી વાતો | ૦—૩ |
| કેરીની મોસમ ને બીજી વાતો | ૦—૫ |
| લખપતિ લક્ષ્મીદાસ ... | ૦—૬ |
| અણોજો ને નવું રેલવે સ્ટેશન | ૦—૪ |